# મનુ અને ભાનુ.

( ધનવાનનાં બે બાળકો. )

એક અતિ બોધદાયક રસીલું સંસારી નોવેલ.

ભાગ ૧ લો.

રચનાર

અને

છપાવી પ્રસિદ્ધ કરનાર.


મણીભાઈ નારણજી દેસાઇ.

તથા

દુવારકાદાસ રામજી દાવડા.

ઠે. રામચંદ્રમેનસન સૅન્ડહર્સ્ટ રોડ, મુંબઇ.



પ્રથમાવૃતિ પ્રત ૧૦૦૦





ધર્મ વિજય પ્રેસ—અમદાવાદ.

તા. ૨૭ અક્ટોબર ૧૯૧૬. કારતક સુદ ૧ ૧૯૭૩.

કીંમત રૂ. ૧—૮—૦

પુસ્તક મળવાનું ઠેકાણું:—કર્તા તથા પ્રસિદ્ધ બુકસેલરો પાસેથી.

આ પુસ્તક ચીમનલાલ હીરાલાલે પોતાના "**ધર્મ વિજય**" પ્રેસ
નં. ૪૬૩. રીચીરોડ **અમદાવાદ**માં છાપ્યું.

અને

માણીભાઇ નારણજી દેસાઇ તથા દ્વારકાદાસ રામજી દાવડાએ
ઠે૦ રામચંદ્ર મેન્શન, સેન્ડહર્સ્ટ રોડ **મુંબઈ**માંથી
પ્રસીદ્ધ કર્યું.

# પ્રસ્તાવના.



ચાલુ જમાનામાં વિદ્યાવૃદ્ધિ અને વાંચનનો શોખ લોકોમાં વધતો જતો હોવાથી વાંચવાનાં સાધનો—નોવેલો, પુસ્તકો, ન્યુસ્પેપરો, વિગેરે વધતા જાય એ સ્વાભાવિક છે. તેથી એમાં જેટલો વધારો થાય તેટલો ખપ પણ છે. મારી માન્યતા પ્રમાણે સારી અને બોધદાયક વાંચનમાળાની જેટલી વૃદ્ધિ થાય, તેટલી જનસમાજને અતિશય ફાયદાકારક છે.

નોવેલો મુખ્ય કરીને બે પ્રકારનાં હોય છે. ઇતિહાસીક અને સંસારિક. જેટલી જરૂર ઇતિહાસીક નોવેલોની હોવી જોઇએ, તેટલીજ બલ્કે તેથી વિશેષ જરૂર સંસારિક નોવેલોની પણ હોવી જોઇએ. ઇતિહાસીક નોવેલનાં સાધનો મળી આવવેથી તેનો પ્લોટ અને રચનાને માટે જે મૂસ્કેલી પડે છે, તેના કરતાં સંસારિક નોવેલને માટે તેનો પ્લોટ અને રચનાની બાબતમાં વધારે મૂસ્કેલી પડે છે. હાલના સમયમાં સમયને અનુસરતાં સંસારિક નોવેલ યથા ઉચિત રીતે રચવામાં આવે તો તે જનસમાજને સારી અસર કરે એવી મારી માન્યતા ઉપરથી મેં તેનો પ્રથમ પદે સ્વિકાર કીધો છે.

પ્રસ્તુત નોવેલમાં ગોઠવેલા પાત્રો વિષે અત્રે કંઇક જણાવવું પ્રસંગને અનુસરતુંજ લેખાશે.

શ્રીમંત માબાપો કેવી કેવી શુભ લાગણીઓથી પોતાનાં બચ્ચાંઓને કેળવવાની કોશીષ કરે છે છતાં તેઓને પોતાની ધારણામાં નિષ્ફળ થઇ કેવું પસ્તાવું પડે છે, તે આ પુસ્તકની અંદર માધવદાસ શેઠની હકીકત વાંચવાથી મલી આવે છે.

માધવદાસ શેઠ મહાન બુદ્ધિશાળી અને કાર્ય નિપુણ છતાં બહોળા ધંધા રોજગાર અને અનેક કામકાજની વ્યવસાયમાં રોકાયલા રહેતા હોવાથી પોતાના આશ્રયમાં ને પોતાનાજ સહવાસમાં કેવા અધમ કીડાઓ ઉછરે છે, તે જોઇ શકયા નહી, એજ અજાણપણે તેમનાથી થઇ ગયેલી ગફલતી, તેમના ઘર ઉપર આફત લાવનારી નીવડી, અને તેનું માઠું પરિણામ લાંબો વખત ભોગવવું પડયું.

સ્વાર્થ સાધક, નઠારા અને દુર્જન મિત્રોનાં કૃત્ય કેવાં વખોડવા લાયક નીવડે છે, અને એવાની પાસમાં આવનારાની કેવી ખરાબી થાય છે તેનું પક્કું દ્રષ્ટાંત આ નોવેલની અંદર મદન અને વામન એ લોકોનું છે.

એક સાચો વફાદાર કેટલે સુધી વફાદારીને વળગી રહે છે. સારૂં કરવા જતાં લોકોના અપવાદમાં આવી પડે છે છતાં ઠેઠ લગી અત્યુત્તમ પ્રમાણીકપણું જાળવી રાખી પોતાના શેઠના કુટુંબ પ્રત્યે સાચો વફાદાર અને સારો સલાહકાર રહેવાનું દ્રષ્ટાંત આ નોવેલમાં મુનીમ પુરૂં પાડે છે.

સ્ત્રી કેળવણીનાં સવાલ વિષે, તેની આવશ્યકતા બાબત બેમત છેજ નહી. ભણેલી અને અભણ સ્ત્રીઓમાં કેટલો ફરક હોય છે, અને વ્યવહારિક બાબત સમજવામાં કેળવણી કેટલે દરજ્જે ઉપયોગી થઇ પડે છે, તેનો અસરકારક પુરાવો કમળા શેઠાણીનાં દ્રષ્ટાંતો પુરો પાડે છે.

અભણ અને અવિચારી સ્ત્રીઓ વ્યવહારિક પ્રસંગની નજીવી બાબતોમાં પોતપોતામાં તકરાર કરી પોતાનાં વહાલાં અને ન્હાનાં બચ્ચાંઓનાં ભવિષ્યનાં સુખનાં કેવી રીતે હિત શત્રુ થઇ પડે છે, તેનું સચ્ચોટ દ્રષ્ટાંત ગુમાન વહેવાણ પુરૂં પાડે છે. જ્યારે ભણેલી સ્ત્રી પોતાનાં સુખદુઃખનાં વખતમાં કેટલી વિચારશીળ અને સહનશીળ હોઇ શકે છે, તે વિષેનો પુરો ખ્યાલ કમળા શેઠાણીના ચારિત્રથી મળી શકે છે.

સુજ્ઞ વાંચકના હસ્તકમાં મસ્તક નમાવીને આ પુસ્તક મૂકતાં માન પૂર્વક જણાવવાની હું રજા લઊં છું કે, આ નોવેલ રચવાનો મારો પહેલોજ પ્રયત્ન છે તેથી કરી તે મધ્યે ભુલચૂક રહી જવી સંભવિત છે. ભુલચૂક નહી રહેવા માટે મારાથી બનતી તજવીજ અને ચોકસી રાખી છે. પણ માણસ માત્ર ભુલને પાત્ર છે. ને તેથી બનવા જોગ છે કે ભુલ રહી જવા પામે. માટે વાચક વર્ગને વિનંતિ કરવામાં આવે છે, કે નજરે પડતી ભુલચૂક સુધારી લઇને વાંચવા કૃપા કરવી. તેમજ મારી સમજ પ્રમાણે નોવેલ રચવામાં દરેક વિષયની તુલના કરી લખવાની કાળજી રાખી છે, છતાં બનવા જોગ છે કે, કોઈ વિષય ટીકાને પાત્ર થયેલો જણાઇ આવે તો ભુલચૂકને માટે કે અમુક વિષયની બાબતમાં ટીકાકાર રૂપે આગળ વધવા પહેલાં જો તે બાબતમાં મને સુચના કરવામાં આવશે તો તે હું જરૂર ધ્યાનમાં લઇશ.

પારસી અને અન્ય લેખકો ગુજરાતી લેખકો વિષે ભાષા ઘણી અઘરી વાપરવા વિષેની ઘડી ઘડી ફરિયાદ કરતા જણાયા છે. અને ઘણી-ક્વાર એવું જોવામાં પણ આવે છે કે, કેટલાક લેખકો મોટા અને સંસ્કૃત-મય શબ્દો વાપરવાનું પસંદ કરતા જણાય છે. તે બાબત ધ્યાનમાં લઇ મેં આ નોવેલની અંદર જેમ બને તેમ ભાષા તદ્દન સરળ અને શબ્દ તદ્દન સહેલા વાપરવાનો ઘણી મહેનતે પ્રયત્ન કર્યો છે. આ નોવેલ વાંચ-નારને કોઇ કોઇ ઠેકાણે ઇંગ્રેજી શબ્દોનો ઉપયોગ થયેલો જોવામાં આવશે. પણ તેવા બોલો સાધારણ રીતે ગુજરાતીમાં વપરાતા હોવાની મારી મા-ન્યતાને લઇને તેનો ઉપયોગ કર્યો છે. જે બોલો અંગ્રેજી કેળવણીના પ્રસા-રને લીધે સામાન્ય બોલો તરીકે ન્હાનાં બચ્ચાંઓ પણ સમજી શકે છે, એવા સામાન્ય થઇ ગયેલા હોય છે તેવા બોલોનો ઉપયોગ ન કરી ભાષાને સંકુચિત સ્થિતિમાં રાખવી, એવા વિચારવાળા સાથે હું મળતો થઇ શકતો નથી.

સાથે સાથે આ નોવેલ વિષે સાક્ષરશ્રી રાજરત્ન રાવબહાદુર **હરગોવિંદદાસ દ્વારકાંદાસ કાંટાવાળા** તથા રા૦ રા૦ શ્રીયુત **નર્મદા-શંકર દેવશંકર મહેતા** બી, એ. ડેપ્યુટી કલેકટર થાણા, એઓએ જે અભિપ્રાય આપ્યા છે, તે તરફ પણ સુજ્ઞ વાંચકનું ધ્યાન ખેંચવાની હું રજા લઉં છું.

આ નોવેલની બાબતમાં વિદ્યા વિલાસી સજ્જનોએ આગળથી ગ્રાહક થઇ મને જે ઉત્તેજન આપ્યું છે, તે બદલ અંતઃકરણ પૂર્વક તેમનો આભાર માનવાનું હું આ સ્થળે વ્યાજબી લેખું છું.

છેવટે આ પુસ્તકની કીમતની બાબતમાં એક બે બોલ કહેવામાં આવે તો તે અસ્થાને ગણાશે નહિ. આ પુસ્તકની કીમત માત્ર દોઢ રૂપિયો રાખી છે. જે કીમત હાલમાં યુરોપમાં ચાલતી લડાઇનાં કારણે છાપવાનાં સાધનોમાં દિન પ્રતિદિન વધતી જતી મોંઘવારી અને પડતી મૂશીબતો ધ્યાનમાં લેતાં કંઇ વધારે પડતી નથી એમ જો હું કહું તો તે સુજ્ઞ ગ્રાહકને ગેરવ્યાજબી લાગશે નહી.

લી૦

**મણીભાઇ નારણજી દેસાઇ.**

# અભિપ્રાય.

રા. મણીભાઇ નારણજી દેસાઇએ રચેલ " મનુ અને ભાનુ " નામક નવલ કથાના છૂટાં પાનિયાં ૩૨૦ મોકલી તે વિષે મારો અભિપ્રાય માગવામાં આવ્યો છે.

પહેલાં જે કાર્ય વાર્તાઓ ને આખ્યાનોથી સરતું તે કાર્ય હાલ પાશ્ચાત્ય પદ્ધતિ પ્રમાણે બહુધા નવલ કથાઓથી સરે છે, અને તે એક સાહિત્યનો અગત્યનો ભાગ ગણાય છે. ગુર્જર ભાષામાં હમણાં હમણાં બહુ નવલ કથાઓ લખાય છે, પરંતુ તેમાંની ઘણીખરી નિર્માલ્ય, અને કેટલીક પરભાષાની તેવી કથાઓનાં ભાષાંતર કે અનુકરણ હોય છે. ખરેખરી સારી નવલ કથાઓનું ભરણું થવાની આવશ્યકતા છે; અને તેમાં પણ જેમ સંસારી બોધક કથાઓ રચાય મ વધારે સારૂં.

રા. મણીભાઇની ઉક્ત નવલ કથા સંસારી છે અને તે રચવામાં તે ઘણે દરજ્જે ફત્તેહ પામ્યા છે. તેમની ભાષા સાદી, સરળ, પણ અસર કારક છે. તેમની વર્ણન શૈલી આકર્ષક છે, સંસાર સ્થિતિનું ખરૂં ચિત્ર પાડવામાં જે જ્ઞાનની જરૂર તે તેઓ ધરાવે છે, અને તેથીજ તેઓ ઠેકઠેકાણે સારૂં ચિત્ર પાડી શક્યા છે. જન સમૂહ માટે યોજેલી નવલ કથાઓ આડંબર વગરની સાદી ભાષામાંજ લખાવી જોઇએ.

જે વખતે આગબોટો ને આગગાડીઓ નહોતી તે વખતે કાઠિયા-વાડના લોકોને મુંબાઇ સુધીની મુસાફરી કેવી રીતે કરવી પડતી, તે વખ-તની મુંબાઇની સ્થિતિ કેવી હતી, શેઠીઆ લોકો નવા આવનારને ધંધે વળગાડવા કેવી મદદ કરતા, અને નવા આવનાર ધંધા રોજગારમાં કેવા ફાવતા તેનું વર્ણન શરૂઆતના પ્રકરણોમાં છે. નવલ કથાના મુખ્ય નાયક, એટલે મનુને ભાનુના પિતા માધવદાસ વેપારમાં ફતેહમંદ નીવડી ધનાઢ્ય થયા હતા. તેમને સંતાન ન થવાથી ફરી પરણવા માટેની સલાહ તે દઢતાથી અમાન્ય કરે છે પછી મનુનો જન્મ થાય છે, તેના મંદવાડનું વર્ણન સારૂં કરવામાં આવ્યું છે. મનુની માના મરણથી શેઠને થએલા શોકનું ચિત્ર ઠીક પાડેલું છે. તે પછી તે ફરીથી લગ્ન કરે છે. નવી કમળા શેઠાણી ભાનુને જન્મ આપે છે. કમળા શેઠાણીના ગરબાનું વર્ણન મનને આનંદ આપે છે.

મનુનો અભ્યાસ કાળજી પૂર્વક શરૂ થાય છે, પણ આગળ જતાં તે થાકી જઈ ઘેર ભણવાનું રાખે છે. મનુના લગ્ન પ્રસંગે વરઘોડાનું જે બ્યાન

કર્યું છે તે આબેહુબ ને સુંદર છે. ભાનુની વિચિત્ર વાતચિત રંજન કરતા છે. શેઠીઆઓના છોકરા, ખરાબ ને લોભી મિત્રોના કુસંગથી કેવા બગડે છે, તે બતાવવામાં ઘણાં પ્રકરણ રોકાયાં છે, પણ તે ખરેખર વાંચવા ને ધડો લેવા યોગ્ય છે. એથી મનુ વંઠી જાય છે, પિતા દુઃખમાં ગરકાવ થાય છે, અને તે દિકરાના ભલાની ખાતર વીલ કરી દુઃખી અવસ્થાનો અંત લાવે છે. ઘેરથી પૈસો મળવો બંધ થતાં, લેણદારો ચઢી વાગતાં, ને ચંપુનાયકણે ધિક્કારતાં તેને પોતાની ખરી સ્થિતિનું ભાન થઈ આખરે તે માતા ઉપર દયાજનક પત્ર લખી વિદેશમાં ચાલ્યો જાય છે, તેની ઘણી ખોળ કરતાં પત્તો લાગતો નથી. ભાનુનો વિવાહ ચીનુ સાથે થાય છે, બંને સાથે નિશાળમાં ભણે છે, તેમની વચ્ચે સારો પ્રેમ બાઝે છે; પરંતુ આખરે ચીનુની માંનો ઉગ્ર સ્વભાવ હોવાથી તે કમળા સાથે ઝઘડો મચાવે છે અને પોતાના દિકરાનું વેવીશાળ બીજે ઠેકાણે કરી દે છે એથી કમળાની ભાનુની ને ચિનુની કેવી સ્થિતિ થાય છે તેનું વર્ણન છેલ્લાં પ્રકરણોમાં અસરકારક કરેલું જોવામાં આવે છે. અહીં નવલ કથાનો પ્રથમ ભાગ પૂરો થાય છે, ને કર્ત્તાના જણાવ્યા પ્રમાણે તેનો બીજો ભાગ તે લખે છે.

ખામીઓ—આ નવલ કથામાં ભાષાની અશુદ્ધતા બહુ જોવામાં આવે છે; તેમાંની કેટલીક તો છાપખાનાની પણ હશે. મુંબઈગરી ઢબ પ્રમાણે તેમાં અંગ્રેજી શબ્દો આવે છે, વીસમી સદીમાં લખાતી સંસારી નવલ કથાઓમાં સંસાર સુધરે એ વાત મુખ્ય લક્ષમાં રાખવાની છે. મોટી ઉમરે માધવદાસ ૧૪ વર્ષની બાળા સાથે લગ્ન કરે તે ઠીક નથી. કાઠિયાવાડમાં તે વખતે તેમ હાલ ૨૦ વર્ષની અવિવાહિત કન્યાઓ મળી શકે છે. છોકરાંને નાની વયે પરણાવી દેવાની યોજના ન થઇ હોત તો સારૂં થાત, ગવરનરને મોઢે વરઘોડાના લખલૂટ ખર્ચનો બચાવ કરાવવો યોગ્ય નથી. ભાનુને શીખવનારી સુચાલની ને સુવિચારની યોજવી હતી. તેને મોઢે ભાનુના મનને ખોટી અસર થાય એવી વાતો કરાવવી જોઇતી નહોતી. બીજો ભાગ તૈયાર કરવામાં ઉપલા દોષ ન આવે તે ઉપર લેખક લક્ષ આપશે એવી આશા છે.

એકંદરે મી. દેસાઈ પોતાના પ્રયત્નમાં સફળ થએલા જોઇ તેમને હું ધન્યવાદ આપું છું.

**વડોદરા તા. ૨૨ નવેંબર ૧૯૧૬.**

**હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા.**

# અવલોકન.



"મનુ અને ભાનુ" નામની ગુજરાતી વાર્તાના પુસ્તકની પ્રુફકોપી તેના વિદ્વાન્ કર્તા તરફથી મને અવલોકનાર્થે મળી હતી. તેનાં ૩૨૦ પૃષ્ટ મારા વાંચવામાં આવ્યાં છે. આ પુસ્તક **નવલકથા** રૂપે આલેખાયું નથી, પરંતુ રસિક **વાર્તાનું** રૂપ ધારણ કરે છે. નવલકથા અને વાર્તામાં જોકે વસ્તુ કલ્પિત હોય છે, તોપણ નવલકથામાં કલ્પનાનું અને અતિશયોક્તિનું પ્રાધાન્ય હોય છે. જ્યારે વાર્તામાં વસ્તુસંકલના સમાજના અમુક વિભાગના પ્રત્યક્ષ જીવનના ગુણદોષ સાથે સંબંધ ધરાવે છે. નવલકથામાં જીવનનો આદર્શ અથવા ઉચ્ચગ્રાહ ( Ideal ) સામાન્ય જનો વડે સિદ્ધ થાય તેવો ઘણે ભાગે હોતો નથી; વાર્તામાં ગુણમય જીવનનો આદર્શ ચરિતાર્થ થઇ શકે તેવો હોય છે. આ કારણથી વસ્તુ બંને પ્રકારના લેખોમાં કલ્પિત છતાં તેનો પ્રવાહ જુદા પ્રકારનો હોય છે. નવલકથાના વસ્તુનો પ્રવાહ ભારે બળવાળો હોવાથી તેના રક્ષણ સારૂ શબ્દ અને અર્થના કાંઠા મજબુત રાખવા પડે છે; વાર્તાના વસ્તુનો પ્રવાહ સરળ અને શાંત હોવાથી તે પ્રસાદવાળી ભાષા અને રમ્ય અર્થના રેતાળ કાંઠામાં સારી રીતે વહી શકે છે.

"મનુ અને ભાનુ" નું વસ્તુ ઘણું સરળ છે, તેથી કર્તાની ભાષા પણ સામાન્ય ગુજરાતી વર્ગ સમજી શકે તેવી છે. દરિદ્રતાના કષ્ટમય પણ જીવનને પવિત્ર કરનાર પ્રભાવથી એક ધર્મશીલ વ્યાપારી વર્ગનો કાઠીઆવાડી ગૃહસ્થ મુંબાઇમાં આવી પોતાના અંગત ધર્મ અને નીતિના બળથી લક્ષ્મીને શી રીતે આકર્ષી શકે છે; કુટુંબનું અને જ્ઞાતિજનોનું કેવી ઉદારતા અને વિવેકથી ઉદ્ધરણ કરી શકે છે; આર્થિક સંપત્તિની જમાવટ કેવી રીતે કરે છે; તે માનુષ સંપત્તિના પાયા ઉપર તેના પુત્ર ધર્મદાસ તેના નામ પ્રમાણે ધર્મની અથવા દૈવી સંપત્તિની કેવી મજબુત ઇમારત ચણે છે; તેના પૌત્ર માધવદાસ પરોપકારના કામો વડે ઉચ્ચ શિખર ચણી તે ઇમારતને કેવી રીતે શોભાવે છે; અને આખરે ત્રણ પેઢીનું પુણ્યબલ ગુમાવનાર અને કુસંગના સપાટામાં આવેલા માધવદાસના પુત્ર મનુની નૈતિક અવનતિ કેવા પ્રકારે થાય છે—ઇત્યાદિ પ્રસંગોનાં ચિત્રો ઘણાં રમ્ય અને બોધક છે. કર્તાએ નીતિનું લક્ષ્ય જાળવવા સારો પ્રયત્ન કર્યો છે અને જો કે પુસ્તક પૂર્ણ રૂપમાં મારા હાથમાં આવ્યું નથી તોપણ તેના

૩૨૦ પૃષ્ઠ ઉપરથી સહજ અનુમાન થઇ શકે તેમ છે કે લેખક આદ્યંત નીતિનું આદર્શ સારી રીતે જાળવી શકશે.

ભાષાની અત્યંત સરળતા જાળવવાના આવેશને લીધે પ્રસંગે શબ્દોની અને વાક્યની રચના સદોષ જણાય છે. "શોકગ્રસ્ત" ને બદલે "શોકાગ્રસ્ત" પદ વપરાયું છે; "મન અને ઇન્દ્રિયો"ને બદલે "મનેન્દ્રિયો" જેવા સંધિદોષવાળા સમસ્ત પદનો ઉપયોગ થયો છે; પરમાત્માની સર્વમાન્ય એકતા છતાં, અને જીવાત્માની વ્યાવહારિક અનંતતા છતાં—"શ્રી રામચંદ્ર અને શ્રી કૃષ્ણચંદ્ર જેવા પરમાત્માઓ પણ મોતને આધીન થયા છે"–ઇત્યાદિ સદોષ અર્થવાળાં વાક્ય પ્રવેશ થવા પામ્યા છે; અને "ગુલાબી ગાલોથી શોભતાં ગૌરવર્ણા ચંદ્રસમાન પ્રકાશ મારતાં મુખારવિંદો તેજ લાઇટની જ્યોતમાં મળી જઇ વધુ પ્રકાશ આપતું હતું" વિગેરે સંદર્ભમાં ચંદ્ર સાથે અરવિંદનો અનુચિત સંબંધ દર્શાવાયો છે (ચંદ્ર સાથે કુમુદનો સંબંધ ઘટે; અરવિંદ સાથે સૂર્યનો શોભે) વળી વર્ણનના અતિશય આવેશને લીધે પ્રસંગે રસમાં પણ અનૌચિત્ય સ્ફુરે છે—ઉદાહરણ તરીકે માધવદાસના પ્રથમ પત્ની સુંદરબાઇના મરણને લગતો પ્રસંગ "રામ બોલો ભાઇ રામ"ના પોકાર પર્યંતનો વર્ણવવાથી સ્વભાવોક્તિએ અલંકારનું રૂપ ત્યજી ગંભીર ભાવને અછકલો બનાવી દીધો છે.

પરંતુ ગ્રંથકારના આ પ્રથમ સાહિત્ય વિષયક પ્રયત્નમાં ગુણોનું પ્રાધાન્ય એટલું બધું છે કે એક બે દોષો ચંદ્રમાના પ્રકાશમાં લાંછન ઢંકાઇ જાય તેમ ગુણ સમૂહમાં દબાઇ જાય છે. એક બે ઉદાહરણ ગુણના ઉત્કર્ષનાં બસ થશેઃ—"ઘણા કાળના વિપ્રયોગથી મળવાને તલસી રહેલાં ધર્મદાસ અને તેમનાં પત્નિનો, મુંબઇ બંદર ઉપરનો, મૂકભાવ વાળો છતાં રતિના આવેશવાળો, સ્વાભાવિક પ્રૌઢ વયે પણ હિંદુ સમાજના વિલક્ષણ બંધારણથી લજ્જાના વ્યવધાનવાળો, સમાગમ નીચેની મનોહર વાણીમાં ચિતર્યો છેઃ–

"હવે મળવામાં એકજ વ્યક્તિ બાકી રહી હતી. પણ હિંદુ રીવાજ પ્રમાણે માજીની હાજરીમાં બની શકે તેવું ન હોવાથી તેઓ આંખના નિમિષથી ભેટયાં, અંતઃકરણની લાગણીઓથી ભેટયાં, ને શિરના નમનથી ભેટયાં" ×××

અદક્ષ લેખકની પીછીએ આ ચિત્રને ડહોળી નાંખ્યું હોત; અને કદાચ ખુણે બોલાવી ધણી ધણીઆણી પાસે વાતચીત કરાવી હોત.

જૂના જમાનાના જોડામાં જેવી રસનિષ્પત્તિ કરી છે તેવી નવા જમાનાનાં જોડામાં પણ સહૃદયતા લેખકે જાળવી છે. ભાનુમતિ અને ચિનુભાઇ વચ્ચેના પ્રથમ પ્રેમ સ્ફુરણના પ્રસંગમાં વિવાહિત છતાં લગ્ન સિદ્ધ નહિ થયેલું હોવાથી જોકે સમાગમ સ્વતંત્ર પ્રદેશમાં હતો તોપણ ધર્મ મર્યાદા સંસ્કારી ભાનુમતિ પાસે ત્યજાવી નથી. ગ્રંથકાર લખે છે કેઃ—

"છાતી ફરકવા લાગી ને તેમ તેમ મદન મસ્ત થતો ગયો, તેથી પ્રેમઘેલી શુદ્ધ ભૂલી. એકદમ દોડીને પ્રિયતમને ગળે બાઝી પડવા હર્ષભેર તત્પર થઇ, તેટલામાં તેની પવિત્રતાએ તેની શુદ્ધતા જાળવવા બુદ્ધિને સતેજ કરવા સુચન કર્યું. બુદ્ધિએ મસ્તકના પવિત્ર ભાગમાંથી "ચેત ચેત" નો અવાજ કર્યો. અવાજ સાંભળી બાળા ચેતી. ચેત્યાની સાથે શરમીંદી પડી ગઇ. વિસરી ગયેલો ધર્મ સંભાર્યો ને તેથી તે સાવચેત થઇ." ××

આ સંદર્ભમાં સંગના પ્રભાવથી કામ, સંમોહ અને ધર્મની સ્મૃતિના વિભ્રમ સુધી બાળા ઘસડાય છે, પરંતુ છેવટે સ્મૃતિનો ભ્રંશ અથવા નાશ થતો નથી, અને તેથી બુદ્ધિ હણાતી નથી, અને પરિણામે બાળાનો શુદ્ધ આત્મા ઉન્નત રહે છે.

સ્વલ્પમાં આ વાર્તાએ ગુજરાતી ભાષાના સરલ સાહિત્યમાં ઉંચું પદ મેળવવા યોગ્યતા ધરાવી છે, અને આશા છે કે તેનો સંસ્કારી ગુજરાતી વાંચક વર્ગ સત્કાર કર્યા વિના નહિ રહે.

**થાણા.** **નર્મદાશંકર દેવશંકર મહેતા.**

તા. ૨૪–૧–૧૯૧૭.

# અનુક્રમણીકા.




| પ્રકરણ. | | | પા. |
|---|---|---|---|
| ૧ | લું | વિચારનું વમળ. | ૧ |
| ૨ | જું | શેઠની ઓળખ. | ૯ |
| ૩ | જું | હરીદાસનાં ધંધાની શરૂઆત. | ૧૩ |
| ૪ | થું | મુંબઇ તરફ પ્રયાણની તૈયારી. | ૧૬ |
| ૫ | મું | મુસાફરીનું વર્ણન. | ૨૨ |
| ૬ | ઠું | મુંબઈમાં આગમન | ૨૭ |
| ૭ | મું | માધવદાસની શરૂઆત. | ૩૧ |
| ૮ | મું | સંતાન ઉત્પત્તિ માટે લક્ષ્મીબાઇની ચિંતા. | ૩૭ |
| ૯ | મું | મનુનો જન્મ. | ૪૧ |
| ૧૦ | મુ | સુંદરબાઇનું મૃત્યુ. | ૪૭ |
| ૧૧ | મું | શોકગ્રસ્ત માધવદાસ. | ૫૦ |
| ૧૨ | મું | બાળક મનુનું જતન. | ૫૪ |
| ૧૩ | મું | મનુનું ભણતર. | ૫૮ |
| ૧૪ | મું | માધવદાસનાં ફરી લગ્ન વિષે વાતચીત. | ૫૯ |
| ૧૫ | મું | યોગ્ય કન્યાની શોધ | ૬૬ |
| ૧૬ | મું | માધવદાસનું ફરી લગ્ન. | ૭૦ |
| ૧૭ | મું | કમળા શેઠાણીને ઘેર ગરબો. | ૭૪ |
| ૧૮ | મું | મનુનો ચડતો અભ્યાસ. | ૮૪ |
| ૧૯ | મું | ભાનુમતિનો જન્મ. | ૮૮ |
| ૨૦ | મું | મનુના લગ્નની ગોઠવણ. | ૯૩ |
| ૨૧ | મું | લગ્નની તૈયારી. | ૯૭ |
| ૨૨ | મું | વરઘોડાની ધામધુમ. | ૧૦૧ |
| ૨૩ | મું | લગ્નની પાર્ટી. | ૧૦૮ |
| ૨૪ | મું | બાળક ભાનુની વિચિત્ર વાતચીત. | ૧૧૮ |
| ૨૫ | મું | મનુના વિદ્યાભ્યાસનો અંત. | ૧૨૧ |
| ૨૬ | મું | દુરાચારી મિત્રો. | ૧૨૬ |
| ૨૭ | મું | મિત્ર મેળાપ. | ૧૨૯ |
| ૨૮ | મું | સુધરેલી કલબ. | ૧૩૩ |
| ૨૯ | મું | મિત્રો સાથે નાટકમાં. | ૧૩૯ |
| ૩૦ | મું | નાયકણનાં ગાનાની યોજના. | ૧૪૫ |
| ૩૧ | મું | મિત્રોનો પ્રપંચ. | ૧૪૯ |
| ૩૨ | મું | નાયકણીનું ગાવું. | ૧૫૩ |
| ૩૩ | મું | ભાનુનુ ભણતર. | ૧૫૮ |
| ૩૪ | મું | મનુની બદલાયલી સ્થિતિ. | ૧૬૩ |
| ૩૫ | મું | એમ. વી. ઠાકરની કું. | ૧૭૦ |
| ૩૬ | મું | મનુનુ પોકળ. | ૧૭૩ |
| ૩૭ | મું | મનુના કામની તપાસ. | ૧૮૦ |
| ૩૮ | મું | પિતાનો ખળભળાટ. | ૧૮૭ |
| ૩૯ | મું. | માધવદાસનું વીલ. | ૨૦૨ |
| ૪૦ | મું | માધલદાસનું મરણ. | ૨૦૯ |
| ૪૧ | મું | મનુની ખટપટ. | ૨૧૭ |
| ૪૨ | મું | મનુની ખરી સ્થિતિની સમજ. | ૨૨૩ |

૪૩ મું પત્રરૂપી સંદેશો. ૨૩૩
૪૪ મું ભાનુનું શિક્ષણ. ૨૪૩
૪૫ મું કેળવણીનો પ્રકાર. ૨૫૪
૪૬ મું પ્રેમ સ્ફુરણ. ૨૫૭
૪૭ મું મીઠાભાઇનો પ્રપંચ. ૨૬૯
૪૮ મું ચીનુભાઇની વરસગાંઠ. ૨૭૬
૪૯ મું વહેવાણોનો ઝગડો. ૨૮૩
૫૦ મું ઝગડાનું સ્વરૂપ. ૨૮૭
૫૧ મું મુનીમ ગુમાન વ્હેવાણને ઘેર. ૨૯૪
૫૨ મું વિજયા દશમીનો તહેવાર. ૩૦૦
૫૩ મું લગ્નની તજવીજ. ૩૦૩
૫૪ મું ચીનુભાઇની દીલગિરિ. ૩૧૧
૫૫ મું ભાનુની મુંઝવણ. ૩૧૪
૫૬ મું પ્રેમ પત્રિકા. ૩૧૯



# મનુ અને ભાનુ.



## પ્રકરણ ૧ લું.



### વિચારનું વમળ.



Though men are all of one composition, the several ingredients are so differently proportioned in each individual that no two are exactly alike; and no one, at all times, like himself. The ablest men will sometimes do weak things; the honestest men, ill things; and the wickedest men, good things. Study individuals then.

Earl Chasterfield.



ચોમાસાની રૂતુ પુરી થઇ શરદની રૂતુ બેસવાનો સમય આવવા લાગ્યો હતો. સવારનું ગુલાબી પ્રભાત વાયુની મંદમંદ લહેરીની લાગતી ઠંડીથી ખુશનુમા જણાતું હતું. સૂર્યોદય થવાને હજુ વાર હતી. પણ પ્રકાશીત પ્રભાત સૂર્યોદય થવાની શાક્ષી દેતું હતું. વહેલા કામે જનારાં અને ફરવા જનાર લોકો સીવાય બીજી અવર જવર ન હોવાથી બધું શાંત જણાતું હતું. કેટલાક પ્રભાતમાં ઉઠવાનો નિયમ પાળનારા વેળાસર ઉઠી કુદરતની એ અલૌકિક ખુશનુમા ગતિનો લાભ મેળવતાં હતાં. આ વખતે

સમુદ્રની સપાટી સામે ચોપાટીના ચઢાણવાળા ભાગપર આવેલા એક સુંદર અને ભવ્ય બંગલાની બીજા માળની એક ઉઘાડી બારીમાં કોણી ટેકવી હથેલીપર ગાલ રાખી એક ગૃહસ્થ શેઠ સમુદ્ર સામે ધ્યાન રાખીને કંઇ વિચાર કરતા ઉભા હતા. મુખમુદ્રા ઉપરથી તેનું વય પચાસથી વધારે વર્ષનું હોય એવું અનુમાન જોનારને થઇ શકતું હતું. શેઠની મોટી ઉમર છતાં તેનું ભવ્ય કપાળ, લાંબુ નાક, મોટી અને તેજસ્વી આંખો તથા નિરોગી શરીર જોનારનાં મનને એવી છાપ પાડતાં કે શેઠ એક સુખી અને શ્રીમંત ગૃહસ્થ છે એવું સ્હેજમાં જણાઇ આવતું. શેઠની મોટી આંખો પોતાનો જુસ્સો જેવોને તેવો દેખાડી આપવાને મોટી અવસ્થા છતાં જરાપણ ન્યુનતા જણાવવા દેતી નહીં. શેઠની પ્રકૃતિ આજે વિચારના વમળમાં પડી જવાથી સમુદ્રની લહેરી માફક જેમ જેમ એક પછી એક વિચાર મનને આવતા ગયા તેમ તેમ તેવા તેવા ભાવ તેની મુખમુદ્રાપર થતા ગયા, પણ તે વાતનો ખ્યાલ શેઠ વિના બીજું કોઇ જાણનાર તે વખતે ન હતું. આમ લગભગ અરધો કલાક વીત્યો હશે અને સૂર્યોદય થવાનો સમય અણીપર આવેલો જોઇ ઘરનાં નોકર ચાકરો એક બીજાથી વહેલાં ઉઠવાની સ્પર્ધામાં પડ્યા. જે વહેલો ઉઠયો તે બીજાને ઉઠાડવાની બુમ મ્હોટેથી એટલા વાસ્તે પાડતો કે હું વહેલો ઉઠેલો છું તે મારી મોટી બુમથી શેઠ શેઠાણીના જાણવામાં આવી શકે. એક પછી એક ઘરનાં નોકર ચાકરો અને ઘરનાં આપ્તજનો હળવે હળવે નીદ્રામાંથી ઉઠી પોત પોતાનાં કાર્ય ક્રમમાં ગોઠવાવાં લાગ્યાં. ઘાટીઓએ બંગલાનાં દરેક માળનાં બારી બારણાંઓ ખોલી નાંખી સૂર્યની રોશનીને અંદર આવવાનો માર્ગ ખુલ્લો કરી આપ્યો. ભોંય તળીએ ઝાડુ કાઢી સાફસુફ કરવા મંડી પડ્યા. શેઠ લોકો વાસ્તે હાજતની, દંતધાવનની અને ગરમ પાણી વીગેરેની સામગ્રીઓ ભેગી કરવાની તજવીજ કરવા મંડી પડ્યા અને એક પછી એક એમ સૌ સૌને ઠેકાણે દંતધાવન કરવાની સામગ્રીઓ પહોંચતી કરવા લાગ્યા. એક નોકર હાથમાં ચાદીનો પાણીનો ભરેલો લોટો તેની ઉપર ગલાસ ઢાંકીને તથા પાઉડરની ડબી અને ચાંદીના હાથાવાળું દાંત ઘસવાનું બ્રશ લઇ શેઠની પાસે મુકવા બીજા માળપર શેઠની પાસે આવ્યો. શેઠને બારી આગળ ઉભેલા જોઇ નોકરે તે ચીજો હમેશાંનાં રાખવાનાં સ્થાનકે મૂકી પોતાનાં બીજાં કામને વાસ્તે નીચે આવ્યો, પરંતુ શેઠ આજે વિચારની ઘટમાળમાં એવા પરોવાઇ ગયા હતા કે માળપર કોણ આવ્યું ને શું થયું તેની કંઇજ ખબર તેમને પડી નહીં. નોકર

લોકોએ હમેશનાં રીવાજ મુજબ શેઠાણીની દેખરેખ નીચે ચહા દુધ વીગેરે ચીજો શેઠ લોકો માટે તૈયાર કરી મુકી. હમેશના ટાઇમ થવા આવ્યો છતાં શેઠને નીચે આવેલા નહીં જોઈ શેઠાણીએ એક નોકરને શેઠને ચાહા દુધ તૈયાર થઇ જવાની ખબર કરવા મોકલ્યો. નોકરે ઉપર આવી શેઠને તે વાત જણાવી તે સાંભળી શેઠ મહા ગાઢ નિદ્રામાંથી જેમ જાગ્રત થયા હોય તેમ પોતાના વીચાર વમળમાંથી જાગ્રત થયા અને નોકરને જા આવું છું કહી રજા આપી. શેઠ દંતધાવન કરવાની ક્રિયામાં રોકાયા.

દંતધાવન કરવામાં શેઠનું ચિત્ત આજે બરાબર લાગ્યું નહીં અને વળી હમેશ કરતાં મોડું થઇ જવાથી જેમ તેમ દંતધાવનની ક્રિયા પુરી કરી, પોતાને ઉદ્દભવેલા વિચારનાં ભાનમાં શેઠ નીચે ઉતર્યા. બંગલાના પહેલા માળનો એક મોટો હોલ દીવાનખાના માટે રોકવામાં આવ્યો હતો અને આખો હોલ તેલના પાકા રંગથી રંગ બે રંગી કીનારીઓથી ચિતરેલો હતો અને તેને હાલની ફેશન પ્રમાણે શણગારેલો પણ હતો. દીવાનખાનાંને નીચે એક સરસ રંગ બે રંગી ઇસ્ટમ્બુલી ગાલીચો બીછાવેલો હતો. દીવાનખાનાંને ચારે બાજુ અસલી ઢબના તેમજ હાલની ફેશનનાં નકશી કારીગીરીવાળાં તેમજ કાચના તકતા જડેલા સુંદર અને શુશોભીત ઉંચી જાતની બનાવટનાં કબાટો શોભી નીકળે તેમ અનુક્રમે ગોઠવી દીધા હતા. વચ્ચે વચ્ચે મખમલની ગાદીવાળા ઉંચી કીસમના કોચ અને સ્ટીક, છત્રી તથા કપડાં મુકી રાખવાના ફરનીચર પણ ગોઠવેલાં હતાં તેની વચમાં એક બાજુ લખવાની ચીજો રાખવાનું તથા બેસીને લખવાનું ટેબલ ગોઠવી મૂક્યું હતું. દીવાનખાનાની ચારે બાજુની ભીંતોને શોભા નીકળે તેવી હદે સોનેરી કારનીસ લગાવી તે ઉપર મોગલાઇ બાદશાહી વખતનાં રંગ બે રંગી ચીત્રો તેમજ હાલની ઢબનાં રાજા રવીવર્માનાં અને દીનદયાળ શર્મા વીગેરેનાં હાથનાં ચિત્રેલાં પીકચરો જેમાં કેટલાંકતો દેવતાઇ અને બોધ આપે તેવાં હતાં તે સર્વે સારી ફ્રેમમાં જડાવી ટાંગી દીધેલાં હતાં. દરવાજામાં પેસતાંજ આવનાર જોઇ શકે તેવી રીતે શેઠના પીતાશ્રીનો હાથથી ચીત્રેલો ઓઇલ પેન્ટીંગ મોટો ફોટો એક બાજુ પોતાનો તથા બીજી બાજુ પોતાના પુત્રનો ઓઇલ પેન્ટીંગ ફોટો મઢાવી વચે ટાંગી મૂકેલો હતો જે જોનારની આંખને તૃપ્ત કરતો હતો. દીવાનખાનાની વચ્ચે એક સુંદર આરસપહાણનું ગોળ ટેબલ અને તેની ચારે બાજુ મખમલની ગાદીવાળી ખુરશીઓ ગોઠવી મૂકેલી હતી. ત્યાં આગળ આવી શેઠે પોતાની બેઠક એક ખુરશીપર લીધી. શેઠનાં આવવાથી નોકરે

હમેશના નીયમ પ્રમાણે શેઠ તથા શેઠાણીનાં પીવા વાસ્તે ચાહ દુધના પ્યાલા લાવી ત્યાં આગળ ગોઠવી દીધા. પાસે એક પાણીનો ભરેલો ગ્લાસ, થુંકદાની, હાથ લુછવાનો રુવાલ, પાનની દાબડી, અને તમાકુની ડબી પણ મૂકી દીધાં. શેઠાણી પણ શેઠના આવી જવાથી શેઠ સામે પોતાની બેઠક લઇ બેઠાં. હમેશનાં કરતાં આવવાને શેઠને આજે વાર લાગવાથી તેમજ શેઠનો ચહેરો આજે વિચાર ગ્રસ્ત જણાવાથી શેઠાણીને તેનું કારણ જાણવાની સહેજ જીજ્ઞાસા થઇ આવી. શેઠનું ધ્યાન જ્યારે પોતાને ઉદ્દભવેલા વિચારના વમળમાં અને દુધ ચાહ પીવામાં રોકાયેલું હતું ત્યારે શેઠાણીનું ધ્યાન શેઠની સામે ટીકી ટીકી જોઇ રહેવામાં અને કારણ જાણવાની જીજ્ઞાસામાં તલ્લપી રહ્યું હતું. શી રીતે આ વાત છેડી શેઠના વિચાર જાણવાનું બની શકે તેનો વિચાર શેઠાણીના દીલમાં ઘોળાયા કીધો. આખરે છેવટનાં નિર્ણય ઉપર આવી શેઠાણીએ શેઠને નીચે પ્રમાણે પ્રશ્ન કર્યો કે,

આજે એવી શું ફીકરમાં છો કે જેની અસર તમારા મનમાંથી નહીં નીકળી જવા પામી તેના તે વિચારમાં પડેલા જણાઓ છો. જો તે મને જણાવવાની હરકત નહીં હશે તો જણાવવાની કૃપા કરશો ?

શેઠાણીનાં આ પ્રશ્નથી શેઠના વિચાર સાગરમાં આ એક નવો સફો શરૂ થયો. તેનો શું જવાબ આપવો તેનો નિર્ણય કરવાની આવશકયતા ઉભી થઇ. શેઠનાં દીલને હાલનો વિચાર જોકે ઘણા ગંભીર રૂપમાં હતો તે છતાં આ વિચાર એવો નહીં હતો કે જે શેઠાણીને જણાવવામાં હરકત જેવું હોય યા તેની સંમતિ વગર પોતાની એકલી ઇચ્છાથી તેનો કાંઇ નીવેડો સંતોષ કારક થઇ શકે, જેથી એ વિચાર શેઠાણીને જણાવવામાં કશી હરકત જણાઈ નહી, અને પોતાના વીચારને ખુલ્લા આકારમાં મૂકવાને શેઠાણી તરફની માગણી થયેલી જોઇ મન કાંઇ પ્રસન્ન થયું. તે દરમ્યાન શેઠની મુખમુદ્રા ઉપર પ્રકટી નીકળેલો સ્વભાવીક ભાવ અને પોતાને જવાબ મળવાનાં વિલંબ થયેલો જોઇ શેઠાણીએ અધીરાઇથી શેઠને ફરી પ્રશ્ન કર્યો કે,

મેં પુછ્યું તેનો ખુલાસો કરશોકે ?

શેઠે જવાબ આપ્યો કે, જુઓ ! સાંભળો. અમો પુરૂષ વર્ગ કાંઇ એકજ પ્રકારના વિચારમાં કે એકજ પ્રકારની ચિંતામાં હોતા નથી. વહીવટને અંગે અનેક જાતનાં વિચારો અમારે કરવા પડે છે અને તેવા વિચાર

તમને જાણવા જણાવવાનું શું પ્રયોજન હોય! પણ મારો આજનો વિચાર તેવી એક પણ રીતનો ન હોવાથી અને આજનો વિચાર હું તમને જણાવીશ તેથી તમારી તરફથી પણ મને પુરતી અને યોગ્ય મદદ મળ-વાથી તે વિચારનાં હેતુઓ પાર પાડવામાં મારી મુશ્કેલી ઘણે ભાગે ઓછી થશે એમ મારૂં મનોબળ પણ સાક્ષી પુરતું હોવાથી હું તમને જણાવું છું કે તમે જુઓ છો કે મારી ઉમર હવે મોટી થવા આવી છે. શરીર પણ દીનપ્રતિદીન અશક્ત થતું જાય છે. મોટી અવસ્થા થઇ ત્યારે એ પણ નિયમ સમજી લેવો કે હવે કાળ સમીપજ છે. કાળ ક્યારે આવશે તે કોઇથી ચોક્કસ થઈ શકતું નથી પણ જે તે દાહાડે એક વખત મરણને આધીન થવું તો છેજ. તમારી ઉમ્મર નાની છે પરંતુ તમો સ્ત્રી જાત ગણાઓ જેથી અમારા કોઈ પણ વહીવટની અંદર તમારી સાથીલગીરી થઇ શકતી નથી. માત્ર ઘરગતું કામકાજને તેના પુરતો કાર્ય વ્યહવાર ચલાવવા જેટલાં તમો કુશળ છો. આપણો પુત્ર મનુ હજી નહાનો છે ને વહીવટ કરવા જેવી તેનામાં કંઈ સમજ નથી. લાડમાં ઉછરેલો વળી એકજ પુત્ર માટે ધાકમાં રાખેલો નહીં જેથી તેનું મન રમત ગમતમાં ઘણું છે તેને ભણાવવાની ઘણી કાળજી રાખી ત્યારે ગુજરાતી લખતું વાંચતું સારી રીતે કરી શકે છે પણ ત્રણ વર્ષથી ઘેર ભણાવવા માટે ઇંગ્રેજી માસ્તર રાખ્યો છે તે દરમ્યાન થોડું ભાગું તુટું નહીં જેવું ઈંગ્રેજી જ્ઞાન મેળવી શક્યો છે તે આ જમાનાને પુરતું કહેવાય નહીં. ધંધાની બાબતતો છેકજ તેનાથી અંજાણી છે એટલે તેમાં તેનું જ્ઞાન ક્યાંથીજ હોય! સંતાનમાં બીજું આપણે એક આ નહાની બાળકી છે તે સિવાય કંઈ નથી. વહીવટને અંગે રોકેલા ભાગી-દાર તેમજ આપણો મુનીમ છે તે માણસ સારા જણાય છે પણ ગમે તેવા છતાં પરાયા તો ખરાંજ, આપણો વહીવટ પણ એટલો બહોળો છે કે ન કરે નારાયણ પણ કદાચ મારી આંખ મીંચાય તો એ નફાવાળો વહીવટ ખોટમાં આવી પડવાનો સંભવ લોકોની બુરી દાનતથી ઉભો થાય. એ બધી બાબત વિષે વિચાર કરતાં વળી એકનો એક છોકરો ને તેને પરણાવીને મન માનતો લહાવો લેવાનું પણ કમનશીબે હજુ બની શક્યું નથી તે તથા નહાની છોકરી છે તેને પણ સારે ઠેકાણે ગોઠવવાનું મારી નજર આગળ બની જાય તો સંસારીક લહાવાનું એ નિમિત્ત મારાથી ભોગવાય, તો મને મારા દીલથી કંઇક કૃતાર્થ થયો સમજું. આવા આવા વિચારથી આજે મારો રોજનો આનંદ ને પ્રફુલ્લિત પણું

જતું રહ્યું છે, ને તેનો તેજ વિચાર મારા દીલમાં ઘોળાયા કરે છે. કહો ! તમને મારા જે વિચાર જાણવાની જીજ્ઞાસા હતી તે મેં તમને કહી સમજાવીને પુરી કરી, તે વિષે તમારી શું સલાહ ને મત છે તે તમે પણ કહો.

કોઇ દીવસ નહીં ને આજેજ શેઠના એવા વિચારો જાણીને શેઠાણીનું હૃદય ગળ ગળીત અને વિચાર ગ્રસ્ત થયું. જવાબ આપવાની ફરજ માથે આવેલી જોઈ શેઠાણીએ ખુલ્લા દીલથી પોતાની તરફની સલાહ આપતાં જણાવ્યું કે તમારા વિચાર ઘણાજ સ્તુત્ય છે. પણ ઇશ્વર તમને લાંબુ આયુષ્ય બક્ષો, અને અમારી ઉપરની કઠણ વેળા દુર રાખો. તે છતાં કાલની કંઇ ખબર નથી ને તેનો ભરૂસો રાખવો ખોટો થઈ પડે. આપણા મનુનું સગપણ ગોઠવેલું છે ને મનુ આપણા રીવાજ મુજબ હવે લગ્નને લાયક થયો ગણાય. મનુની વહુ તેનાથી બે વર્ષ નહાની છે પણ તેતો દીકરીની જાત તે ઉકરડો તેને વધતાં કંઇ વાર નહીં. આપણો વહેવાઇ સારૂં માણસ છે અને આપણે લગ્નની વાત કાઢશું તો તે જરૂર આપણી તે વાતને મળતા થશે એટલે તમારા તે વિચાર પ્રમાણે કરી લેવાની કશી અડચણ પડશે નહીં. વળી આપણી ભાનુમતીને તમારી નજર આગળ ઘર વર જોઇને ગોઠવવા ઇચ્છો તો મારી તેમાં કંઇ પણ ના નથી. તમને જે સારૂં લાગે તે કરો અને તેમાં મારી સંમતિ છે. બાકી ખોટા વિચાર કરવા નહીં ને વિચાર કરી ચિંતામાં પડવું નહીં. દુધ ચાહ પીતાં પીતાં વાતનો પ્રસંગ ચાલતો હતો, દુધ ચાહ પીવાઈ રહેવાથી તેનાં વાસણો ઉપાડી લઇ નોકરે ટેબલ સાફ કરી નાંખ્યું, શેઠ શેઠાણીએ પાનની દાબડીમાંથી પાનનાં બબે બીડાં લેઇ મોંમાં મૂક્યાં, વધુ ટેસ્ટ લેવા માટે તમાકુની ડબીમાંથી એક એક ચીમટી તમાકુની લેઇ તે પણ મોંમાં મૂકી. રોજનાં કરતાં આજે સહેજ મોડું થઇ જઇ સ્ટા. ૯ નો અમલ થવા આવ્યો હતો. હમેશનાં નિયમ મુજબ રાત્રીનાં કરેલાં કામનો રીપોર્ટ આપવા અને કેટલાંક અગત્યનાં કામકાજની સલાહ લેવા માટે મુનીમજીને આવવાનો વખત થઇ જવા આવ્યો હતો. બરાબર ૯ ના ટકોરા વાગ્યા કે મુનીમજી દરવાજામાં દાખલ થતા જણાયા. તે જોઇ શેઠને પોતાને થયેલા વિચાર બદલ મુનીમની સલાહ લેવા માટે શેઠાણીની અનુમતિ મેળવી લીધી. મુનીમજી પોતાની સાથે એક મોટા રૂમાલમાં થોડાક ચોપડા અને કેટલાંક કાગળ અને ફાઇલ બાંધી લાવ્યા હતા. જેનું દફતર બંગલાના ઓટલા ઉપર ચડતાં ત્યાં બેઠેલા ભૈયાને સુપ્રત કરી અંદર લાવવા

આજ્ઞા કરી. પોતે પણ બંગલામાં દાખલ થઇ જ્યાં શેઠ ઉપર હતા ત્યાં જવા સીડી ઉપર ચઢવાનો રસ્તો લીધો. સીડી ઉપર ચઢી બંગલાના પહેલા માળપર દાખલ થઈ દ્વારમાં પ્રવેશ કરતાં શેઠ શેઠાણીને જોઇ નીચા નમી નમન કર્યું. વળતા જવાબમાં શેઠે પોતાની પાસે આવવા આજ્ઞા કરી પાસેની એક ખુરસી ઉપર બેઠક લેવા કહ્યું. જે પ્રમાણે મુનીમજીએ કર્યા પછી પોતાની સાથે લાવવામાં આવેલું દફતર ભૈયા સાથે ઉપર મંગાવી જે હકીકત શેઠને કહેવાની હતી તે કહી સંભળાવી ને બીજાં કેટલાંક કામકાજ કરવા વિષેની સલાહ લીધી, જે ખલાસ થઇ રહ્યા પછી શેઠે પોતાને થયેલા આજના વિચાર વિષેની બધી હકીકત મુનીમને કહી સંભળાવી, તે વિષે મુનીમના વિચાર અને સલાહ જાણવા માગી. મુનીમ ઉમરે પહોંચેલો, કેળવાયેલો, સારા કુળનો અને દરેક બાબતમાં કસાયલો હતો, જેથી શેઠનાં આજના વિચાર ઉપર પોતાના વિચાર જણાવવાની સારી તક મળેલી જોઈ પોતા તરફની સલાહ આપવા તૈયાર થયો.

મુનીમે કહ્યું મનુભાઇનાં લગ્ન વિષે તથા ભાનુમતી બહેનનાં વેવીશાળ વિષેનાં શેઠને ઉપજેલા વિચાર સાંભળી મને ઘણોજ આનંદ થાય છે. શેઠની અવસ્થા તરફ જોતાં તથા આપણા ઘરના સંજોગો ઉપર ધ્યાન આપતાં હું આ બાબતને મળતો થાઉંછું, જેવો આપનો વિચાર છે તે બાબતમાં જેવી આપની આજ્ઞા થશે તે માથે ઉઠાવવા આ સેવક તૈયાર છે.

શેઠે કહ્યું મુનીમજી? તમે જે એમ કહો છો કે મારી અવસ્થા જોઇને તથા આપણા ઘરના સંયોગો ધ્યાનમાં લેઇનેજ આ બાબતને મળતા થાઓ છો. નહીં તો તેમાં શુ કારણ છે તે સમજાવો.

**મુનીમ**— કારણતો બીજું કાંઇ નથી પણ આજના સમય ઉપર ધ્યાન આપતાં લગ્ન અને વેવીશાળ મોટી ઉમરે થાય તે વાત હું પસંદ કરૂં છું. આપણા મનુભાઇ તથા ભાનુમતી બહેન મારી સમજ પ્રમાણે નાની ઉમરનાં ગણાય પણ તે વાતને આપે શોચવા જેવું ઘણું થોડુંજ છે એટલે જે વિચાર ધાર્યો છે તે સુખેથી પાર પાડો.

**શેઠ**—એવી ગોળ ગોળ વાતથી મને પડેલી ભ્રાન્તિ છુટતી નથી. તમે જો ઉમર મોટી ઇચ્છો છો તો તેમાં લાભ શું છે? ને નહાની ઉમરથી કરવામાં ગેરલાભ શું છે તે સ્પષ્ટ કરવું જોઇએ. મારાં પહેલી વખતનાં લગન અમારી બન્નેની નહાની ઉમરમાં થયાં હતાં છતાં અમને કંઇ ગેરલાભ માલુમ પડયો નહીં.

**મુનીમ**—સાહેબ, આપનાં પહેલાં લગનનો જે દાખલો આપો છો તે એક જુના જમાના જેવી વાત થઇ પડી ગણાય, જે વાતને આજે લગભગ ચાલીસથી વધુ વર્ષ થવા આવ્યાં હશે ને તે વખતે આજના કરતાં ઘણો સારો જમાનો હતો. તે વખતે માણસોમાં એટલીતો નેકી હતી ને ઇજ્જતને એવી શ્રેષ્ઠ સમજતા હતા કે દરેક કામ મોંઢાની વાત ઉપર ભરૂસાથી થતું છતાં તેવાં કામ પણ કામમાં વિઘ્ન ભાગ્યેજ આવતું, ને જ્યાં વિઘ્ન પડતું ત્યાં તેવા માણસને લોકો વગોવી કાઢતા ને નિંદતા એટલે તે દેખીને બીજા લોકો તેવું કામ કરવાને અચકાતા, પણ હવેનો જમાનો તેવો રહ્યો નથી. જેને આપણે આજનો સુધરેલો જમાનો કહીએ છીયે તેની જ્યારથી શરૂઆત થઇ ત્યારથી આગળના જમાનામાં ફરક પડતો ગયો ને આજે આપણે એવા જમાનામાં છીએ કે આગળ જે કામ મોઢાની વાતનાં વિશ્વાસ ઉપર થતું હતું અને તેમાં ભાગ્યેજ હરકત આવતી, જ્યારે હાલમાં એક નહીં જેવું કામ કરવા કરાવવા માટે લખત અને કબાલા લેખીત કરવા પડે છે ને તેમાં પણ ડગલે ડગલે વાંધા ઉભા થતા જોઇએ છીએ. આવા જમાનામાં તો જેમ મોટી ઉંમરે સંબંધમાં જોડાય તેમ તેમાં એટલાં વિઘ્ન ઓછાં. બાકી સંસારમાં રહીને વહેલે કે મોડે નહાને યા મોટે સ્ત્રી પુરૂષના સંબંધ જોડાવાની પૃથા ચાલુ રહેવાનીજ, ને તે વગર સંસારજ ચાલે નહીં.

મુનીમનાં ગુઢ બોલવાનો ભાવાર્થ હવે શેઠના સમજવામાં આવ્યો. શેઠ પણ પુરા અનુભવી હતા એટલે મુનીમના કથનની સત્યતા પારખી શક્યા, પણ તે ભવિષ્યને લગતી બાબતનું હોવાથી અને વળી પ્રારબ્ધ ઉપર પુરી આસ્થા ધરાવનાર હોવાથી પોતાની મોટી અવસ્થાને લીધે કરી લેવાનું કામ પાછળ ઉપર મુલતવી રાખવા જેટલા દૃઢ થઇ શક્યા નહીં. તથાપિ પોતાના વિચારમાં થોડોક ફરક પડયો ખરો. મનુભાઇનું વેવીશાળ તો નહાનેથી થઇ ગયું હતું અને તેમની ચૌદ વર્ષની થઇ ગએલી ઉમર લગ્નને લાયકની લેખી તેનું લગ્ન કરી ઇચ્છિત લહાવો મેળવવાનું મનથી નક્કી કીધું ને ભાનુમતીનું વેવીશાળ મોડેથી થાય તો તેમાં હરકત જેવું લાગ્યું નહીં. જે પ્રમાણેનો વિચાર ચાલતા પ્રસંગમાં પ્રદર્શિત કીધો ને તે નિર્ણયને ચોક્કસ ઠરાવી મનુભાઇનાં લગ્નનું નકી કરવાની બાબતમાં મનુભાઇને સાસરે જઇ તજવીજ કરવા શેઠે મુનીમને આજ્ઞા કરી. વખત વધુ થઇ જવાથી બીજા કામે જવા મુનીમને રજા આપી.

મનુભાઇનાં લગ્ન થાય અને ભાનુમતીનાં વેવીશાળનું કામ મુલતવી

રહી જાય તે સ્ત્રી સ્વભાવ પ્રમાણે શેઠાણીને રૂચ્યું નહીં. મુનીમના ગયા પછી શેઠાણીએ ભાનુમતીનું વેવીશાળ કરી લેવા શેઠને સમજાવ્યા ને તે વાતમાં શેઠને દ્રઢ કરવાને પોતાની તરફની કેટલીક દલીલ પણ રજુ કરી તે વાત સાબીત કરવા પોતાની બધી હોશીઆરીથી બહાર પડયાં અને તેના તે વિચાર ઉપર શેઠને ઘણો વખત થઈ જવાથી તુર્ત વેળા શેઠાણીને રાજી રાખવા તેમ કરવા હા કહી સૌ પોતપોતાના કાર્ય ક્રમમાં ગોઠવાવા છુટાં પડયાં.

---

# પ્રકરણ ૨ જું.

## શેઠની ઓળખ.

વાંચનાર! ગત પ્રકરણમાં જણાવી ગયેલા શેઠ વિષે હવે વધારે અંજાણમાં રાખી તને શંસયમાં રાખવો તેનાં કરતાં તે કોણ છે તેની ઓળખ આ ચાલુ પ્રકરણમાં આપવી તે વાજબી ગણાશે. શેઠના બાપદાદા મુળ કાઠીયાવાડના એક નહાના ગામડાના રહીશ હતા. ઉંચ કુટુંબમાં જનમ્યા હતા. સ્થીતિ ઘણી ગરીબ થઇ જવાથી ને ગુજ-રાનનું સાધન મુસ્કેલીમાં આવી પડવાથી દેશ છોડી પરદેશ જવા નિશ્ચય કીધો. જ્યારે આગગાડીતો હતીજ નહીં, ને દુરદેશાવરમાં દરીયા રસ્તે જવાને માટે લાકડાંના પાટીઆંનાં બનાવેલાં વહાણો ને જાડાં લુગડાંની મોટી સઢો ચડાવી નાખુદા લોકો હલેસાં મારી મુસાફરી કરવાના ઉપ-યોગમાં લેતા. હજુ પણ નહાનાં નહાનાં બંદરે તેમનો ઘણો ઉપયોગ થાય છે. તેવા એક વહાણમાં શેઠના દાદાએ આડોશી પાડોશી અને દયાળુ ગૃહસ્થ પાસેથી રસ્તાનાં ભાતાં વીગેરેની મદદ મેળવી મુંબઈ તરફ આવવા પ્રયાણ કર્યું. જે વખતે મુંબઇ પણ એક દુર દેશાવર સમાન ગણાતું હતું, કાઠીઆવાડનાં એક નહાનાં બંદરની ખાડીમાંથી વહાણ ઉપર સ્વાર થઈ કેટલેક દીવસે તે વહાણ મુંબઇને કીનારે આવ્યાથી તેઓ મુંબઈના કીનારા ઉપર ઉતર્યા. તે વખતનું મુંબઇ હાલના જેવું તો નહોતુંજ, છતાં ગામ-

દાના અજાણ્યા આવનાર મુસાફરને મોહ પમાડે એવુંતો હતુંજ. કીનારે ઉતર્યાં પછી હવે ક્યાં જવું તેના વિચારમાં શેઠના દાદા પડયા. શેઠના દાદાનું નામ હરીદાસ હતું, નામ પ્રમાણે તે હરીના દાસજ હતા. હરીદાસે વિચાર કરી કોઇ ધર્મશાળા કે વીશીમાં ઉતરવાનું પોતાના મન સાથે નક્કી કીધું. હજુતો તે વિચારમાંજ છે તેટલામાંજ એક અજાણ્યા માણસે આવી પ્રશ્ન કર્યો કે શેઠ કયાં જવાનાં છો? કોને ત્યાં ઉતરશો? શું કામે આવ્યા છો? આમ ઉપરા ચાપરી સવાલ હરીદાસને કીધા. આ અપરિચિત માણસના બોલવાનો કંઈ મર્મ હરીદાસ સમજી ન શકવાથી તે પુછનાર માણસને જવાબ આપ્યા વગર સામો પ્રશ્ન કર્યો કે ભાઇ તમે કોણ છો ને એ બધું શાને વાસ્તે પુછો છો? જો તમો એ વાત જણાવો તો હું તમારા પ્રશ્નનો જવાબ આપીશ. પેલા અજાણ્યા માણસે જવાબ આપ્યો કે હું અત્રેના પ્રખ્યાત શેઠ વીરસેન ચંદ્રસેનનો ગુમાસ્તો છું, અમારા શેઠનો એવો હુકમ છે કે મારે અહીં બંદર ઉપર રહેવું ને જ્યારે બી કોઇ વહાણ આવે ને તેનાં ઉતારૂમાં કોઇ દેશી ભાઇ માલુમ પડે, ને જો તેને અત્રે ઉતરવા રહેવાનું કંઈ સાધન ન હોય તો અમારી દુકાને લેઇ જવું, ત્યાં તેમની દરેક પ્રકારની સરાભરા ને સગવડ કરવામાં આવે છે જેથી હું તમને પુછું છું જે તમારે અહીં મુંબઇમાં કંઈ જોગવાઇ નહીં હોયતો મારી સાથે ચાલો. તમને મારા શેઠની દુકાને લેઇ ચાલું. ત્યાં તમારી સર્વે પ્રકારની સગવડ થઇ જશે. હરીદાસ ગુમાસ્તાની વાતથી ઘણાંજ પ્રસન્ન થયા. ભાવતું હતું ને વૈદે કહ્યું તેવો આ ઘાટ થયો. કંઇ પણ વધુ વિચાર કર્યાં વગર હરીદાસે ગુમાસ્તા સાથે તેના શેઠને ત્યાં જવાની ઇચ્છા જાહેર કરી. ગુમાસ્તાને પણ શેઠનો એવોજ હુકમ હતો એટલે ઘણીજ ખુશીથી હરીદાસને પોતાની સાથે લઇ ચાલ્યો. તે પોતાનાં શેઠની દુકાને આવી પહોંચ્યો. વીરસેન શેઠ બહુ પરગજુ હતા અને મુંબઇમાં અજાણ્યો આવનાર મુસાફર કોઈ દુઃખી ન થાય તેટલા વાસ્તે તેમણે આ યોજના તૈયાર કીધી હતી, આવનાર મુસાફર વાસ્તે ખાવાપીવા, રહેવા કરવા, અને પાગરણ વીગેરેનો બંદોબસ્ત વીરસેન શેઠ તરફથી બરાબર રીતથી ગોઠવેલો હતો, એટલે તે મુજબ હરીદાસને બધી સગવડ કરી આપવામાં આવી. વીરસેન શેઠનું આ પરમાર્થી કામ જોઇ હરીદાસને ઘણોજ સંતોષ થયો ને પોતાનાં સાચાં દીલથી એ ભલા કામની આશીશ વીરસેન શેઠને દેવા લાગ્યો. શરૂઆતની મુશ્કેલી તો એ રીતે હરીદાસને દુર થઈ પણ તે કોઇને માથે પડવા કે હરામનું ખાવા

પીવા વાસ્તે મુંબઇમાં આવેલા નહીં હોવાથી હવે શું કરવું તેની ફીકરમાં પડ્યા. પરંતુ વીરસેન શેઠનું પરગજુપણું કંઇ એટલેથીજ અટકી જાય તેમ નહતું. અજાણ્યા આવનાર મુસાફરને જો મુંબઇમાં ધંધા ચાકરીએ રહેવું હોય તો તેને વિષે પણ તેઓ પુરતી મદદ આપતા ને બને ત્યાં લગી કોઇને દુઃખી થવા દેતા નહીં. મુંબઈ આવવાનાં સાધન ઘણાં મુસ્કેલી ભર્યા હોવાથી તે વખતે ઘણાં માણસો આવતાં નહીં. જેથી મુંબઇમાં ધંધાદારી માણસોની હમેશાં ખપ રહેતી એટલે નોકરી ધંધાને અર્થે કોઈપણ આવનારને બેસી રહેવું પડતું નહીં. તે વખતે હાલના જેટલા મ્હોટા પગાર જો કે હતા નહીં પણ શેઠીઆઓમાં દયા ઘણી હતી અને જો શેઠીઆઓ પોતે કમાતા તો તેના પ્રમાણમાં તેનો લાભ નોકરોને પણ આપતા. આજના જેવા કઠણ દીલવાળા શેઠીઆઓ તે વખતે મુંબઇમાં હતાજ નહીં. પગાર જો કે હાલના કરતાં થોડો મળતો પણ તે વખતે નોકરોને સુખ અને માન ઘણાં મળતાં. વળી મોંઘવારી પણ હાલના જેવી નહોતી. માત્ર માસીક પાંચ રૂપીઆમાં એક માણસ પોતાનું ગુજરાન ઘણી સારી રીતે ચલાવી લેતો એટલે ઓછો પગાર પણ સારી કમાઇ સમાન ગણાતો. કોઇ પણ આવનાર પરોણાના કામ પ્રસંગ અને વિચાર જાણવા માટે સાંજના ૬ થી ૮ વાગ્યા સુધીનો ટાઈમ વીરસેન શેઠે હમેશને માટે નક્કી કરી રાખ્યો હતો અને તે વખતે આવનાર પરોણાને પોતાની પાસે બોલાવી બધી હકીકત પુછી તેનાથી વાકેફ થઇ પોતાનાથી બની શકે તેટલી મદદ તેના કામમાં આપવા તૈયાર થતા. તે મુજબ હરીદાસને પણ પોતાની પાસે બોલાવી તેના મનોવિચાર વીરસેન શેઠે જાણી લીધા. હરીદાસની ઉમર હાલમાં ત્રીશેક વર્ષની હતી. દેખાવડા પણ હતા અને સારા કુટુંબમાં જન્મેલા ને વળી પોતાનાં ઘરની સારી રીતભાતથી સારીટેવવાળા હતા. મોટાં અને સારાં માણસ સાથે કેવી રીતે બોલવું ને કેમ વર્તવું તેનો વિવેક સારો જાણતા હતા. પોતાનાં ઘરની થઇ ગયેલી નબળી અને દુઃખ ભરી સ્થીતીથી મેળવેલા અનુભવે વિચાર શ્રેણી ઘણી ઉત્તમ કરી દીધી હતી. દુઃખમાં એટલા ઘડાઇ ગયા હતા કે તેની મુખ મુદ્રા જોનારને તેની સામે દયાનો ભાવ ઉપજતો. જ્યારે વીરસેન શેઠ સાથે વાત ચીત થઈ ત્યારે હરીદાસે પોતાના વિચાર ઘણી સરસ રીતે જણાવ્યા. વીરસેન શેઠ પણ હરીદાસની બોલવાની ઢબ છબ વર્તણુક અને વિવેકભરી રીતભાત જોઈ ઘણાજ ખુશી થઇ ગયા અને હરીદાસને માટે દીલમાં ઘણીજ દયા ખાઇ હરીદાસને પોતાને ત્યાંજ

કોઇ સારી જગ્યાએ ગોઠવવા પોતાના મનથી નિશ્ચય કર્યો. હરીદાસ કેવા કામમાં ઉપયોગમાં આવશે તે જાણવાને વાસ્તે વીરસેન શેઠે હરીદાસ સાથે વધુ વાતચીત ચલાવી. હરીદાસ નહાનાં ગામડાનો વતની વળી તે વખતે ભણતરનાં સાધન ઘણાં ઓછાં તે છતાં તેણે પાટીઆ ઉપર ધુળ નાંખી વતરણાથી અક્ષર કાઢવાની ભણતરે વાંચવા લખવાનું થોડું જ્ઞાન મેળવ્યું હતું. ગણીત વિદ્યામાં મોઢાના હીસાબ અને વ્યાજવટાની રીતમાં સારા હોશીઆર હતા પણ નામું લખવાનું કામ કરી શકે એવા તેના અક્ષર પણ સારા નહીં હતા વળી તેનું જ્ઞાન પણ તેવું ન હતું. વાચાળ શક્તિ અને માલની પારખ કરવાની ટેવ તેમજ લોકોને યુક્તિથી સમજાવવાની આવડત તેમને સારી હતી, જેથી તેવું કામ કરવામાં હરીદાસ પ્રવિણ નીવડશે એવી વીરસેન શેઠને ખાત્રી થવાથી માલની ખરીદ વેચાણ કરવાના કામપર તેનું જ્ઞાન મેળવવા વાસ્તે હરીદાસને ગોઠવવાનું વ્યાજબી લાગ્યું. વીરસેન શેઠને કાપડનો વેપાર હતો તેમ તેની પેઢી પ્રખ્યાત હોવાથી બહાર ગામનાં અને દેશાવરનાં લોકો કાપડ સિવાય પોતાને જોઇતો બીજો માલ પણ આડતથી વીરસેન શેઠની પેઢી મારફતે મંગાવતા ને તેથી તે આડતનો ધંધો પણ ઘણી સારી રીતે ચાલતો હતો. વીરસેન શેઠની પેઢીમાં નોકરોની ઘણી સારી સંખ્યા હતી. દશ રૂપીઆના પગારથી કરી સાઠ રૂપીઆના પગારદાર નોકરો ચડતા ઉતરતા કામ વાસ્તે દરજ્જા પ્રમાણેનું કામ સોંપી રાખેલા હતા અને બધા નોકરો ઉપર પોતે જાતિ દેખરેખ રાખી નોકરોની હુશીઆરી પ્રમાણે બીજો વધતો ઘટતો લાભ પણ તેવા નોકરોને આપી સૌને સંતોષતા. જેથી નોકર ચાકરો પણ શેઠ ઉપર સારી પ્રીતી અને મમતા રાખતા હતા. માલની ખરીદ વેચાણ ઉપરના કામપર રાખેલા એક પચાસ રૂપિયાના નોકરના હાથ નીચે માસીક રૂા. ૨૦) ના પગારથી હરીદાસને તે કામ શીખવા કરવા માટે રાખવાની વાત વીરસેન શેઠે હરીદાસને કહી સંભળાવી. હરીદાસ એ વાત સાંભળીને ઘણોજ ખુશી થઇ ગયો. વીરસેન શેઠનું દયાળુ દીલ, પરોપકારી વૃત્તિ, અને માણસજાત પ્રત્યે સારી મમતાવાળી ઉંચી લાગણી જોઇને તે શેઠ ઉપર હરીદાસને ઘણોજ પ્રેમ અને ભાવ ઉપજ્યાં. પોતે પણ સારી લાયકતાવાળો હોવાથી અને નબળી સ્થિતિથી ઘણું દુઃખ ભોગવી જે કામને માટે મુંબઇ આવેલ તે કામ સારા શુકનના પ્રતાપથી કે ઇશ્વર કૃપાથી આ રીતે વગર તકલીફે ફળીભુત થયેલું જોઇ આંખમાં હર્ષાશ્રુ આવી ગયાં. પ્રેમ પુર્વક નીચે નમીને વીરસેન શેઠને

પગે પડયો. ઉપકારની લાગણી જાહેર કરવા ઘણું મન થઇ આવ્યું પણ લાગણીનાં બળથી કંઠ ગદગદિત થઈ જવાથી કશું બોલી શકાયું નહીં. વીરસેન શેઠ હરીદાસનો આ ભાવ પોતાના મનથી સમજી ગયા અને આવો એક લાયક અને કુળવાન નોકર અનાયાસે પોતાને મળી જવાનાં કારણથી ઘણો સંતોષ પામી પોતાના બે હાથ વડે હરીદાસ પગે પડયો હતો ત્યાંથી બેઠો કરી શુભાશીશને કેટલીક હીંમત આપી તેના વિવેકનાં વખાણ કર્યાં અને આજથી પોતાની નોકરીનું કામ સંભાળ પૂર્વક અને સારી નિષ્ટાથી કર્યે જવાની ભલામણ હરીદાસને કેટલીક શીખામણ સાથે કરી, જે હરીદાસે માન તથા ઉપકાર સાથે સ્વીકાર કરી.

---

# પ્રકરણ ૩ જું.

## હરીદાસના ધંધાની શરૂઆત.




રસેન શેઠની નોકરીમાં દાખલ થયે હરીદાસને લગભગ બે વર્ષ પુરાં થવા આવ્યાં હશે. નોકરીમાં પ્રવીણતા બતાવ્યાથી હરીદાસ આજે વીરસેન શેઠની જીભ સમાન થઇ પડયો હતો, જેનાં ઉપરીપણાં નીચે રાખેલ તે માણસ અસાધ્ય રોગની બીમારીથી ગુજરી જવાથી તે બધો કારભાર હરીદાસને શીર આવી પડયો ને હરીદાસનો પગાર રૂા. ૨૦) માંથી વધીને આજે પચાસનો દરમાયો થયો. પોતાનાં દીલથી હરીદાસ આજે સર્વ પ્રકારે પોતાને સુખી થયેલો સમજતો હતો. માત્ર તેને એકજ ચિંતા હતી ને તે એ કે દેશમાં હજુ તેની વૃદ્ધ મા, સ્ત્રી ને એક બાર વર્ષની ઉમરનો પુત્ર હતો તેના વિયોગથી કોઇ કોઈ વખતે તો અસહ્ય પીડા થતી, ને ફીકરમાં તો હરવખત રહેતા. તે વખતે સુખ આનંદના કુશળ સમાચાર મળવા પહોંચાડવાનાં સાધન આજનાં જેવી ટપાલના અભાવે ઘણાં મુશ્કેલ હતાં, માત્ર જ્યારે કોઈ વહાણ દેશમાંથી આવે ને તેની સાથે સમાચાર મોકલવા મેળવવાનું

બની શક્યું હોય તોજ તેનાથી વાકેફ થઇ સંતોષ પામતા. હરીદાસ મુંબઇ આવ્યા પછી એવી રીતે બે એક વખત વહાણનાં નાખુદા સાથે સમાચાર અને થોડી થોડી ખરચી પોતાને દેશ મોકલી શક્યા હતા. પણ તેનો પાછો જવાબ મલવાનું અને પોતાની તરફથી સારો સંદેશો મોકલવાનું લગભગ છ મહીના થવા આવ્યા છતાં, સાધનના અભાવે બની નહીં શકવાથી, તેના વિષેની ઘડી ઘડી ભારે ફીકર થઇ આવતી, ને તે વખતે પોતે હાલ જે સુખ આનંદમાં છે તે પણ આકરૂં લાગી આવતું. હવેતો દેશમાંથી બધાને તેડાવી લેવાય તો ઠીક એવો વિચાર વારે વારે પોતાનાં દીલને થઈ આવતો ને જ્યારથી તેનો દરમાયો વીશથી વધીને પચાસનો થયો ત્યારથી તો તે એવીજ વેતરણમાં હતા કે જો કોઈ સારા સથવારાની જોગવાઇ મળે તો દેશમાંથી બધાને તેડાવી લેવાની ગોઠવણ કરવી. હમેશ જ્યાં એવા વિચારમાં હતા ત્યાં એક પ્રસંગ એવો પણ આવ્યો કે જેથી પોતાનો ઇચ્છિત વિચાર ફળીભુત થાય. પોતે મુંબઇ આવતી વખતે જે બંદરેથી વહાણમાં બેઠેલા હતા તેજ બંદરથી એક વહાણ માલ ભરવા વાસ્તે મુંબઇ આવ્યું ને તે વાત જાણવામાં આવતાં પોતાને ઘણોજ હર્ષ થયો, નાખુદાને મલી ફરી જ્યારે મુંબઇની સફરે આવે ત્યારે દેશમાંથી પોતાનાં કુટુંબને વહાણમાં સાથે લાવે એવી ગોઠવણ કરી. ને તે વખતે સારૂં ઈનામ આપશે એવી પણ સાથે સાથે નાખુદાને લાલચ આપી. હરીદાસે આ વાતથી વીરસેન શેઠને પણ વાકેફ કરી તેની સંમતી મેળવી લીધી. વીરસેન શેઠે ઘણી ખુશીથી તે વાતની હા કહી. માલ ભરીને વહાણ પાછું જતી વખતે હરીદાસે પોતાના ઘરને વાસ્તે રૂા. ૧૦૦) રોકડા, થોડાંક કપડાં, અને મેવા મીઠાઇ વીગેરે કેટલીક ચીજો નાખુદા સાથે મોકલાવી આપ્યાં. તે સાથે ખુશી ખબરનો કાગળ તથા જ્યારે એ વહાણ પાછું મુંબઇની સફરે આવે ત્યારે ઘરનાં બધાં માણસોને તેની સાથે મુંબઇ આવવા સૂચવેલું હતું. આ રીતે પોતાનું ધારેલું કાર્ય પાર પડવાની શરૂઆત થઇ ચુકેલી જોઇ તેની હમેશની ચિંતામાંથી હરીદાસનું મન છુટું થયું. ને તે વિષેની બેચેની મટી ચેનમાં રહેવા લાગ્યો. શેઠને ત્યાંનો વેપાર મોસમ સારી નીકળવાથી ધમધોકાર ચાલવા લાગ્યો. વળી મુંબઈ બેટ ઇલાકાની રાજધાની હોવાથી તેમજ વિલાયતથી આવનારાં વહાણોને મુંબઇનો કાંઠો અનુકુળ પડવાથી સરકાર તરફથી મોટી ગોદી વીગેરેનાં બાંધકામ કરવાની યોજનાઓ તૈયાર થવા માંડી હતી. તેમજ રેલવે ખાતું મોટા પાયાપર સ્થાપવાની પણ હીલચાલ

થઈ રહી હતી, જે થોડા થોડા વખતને અંતરે અમલમાં મૂકાઈ. આથી કરી મુંબઇનું ભવીષ્ય ઘણું સારૂં જણાવા લાગ્યું ને સાહસીક વેપારીઓને પોતાના ધંધો ખીલવવાને સારાં સાધનથી ઘણું ઉત્તેજન મળવાનો સંભવ થયો. કાપડના વેપાર કરનારાઓને એક કાપડ બજાર ઉભું કરી ત્યાંજ કાપડનો વેપાર ચલાવવો એવી ઇચ્છા થઇ આવી, ને તેમ કરવાને એક શ્રીમંત સાહસીક વેપારીએ બીડું ઝડપ્યું. તેમાં કેટલાક ભાગીદાર થયા ને કોટ બહારના એક વિભાગમાં સારા મહુર્તે કાપડ બજાર બાંધવાનું ખાટ મહુર્ત કીધું અને હજુ તો તે બંધાઇને તૈયાર થયું ન હતું તે દરમ્યાનતો તેમાંની તૈયાર થતી કેટલીક દુકાનો કાપડીઆઓ તરફથી ભાડે લખાઇ ગઇ, અને તે બજારમાં આવવાને લોકોને ઉત્સાહ વધી પડયો, વીરસેન શેઠ પણ કાપડ બજારનાં એક ભાગીદાર હતા અને હરીદાસ સાથે સલાહ મેળવીને મુદ્દા મુદ્દાની કેટલીક દુકાનો પોતાના નામપર લખાવી લીધી હતી, કેટલાક વખત પછી કાપડ બજાર બંધાઇને તૈયાર થયું ને તેનું નામ બાંધનારના નામ સાથે જોડી "નવી કાપડ મારકીટ" એ રીતે રાખવામાં આવ્યું. સારો દીવસ અને સારૂં મહુર્ત જોવરાવી તેના વાસ્તુની ક્રીયા ઘણીજ ધામધુમથી કરવામાં આવી ને તે પછી કાપડીઆ ભાઈઓને મારકીટમાં બેસી દુકાનો ખોલવાનું મહુર્ત હતું. તે તે લોકોએ ઘણાજ ઠાઠ માઠ અને ઉમંગથી મહુર્તની ક્રિયાઓ પુરી કરી તેમાં પોતાનો વેપાર શરૂ કર્યો. હરીદાસનો આજે ઉદય કાળનો દીવસ હતો. વીરસેન શેઠે નવી મારકીટમાં જુદે જુદે ઠેકાણે મલી દશ દુકાનો ભાડેથી રાખી હતી. તેમાં ૭ દુકાનો તો બીજાને પાઘડી વડે ચલાવવા આપી દીધી હતી. ને બાકીની ચાર દુકાનોમાં પોતાનો વેપાર ગોઠવ્યો હતો. એક દુકાનમાં હરીદાસનો અરધો ભાગ ઠરાવી તેને સુપ્રત કરી બાકીની ત્રણ દુકાનોમાં ચાલતો વેપાર અને વહીવટ તપાસવાનું હરીદાસને સ્વાધીન કીધું હતું. અને પોતાનો આગલો વહીવટ વીરસેન શેઠે આ નવી દુકાનો સાથે જોડી દીધો અને તેનું કાર્ય ક્રમ કેમ ચલાવવું તે હરીદાસ સાથે મલીને નક્કી કીધું હતું. એટલે સરવે કામ સરલતાથી ચાલતું હતું. હરીદાસ બુદ્ધીશાળી હોવાથી વ્યાપાર રોજગારમાં સારો કુશળ નીકળ્યો. વીરસેન શેઠ જેવા પ્રખ્યાત વેપારીને ત્યાં જોડાવાથી નહાના મોટા ઘણા લોકોના સહવાસમાં આવવાનું તેને થતું. સ્વભાવની પ્રકૃત્તિ સારી ને વળી વિવેક દર્શાવવામાં નિપુણ હોવાથી તે જેની મુલાકાતમાં આવતો તે સર્વે તેની ઉપર પ્રસન્ન રહેતા. આથી કરી જ્યારે

બી કાંઈ નહાના મોટા ઝઘડા ઉઠતા તે વખતે કે સલાહ મેળવવામાં ઘણાક લોકો હરીદાસની મદદ લેતા. હરીદાસ તેવા ઝઘડાઓનો નિકાલ એવી સારી રીતે કરી નાંખતા કે જેથી કોઇને કચવાટનું કંઇ કારણ રહેતું નહીં ને જેને સલાહની જરૂર પડતી તેને પણ સારી સલાહ આપતા આખા કાપડ બજારમાં હરીદાસ કોઇથી અજાણ્યા રહ્યા નહીં તેમ કોઈ તેનાથી અજાણ્યું રહ્યું નહીં, એક પોતાનાંજ તરીકે હરીદાસ બધાંના દીલમાં ભળી ગયા. એ તેનું બુદ્ધિ પ્રાબલ્ય કહો કે, અહો ભાગ્ય હો. પણ આજકાલ તેનો પાસો જ્યાં ત્યાં સીધો ને પોબારનો પડતો હતો. એ તેમની જીંદગીની સુખી શરૂઆત હતી.

---

# પ્રકરણ ૪ થું.

## મુંબઇ તરફ પ્રયાણની તૈયારી.



ઠીયાવાડનાં એક નહાના ગામડાંનાં બેઠી બાંધણીનાં એક ઘરમાં આજે મોટી ઠીલચાલ થઇ રહી હતી. રોજનાં કરતાં લોકોનો અવર જવર આજે ઘણો હતો. બહારના આવનારાઓ ઘરમાં રહેનારાઓ સાથે કેટલીક વાતચીત કરી હળીમળી છુટાં પડતાં. ઘરમાં આજે તળ્યા તુળ્યા વસ્તુઓ બનાવવાની તૈયારીઓ ચાલી રહી હતી. તેથી કોઇ પણ જોનારને આજ કોઇ મોટી મુસાફરીએ જવાની તજવીજ થાય છે, એવો ભાસ થતો હતો. તે વખતમાં મુસાફરીનાં સાધન ઘણાં કઠણ હતાં. અને લોકો પણ તિર્થયાત્રા જેવી મુસાફરી સિવાય બીજી મોટી મુસાફરી કોઇ-કજ કરતા. ઘણે ભાગે તેવી મુસાફરી શ્રીમંત વર્ગજ કરી શકતો પગ રસ્તાની મુસાફરી વધુ કઠણ હતી. અને તેમાં લૂંટ ફાટ અને દગો ફટકો થઇ જવાનો ભય વધારે રહેતો. તેથી તિર્થયાત્રા જેવી લાંબી મુસાફરીએ જવું હોય તે વખતે સ્ત્રી છોકરાંઓને સાથે ન લેતાં ઘણે ભાગે છડા પુરૂષોજ પાંચ દશના ટોળામાં મુસાફરી કરતા. રસ્તાની ખરચી માટે જોઇતું

ધન પણ સાથે રાખી લેવું પડતું. તે વખતે હાલનાં જેમ દુર દેશાવરથી હુંડીઓ લખી યા તો મનીઓર્ડરથી નાણાં મેળવાનું સાધન ઘણું જુજ હતું. એટલે તે ભરૂસે રહી સાથે ધન લીધા વગર બહાર નીકળવાને કોઈ ભ્યાજબી ધારતું નહીં. રસ્તામાં ભાતાં વિગેરેની તજવીજ પણ પુષ્કળ રાખવી પડતી. અને જયાં રાતવાસો કરવો પડતો, ત્યાં પણ ઘણી સંભાળથી રહેવું પડતું હતું. કેટલાકો પગે ચાલીને તથા કેટલાકો બળદ જોડેલી ગાડીઓમાં મુસાફરી કરતા. અને સાથે સામાન ખપ જેટલોજ રાખતા. વધારે સામાન સાથે રાખવો પરવડી શકતો નહીં. આવી મુસાફરી જયારે કોઇને કરવી હોય ત્યારે તેની હીમતને બીજા લોકો વખાણતા અને આજુબાજુનાં ગામોમાંથી ઓળખીતા અને સગાં સ્નેહી લોકો તેમને મળવા વળાવવા વાસતે મોટી સંખ્યામાં આવતા. એટલો તેનો મહીમા હતો. તે વખતે એક દેશમાંથી બીજા દેશમાં સર સામાન તથા ઉપયોગી ચીજો લઇ જવા માટે વણઝાર ચાલતી. અને તે હાલનાં સાધનોની કેટલીક ગરજ પુરી પાડતી. કોઇ કોઇ શ્રીમંત સાહસીક વેપારીઓ છત અછતની વખતે ધન મેળવવા વાસ્તે તેવી વણઝારની મદદથી વેપાર રોજગાર કરવા એક બીજાને દેશ જતા આવતા. ને તેમાં તે સારૂં નાણું મેળવતા. બંદરીઆ વેપારીઓ સમુદ્રનો રસતો ખેડી દુર દેશાવરનો માલ પોતાનાં મુલકમાં લાવતા ને પોતાનાં મુલકનો માલ દુર દેશાવર વેર લઇ જતા. તેના સાધનમાં આગળ જણાવી ગયા પ્રમાણે લાકડાંનાં પાટીયાનાં બંધાવેલાં વહાણોને જાડાં લુગડાંની સઢો ચડાવી તેને ઉપયોગમાં લેતા, અને કોઇ કોઇ અગત્યની સફર વખતે પોતાનાં ઘરનો જણ મુસાફરીમાં સાથે જતો. અને તે જનારને વાસતે લોકો સારૂં માન ધરાવતા ને તેને ઘણોજ આદર ભાવ આપતા. તે સિવાયનાં બીજા લોકો ભાગ્યેજ મોટી મુસાફરીએ નીકળતા, કેમજે પોતાનાંજ મુલકમાંથી મહેનત મજુરી કરતાં જે સૂકો રોટલો મળી રહેતો તેમાં સંતોષ માનતા, અને મુસાફરીની સ્થીતિ ઘણી દુઃખમય હોવાથી આઘે જઇ વધુ પેદા કરવાની તકલીફમાં ઉતરવાને ખુશી જણાતા નહી. કોઇ ઘણોજ ગરીબ થઇ જાય, રોટલો મેળવવાનું સાધન દેશમાંથી બીલકુલ નાબુદ થઇ જાય ને માથે પાંચ પૈસાનું દેવું થઇ જાય એટલે તેમાંથી છુટકારો મેળવવા વાસતે ગરીબાઇનો ભોગ થયેલો માણસ આવી મુસાફરી કરવાને લલચાતો. અને તેનો તેવો વખત ઘણો કઠણમાં કઠણ ગણાતો. આવીજ સ્થિતિમાં હરીદાસને પોતાનું વતન છોડવું પડ્યું હતું, અને પાછળથી તેનાં ઘર કુટુંબને ઘણાં દુઃખી દીવસો અને

વ્હાલામાં વ્હાલા જનનો વિયોગી સમય પસાર કરવો પડયો હતો હરી-
દાસને પોતાનાં વતનમાંથી નીકળતી વખતે અને ઘરનાં માણસોથી છુટાં
પડતી વખતે ઘણી ઉદાસી ને ગમગીની ફેલાઇ રહી હતી. પણ સૌએ
પોતાનો વખત વિચારી ધીરજ રાખી હિમતથી હરીદાસને પોતાની
ઇચ્છા પ્રમાણે પરદેશમાં જવા દીધા. પરદેશમાં ગયા પછી હરીદાસની
સ્થિતિ સારી થઈ હતી ને હવે તો તેનાં ઘરનાં માણસોને તેડાવવાથી તે
લોકો તેની પાસે જવાની તૈયારી કરવામાં રોકાઇ રહ્યાં હતાં. જે વહા-
ણમાં પોતાનાં કુટુંબને તેડી લાવવાની હરીદાસે વહાણનાં નાખુદા સાથે
ગોઠવણ કીધી હતી, તે વહાણ મુંબઇની સફરે આવવાનું હતું. ને તેથી
વહાણના મોટા નાખુદાએ એક નાખુદાને હરીદાસને ગામ તેનાં કુટુંબને
તે વાતની ખબર કરવા તથા હરીદાસનાં ઘરનાં માણસોને સાથે તેડી-
લાવવા વાસતે મોકલાવ્યો હતો. જેથી તેની સાથે જવાની તૈયારીમાં
હરીદાસનું કુટુંબ આજે ગુંથાઇ રહ્યું હતું. ગામનાં લોકોને તે વાતની
જાણ થવાથી અને આજુ બાજુનાં ગામોમાં જ્યાં હરીદાસનાં નજીકનાં
સગાંઓ રહેતાં હતાં ત્યાં ખબર કહેવડાવવાથી એક પછી એક સગાં
સબંધી અને ગામનાં લોકો મુસાફરીએ જનાર કુટુંબને મળવા આવવાની
અવર જવર ચાલુ રહી હતી. તે વખતે આજનાં કરતાં લોકોમાં ભાવ
સારો હતો, અને તેથી એક બીજા અરસપરસ પ્રેમની નજરથી જોતા.
મુસાફરી દુરની હતી ને વળી આતો ધંધાને અર્થે જઇ ત્યાં રહેનાર
હોવાથી જાણે પોતાનુંજ એક અતલગનું કુટુંબ સદાને માટે પોતાનો
પ્યાર ને સ્નેહ છોડી જતું હોય તેવો ભાસ ગામમાં લોકોને થતો
હતો. અને ઘણાં દયાળુ લોકોની આંખમાં તો પાણી સુદ્ધાં આવી
જતાં. કેટલાકતો વખાના માર્યા વતન છોડવું પડે છે એવું કહી આવી
વેળાને ઘણીજ ધિક્કારતા. હરીદાસની સ્થીતિ પરદેશ ગયા પછી કેવી છે
તે ગામનાં લોકોની નજરે જોયલી ન હોવાથી તે વાતને તો કોઇ ધ્યાન-
માંજ લેતું નહીં. માત્ર અહીં દેશમાં ગુજરાનનું પુરૂ નહીં થવાથી દેશ
છોડી દુર દેશ જવું પડે છે એવો ખ્યાલ લોકોને કમકમાટ ઉપજાવનારો
લાગતો હતો. હરીદાસની મા પણ તેવાજ સ્વભાવના હતાં તેમજ
આવનાર લોકો ની પણ તેવી તેવી વાતોની હારમાળા ચાલુ રહે-
વાથી તેમના દીલને ઘણું લાગી આવતું. અને એ સવાલ તેના અંતઃકર-
ણને પણ કોરી નાંખતો હતો. એ દીવસ આવી દોડધામ ચાલુ રહ્યા પછી
આજે પરદેશ નીકળવાનાં મુહૂર્તનો દિવસ હતો. સવારનાં ૯ વાગ્યાનાં

સુમારનું ચોઘડીઉં સારૂં હતું. તે વખતે ઘરથી બહાર નીકળવાને હરીદાસનું કુટુંબ તૈયાર થયું. તેની સાથે પોતાનો દેશ, પોતાનું ગામ, પોતાની જન્મભૂમિ, પોતાની જગ્યા, પોતાનાં ઓળખીતાંઓ, અને સગાં સંબંધીઓથી વિખૂટાં પડવાનો પણ આજે સમય હતો. એક પછી એક એવા એવા વિચારો આવતાં હરીદાસની માની ધીરજ ખુટી જવા માંડી. લોકો પણ પોતાના પ્રિય જનોને વળાવવા જવાનું હોય ને જાણે સદાનું છુટું પડવાનું હોય તેમ એક પછી એક નહાનાં છોકરાંથી કરી સ્ત્રી પુરૂષો મોટી સંખ્યામાં મોટાં ટોળાનાં આકારમાં ભેગાં થયાં. ગદગદીત કંઠે અને દીલગીર ચહેરે એક પછી એક એમ સૌ ગ્રામ્યજનો જનાર કુટુંબને મલી ભેટીને છુટાં પડવાં લાગ્યાં. કેટલાક નીકટનો સંબધ ધરાવતા હતા તેવાઓ હાથમાં સાકરનો પડો શ્રીફળ અને સારાં શુકનવાળી ચીજો જનાર કુટુંબને ભેટ કરી પોતાની ફરજ અદા કરતા હતા. આમ લગભગ એક કલાક ચાલ્યા પછી સારા સુકન લઇ સૌ ગામને પાદર આવવા નીકલ્યા. ઘરથી પાદર સુધી આવતાં સુધીમાં અનેકવાર પાછું ફરી ફરીને ઘર સામે હરીદાસની માએ જોયા કર્યું. મારી જુની જગ્યા, મારાં વડીલોનું અસલી-ઘર, જેમાં અમારો ઘણા વખતનો વસવાટ તેને છોડીને ચાલી નીકળતાં અરે કઠણ હૃદયનાં દીલ તને કેમ ઇચ્છા થાય છે? મારી પ્રિય જન્મ ભુમિ! હવે હું તને કયારે પાછી મળીશ. તારો ભેટો પાછો થશે કે નહીં મને તારાં દર્શન થશે કે નહીં પણ હું તો અત્યારે લોહ જેવી કઠણ થઇ તને છોડીને જાઉં છું. આમ ઉદગાર કરતાં કરતાં તે પાદરે આવી પહોંચ્યાં. બંદર સુધી પહોંચવાને માટે રસ્તો કાપવા ને સર સામાન લઇ જવા એક બેલગાડી ભાડેથી ઠરાવી પાદરમાં તૈયાર રખાવી હતી. ગ્રામ્ય દેવતાઓની પુજા કરી તથા નમન કરી સફર સફળ થાય એવી સારી ઇચ્છાઓ મનમાં રાખી મુસાફરીએ જનાર કુટુંબ હવે છેલ્લી રજા મેળવવા વાસ્તે ઉભેલાં ટોળાં પાસે આવ્યું હરીદાસની માયે બધા પાસે હાથ જોડી પોતાની ભુલ થયેલી હોય તો તેની ક્ષમા માગી રજા લીધી. વધારે બોલવાની ઇચ્છા કરતાં પોતાનું હૈયું ભરાઇ આવ્યું કંઠ ગદગદિત થયો ને કાંઇ બોલી શકાયું નહીં. ટોળામાંના આગેવાન લોકોએ ધીરજ રાખી હિમત રાખવા કહ્યું ને આજે શુકનનો દીવસ છે માટે દીલગીર નહીં થવાનું ધ્યાનમાં લેવા કહ્યું. સૌ આવજો, દયાભાવ રાખજો, હરીદાસને ઘટીત કહેજો આમ અરસપરસનો વિવેક વહેવાર કરી છુટાં પડયાં. ને મુસાફરીએ જનાર બેલ ગાડીમાં બેસી આવેલા નાખુદા સાથે ગાડી હંકારી

બંદર ઉપર જવાનો રસ્તો કાપવા લાગ્યાં. ગાડીમાં બેઠા પછી હરીદાસની માનું ચિત સ્વસ્થ ન હતું. હરીદાસની પત્નિ તથા પુત્ર ક્યારે બંદર પહોંચીએ ને વહાણમાં બેસી મુંબઈ પહોંચી ક્યારે પોતાનાં વહાલાં જનને મળીએ તે વિચારમાંજ હતાં. હરીદાસની માનો વિચાર જુદોજ હતો. આજે તેનાં દીલને સખતમાં સખત આઘાત થતો હતો. તેને શાંતિ આપવામાં માત્ર પોતાના વહાલા દીકરા પાસે જવું છે અને જેમ જલદી જવાય ને જલદી પહોંચાય તો તેને મળવાથી પોતાનું દુઃખ ઓછું થાય એટલો સધ્યારો હતો. ગાડીમાં બેઠા પછી હરીદાસની માને આગલા સુખી દીવસો સાંભરી આવ્યાં, હું કોણ? મારૂં કુટુંબ કોણ? મારૂં ઘર કયું? મારી દશા કઈ? હું કયાં હતી! કયાં જાઉં છું! આમ વિચારે ચકડોળે ચડાવી ભ્રાંતિમાં મૂકી દીધાં. એક પછી એક એવા એવા વિચારથી તેનું માથું દુઃખવા આવ્યું ને હૃદયમાં થતા સખત આઘાતથી પોતાના હાલના જેવા વખતને સખતમાં સખત શબ્દોથી ધિઃકારી દીધો ને અંતઃકરણથી કેટલાક શ્રાપ દીધા. આવો વખત સાત ભવનાં વેરીને પણ ન હજો એમ પણ પોતાનાં મનની સાથે બબડ્યાં. એ વખતે એ સિવાય બીજો કંઇ વિચાર થતો નહોતો. જે વિચારો થતા હતા તે પોતાનાં સ્વવતનનાં પ્રેમનાં ઉંડાં અંકુરોના હતા. ગાડી પોતાનો રસ્તો કાપ્યે જતી હતી. લગભગ દોઢ કલાક વીત્યો હશે. વેળા બરાબર બપોરની થઈ બધાં ભૂખ્યાં હતાં. વળી જવાની તૈયારીનાં કામને લેઇ કંટાળ્યાં હતાં. તડકો પણ જરા જોરથી નીકળ્યો હતો જેથી વિશ્રાન્તિ લેવા સૌએ વિચાર કીધો. થોડું ચાલ્યા પછી એક તળાવ આવ્યું. કાંઠાપર લીલાવૃક્ષની હાર હતી ત્યાં છાંયો તથા પાણી જોઈ વિશ્રાન્તિ કરવા બેઠાં. ગાડીવાળે ગાડીમાંથી ચારો કાઢી બળદોને નાંખ્યો. મુસાફરોએ ભાતું કાઢી સાથેના નાખુદાને તથા ગાડીવાળાને ખાવા આપ્યું. પોતે પણ ભાતું લેઇ ખાવા બેઠા જે જેને ભાવ્યું તે ખાધું ને તળાવમાં જઇ પાણી લઈ પીધું, થાકેલાં જેથી ખાઈ પરવારીને વધુ આરામ લેવા માટે આડે પડખે થયાં. તળાવનાં પાણીની ઠંડકથી વળી લીલાં વૃક્ષો પવનના જોરે હાલવાથી તેમાંથી નીકળતો ઠંડો પવન બપોરના તડકામાં મજા આપતો હતો. બંદર હવે ઝાઝું દુર નહોતું જેથી બે કલાક એ રીતે આરામમાં ગાળ્યા પછી ગાડીવાનને ગાડી જોડવા સૂચના કીધી. ગાડી જોડાયા પછી સૌ ગાડીમાં બેઠાં ને આગળની માફક ગાડી ચાલવા લાગી, હળવે હળવે રસ્તો કાપતાં બીલકુલ બંદરની નજીક આવી પહોંચ્યાં. ચાર વાગ્યાનો સુમાર થવા આવ્યો હતો. ગામનો બંદર

કીનારો નજીક હતો. સૂર્યની રોશની પ્રકાશીત હોવાથી ગામનાં મેડી જેવાં ને નાનાં ઘરો દેખાવા લાગ્યાં. તે જોઇને મુસાફરોનાં મન રંજન થયાં. હરીદાસની માનું નામ રાધાબાઇ, સ્ત્રીનું નામ જશોદાબાઇ અને પુત્રનું નામ ધર્મદાસ હતું. બધા મુસાફરોમાં સૌના કરતાં ધર્મદાસને આજનો દીવસ ઘણો પ્રિય લાગતો હતો. જાણે ગાડીમાંથી નીચે કુદીપડી હમણાંજ બંદરે જઇ પહોચું એવી ઈચ્છા ધર્મદાસને થઈ આવતી. એવા એવા વિચારમાં રસ્તો કાપતી ગાડી ગામને પાદર આવી પહોંચી. ગામમાં હરીદાસનાં સગાંઓ હતાં પણ ત્યાં ન જતાં કોઇ ધર્મશાળામાં ઉતરવાનો વિચાર રાધાબાઇએ રાખ્યો હતો. જેથી ગાડીવાનને ગાડી ધર્મશાળાએ લેઈ જવા જણાવ્યું. ગાડીવાળો હુકમ મુજબ ધર્મશાળે ગાડી લેઇ ગયો. ને ત્યાં સૌ મુસાફર ગાડીમાંથી નીચે ઉતર્યાં. ગાડીવાળાને સાથે રાખી ધર્મદાસને ધર્મશાળાનાં રખેવાળ પાસે જવા કહ્યું, ને વહાણ રવાના થાય ત્યાં સુધી રહેવા કરવા વાસ્તે ધર્મશાળાની એક ઓરડી ઉઘાડી આપવા ને ઘટતો બંદોબસ્ત કરવાનું રખેવાળને કહેવા કહ્યુ. ધર્મદાસે રખેવાળને મળી સર્વે ગોઠવણ કરાવી. ગાડીમાંથી સામાન ઉતારી ઉતારાવાળી ઓરડીમાં રખાવ્યો, આ બધી ખટપટ કરતાં સાંજ પડવા આવી તેમજ બધાં થાકેલાં હોવાથી અત્યારે ગામમાં સગાંઓને ખબર કરવા ન જતાં બીજે દીવસ સવારમાં જવાનું ઠરાવી ગાડીવાન અને નાખુદાને ખાવાનું ભાતું આપી પોતે પણ ભાતું ખાઈ કરી રખેવાળ પાસેથી પાગરણનો બંદોબસ્ત કરાવી સૌ સૂઇ રહ્યાં ને રાતની રાત ત્યાંજ ગુજારી.





# પ્રકરણ ૫ મું.

## મુસાફરીનું વર્ણન.

બરાબર મળસ્કું થવા આવ્યું હતું. કુકડાં બોલવા લાગ્યાં. ધર્મશાળામાં ઉતરેલા મુસાફરોમાંથી જેને વહેલા જવાનું હતું તેઓ જવાની તૈયારી કરવા લાગ્યા, લોકો જાગૃત થયા ને ગામમાંથી પણ પ્રભાતિ ભજન વીગેરે ગાવાનો અવાજ સંભળાવા લાગ્યો. તે સાંભળી રાધાબાઇ બિછાનામાંથી ઉઠી સૌને ઉઠાડવા લાગ્યાં. એક પછી એક એમ સૌ ઉઠયાં. નાખુદો પણ રાત્રે ત્યાંજ સુતેલો હતો. રાધાબાઇનો સાદ સાંભળી તેપણ બેઠો થયો. વહાણ કયારે હંકારશે તે વાત નાખુદા પાસેથી જાણવા રાધાબાઈએ પ્રશ્ન કર્યો. ઘણું કરી આજે સાંજે અથવા આવતી કાલે સવારનાં સુર્યોદય વખતે હંકારશે એમ નાખુદાએ જણાવ્યું. માલમને મળી ચોક્કસ ખબર તમને આપી જઇશ, એમ પણ નાખુદાએ કહ્યું. રાધાબાઇએ તેનો ઉપકાર માન્યો ને નાખુદો રજા લેઇ વહાણ ઉપર માલમને મળવા ગયો. ગાડીવાન પણ પાસેજ ઉભેલો હતો. તેને બોલાવી ઠરાવેલું ભાડું ને ચાર આના વધારે બક્ષીસના આપી રાધાબાઇએ ગાડીવાનને રાજી કર્યો. સાથે વળતાનું થોડુંક ભાતું પણ આપ્યું. તે લઇ ગાડીવાન ખુશી થતો, રાધાબાઇની રજા મેલવી પોતાને ગામ જવા રવાના થયો. સવાર પણ થવા આવી. પ્રાતઃવિધિ અને સ્નાનવિધિમાંથી પરવાર્યા પછી ગામમાં સગાંઓને ખબર કરવા ધર્મદાસને મોકલવા વિચાર્યું જે મુજબ તેમાંથી પરવારી રહ્યા પછી ધર્મદાસને ગામમાં સગાંઓ પાસે મોકલ્યો અને આપણે પરદેશ જઇએ છીયે એવી હકીકત કહેવાને કહ્યું. ધર્મદાસે ગામમાં જઇ સગાંઓનું ઘર પુછી સર્વેને મલ્યો ને બધી હકીકત કહી. સગાંઓએ સારો સત્કાર કર્યો ને પોતાને ત્યાં નહીં ઉતરવા બદલ ઠપકો આપ્યો. સગાઓનાં સ્ત્રી પુરૂષનું મંડલ ધર્મ-

શાળામાં રાધાબાઇ પાસે આવ્યું. કુશળ સમાચાર ને બધી હકીકત જાણી લીધી. રાધાબાઇને ગામમાં આવવા આગ્રહ કર્યો ને ધર્મશાળામાં ઉતર્યાં તે ઠીક નહીં કીધું જણાવ્યું. રાધાબાઇએ સગાંઓનું માન રાખવા બપોરનું જમણ તેમને ત્યાં કરવાનું સ્વીકાર્યું ને સૌની સાથે ગામમાં આવ્યાં. ઘણે દુર દેશાવર જતાં હોવાથી ને હવે પાછો કયારે મેળાપ થશે તે નક્કી નહીં હોવાથી સગાંઓએ ઉત્તમ મીષ્ટાન તૈયાર કરી સર્વેને જમાડયાં ને તેઓને રાજી રાખવા દરેક પ્રયત્ન કરવા લાગ્યાં. સગાંઓ પણ એકપછી એક આવતાં ગયાં ને પોતા તરફની બધી હેતમાયા દેખાડવા એક બીજાની સ્પર્ધામાં પડયાં હોય તેવો ભાવ દેખડાવવા લાગ્યાં. બરાબર ત્રણનો શુમાર થવા આવ્યો હશે ત્યારે ધર્મશાળામાં નાખુદે આવી તપાસ કરતાં રાધાબાઇ ગામમાં સગાંઓ પાસે ગયા છે એવી ખબર પડી. ઠેકાણું પુછી ત્યાં આવ્યો અને સાંજના સાડાપાંચ વાગે વહાણ હંકરાવાની ખબર કહી. જેથી રાધાબાઇ અને તેનાં સગાંઓનું જુથ ઉતારે આવ્યું. ત્યાંથી સર સામાન વીગેરે મજુરો સાથે ઉપડાવી સૌ બંદર કાંઠે આવ્યાં. સામાન વહાણમાં નંખાવી પાણીની જોગવાઇ પણ કરાવી લીધી. સગાંઓમાંનાં એક આગેવાને વહાણનાં માલમને પોતાની પાસે બોલાવી રાધાબાઇ વીગેરેને સંભાળીને લઇ જવા ઘટતી ભલામણ કરી. માલમ એજ ગામનો રહેવાસી હોવાથી વળી ગામનાં વેપારીઓ સાથે વારંવાર કામકાજનાં પ્રસંગમાં આવવું પડતું હોવાથી તે વેપારીઓનો સારો મર્તબો રાખતો હતો. તેણે વિવેકથી જવાબ આપતાં કંઇ ફીકર નહી કરવા જણાવ્યું. વહાણ હંકારવાને હવે થોડીકજ વાર હોવાથી સાથે આવનારાં મુસાફરોને વહાણમાં બેશી જવા માલમે કહ્યું. રાધાબાઇ સૌ સગાંઓને મળી ભેટી વિદાયગિરી મેળવી સહ કુટુંબ વહાણમાં બેઠાં, પોતાનાં કુટુંબ સિવાય બીજો એક પણ મુસાફર વહાણમાં ન્હોતો. ધર્મદાસને વહાણમાં બેસવાથી ગમત પડી. તે આજુ બાજુ જોવા લાગ્યો. વહાણ ચલાવવાને દશેક માણસો વહાણમાં હતાં. તેમાં જે મુખી હતો તેને સૌ માલમ કહેતા. અને બીજાઓને નાખુદા કહેતા. માલમના હુકમથી બે ત્રણ નાખુદાએ વહાણને સઢ ચડાવ્યું. વહાણ વહેલું મોડું પહોચવાનો આધાર પવનની ગતિ ઉપર હતો. જો પવન સીધો હોય તો મુંબઇની મુસાફરી બેજ દીવસની હતી. ને જો પવન સીધો ન હોયતો અઠવાડીઉં કે તેથી વધારે વખત પણ લાગી જતો. સઢ ચડાવ્યા પછી માલમે વહાણનું લંગર ઉચકવા હુકમ કર્યો. જેથી લંગર ઉચકીને વહાણને ખાડીમાંથી સમુદ્રમાં લઈ

જવાનાં માર્ગે હંકાર્યું. વહાણ ચાલતું થયા પછી માલમ વહાણનાં એક ખુણાં આગળનાં ઊંચા ભાગમાં જ્યાં હોકાયંત્ર ગોઠવેલું હતું ત્યાં આવી બેઠો તે હોકાયંત્ર દિશા જાણવાને માટે રાખવામાં આવે છે. અને માલમનું કામ તે હોકાયંત્ર સાચવવાનું ને વહાણને ધારેલી દીશાએ લઇ જવાની ગતિપર મૂકવાનું હતું. તે હોકાયંત્ર વડેજ નાખુદા લોકો વહાણને ધારેલી દિશાએ લઇ જઇ શકે છે, તે કામ જોખમ ભર્યું હોવાથી માલમ પોતે કરે છે ને બાકીનું બીજું કામ નાખુદાઓ કરે છે. વહાણ ખાડીમાંથી પસાર થઇ સમુદ્રની સપાટીપર આવ્યું. પાણી વધારે કાળાંને ઊંડા જણાયાં રાધાબાઇ અને તેનાં કુટુંબને સમુદ્રની આ પહેલીજ મુસાફરી હતી. થોડો વખત તો વહાણ, સમુદ્ર, તેમાં ઉછળતાં મોજાંઓ ને માછલાં વીગેરે જણાતાં જીવડાંઓ, કીનારો અને આજુ બાજુની વસ્તુઓ જોવામાં ઠીક ગમત પડી. પણ હવે તે ભારે પડવા આવી. સમુદ્રની અંદર જેમ જેમ વહાણ ચાલવા લાગ્યું. તેમ તેમ પાણીનાં મોજાં જોરથી ઉછળી વહાણ સાથે અથડાવા લાગી વહાણને હાલક ડોલક કરી મૂકવા લાગ્યાં. કોઇ કોઇ ઘણુંજ જોરથી પાણીનો ઉછળતો મોજો વહાણમાં આવી પડતો ને તેથી અંદરનાં બેઠેલાં માણસો ભીંજાઇ પણ જતાં. તેમાંથી ભીંજાઇ ન જવા માટે અંદર બેઠેલાં ઊતારૂને પોતાની જગ્યા ફેરવવાની જરૂર પડી. ઊઠીને ઊભાં થવા લાગ્યાં તો માથે ચક્કર આવીને ઊભાં થઇ શકાયું નહી. જેમ તેમ કરી હાથ ટેકી ટેકીને પોતાની બેઠક બદલી. પણ તકલીફ વધી પડી. રાધાબાઈ અને જસોદાબાઇનો સ્થીતિ સરખીજ હતી. હજુ ધર્મદાસ કંઇક ટકર ઝીલી શકે તેવી સ્થીતિમાં હતો. જેમ જેમ વેગથી વહાણ રસ્તો કાપવા લાગ્યું, તેમ તેમ પાણીનાં મોજાં વહાણ સાથે જોરથી ઉછળી પડીને વહાણને વધારે ડોલાયમાન કરવા લાગ્યાં. તેથી અંદરનાં મુસાફરોને ફેર ચડવા લાગ્યો. મોઢે મોર આવ્યા. ઓબકા થયા ને છેલ્લે ઓકારીઓ પણ થઈ. પરંતુ તેટલેથીજ મુસ્કેલી ઓછી થાય તેમ નહોતું. કોઇ કોઇને મદદ કરી શકે કે ખબર અંતર પુછી શકે તેવી સ્થીતિમાં કોઇ નહોતું. ધર્મદાસ માત્ર પોતે પોતાનેજ સંભાળી શકે તેવી સ્થીતિમાં હતો. તેથી વધારે તેનાંથી બની શકે તેમ નહોતું. રાધાબાઇ અને જશોદાબાઇની સ્થીતિ તો દયાજનક હતી. પણ કરેશું ? કંઇ ઉપાય નહોતો. વહાણના નાખુદાઓ બધું જોતા હતા. પણ જાણે કંઇજ બનતું નથી તેની માફક કશી દરકાર કીધી નહી. તેઓને રોજનાં અનુભવથી તે જાણુતા હતા કે, પેટનો બધો વમળ જ્યારે મોઢા વાટે બહાર નીકળી જશે, દરિયાઈ હવાની અસર થશે, ત્યારે

આપોઆપ એની મેળે બંધ પડશે. તેની પહેલાં કંઇ પણ ઉપચાર કરવો નકામો છે, જેથી તેની કંઇ પણ દરકાર કર્યા વગર બધી સ્થીતિ જોયા કીધી. રાત્રી પડી ગઈ હતી. નાખુદાઓ પોતાનો ખોરાક લેવાની ગોઠવણમાં પડયા. એટલે માલમે મુસાફરોની ખબર લેવા નાખુદાને હુકમ કર્યો. એક નાખુદાએ રાધાબાઇ પાસે આવી જોયું તો તે બેહોશ જેવી હાલતમાં હતાં. જસોદાબાઇની હાલત પણ તેવીજ હતી. માત્ર ધર્મદાસ સહેજ શુદ્ધિમાં હતો. પણ તે ગભરાઇ ગયેલો હતો. તે ફીકરમાં પડયો હતો કે, પોતાની મા અને દાદી જીવતે જીવતાં મુંબઈ પહોંચશે કે કેમ ? આવી સ્થીતિમાં પણ નાખુદાએ નહી કંઇ મદદ કરી, નહી કંઈ ઉપચાર કર્યો, ઉલટું ટગર ટગર સામે જોઈ બેદરકાર રહ્યા એટલે તેના ઉપરથી વિશ્વાસ ઊઠી ગયો હતો. આંખમાંથી આંસુનાં પાણી સરતાં હતાં. નાખુદાએ તેની પાસે આવી ખબર અંતર પુછવાથી તેનું હૈયું ભરાઈ જઇ કશું બોલી શકાયું નહી. નાખુદાએ હીમત રાખવા કહ્યું ને કંઈ ફીકર ન કરવા જણાવ્યું. હૃદયનો ઊભરો ખાલી થયા પછી ધર્મદાસે નાખુદાને કહ્યું કે, જે રીતે મારી મા અને દાદીને ઓછું દુઃખ થાય ને તે બચવા પામે એવા ઉપાય કરો. નાખુદાએ સમજ પાડીકે પહેલી મુસાફરી છે માટે શરૂઆતમાં એમજ થાય. થોડી વારમાં બધું ઠીક થઈ રહેશે એમાં કાંઈ ચિંતા કરવા જેવું નથી. એનો કાંઇ ઉપચાર કરવાની જરૂર નથી. એમને એમ રાતની રાત સૂઇ રહેવા દેઓ. સવાર થતાં તદન સારૂં થઇ જશે. તમારે ખાવાની ઇચ્છા હોય તો થોડુંક ખાઓ નહીતો તમે પણ સવારે ખાજો. ધર્મદાસને ખાવાની ઇચ્છા હતીજ નહીં ને હતી તે આ વ્યાધીમાં જતી રહી, જેથી ખાવાની ના કહી. પણ થોડુંક પાણી લાવવા કહ્યું, નાખુદાએ પાણી લાવી આપ્યું ને મોઢું સાફ કરી કોગળા કરી થોડુંક પીધું. પોતાની મા તથા દાદી પાસે પાણી લેઇ જવા કહ્યું. નાખુદાએ તે પ્રમાણે પાણી લઈ જઇ જરા મોઢું સાફ કરાવી તેઓને સુવાની જોગવાઇ કરી આપી ને પોતાની પાસે તીખાં મરી વીગેરે હતું તે આપ્યાં ને મોઢામાં રાખવાને કહ્યું. વહાણમાં બેઠા પછી આ ઉપડેલી વ્યાધીની ઘણી તકલીફથી મુસાફરો અકળાઈ ગયાં, શક્તિહીન થઇ ગયાં, આંખો ઉઘાડીને જોઈ શકાય તેવી હાલતમાં ન રહ્યાં, તેથી આંખો મીચી પડી રહ્યાં. વખત ઠંડીનો હતો પણ ઓઢવાનું સાધન સાથે પુરૂં હતું તેથી માથે ઓઢીને સૂઇ રહ્યાં ને વખત જતાં નિદ્રાપણ આવી ગઈ એટલે રાત કેવી રીતે ને કેમ પસાર થઈ તેની કાંઇ ખબર પડી નહીં. સવાર થવા આવ્યું તેથી સૌ જાગૃત અવસ્થામાં આવ્યાં. રાત્રે જે

પીડા હતી તે અત્યારે નહતી પણ અશક્ત થઈ ગયાં હતાં, જાણે ઘણા દીવસની બીમારીમાંથી ઉઠયાં હોય તેનાં જેમ શરીર લેવાઈ જવા જેવાં થઈ ગયાં હતાં, પણ વહાણતો પોતાનો રસ્તો કાપે જતું હતું. જરા તડકો પણ થયો, દરિઆઈ હવા લાગી ને શરીરમાં ચૈતન્ય આવવા લાગ્યું. પેટમાંથી વમળ ઘણું નીકલી જવાને લીધે પેટપણ ખાલી થયાં હતાં, તેમજ દરિઆની હવાથી ભૂખ લાગવાની પૂરી અસર થઈ. સૌએ ઉઠીને દાતણ કીધાં, મોઢાં ધોઈ સાફ કીધાં ને સૌને ખાવાની ઈચ્છા થઈ. ફેર, મોર ઓબકા ને ઉલટીમાંનું અત્યારે કંઈ નહતું, તેથી વહાણમાં હરી ફરી શકવા જેટલી હીમતમાં પણ આવ્યાં, ભાતું કાઢી સૌએ ભાવ્યું તે ખાધું, પાણી પીધું લવીંગ સોપારી ખાધાં ને શરીરને કૌવતમાં લાવ્યાં. ધર્મદાસ અત્યારે પુર શુદ્ધિમાં હતો. રાતની પીડા જરાપણ ન હતી, નાખુદા ઉપર જે અવિશ્વાસ ઉપજ્યો હતો તે પોતાની અણસમજનું કારણ હતું એમ હવે સમજાયું, હવે તો જરા હરવા ફરવાની ઇચ્છા થઇ, જેથી માલમ જ્યાં હોકાયંત્ર આગળ બેઠો હતો ત્યાં પોતે પણ જઈ બેઠો. કુદરતની અલૌકીક લીલા જોવાની આ સારી તક હતી એમ પોતે માનવા લાગ્યો. દરીયામાં નજર નાંખતાં તેમાં વસનારાં પ્રાણીઓ માછલાં, મગર વીગેરે દેખાવા લાગ્યાં. ઘણે દુરસુધી સમુદ્રમાં નજર ફેંકી શકાતી હતી. જેથી પોતે જે વહાણમાં બેઠો હતો તેવાં કેટલાંક વહાણો પણ છેટી નજરે દેખાવા લાગ્યાં. પોતાનું વહાણ પાણીને ચીરી કેવી રીતે ચાલ્યું જતું હતું તેપણ જોવામાં આવ્યું. કીનારા તરફ નજર કરતાં કોઇ કોઇ ઠેકાણે ગામ શહેરો જણાવા લાગ્યાં. દીવાદાંડીઓ પણ નજરે પડતી, અને બધો દેખાવ રમણીય લાગતો. હોકાયંત્ર દીશા જોવા સંભાળવાને માટે કેટલું ઉપયોગી સાધન હતું તેપણ ધ્યાનમાં આવ્યું. જ્યારે જ્યારે પવન મંદ પડતો, તે તે વખતે નાખુદાઓ વહાણની બેઉ બાજુએ બેસી હાથમાં હલેસાં લઈ વહાણનો વેગ ચાલુ રખાવતા હતા. અને જ્યારે જ્યારે પાણીનાં મોજાં ઉછળી વહાણમાં આવતાં ત્યારે તો તે પાણી બહાર કાઢવાને માટે ઘણી મહેનત કરવી પડતી હતી. કેટલાક નાખુદા રસ્તે માછલીનો શીકાર માછલી પકડવાની દોરીઓથી કરતા હતા. આ દેખાવ ધર્મદાસને ત્રાસદાયક માલુમ પડયો અને ખોરાક બનાવવા વાસ્તે જ્યારે અગ્નિ ઉપર તેને ચડાવતા ત્યારે તેમાંથી નીકળતી ગંધથી મુસાફરો તોબાહ કરી જતા. અને ઘણી સૂગ આવતી. પણ નાખુદાઓને તો હમેશનો ખોરાક અને કર્તવ્ય હોવાથી તેમને તો કંઇ લાગતું નહી. જ્યારે જ્યારે નાખુદા ખુશ થતા, ત્યારે ત્યારે પોતાનું ગાન ચલાવતા ને ઘણી

મસ્તી કરતા. આવી રીતે બે દીવસને ત્રણ રાત વહાણ ચાલ્યા પછી પવન સીધો હોવાને લીધે ત્રીજે દાવસે તોફાનનું કંઇપણ વિઘ્ન આવ્યા વગર વહાણ સાંજના છેક સાત વાગે મુંબઇના કિનારામાં દાખલ થયું, ને રાત્રી પડી જવાથી કોઇએ પણ વહાણમાંથી નહીં ઉતરતાં રાતની રાત વહાણ-માંજ રહેવા સૌએ ઠરાવ કીધો ને માલમે એક નાખુદાને વહેલા ઉઠી હરીદાસને ખબર કરવા જવાને કહી દીધું.

## પ્રકરણ ૬ ઠું.

### મુંબઈમાં આગમન.

શિયાળો પુર જોસમાં ચાલી રહ્યો હતો, વસંત રૂતુને હજુ વાર હતી. લાગતી ઠંડીથી લોકો વહેલા ઉઠવાને બદલે કંઇક મોડું ઉઠવાનું પસંદ કરતા જેથી પથારીમાં પડયા પડયા આળોટતા હતા. ઠંડીની રૂતુથી લોકોની આરોગ્યતા સારી હતી, કોઇ કોઈ ભાવિક જનો પ્રભુનાં દર્શનાર્થે જવા વહેલા ઉઠી ગરમ સાલ ઓઢીને કે માથે રૂમાલ બાંધીને રસ્તે ચાલતા જણાતા હતા. સીપાઇ દાદા પણ આંખો ચોળતા અને આળસ મરડતા પોતાની ડયુટી પુરી થવાથી તેની જગ્યા પર બીજા આવનાર ભાઇબંધની વાટ જોતા ઉભા હતા, સવારનો વખત હોવાથી દોડધામ ન હોવાને લીધે બધું શાંત જણાતું હતું. આ વખતે એક દેશી નાખુદો વીરસેન શેઠની પેઢી ઉપર આવી હરીદાસની પુછપરછ કરવા લાગ્યો. એક નોકરે તેનું શું કામ છે ને તમે કોણ છો એવો પ્રશ્ન કર્યો. નાખુદાએ હરીદાસનું કુટુંબ પોતાના વહાણમાં આવ્યાની હકીકત કહી સંભળાવી ને તેના ખબર આપવા વાસ્તે પોતે આવેલ છે એમ પણ કહ્યું. પેઢીનો નોકર તે સમાચારથી હર્ષમાં આવી ગયો, જલદી જલદી પોતાના કામથી પરવારી નાખુદાને હરીદાસ પાસે લઇ ગયો ને પોતે જાણેલી હકીકત હરીદાસને કહી સંભળાવી. તે સાંભળી હરીદાસને આનંદનો પાર રહ્યો નહીં. ઘણાજ પ્રેમથી નાખુદા સાથે તે વિષેની વાત ચીત ચલાવી

ખબર અંતર પૂછી. જેમ જેમ પોતાનાં ઘરનાં એક પછી એક માણસનું નામ લઇ નાખુદો સમાચાર કહેવા લાગ્યો તેમ તેમ તેઓને મળવાની અધીરાઇ હરીદાસને વ્યાપી ગઇ. દાતણ કરતા હતા તે જલદી આટોપી લઇ ગરમ પાણી તૈયાર હતું તેથી નાહી લીધું રોજના નિયમ પ્રમાણે પાઠ પૂજાદિક ક્રિયાઓ આનંદાવેષમાં જલદીથી પુરી કરી કપડાં પહેરી લઇ પોતાનાં કુટુંબને બંદર ઉપર લેવાને એક નોકરને સાથે રાખી નાખુદા સાથે જવા તૈયાર થયો, ને બહાર રસ્તા પર નીકલી એક વિકટોરીઆ બંદર સુધીની ભાડે કરી લીધી. વિકટોરીઆ ગોદીમાં દાખલ થઇ કે નાખુદાએ લાંબો હાથ કરી આંગળીથી પોતાનું વહાણ દેખાડવી તેની અંદર ઉભેલાં હરીદાસના કુટુંબને છેટેથી ઓળખાવ્યું. આ તરફ સવાર પડવાથી માલમે વહાણનાં ઉતારૂઓને તૈયાર થવા જણાવ્યું. બધા ઉતારૂઓમાં ધર્મદાસ તો મુંબઇનો કિનારો જોઇનેજ છક્ક થઇ ગયો. પોતે જે વહાણમાં બેસીને આવ્યો હતો તેવાં અનેક વહાણ મુંબઇને કિનારે લાંગરેલાં હતાં, જરા આઘે નજર નાંખતાં વિલાયત જનારાં-આવનારાં મોટાં યાંત્રીક વહાણો નજરે પડયાં, ગોદી પણ પાકી બાંધણીની અને સગવડતાવાળી જણાઇ. શહેરનો દેખાવ અલૌકિક ભાસ આપતો હતો, સાત વાગતાંમાં તો જુદી જુદી જાતનાં લોકો નજરે પડવા લાગ્યાં, ને તે કઇ જાતનાં છે તે ઓળખવાનો પરીચય કોઇ દીવસનો નહીં હોવાથી નવાઈ જેવું લાગવા માંડયું. આવા મોટા શહેરમાં તેના બાપા કયાં રહેતા હશે તેનો વિચાર થઇ આવ્યો. પોતાની દાદીને પુછવા લાગ્યો કે માજી મારા બાપા આમાં ભુલા તો નહીં પડી જાય ? ખરેજ વસ્તુ સ્થિતિ તેવી હતી જેથી તેનું તે બોલવું હાસ્યમાં મુકી દેવા જેવું ન હતું. હવે તો બધાની ઇચ્છા ક્યારે હરીદાસ આવે ને ક્યારે તેને ભેટીએ એવી અધીરાઇ આવી ગઇ હતી. છેટેથી એક વિકટોરીયા ગોદીમાં દાખલ થતી જણાઇ અને તે પોતાનાં વહાણ તરફ આવતી જોઇ માલમે હરીદાસ આવવાની અટકળ કરી તેના ખબર રાધાબાઇને કરવાથી, તે સાંભળી આખું કુટુંબ હોસમાં ઉભું થઇ ગયું ને એક નિમિષે આવતી ગાડી સામે જોઇ રહ્યાં. ગાડી પણ પુર વેગથી આવતી હતી ગાડીમાં બેઠેલાની સ્થીતિ પણ તેવીજ હતી, ને તે પણ તાકી તાકીને વહાણ સામું જોઇ રહ્યો હતો, ગાડી હવે તો છેક વહાણની પાસે આવી પહોંચી ને હરીદાસે પોતાનાં ઉભેલાં કુટુંબને ઓળખી લીધું. વહાણમાં ઉભેલાંઓએ ગાડીમાં આવનાર તે હરીદાસ છે કે કેમ તેની અટકળ કરવામાં રોકાઇ ગયાં. તેટલામાં તો

ગાડી ઉભી રહીને હરીદાસ તેમાંથી નીચે ઉતર્યો, ને વહાણુમાં દાખલ થવા જોરથી પોતાના પગ ઉપાડયા. હરીદાસને દેશ છોડયે ત્રણથી વધુ વર્ષ થવા આવ્યાં હતાં. વળી મુંબઈમાં આવ્યા પછી સુખમાં પડવાથી શરીર પણ મજબુત થયું હતું અને દેશ કરતાં મુંબઇનો પહેરવાસ કંઇ જુદો હોવાથી તે આવનાર હરીદાસ છે એમ એકદમ વહાણુમાં ઉભેલાં અટકલી શકયાં નહીં, તેથી નિરાશ થયાં તેટલામાં તો હરીદાસ બરાબર વહાણુને કાંઠે આવ્યો, જાડાં કાપડનાં સીવેલાં દેશી પોષાકમાં સજ થયેલાં પોતાની મા, સ્ત્રી અને પુત્રને વહાણુની અંદર જોયાં. વહાણુમાં ઉભેલાં-એએ પણ પોતાનાં આપ્તજનને ઓળખ્યો. અને એક બીજા હેતથી ભેટી પડવાને તલપાપડ થઇ રહ્યાં, કાંઠેથી અંદર ઉતરી હરીદાસ માજીનાં પગમાં પડયો. ઘણા પ્રેમથી માજીએ ત્યાંથી ઉઠાડયો ને આંખોમાં હર્ષાશ્રુ આવી ગયાં, આજે પોતાના દીકરાને પુરતંદુરસ્તીમાં ને સુખી ચહેરે નજરે જોવાથી દેશમાંથી નીકળતી વખતે જે દુઃખ રાધાબાઇને થયું હતું તેનો બદલો આજના આનંદથી વળી ગયો, ધર્મદાસ પણ પાસે આવી પિતાને પગે પડયો પોતાનાં પુત્રને ચીરંજીવીને સુખી રહોના આશીર્વાદથી નવાજી હરીદાસ ઘણાંજ પ્રેમથી પુત્રને ભેટયો, હવે મળવામાં માત્ર એકજ વ્યક્તિ બાકી રહી હતી. પણ હીંદુ રીવાજ પ્રમાણે માજીની હાજરીમાં બની શકે તેવું ન હોવાથી તેઓ આંખના નિમિષથી ભેટયાં, અંતઃકરણની લાગણીઓથી ભેટયાં, ને શીરના નમનથી ભેટયાં. એક બીજાને ભેટી કરી સૌ વહાણુથી બહાર કીનારા પર આવ્યાં. પોતાનો સરમાન વહાણુમાંથી બહાર કઢાવી કીનારે રખાવ્યો ને બે ગાડીઓ ભાડાની મંગાવી તેમાં સામાન ભરાવ્યો. માલમ પાસેથી ઘર તરફ જવા રજા માગી અને પોતાને ઘેર આવવા માલમ તથા નાખુદાઓને આગ્રહ કર્યો. હમણાં નહીં પણ પછી જરૂર આવશું એમ કહી માલમે તેનો જવાબ વાળ્યો. જરૂર આવજો કહી તેનાથી હરીદાસ છૂટો પડયો ને પોતાના કુટુંબની સાથે ગાડીમાં બેસી ઘર તરફ આવવા રવાના થયો. પોતે એકલોજ હોવાથી એક નાનો સરખો રૂમ ભાડેથી રાખલો હતો, ને જમવા કરવા વાસ્તે એક બ્રાહ્મણ રસોઇઓ રાખી એક પોતે અને બીજા ત્રણ ચાર જણા સાથે જમતા હતા અને તેનું ખર્ચ વરાડ પડતા હીસાબે દરેક જમનાર દરેક માસે ચૂકવી આપતો, એ તેની ગોઠવણ હતી, ને હાલ તુર્ત વેળા બીજું સાધન ન હોવાથી હરીદાસ પોતાના કુટુંબને ત્યાંજ તેડી લાવ્યો. બંદર ઉપર લેવા જતી વખતે બ્રાહ્મણને રસોઈ વધારે કરવા તથા

ગરમ પાણી વીગેરે કરી રાખવાની તજવીજ કરવા કહી ગયેલ તે પ્રમાણે બધું તૈયાર કરી રાખવામાં આવ્યું હતું, ઘર આગળ ગાડીઓ ઉભી રખાવી સૌ ગાડીમાંથી નીચે ઉતર્યા ને હેલકરી બોલાવી ગાડીઓમાંથી સામાન બહાર કઢાવી તેની સાથે સામાન ઘર ઉપર મોકલાવી આપ્યો. ગાડીવાળાને ભાડું ચુકાવીને હેલકરીને મજુરી આપી તેઓને વિદાય કીધા પછી સૌ ઉપર આવ્યા. દરીઆની મુસાફરીથી કંટાળીને અને વહાણમાં ચડેલા ફેર તથા ઉલટીથી ને ખોરાક મનગમતો ન લેવાવાથી બધાંનાં શરીર કૃષ થઇ ગયાં હતાં, તેમ થાકયાં પણ હતાં, હાજત જવાની, દાતણ પાણી કરવાની નહાવા ધોવાની અને તેને લગતી બધી તજવીજ કર્યાપછી, સૌએ તે કામ-માંથી પરવારી બીજાં કપડાં પહેર્યા, રસોઈ પણ તૈયાર થઇ રહી હતી જેથી સૌને જમાડયાં ને તે પછી પાન સોપારી ખાઈ તેઓને આરામ લેવા માટે બિછાનાં કરાવી આપ્યાં, જ્યાં તેઓ ગયાપછી હરીદાસ દુકાને જવા તૈયાર થયો. દુકાનનું ઘણું ખરૂ કામકાજ હરીદાસને પુછીને તથા તેની સલાહ પ્રમાણે થતું હોવાથી ગયા વગર ચાલે તેવું નહોતું. જેથી માજી વીગેરેની રજા લઇ દુકાન ઉપર આવ્યા. રોજ કરતાં આજે હરીદાસનું મન ઘણું પ્રફુલ્લિત હતું. મુખ ઉપર આનંદ છવાઇ રહ્યો હતો. બોલવામાં વાત કરવામાં ને ધંધારોજગારમાં પણ આનંદની લહેરો આવતી હતી. દુકાનનાં માણસ પણ હરીદાસનું કુટુંબ આવી જવાના સમાચારથી ખુશી થયાં હતાં. વીરસેન શેઠને પણ તેનાં સમાચાર કહેવડાવ્યા હતા. જેથી તેઓ પણ સાંજની વખતે દુકાને આવ્યા ને હરીદાસને મળી જમવા કર-વાની ને ઉતરવા વિગેરેની સગવડ કયાં અને કેવી કરી તે જાણી લીધું. જ્યાંસુધી સારૂં મકાન મળે નહીં ત્યાંસુધી તમે અને તમારૂં કુટુંબ આપણે ત્યાં રહેવા કરવા અને જમવા વીગેરેનું રાખજો એમ વીરસેન શેઠે હરી-દાસને કહ્યું. શેઠનું વચન ઉથાપવું તે હરીદાસને કદીપણ રૂચતું નહીં, જેથી તે શેઠનાં કહેવાને સંમત થયો ને અમે તો આપનાંજ છીએ અમને આપ-નોજ આશરો છે એમ કહી વીવેક કર્યો. પોતાની ઘરની ગાડીમાં હરીદાસનાં કુટુંબને પોતાને ઘેર લઇ જવા શેઠે એક બીજા નોકરને હુકમ કરવાથી તે પ્રમાણે તેનો અમલ થયો ને હરીદાસને પણ દુકાનનું કામ આટોપી વેળા-સર ઘેર આવવા કહી શેઠ ત્યાંથી ચાલ્યા ગયા. હરીદાસ પણ દુકાનનું કામ ઝટપટ આટોપી વેળાસર શેઠને ત્યાં ગયો ત્યાં બધાં ભેગાં મળીને જમ્યાં ને એક બીજાની ખબર અંતર તથા સુખ દુઃખના સમાચાર પુછી હકીકતથી વાકેફ થઇ મોડું થઈ જવાથી સૌ સૂઇ રહ્યાં.

---



# પ્રકરણ ૭ મું.

## માધવદાસની શરૂઆત.

બે ચાર દિવસમાં હરીદાસે કાલબાદેવીના મોટા રસ્તા પર એક સારૂં મકાન જોઇ તેમાં જગ્યા ભાડે રાખી લીધી. ઘરમાં જોઇતો સરસામાન તથા રાચરચીલું વિગેરે બજારમાંથી ખરીદી લાવી ઘરમાં ગોઠવી મૂકયું, ને તે પછી સૌ તેમાં રહેવા લાગ્યાં. ઘરનું પરચુરણ કામ કરવા માટે એક ઘર ઘાટી પણ રાખી લીધો, અને જેમ જેમ જે જે ચીજોની જરૂર પડતી ગઇ તેમ તેમ તે તે ચીજો પુરી પાડી. ધર્મદાસને દેશમાં ભણવા માટે સારી સગવડ નહોતી જેથી તેને એક સારી સ્કુલમાં ભણવા મુકયો અને બીજુ કામ જેને જેને લાયકનું હતું તેને તેને સોંપી દીધું. સૌ પોતપોતાનું કામ બરાબર રીતે કરતાં ને કદી કંઇ કલેશ થતો નહીં, જેથી સુખ ચેનમાં રહેવા લાગ્યાં. હરીદાસની આબરૂ અને પ્રતિષ્ઠા સારી બંધાઇ હતી તેમ ધર્મદાસ પણ ગુણવાન છોકરા તરીકે માલુમ પડવા લાગ્યો, વળી તેનું વેવીશાળ થયેલ નહીં હોવાથી તેની ન્યાતમાં કુળવાન અને શ્રીમંત ગૃહસ્થોની કન્યાઓનાં માગાં ધર્મદાસ માટે આવવા લાગ્યાં. હરીદાસે સારા ઘરની સારી કન્યા જોઇ તેની સાથે ધર્મદાસનો સંબંધ જોડયો ને સારૂ મુહુર્ત જોઇ લગ્ન પણ કરી નાંખ્યાં. રાધાબાઇ પોતાના દીકરાની ચડતી અને સુખના દીવસો જોઈ ઘણાંજ ખુશી થતાં અને દરેક રીતે આનંદમાં રહેવા લાગ્યાં. કોઇ કોઇ વખત પોતાનો દેશ અને ઓળખીતાં સાંભરી આવતાં તે વખતે એમ થઇ આવતું કે મારા દીકરાનો આ બધો વૈભવ જો તેઓને દેખાડવા કે જોવાડવાનું બની શકે તો કેવું સારૂ. ધર્મદાસનાં લગ્ન પછી બે વર્ષે તેને ઘેર પુત્ર પ્રસવ

થયો અને તે દીવસ ઘણાજ આનંદથી સૌએ ઉજવ્યો. વધામણાં પડયાં, ન્યાત જાતમાં સાકર વહેંચાવી, જોશીઓ પાસે જન્માક્ષર મુકાવ્યા, બ્રાહ્મણોને દક્ષીણા આપી અને ગજા પ્રમાણે પુન્યદાન કરી સગાં સંબંધીઓ અને સ્નેહી મંડલને મિષ્ટાનથી જમાડયાં. રાધાબાઇને મનતો આ નવો યુગ હતો. જસોદાબાઇને પણ આનંદનો પાર નહોતો. પોતાના પુત્રને ત્યાં પુત્રના થયેલ પ્રસવથી પોતાને ભાગ્યશાળી માનવા લાગી. હરીદાસ પાસે અનેક લોકો ખુશાલી પ્રદર્શિત કરવા આવવા લાગ્યા. અને હરીદાસપણ સૌના દરજ્જા પ્રમાણે આદર સત્કાર કરતા ગયા. આમ એક પછી એક એમ આનંદના દીવસો ચાલ્યા જતા હતા. ધંધો રોજગારપણ સારો ચાલતો હતો. કમાઇ પણ સારી થતી હતી. એટલે સર્વ પ્રકારે શાન્તી જેવું હતું. તેમાં રાધાબાઇ એકાએક સીક પડયાં તેનો ઉપચાર ચાલુ કીધો પણ કાળજ્વર હોવાથી કોઈ ઉપચાર કામે ન લાગ્યો ને ત્રણ દીવસની બિમારી પછી રાધાબાઇએ શાંતિથી પોતાનો દેહ છોડીને પરલોક વાસ કર્યો. હરીદાસ અને તેના કુટુંબને આથી ઘણું લાગી આવ્યું, દીલગીર થયાં, લોકો દીલાસો દેવા આવવા લાગ્યા. માજીની ઉત્તર ક્રિયા કરીને થોડા દિવસ પછી શોક મુક્ત થયાં. ધર્મદાસની ઉમર લગભગ બાવીશ વર્ષની થવા આવી હતી. ભણતરમાંથી જોઇતું ને સારૂં જ્ઞાન મેળવ્યું એટલે હરીદાસની ઇચ્છા તેને પોતાના ધંધામાં જોડી લેવાની થઇ. સ્કુલમાંથી ઉઠાડી ધર્મદાસને પોતાના ધંધામાં દાખલ કર્યો, અને હરીદાસ પોતે ખરીદીપર કે કોઇબી કામે જાય તો ત્યાં ધર્મદાસને પણ સાથે લઈ જતા અને તે વખતે જે કામ કરતા તેની ધરમદાસને સમજ પાડતા. ધર્મદાસની બુદ્ધી તીવ્ર હતી, એક વખત કંઈ કામ કરતાં કોઇને જોય એટલે તે કામ પોતાના ધ્યાનમાં બેસી જતું, તેમ અવલોકન કરવાની સારી ટેવ હતી એટલે પોતાના ધંધામાં ધર્મદાસને પાવરધો કરવાને હરીદાસને ઝાઝી તકલીફ પડી નહીં. બે વર્ષમાં તો બધો વહીવટ ધર્મદાસે પોતાના હાથમાં લઇ લીધો ને ઘણીજ સરળતાથી કામ ચલાવવા લાગ્યો. માથે હરીદાસની દેખરેખ હતી એટલે ઝાઝી ફીકર નહતી, તેમ છતાં ભાગ્યેજ પોતાના કામમાં ભુલ થવા દેતો એવી તેને સતત્ કાળજી હતી જતે દહાડે ધર્મદાસ પણ તેના બાપની માફક વ્યાપાર રોજગારમાં અને બાહોશીમાં પંકાવા લાગ્યો, સારી કીર્તી પ્રસરી અને માન પણ વધવા લાગ્યું, જેથી પોતાના કામમાં ઘણો ઉત્સાહ વધ્યો, હરીદાસ પોતાના દીકરાના હાથથી બધું કામ શાંતિથી થતું જોતા તેમાં કંઇ ખામી આવતી જણાતી નથી જેથી

જેથી પોતાનાં વ્યાપાર રોજગારની બાબતમાં કંઇ ચિંતા રાખવા જેવું રહ્યું નહીં, ધર્મદાસને ત્યાં એક છોકરાના જન્મ પછી બીજા બે છોકરાઓનો જન્મ થયો તે સર્વેની સંભાળ સારી રીતે રખાતી. બધાં છોકરાં તન્દુરસ્ત ને નિરોગી હતાં. તેઓને ખવડાવવા પીવડાવવાનું નિયમસર રાખ્યું હતું અને રમત ગમત વાસ્તે ઘણાં સાધનો રાખ્યાં હતાં. જેમ જેમ છોકરો ભણવાને લાયક થયો તેમ તેમ તેને સ્કુલમાં મૂકયો અને સારી કેળવણી મળવા માટે ઘેર ભણાવવા વાસ્તે પણ માસ્તર રાખ્યો. હમણાં દરેક છોકરાની ઉમર પંદર બાર અને દશ વર્ષની થવા આવી હતી. સૌથી મોટા છોકરાનું નામ માધવદાસ હતું અને તે બધા છોકરામાં ચાલાક અને ચપળ હતો. પંદર વર્ષની ઉમરમાં ગુજરાતી ભણતરનું સારૂં જ્ઞાન મેળવ્યું. ઇંગ્રેજી ભાષા ભણવાને એકાદ સ્કુલ સ્થાપિત થઇ હતી. માધવદાસને ઇંગ્રેજી ભણવાની ઇચ્છા હતી જેથી તેને ઇંગ્રેજી સ્કુલમાં ભણવા મૂકયો. તે ખરા દીલનો ઉમેદવાર હોવાથી ભણવામાં એકકો નીકળ્યો. હરીદાસનું ઘર ન્યાતમાં જાણીતું થઇ પડયું હતું. તેના જેવા ગૃહસ્થને ત્યાં કન્યા આપવાને કોણ ન લલચાય, માધવદાસને વાસ્તે ઘણી કન્યાઓનાં માગાં આવવા લાગ્યાં. જસોદાબાઇની ઇચ્છા હતી કે માધવદાસનું સગપણ કરી તેના લગનનો લ્હાવો લઇએ તો ઠીક. એક દીવસ તક જોઇને પોતાના પતિ સાથે જસોદાબાઇએ વાત છેડી કે ઘણી કન્યાઓનાં માગાં આવે છે તો સારૂં ઠેકાણું જોઇ માધવદાસનો સંબંધ કાં જોડતા નથી. હવે આપણી ઉમર પણ મોટી થવા આવી છે. બધો સારો વખત છે ને શાને વાસ્તે વિલંબ કરવો તે મારાથી સમજાતું નથી. હરીદાસને પણ તે વાત ધ્યાનમાં બેઠી અને જણાવ્યું કે હવે તુરતમાં તેની વાર ફેર કરીશ તે પછી હરીદાસે તજવીજ ચલાવી સારે ઠેકાણે માધવદાસનો સંબંધ જોડયો, અને થોડા વખત પછી સારૂં મહુર્ત જોવરાવી ઘણાજ ઠાઠમાઠ, ધામધુમ અને આનંદથી માધવદાસનાં લગ્ન કીધાં ને પોતાની ન્યાતને જમણ આપ્યું. બીજા છોકરાઓ માટે પણ માગાં આવવા લાગ્યાં પણ તેની ઉમર નહાની સમજી તુર્ત વેળા તેનો સંબંધ જોડવા મુલતવી રાખ્યું. કાલની કોઇને ખબર પડતી નથી. કાળનો પંજો ક્રુર છે. તેની નજરમાં કોઈ નહાનું કે મહોટું છેજ નહી, ગમે તેવી કુમળી વયનું બાળક હોય તો પણ તેને ઝડપી લેતાં વાર લાગતી નથી. એ દુષ્ટ કાળે એક પછી એક એમ ધર્મદાસના બન્ને નાના છોકરાના પ્રાણ લીધા. હરીદાસની આખી જીંદગીમાં આ મહોટામાં મહોટું દુઃખ હતું. ન્યાત જાતમાં પણ કાળો કેર વર્તાઈ રહ્યો.

આ તેની દયા ખાવા લાગ્યાં. હરીદાસ જેવા ભલા માણસને ત્યાં આવું ન થવું જોઇએ એમ એક અવાજે સૌને મોઢેથી નીકળવા માંડ્યું, પણ દૈવની ગતિ વીચીત્ર છે. જે કાળે બનનાર તે બને છેજ એટલે તેમાં કોઇનો ઉપાય નથી. ન્યાત જાતનાં અને શહેરનાં ઘણાં નહાના મોટા લોકો હરીદાસ પાસે દીલગીરી જાહેર કરવાને તથા દીલાસો દેવાને આવવા લાગ્યા. હરીદાસ ઘણા સમજુ હતા પણ આ બનાવથી તેનું હૈયું હાથ રહ્યુ નહી. બન્ને છોકરાનાં મરણનો ઘા સખ્ત અને કારી થઇ પડયો, વિસાર્યો વિસરતો નહોતો ને ઉદાસી બીલકુલ મટતી નહોતી. દીવસ પછી દીવસ જતાં આ વાતને લગભગ એક વર્ષ થવા આવ્યું તો પણ હરીદાસનું ચિત્ત સ્વસ્થ થયું નહીં અને એની એ ચિંતાથી પોતે રોગગ્રસ્ત થયા. ધર્મદાસને આથી ઘણી ફીકર થતી. પોતાના બાપને ઘણી ધીરજ આપતો પણ વ્યર્થ, હરીદાસને કંઈ વાત ઘર ન બેઠી અને એની એ દીલગીરીમાં છેલી ઘડીનું ઇશ્વર સ્તવન મનમાં રાખી પોતે મેળવેલી પુંજીમાંથી રૂ. ૧૦૦૦૦) પરમાર્થ કાર્યમાં ખરચવાની પોતાની છેલ્લી ઇચ્છા પ્રદર્શિત કરતાં પરગજુપણાનાં ગુણ પોતાના વારસામાં સોંપી જવાની ધર્મદાસને ભલામણ કરી પોતાનો વહાલો પ્રાણ વહાલાં જનોથી વીખુટો કરી કિરતારને હવાલે કર્યો. કુટુંબમાં રડારોડ થઇ રહી, સગાં સંબધી અને સ્નેહીઓ એકઠા થયા હતા, તેઓ પણ રોવા લાગ્યા. આજે એક પોતાના વહાલા સજ્જનની ખોટ પડી જવાથી કોઇનું હૈયું હાથ રહી શક્યું નહીં. રોઈ રોઇને ઉભરો ખાલી કર્યાં પછી એક પછી એક છાના રહ્યા અને સૌને દિલાસો આપી રોકળ કળ શાંત પાડી. ધર્મદાસે હરીદાસની અંતઃકાળની છેલ્લી ઘડીએ કેટલુંક ધર્મ દાન કીધું. ગીતા અને ધર્મ પુસ્તકોના પાઠ કરાવ્યા, ને મરનારના આત્માને શાંતિ મળે તેવી દરેક ક્રિયાઓ કરાવી પિતાના શબને શાલ પામરીથી ઢાંકીને સુખડ અને ઘીની સળગતી ચેહમાં દહન દીધું. નહાઇ ધોઇ ઘેર આવ્યા. બધો લૌકીક વ્યહવાર કર્યો અને રીવાજ પ્રમાણે ઉતર ક્રિયા કરી શોક પાળ્યો, ને દીવસ ઉપર દીવસ જતાં એ વાતની વિસાર પડી. હરીદાસનાં મરણ પછી જસોદા બાઇનું શરીર સારૂં રહેવા લાગ્યું નહી. ધર્મદાસને પણ વહાલા બાપના મરણથી, પોતાના વહાલા બે પુત્રોના અકાળ મૃત્યુથી ને પાછું એક મ્હોટા છોકરા સિવાય બીજું સંતાન ન થવાથી જ્યારે જ્યારે એ વાતનો વિચાર આવતો ત્યારે ત્યારે ઘણું દુઃખ થતું. બાપની ઇચ્છા પ્રમાણે રૂા. ૧૦૦૦૦) દસ હજાર જુદા કાઢી બીજા પોતાની તરફનાં રૂા. ૧૦૦૦૦) દસ હજાર ઉમેરી કુલે રૂા. ૨૦૦૦૦)

વીસ હજાર ભેગા કરી તેનું ઉપજતું વ્યાજ દેશાવરથી કોઈ પણ અજાણ્યા આવનાર મુસાફરને મદદ આપવામાં ખર્ચવાની યોજના તૈયાર કરી. જે પ્રમાણે તેનો અમલ થવા લાગ્યો. થોડા વખત પછી જશોદાબાઇનું પણ મૃત્યુ થયું. ને તેના નિમિતના રૂા. ૫) હજાર કાઢી તે રૂા. ૨૦ હજારમાં ઉમેરી જુમલે રૂા. ૨૫) હજારનું ફંડ ભેગુ કીધું, ને તે ફંડમાં વધારો કરવા માટે પોતાની દુકાનોમાં ચાલતા વેપાર ઉપર સો રૂપીઆના વેચાણ ઉપર ચાર આના લેવાનો ઠગવ કર્યો, ને તે પ્રમાણે દર વર્ષે વેચાણ થએલી રકમ ઉપરનો હીસાબ કરી આ ફંડમાં ઉમેરી દેતા. આ રીતની કાયમની યોજના થવાથી તે ફંડ વૃદ્ધિ થવા લાગ્યું ને પરગજુપણાનો લાભ ઠીક અપાવા લાગ્યો. માધવદાસની ઉમર હાલ વીશ વર્ષની થવા આવી હતી. ઈંગ્રેજી જ્ઞાન, સારી રીતે લખી વાંચી શકે તથા વાતચીત કરી શકે એટલું મેળવ્યું હતું. પોતાના ધંધાને અંગે તેટલું જ્ઞાન પુરતું સમજી ધર્મદાસે હવે માધવદાસને પોતાના ધંધામાં જોડી લેવાનો વિચાર કીધો ને તે ઇચ્છા માધવદાસને જણાવી. પિતાની ઇચ્છાને માન આપનારો પુત્ર તે વાતને કબુલ થયો. અને વ્યાપાર રોજગારની તાલીમ મેળવવી તે પણ ઉચામાં ઉચો અભ્યાસ સમજતો હતો. દાદાનાં મરણ પછી દુકાનોનાં વહીવટનો બધો બોજો પિતાને શીર આવો પડયો હતો, ને તેમાં મદદગાર થવાની પણ ખુલ્લી જરૂર હતી, માધવદાસ દ્રઢ મનનો અને સ્વતંત્ર હતો. પિતાના ધંધામાં જોડાયા પછી કેટલીક માહિતી મેળવી વીરસેન શેઠ સાથે ઘણા વખતથી ભાગીદારી ચાલી આવતી હતી તેનો ચોખ થવાની જરૂર જોઇ. હમણાં વીરસેન શેઠની ગાદીપર તેનો દીકરો આવ્યો હતો. તે પણ પિતાની માફક ઉમદા ખવાસનો અને ભલા મનનો હતો, એક દિવસ વિવેક પૂર્વક વાત છેડી એ બાબતનો ચોખ કરવા નકી કીધું, નામાં ઠામાં હીસાબ વીગેરે નકી કરી થએલો નફો એક બીજાને ફાળે પડતો વહેંચી લીધો અને ભાગીદારીથી છુટા પડયા. એક બીજા સાથે ગાઢ સંબધ રાખવા માટે ને આગલો નેક સાચવી રાખવા માટે મોટા પાયા ઉપર જથાબંધ માલ વેચવાની એક દુકાન ખોલવાનું નક્કી ઠરાવ્યું, અને તેનો વહીવટ ધર્મદાસ શેઠને સોંપવા નક્કી કીધું.

માધવદાસે પોતાનો જુદો ધંધો શરૂ કર્યો. પોતે ઘણા બુદ્ધિશાળી હોવાથી બધું કામ ડહાપણથી ચલાવતો. થોડાંક વધુ વર્ષ એ ધંધામાં તાલીમ મેળવ્યા પછી વ્યાપારની નાડ પારખતાં શીખ્યો. નાણાંની પાસે છુટ હતી જેથી જયાં નજર પહોંચે તે માલનો વેપાર કરવામાં કરતા

નહીં. ઈંગ્રેજીનું સારૂં જ્ઞાન હોવાથી ઓફીસવાળા સાહેબો સાથે તેની ભાષામાં વાતચીત કરતા. જેથી તે સાહેબ લોકોને ઘણા વહાલા લાગતા, અને જ્યારે બી કોઈ નવી પેટન્ટનો માલ આવ્યો હોય ત્યારે ઓફીસવાલા તેને બોલાવતા, સેમ્પલ દેખાડતા, ને સલાહ પણ લેતા. આથી ચાલુ બરનો માલ મેળવી લેવાને તેને પ્રથમ ચાન્સ મળતો, અને ઘણીક વખતે તે માલનો અમુક વખત સુધીનો ઓફીસવાળા સાથે કરાર કરી સારો નફો મેળવતા હતા. બજારમાં કોઇપણ માલની જ્યારે અછત પડતી ત્યારે ગમે ત્યાંથી તે માલ લાવી તેની ખોટ પહેલી તકે પુરી પાડી તેમાં પણ સારો લાભ લેતા હતા. ચાલુ બરને લગતા તથા વાપરનારને પસંદ પડે એવા અનેક જાતની તરાહના સેમ્પલ પોતાને હાથેથી બનાવી ઓફીસવાળાને આપતા હતા, અને તે પ્રમાણે માલ બનાવવાનો ઓરડર આપી સસ્તે ભાવે માલ મંગાવી બજારમાં ચાલુ કરી સારો નફો મેળવતા હતા. કોઇપણ જાતનો કાપડનો વ્યાપાર કરવામાં એકકો ને ખેલાડી હતા જેથી કાપડીઆઓએ તેને "કાપડના શાહ" નો ઇલકાબ આપ્યો. ઘણા કાપડીઆઓ માધવદાસની મૈત્રી કરવામાં પોતાને માન સમજતા હતા. ઘણાક તેનો પ્રભાવ જોઇ માન આપવા તૈયાર થતા, ઘણા તેની પાસેનો માલ લેવા લલચાતા, ઘણા તેની સલાહને ઉત્તમ માનતા અને ઘણાં તેનાં આશ્રયનો લાભ લેતા, આમ જુદી જુદી જાતના વિચાર ધરાવનારા અનેક લોકો તેની સહવાસમાં આવતા તેથી કરી તેનો ઘણો પરિચય થતો. આ વખતે માધવદાસની નસીબ દેવી પોતાનો ડંકો પુર જોસમાં વગાડી રહી હતી જેથી તેને કમાણીનો કાંઈ પાર નહોતો ને કીર્તિ પણ સારી મેળવી.





# પ્રકરણ ૮ મું.

## સંતાન ઉત્પતિ માટે લક્ષ્મીબાઇની ચિંતા.

રેલવેનો વહેવાર ખીલતો જતો હતો. સ્ટીમરો પણ ચાલુ થઇ હતી. પોસ્ટખાતું પણ સ્થાપિત થઇ ચૂક્યું હતું, ઈંગ્રેજી કેળવણીનો પ્રચાર વધતો જતો હતો. સુધારાની જાગૃતિ આવી હતી. મુંબઇમાં લોકોને આવવા જવાનો વ્યહવાર વધ્યો જતો હતો. વસતી પણ વધતી જતી હતી. શહેર પણ મોટું થતું જતું હતું. અને ઠામઠામ કંઈને કંઇ નવું નવું થતુંજ જતું હતું. આ વખતે કેટલાક ચંચળ ભેજાંઓમાં દેશી કાપડ સાંચાથી બનાવરાવી તે ધંધાને ખીલવવાની ઇચ્છા થઈ આવી. પણ તેમ કરવામાં સામટી મુડી અને સામટા ટેકાની પુરી જરૂર હતી. તે વિષેની હીલચાલ શરૂ થઈ. લોકોને તેનો લાભ સમજાવવાનો પ્રયાસ શરૂ થયો અને ઇંગ્રેજી ઢબ પ્રમાણે એક લીમીટેડ કું. ઉભી કરી તેની થાપણ ભરાવવા શેરો કાઢયા. લોકોના આગૃહથી તેની આગેવાની માધવદાસે લીધી, શ્રીમંત સાહસીક અનુભવી અને બાહોશ ભેજાનો માધવદાસ તે આગેવાનીને તદન લાયક હતા. તેના પોતા ઉપર તેની કાર્ય પદ્ધતિ ને કુશળ કારભાર ઉપર લોકોનો વિશ્વાસ ઘણો હતો, જેથી શેરો ચપોચપ ભરાવા લાગ્યા, ને સહેલાઇથી જોઇતી થાપણ ઉભી થઇ ગઇ. જેથી મીલ ઉભી કરવાનું કાર્ય સરળતાથી પાર ઉતર્યું, મીલમાંથી પ્રથમતો મુંબઇનાં બજારને બરનો માલ કાઢવાની શરૂઆત થઇને તેનું વેચાણ કરવાને માટે માધવદાસ શેઠને એજન્ટ નીમ્યા. માધવદાસની વેચાણ કરવાની બાહોશીથી મુંબઇના બજારમાં મીલનો માલ ચાલુ થયો. લોકોની માગ વધવા લાગી. ગ્રાહકોની મરજી પ્રમાણે માલ બનવામાં ખોડ ખાંપણ રહેતી હોય તે દુરકરી તથા સુધારા વધારાથી માલ તૈયાર કરી આપવા લાગ્યા ને તેથી મીલની શરૂઆત છતાં પહેલેજ વર્ષે પેદા કર્યું. તેનો ધંધો સારો ચાલવા લાગ્યો. આપણા દેશને માટે

એવી ઘણી મીલોની જરૂર હતી. જેથી એવી બીજી મીલો ઉભી કરવાની હીલચાલ થઇ, ને લોકોનાં સારા ઉત્સાહથી તે કામને ટેકો મળતો ગયો જેથી તે કામ પાર પડવાં લાગ્યાં.

ધર્મદાસ પોતાના દીકરાની બાહોશીથી ને જ્યાં ત્યાં તેની થતી પ્રસંસા સાંભળી મનમાં ઘણું ફુલાતા. ઇશ્વરે પુત્રતો પરાક્રમી આપ્યો. આજે કોઇ વાતની ખોટ ન હતી. માધવદાસની મા સદ્દગુણી પણ ભોળાં હતાં, દીલ દયાળુને પરગજુ હતું, જેથી ઘણાં દુઃખી જનોને છુપી મદદ કરી તેમનું દુઃખ ટાળતાં. મનથી પણ સંતોષી હતાં છતાં સ્ત્રી સ્વભાવ પ્રમાણે આજે તેના દીલને એક દુઃખ હતું. માધવદાસની ઉમર ત્રીશ વર્ષની હતી, છતાં તેને કાંઈ સંતાન થયું નહોતું પરણાવ્યે પણ લગભગ બાર વર્ષ પુરાં થયાં હતાં, તેટલા લાંબા ગાળામાં કંઈ સંતતિ નહીં થવાથી હવે તેને માટે કંઈ વિચાર કરવાની જરૂર જણાઇ. એક દીવસ વખત જોઇને તે વાત પોતાનાં પતિ પાસે કહી. આપણે પણ મોટાં થયાં. માધવદાસની ત્રીસ વર્ષની ઉમર થઈ, પણ તેને કાંઈ સંતાન ન મળે. આપણે માધવદાસ સિવાય આગળ પાછળ બીજું કોણ છે ? ને હવે તેનો કાંઇ પણ વિચાર કર્યા વગર બેસી રહેવું તે મને કંઇ ઠીક લાગતું નથી. પતિએ કહ્યુ એમાં આપણે વિચાર શું કરવો કામ લાગે એ વાત તો દૈવાધિન છે. ઇશ્વરની કૃપા થશે ત્યારે કંઇ વાર લાગવાની નથી, માટે નકામા વિચારનાં ફાંફાં મારવાં નહીં, સ્ત્રીને આ વાતથી સંતોષ થયો નહીં. દીકરાને પરણાવ્યે બાર બાર વર્ષ થયાં, યુવાન વય, ધણી ધણીયાણીએ સાથે રહેવું ને કંઈ સંતાન નહીં તો શું બીજી કંઈ હીલચાલ કરવી નહી? એવા વિચારથી મનોવેગ વધી ગયો. રખેને આ સ્ત્રીથી સંતાન થવું સરજાયું નહીં હોય, માટે બીજી સ્ત્રી પરણાવવી, ને તેના યોગથી સંતાન થશે, આવી પોતાની ઇચ્છા પતિ પાસે જાહેર કરી. પતિ પણ વિચારમાં પડયા આનો જવાબ શું આપવો તે વાત કાઢી નાંખવા જેવી લાગી નહીં પણ હજુ વધુ વાટ જોયા વગર બીજી સ્ત્રી કરાવવી તે રૂચ્યું નહીં. જેથી સ્ત્રીને ધીરજ રાખવા કહ્યું. એક પછી એક દીવસ જતા ગયા, બીજાં પણ બે વર્ષ વીત્યાં, તોપણ સંતાનનું કાંઇ ઠેકાણું નહીં. હવે તો માધવદાસની માનો જીવ અધીરો થઈ ગયો. તેનું નામ લક્ષ્મીબાઇ હતું, લક્ષ્મીબાઇએ પોતાના પતિ પાસે પાછી વાત છેડી, ને હવે તો કંઈ નક્કી ઉપાય કરવો એવો આગ્રહ કર્યો. ધર્મદાસ શેઠ વિચારમાં પડયા. શું કરવું તેની સુજ પડી નહીં. પણ માધવદાસના પોતાના વિચાર શું છે તે જાણવા પોતાની ઇચ્છા થઈ જેથી તેને પુછવા

ઉપર લક્ષ્યું ને તે વાત લક્ષ્મીબાઇને જણાવી. તેને પણ તે વિચાર વ્યાજબી જણાયો.

એક રાત્રે વાળુ કરી સૌ બેઠાં હતાં. વાતોના ગપાં ચાલતાં હતાં. માધવદાસ પોતાના કામમાં રોકાયા હતા ત્યાંથી ધર્મદાસે તેને પોતાના પાસે બોલાવ્યો. કંઇ અગત્યનું કામ હશે તેથી પિતાએ બોલાવ્યો એમ માધવદાસે પોતાના મનથી જાણ્યું ને પિતા પાસે આવ્યો. થોડીવાર બેઠા પછી પિતાએ વાતનો પ્રસંગ કાઢી કંઇ સંતાન નથી તેથી ઘણી ફીકર થાય છે એમ કહ્યું, ને જો તમારો વિચાર હોય તો બીજી સ્ત્રી સાથે તમારો સંબંધ જોડવા ગોઠવણ કરૂં એમ પણ જણાવ્યું. કોઈ દીવસ નહી ને આજે પિતાની તરફનાં આ વિચારો જાણી માધવદાસ આશ્ચર્ય થયો, પોતે દ્રઢ મનનો હોવાથી આસ્થા હતી, કે જો મને સંતાન મળવા સરજ્યાં હશે તો આ સ્ત્રીથી પણ ઉત્પન્ન થશે, તો બીજી સ્ત્રી કરી તેને અન્યાય શામાટે આપવો. કદાચ થોડા વખતની વાર હશે તો ત્યાં સુધી થોભી જવું. ઉતાવળ કરવાનું કામ નથી. પોતાના મનનો આ વિચાર પિતાને જણાવ્યો. પિતાએ ઘણું સમજાવ્યું પણ પુત્રની દ્રઢતા ઉતરે તેવી નહતી. હાંક મારી લક્ષ્મીબાઇને ધર્મદાસે બોલાવ્યાં. તે પણ આવ્યાં ને તેણે પણ ઘણું કહી જોયું, સમજાવી જોયું, પણ પુત્ર પોતાની દ્રઢતામાં અખંડ રહ્યો જેથી માતા પિતા નિરૂપાય થયાં. આજે આ બધી એકાંત જેવી ભાંજગડ જોઇ માધવદાસનાં પત્નિ સુંદરબાઇને નવાઇ લાગી. તે શાને માટે હશે તે જાણવા ઇચ્છા થઇ, પતિ જ્યારે આવશે ત્યારે પૂછીને વાકેફ થઇશ, આમ વિચારી મનને સંતોષ્યું. સૂવાનો વખત થયો, સૌ પોત પોતાની જગ્યાએ સૂવા ગયાં. માધવદાસ પણ સૂવાને પોતાના રૂમમાં આવ્યા. પત્નિ ઉત્સાહ પુર્વક વાટ જોતાં બેસી રહ્યાં હતાં, પતિ પત્નિ વચ્ચે પ્રેમ સારો હતો, માધવદાસ રોજના કરતાં આજે વિચારમાં આવતા જણાયા, જેથી સ્ત્રીએ તેનું કારણ જાણવાની ઇચ્છા બતાવી. પતિ સુજ્ઞ હતો. ખરી વાત સ્ત્રીને કહેવામાં કાંઈ બાધ જોઇ નહીં, જે હકીકત બની હતી તે બધી સ્ત્રીને કહી સંભળાવી. સ્ત્રી પણ સાંભળીને વિચારમાં ગરકાવ થઇ. થોડી વાર પછી બોલી કે જો માતપિતાની એવી ઇચ્છા છે તો તેમ કરી તેમના દીલ ખુશી કરો. મને તેનાં માટે કંઈ અડચણ નથી. હું તો તમારી સદાની દાસી છું, ને દાસીને લાયકની સેવા હમેશાં કરતી રહીશ. પતિએ કહ્યું તે વાત જવાદે મેં મારો વિચાર માતા પિતાને જણાવ્યો છે. ને હું તે વિચારને ફેરવનાર નથી. જો આપણા નશીબમાં સંતતિનું સુખ

હશે તો ઈશ્વરને આપેજ છુટકો છે, માટે જે વાત મનુષ્ય કૃત નથી તેના માટે શાને વિચાર કરવો, રાત મોડી થવા આવી હતી, આંખમાં ઉંઘ ભરાઇ જવા લાગી, જેથી બંન્ને સૂઇ ગયાં.

માધવદાસ પોતાનો વ્યાપાર વધાર્યેજ જતા હતા, એકપછી એક એમ જુદે જુદે વખતે મળીને સાત દુકાનો કરી. બીજી એક બે મીલોના એજન્ટ થયા. બે ત્રણ મીલકત પણ ખરીદી, થોડાક શેરોનો વેપાર પણ કરવા લાગ્યા તગદીર પણ એવું જોર કરતું હતું કે જ્યાં પાસો નાંખે ત્યાં સીધો પડતો, ને બધું ધાર્યું થતું. બરાબર પાંત્રીસ વર્ષની ઉમર થઇ, માતા પિતા પણ વૃદ્ધ થયાં હતાં. તેની ચાકરી બરદાસ સારી રાખતા. કાંઇ ઓછું આવવા દેતા નહીં લક્ષ્મીબાઇનું શરીર સહેજ બગડી આવ્યું તેમાંથી દીનપર દીન બીમારી વધતી ગઇ. ઘણા વૈદ ડાકટરો પાસે ઉપચાર કરાવ્યા પણ આરામ થયો નહીં ને તે બીમારીમાં ગુજરી ગયાં. પિતાને તો માત્ર બેજ દીવસની બીમારી રહી ને શાંતિથી દેહ છોડયો. થોડા થોડા વખતને અંતરે માતપિતાનાં મરણ થવાનાં માઠા બનાવથી માધવદાસ ઘણાજ દીલગીર થયા પણ નામ તેનો નાશ વિચારી દીલગીરી છોડતા ગયા, બંન્નેની ઉતર ક્રિયા કરી બ્રાહ્મણોની ચોર્યાસી નાત જમાડી પોતાની ન્યાતને પણ લાગલાગટ ત્રણ દીવસ સુધી જમણ આપ્યું. પિતાની હૈયાતિમાં પરગજુપણાની વાતથી જાણકાર થયા હતા, જેથી માતા પિતાના સ્મરણાર્થે રૂા. ૫૦) હજારની રકમ જુદી કાઢી ચાલુ ફંડમાં મેળવી દીધી. આજે તે ફંડ ૧) લાખ રૂપીયાની લગભગ થઇ ગયું હતું, ને તેનો લાભ ઘણા ગરીબ અને અનાથ માણસો લેતાં હતાં.





# પ્રકરણ ૯ મું.

## મનુનો જન્મ.

દિવસ ઉપર દિવસ વિત્યા જાય છે. કામની વખતે કામપણ થતું જાય છે. તેની સાથે ઉમર પણ વધતી જાય છે. ને માત પિતાએ મરણ પર્યંત જે વાતની ચિંતા કરેલી તે સંતાન થવાનાં કંઇ ચિન્હ હજુ સુધી જણાયાં નહીં. માધવદાસે ધારી લીધું કે મારા નસીબમાં સંતાનનું સુખજ નહીં હોય જેથી તેનો અભાવજ રહેવાનો. પાસે ધન ઘણું થયું પણ તેનો ભોગવનાર કોઇ નહીં થયો જેથી છુટે હાથે સારાં કાર્યમાં ધનનો વ્યય માધવદાસ કરવા લાગ્યા. જળાશ્રયો અને ધર્મ-શાળા બંધાવવામાં કોલેજ અને હોસ્પિટલ બાંધવામાં, આફત અને દુષ્કાળના વખતમાં, જ્યાં ને ત્યાં સારાં કામમાં સારૂં ધન ખરચવા લાગ્યા. ગરીબોનાં તો તે ખરેખાંહ હતા. અપંગ લુલું લંગડું ને આંધળું અશક્ત એવાઓને સારૂ નાંણું આપતા. ગરીબોમાં છુપી મદદ કરતા અને વિના સંકોચે પરમાર્થનાં કામ કરતા, જેથી તેમની ખ્યાતિ લોકોમાં ઘણી થવા લાગી. સરકારમાં પણ તેમની પ્રશંસા થવા લાગી, અને સરકારી બેસતાં વર્ષની ખુશાલીમાં માધવદાસ શેઠને "જસ્ટીસ ઓફ ધી પીસ" નો માનવંતો ઇલકાબ સરકાર તરફથી મળ્યો, ને સરકાર તરફથી સુલેહના અમલદાર નીમાયા. આ વખતે તે માન મોટામાં મોટું ગણાતું. લોકો પણ માધવદાસ શેઠને સરકાર તરફથી મળેલા માનને લીધે ખુશી થયાં ને લાયકને લાયકની કદર કરવાથી સરકારનાં વખાણ કરવા લાગ્યાં. ઘણા લોકો પોતાની ખુશાલી પ્રદર્શિત કરવાને માધવદાસ શેઠને માન આપવા તેમની પાસે આવવા લાગ્યા માધવદાસ શેઠ સૌ આવનારનો ઉપકાર માનતા.

દૈવની ગતિ વિચિત્ર છે, તેની કળા કોઇથી કળી શકાતી નથી. તેની લીલા અપાર છે જે વાતની આશા છોડી માધવદાસ નિરાશ થયા હતા

તે વાત આશાવંત થવાનાં ચીન્હ જણાવા લાગ્યાં. પતિ પત્નિની ખુશાલીનો પાર રહ્યો નહીં. નિરાશાથી જીવન નિર્માલ્ય થઇ જવા આવ્યું હતું તે સજીવન થયું. માધવદાસની શક્તિ ને ઉમંગ ખીલી નીકળ્યા. ઉત્સાહ વધી પડયો ને ઝપાટાબંધ પોતાનાં કામકાજને સતેજ કરવા લાગ્યા. આ વાત નોકર ચાકરોનાં જાણવામાં આવવાથી તેઓ પણ ઘણા ખુશી થયા ને બધે હર્ષ વ્યાપી રહ્યો. દિવસ ઉપર દિવસ જતાં બરાબર નવ માસને દસ દિવસ પુરા થવા આવ્યા. પ્રસુતા થનારને કષ્ટ થવા લાગ્યું. વેદના વધી પડી. શહેરની વખણાતી મીડવાઇફો ને નર્સો હાજર રાખવામાં આવી હતી. બધી સારવાર બરાબર થતી હતી. જોશીઓ પણ બોલાવી રાખ્યા હતા, ઘડીઆળ પણ ટાઇમસર મૂકી સામે ગોઠવી રાખ્યું હતું ને પ્રસવ થવાની રાહ ઘણીજ ઈંતેજારી સાથ જોવાતી હતી. પ્રસવ થયો ને બચ્ચાંનું રડવું સંભળાયું બહારના લોકો ખબર જાણવા ઘણાં આતુર થયાં. જોશીઓએ વેળા લીધી ને અંદરથી હર્ષભેર એક જણીએ બહાર આવી પુત્ર પ્રસવ થવાની વધાઇ આપી. તરતજ શેઠે એક સોના મોહોર તેના હાથમાં મૂકી દીધી. સૌનાં દીલ આનંદથી છળી ગયાં ને આ ખબરને આનંદભેર વધાવી લીધી. શેઠે નોકરોને હુકમ કરી સાકરના થેલા મંગાવ્યા. પચાસ મણ મીઠાઇ ગરીબોમાં વહેંચવા, તથા પાંજરાપોલનાં જાનવરોને ઘાસ તથા લાડવા નાંખવા હુકમ કીધો, જે પ્રમાણે થવા લાગ્યું. જોશીઓએ જન્માક્ષર મૂકી આશીશ ઉદ્દગાર ઉચાર્યાં. શાલ દુશાલા તથા કેટલીક રોકડ રકમ ભેટ કરી જોશીઓને ખુશી કર્યાં, લોકોમાં સાકર વહેંચાવી અને આખો દીવસ આનંદમાં કાઢયો. લોકો પણ આ ખબરથી ઘણાં ખુશી થયાં ને સૌ સારૂ ઇચ્છવા લાગ્યાં.

બરાબર પુરા ચાલીસ દીવસે પ્રસુતા પણ સુખ આરામથી નાહી ધોઇ ઉઠયાં. ઇશ્વર કૃપાથી કોઇ જાતનું દુઃખ થયું નહીં. ખુશાલીમાં કુળદેવતાને નૈવેદ્ય કર્યાં અને પ્રસુતા ઘરનાં બધા વહેવારમાં જોડાયાં. છોકરો પણ ઇશ્વરે નવરે દહાડે ઘડયો હતો. દેખાવડો ને રૂપાળો હતો. માથા ઉપરના બાલની ખુબસુરતી મોહક હતી. મોઢાંની આકૃતિ ગોળ હતી, અને શરીર સાંગોપાંગ સુંદર હતું. જેથી જોનારને દેખતાંજ વહાલો લાગતો. સૌ હેત કરીને રમાડતાં. રડવાનું તો નામજ નહીં બચ્ચાંના સ્વભાવિક નિયમ પ્રમાણે જરા રડી જતો તો માત પિતાથી તે જોઇ શકાતું નહીં એટલું તેના ઉપર હેત હતું. માતાનું ધાવણ કમી પડવાથી ધાવણને માટે એક સારી ધાવ રાખી લીધી. વૈદ્ય ડાકટરોએ ધાવણના બદલામાં બકરીનું

દુધ પણ સારૂં ઉપયોગી જણાવ્યાથી દુધ પીવાને માટે એક બકરી રાખી હતી ને છોકરાનું લાલન પાલન ઘણી સારી માવજતથી થતું હતું. છોકરાની ઉમર બરાબર સાત માસની થઇ એટલે તેને અન્ન બોટણાં કરાવવાની તથા નામાભિધાન કરાવવાની ક્રિયા ઘણીજ ધામધુમથી કરાવી. કુટુંબને, સગાંસંબંધીઓને, હેતુ મિત્રને, ઓળખીતાઓને અને અનેક નામીચા ઠેકાણે તે ક્રિયામાં ભાગ લેવાને નિમંત્રણ કીધાં હતાં. ઘરને દરવાજે એક સુંદર બેંડ રખાવ્યું હતું જે સુંદર સરોદથી આવનારનાં મન રીઝવતું હતું. નોબત બેસડાવી હતી, ધ્વજાપતાકા આંબાંના પાન તથા ફુલનાં બનાવેલા તોરણ ને ઝાડ પાનનાં આરકાંઓથી ઘરને શુશોભીત બનાવી દીધું હતું. કામકાજ વાસ્તે નોકર ચાકરોને બોલાવી રાખ્યા હતા. આવનારાઓને બેસવા વાસ્તે મકાનના આંગણામાં મોટો મંડપ બનાવી તેમાં બેઠક ગોઠવા દીધી હતી અને હજારો માણસોને જમવા વાસ્તે ઉમદા ભોજન તૈયાર કરાવ્યાં હતાં. જેમ જેમ લોકો આવતા ગયા તેમ તેમ તેનો આદરસત્કાર થતો ગયો. મોટાં ઘરની રીત પ્રમાણે આવનારાંઓ તરફથી છોકરાને ભેટ સોગાદો થવા લાગી. કોઇએ ઝબલું કોઇએ ટોપી કોઇએ સોના ચાંદીના ઘરેણાં કોઇએ રકમડાં કોઇએ રોકડ જેવી જેની સ્થીતી ને જેવો જેનો વહેવાર તે પ્રમાણે ભેટ સોગાદનો વર્ષાદ થતો ગયો. ટુંકામાં કહીએ તો તેનો એટલો મોટો ઢગ થયો કે એવાં અનેક બચ્ચાં તેનાથી ઢાંકી શકાય. એ ઉપરથી વાંચનારને એમ નહીં સમજવું કે શેઠને ત્યાં કપડાં લતાંની ખોટ હતી, એમ નહોતું પણ સગાં વહાલાં, મહેતા મુત્સદી, સ્નેહી સંબંધીઓ વીગેરેનો આનંદ અને શેઠ પ્રત્યેની માનની લાગણી પ્રદર્શિત કરવાની આ નિશાની હતી. અને તે પછી સૌને ભોજન કરાવી પાન સોપારી અત્તર ગુલાબ વીગેરે આપ્યાં, આજે બ્રાહ્મણોને પણ સારી સંખ્યામાં નોતર્યા હતા. બધી ક્રિયા વિધિ પૂર્વક થતી હતી ને જન્મ કુંડલી પ્રમાણે છોકરાંનું નામ "મ" અક્ષર ઉપર આવવાથી મનુભાઇ એવું પાડયું. બ્રાહ્મણોને ભોજન કરાવી સારી દક્ષિણા આપી ગરીબોને અન્ન વસ્ત્ર આપ્યાં. ગાયોને ચારો નંખાવ્યો, અને દરેક નોકર ચાકરને ભોજન કરાવી તેના દરજ્જા પ્રમાણે સોના ચાંદીના દાગીના રોકડ અને ઉમદાં વસ્ત્રો બક્ષીસ કીધાં, લોકો પણ ખુશી થઇ જઇ સૌ પોત પોતાને ઠેકાણે ગયાં અને રાત્રી પડતાં દેવ મંદીરોમાં દીપમાળ કરાવી હરીકીર્તન કરાવ્યું.

દિવસે દિવસે મનુ મોટો થતો ગયો. એકનો એક પુત્ર હોવાથી માતા પિતાનો લાડકવાયો હતો. તેને જેની ઇચ્છા થતી તે પુરી પાડવા જેવી

હોય તો તેમ કરવાને વિલંબ થતો નહીં. રમત ગમત વાસ્તે અનેક પ્રકારનાં રમકડાં, વગાડવાનાં વાજીંત્રો હરવા ફરવા જવા વાસ્તે ફેશનેબલ બાબા ગાડીઓ અને સાથે સંભાળ રાખનારા નોકરો વીગેરે તજવીજ સારી રાખી હતી, મનુને કોઇ કંઈ કહી શકતું નહીં જેથી થોડો તોફાની થયો હતો. બરાબર પાંચ વર્ષની ઉમર થઇ હતી. ફરાળી પેંડા ઘરમાં આવેલા હતા. કોઈનું ધ્યાન નહીં તે વખતે તેમાંથી થોડું ખાધું. ખાધા પછી તબીઅત બગડી આવી. પેટમાં દુઃખાવો થવા લાગ્યો ને કંઈ ચેન પડે નહીં. તુરત તે વાતની શેઠાણીને જાણ થઇ. મનુનું સહેજ માથુ દુખતું તોય તલપાપડ થઇ જતાં ત્યારે આજે એકાએક તબીયત બગડી ગયાની હકીકતથી શેઠાણી હેબકી ગયાં. જ્યાં મનુ હતો ત્યાં દોડી આવ્યાં. તુરત નોકરને કહી દુકાને શેઠને ટેલીફોન કરાવ્યો. મનુની તબીયત સીક છે માટે સાથે ડાકટરને લાવવાનું કહેવરાવ્યું. ટેલીફોનથી જાણ થતાં શેઠ બધું કામ પડતું મુકી ઉભા થયા. કપડાં પહેરી પોતાના ડાકટરને ત્યાં ગયા, ત્યાંથી ડાકટરને સાથે લેઇ ઘેર આવ્યા. મનુ પેટના દુખાવાથી પીડાતો હતો. ડાકટરે આવી નાડ જોઇ ભુગળી મુકી શરીર તપાસ્યું ને દવાને માટે **પ્રીસ્કીપશન** લખી આપી દવાખાનેથી દવા લેઇ જવા કહ્યું. ડાકટર ઉપર શેઠને સારો વિશ્વાસ હતો. ડાકટરે કહ્યું સારૂં થઈ રહેશે એટલે ઘણી ફીકર કરી નહીં. તબીયત જોઇ ડાકટર પણ દવાખાને ગયા સાથે દવા લેવા માણસ મોકલ્યું. હજુ તો દવા આવી નહોતી ને મનુને પીડા વધવા લાગી જેથી ઘરની આગળ એક એલ. એમ એન્ડ એસ થયેલા ડાકટર રહેતા હતા તેને તુરત બોલાવી મંગાવ્યા ડાકટરે આવી મનુને તપાસ્યો, મુખ ગંભીર કર્યું, ને વિચારમાં પડયા. આથી શેઠ ચમકયા અધીરાઇથી પુછ્યું ડાકટર સાહેબ કેમ છે? જવાબ મલ્યો કેસ ગંભીર છે. શું કરવું મોટા ડાકટરોની સલાહ લેઓ સંભાળીનેજ શેઠાણીની આંખો સ્થંભી રહી. દેહ પાષાણવત થઇ ગઇ ચૈતન્ય હરાઇ ગયું. માથે ચકરી આવીને બેશુદ્ધ બની ગયાં. શેઠની પણ હમેશની દ્રઢતા ચલાયમાન થવા લાગી. ગાત્ર ઢીલાં થયાં મોઢાં ઉપર દીલગીરી છવાઇ રહી. કંઇ સૂઝ પડી નહીં તેમ બોલીપણ શકાયું નહીં. ડાકટર દીલસોજ હતા જેથી દીલગીર થયા. શેઠ શેઠાણીની આવી થઇ પડેલી સ્થીતિ જોઇને તુરતજ નોકરને કહી દુકાનેથી મુનીમને બોલાવવા ટેલીફોન કરાવ્યો. મુનીમ તુરતજ ઘેર આવ્યો ડાકટરે બધી હકીકત કહી અને તુરત સારવાર કરવા કહ્યું. મુનીમે શેઠના કુટુંબી ડાકટરને ટેલીફોનથી આ હકીકત કહી તેનો અભિપ્રાય પુછ્યો. તેણે પણ કેસ નબળો કહ્યો. મુનીમે

ઉપાય કરવા કહ્યું. મારાથી બનતું કરૂં છું ને કરીશ તેમાં ખામી નહીં રાખું ને દવા મોકલી છે તે આવ્યેથી તુરત પાજો એમ કહી દાકટરે વધુમાં જણાવ્યું કે કેસ તપાસવાને મીટીંગ મેળવાય તો ઠીક. મુનીમે તુરતજ હા કહીને તેનો ઘટતો બંદોબસ્ત કરવા કહ્યું. દાકટર તૈયાર થયા. ડો. સ્ટી. ફ્ન્સ ડો. ઉપાધ્યા ડો. દાટીમાર, ડો. ફાકીખાઉ અને ડો. ધાપમારૂને સાથે લઇ શેઠને મકાને આવ્યા. જોયું તો મનુને પીડા વધી ગઈ હતી. ઝાડો પેશાબ બંધ થયાં હતાં. પેટ ચઢી આવ્યું હતું. ને વ્યાકુળ બહુ થતો હતો. બધાની નજરમાં કેસ ખોટો માલુમ પડયો. જો પેટ ઉપર ઓપરેશન કરીએ તો કદાચ ફાયદો થાય, આમ દાકતરોનો મત પડયો. શેઠનાં તો હાંજાંજ ગગડી ગયાં. એકનો એક દીકરો તેની આ શી દશા ? સાંજ સુધી હસતો રમતો ને અણચિંત્યું શું થયું? પ્રભુ! મારી લાજ રાખો હું અભાગી તમારે શરણે છું. એમ શેઠ બોલવા લાગ્યા કપાળે હાથ મૂકયો ને હવે તો ભગવત ઉપર ધ્યાન લગાડયું. આસ્થાવાન હતા જેથી ઓપરેશન કરવા ના પાડી જેમ કરમે લખ્યું હશે તેમ થશે તો પછી નાહક કુમળા બાળકનું પેટ શા વાસ્તે ચીરાવવું. પ્રભુ! મારાથી અપરાધ થયા હોય તો મને ક્ષમા કરો ને મનુને ઉગારો. પરમાત્મા, દીનાનાથ, દયાળુ, પ્રભુ, કૃપાળુ પિતા, મુજરંક ઉપર કૃપા કરો. હું તમારે શરણુ છું. મારા છોકરાનું રક્ષણ કરો. આમ બહે બાકળું બોલતા હતા. ડાકટરોએ ચેતવણી આપી કે જો અત્યારે ઓપરેશન કરાવશો તો સેંકડે પચાસ ટકા સારૂં ચાન્સ રહેશે પછીનું કહી શકાતું નથી, પણ પોતાના વહાલા દીકરાના પેટ ઉપર કાપ મુકાવવા જેટલી શેઠની હીમત ચાલી નહીં. રાતનો વખત હતો તેથી સારવાર કરવા બે નર્સો રાખવા ડાકટરોએ કહ્યું તેનો બંદોબસ્ત કરવામાં આવ્યો. મનુની પીડામાં શેઠાણીની સ્થીતિ કોઇએ જોઇજ નહીં પણ તેની સ્થીતિ ગંભીર થઇ પડી હતી શેઠાણી અદ્યાપિ મુર્છિત હતાં; તેની સારવાર કરી શુદ્ધિમાં આણ્યાં પણ હૈયું હાથ નહતું. રૂદન ચાલુ હતું અને જીવ કાઢવાની તૈયારીમાં હતાં વાંચનાર! માંડ કરીને વૃદ્ધ કાળે પુત્ર સાંપડયો હોય, એકનો એક વળી પ્રાણથી પણ અધિક પ્યારો પુત્ર હોય, તેની જ્યારે આવી દશા થાય ત્યારે તેના માવતરને શું ન થાય? તેમ આ વખતે મનુનાં માતપિતાને આભ તુટયો હતો. ડાકટરોએ જવાની રજા માગી. રાતનો વખત હતો જેથી સૌની નિયમ પ્રમાણેની ફી કરતાં ડબલ ફી આપવી પડી. કોઇને પચાસ તો કોઇને પચીસ તો કોઇને વીશ રૂપીઆ એમ સૌને ફી આપી વિદાય કર્યા. તેઓના ગયા

પછી મનુના માતપિતાએ મનુ સારો થવા વાસ્તે કેટલીક માનતા બાધા અને આખડીઓ લીધી ને ડાકટરોની દવા સાથે ઘરનાં પણ ઉપચાર ચાલુ કીધા. ઈશ્વરે દુ:ખીની દાદ સાંભળી. પાસે એક અનુભવી વૈદ્ય રહેતો હતો ઘણાં વર્ષની પ્રેકટીસથી દર્દ પારખવાની સારી શક્તિ હતી. તે પોતે એક પાડોશી તરીકેની લાગણીથી દોરવાઇ મનુને જોવા આવ્યો. મનુની નાડ તપાસી શરીર જોયું ને દર્દ પારખ્યું. શેઠને હીંમત આપી દર્દ કંઇ ગંભીર નથી માટે ફીકર ન કરવા કહ્યું. તુરત પોતાની પાસેથી એક સોગઠી કાઢી તે પાણીમાં ઘસાવી મનુના પેટ ઉપર ચોપડવા કહ્યું ને તેની અસરથી થોડીવારમાં મનુને થોડો પેશાબ ઉતર્યો, જરા પવન છુટયો. પછી હાજત થઇ અને હળવે હળવે ઝાડો પેશાબ પણ છુટથી થયાં. પેટનો ચડાવો પણ ઉતર્યો ને ખુલાસો થવાથી આરામનાં ચીન્હ જણાવા લાગ્યાં જેથી આંખ મળી ગઇ. ઉંઘ આવી, ને સવાર થતાં મનુની તબીયતમાં ઘણો સુધારો થયો. શેઠ શેઠાણીના હર્ષનો પાર રહ્યો નહીં. સૌ ખુશાલીમાં આવી ગયાં ઇશ્વરનો પાડ માન્યો ને વૈદ્યરાજની ઘણીજ પ્રસંસા કરવા લાગ્યાં. થોડા કલાક પહેલાં તો જે મનુની ચીંતા થતી હતી, ડાકટરો કેશ ખોટો કહેતા હતા, પેટ ઉપર ઓપરેશન કરવાનું બોલતા હતા, જેનો બીજો ઉપચાર નહોતો, ને ઉપચાર કોઈ લાગુ પડશે નહીં એવું ડાકટરોનું માનવું હતું, તે અનાયાસે આવી ચડેલા એક વૈદના ઉપચારથી માત્ર થોડાજ કલાકમાં સારો થયો. તો એ ડાકટરો વિષે કેવું મત બાંધવું? રોગ શું અને તેની ચીકિત્સા શું કરી તે કંઇ સમજાયું નહીં. જો તેમનું માની શેઠે ઓપરેશન કરવા દીધું હોત તો અત્યારે મનુની કેવી દશા હોત. તે કલ્પવું કઠણ થઇ પડત. ગમે તેમ હતું પણ ડાકટરો તો પોતાની ફરજ બજાવી ગયા ને પોતાનાં ખીસાં ભરી ગયા. કેસનું જોઇએ તે થાઓ. સારૂં થાઓ યા ન થાઓ પણ તે દવા ન આપે તો તેની કસુર. જોકે મનુભાઇ સારો થવાથી મા બાપના જીવમાં જીવ આવ્યો મુખપર આનંદ પ્રસરેલો જણાયો પણ દીલગીર થવામાં માત્ર આપણા ડાકટર ધાપમારૂ અને ડાકટર કડકા વીગેરેજ હતા. શ્રીમંતના ઘરનો એકનો એક છોકરો સીક પડેલો અને તેથી મહીના અથવા પંદર દીવસની ખરચીની આશા રાખી હતી તે તેઓનો ફોકટ ગયેલી જોઈ બિચારા નિરાશ થયા અને દેશી વૈદોને શ્રાપ દેતા ગયા.

શેઠે ખુશી થઇને વૈદરાજને પાંચસો રૂપિયા રોકડા આપ્યા ને કેટલોક ઉપકાર માન્યો. ને હવેથી તેમના કુટુંબના ડાકટર પણ તેમનેજ નીમ્યા.

..................



# પ્રકરણ ૧૦ મું.

## સુંદરબાઈનું મૃત્યુ.



મનુને સારો થયેલો જોઇ શેઠાણીનું ચિત્ત પ્રસન્ન થયું હતું પણ તેની સખત માંદગી વખતની ડાકટરોની પેટપર ઓપરેશન કરાવવાંની સલાહથી શેઠાણીના અંતઃકરણ પર ભારે દહેશતની છાપ પડી ગઇ હતી. વળી આ પુત્ર વાત્સલ્ય માતાએ પોતાનો ધણી ન જાણે તેમ એકજ વખત અન્ન લેવાની બાધા રાખી હતી. દિવસમાં એકજ વખત ખાવું અને અંતઃકરણ પર થઇ ગયેલી ધાસ્તી હજી ન મટી શકવાથી શેઠાણીની તબીયતપર માઠી અસર થવા લાગી. ધીરે ધીરે શરીરમાં મંદ જ્વર પ્રવેશ થતો જણાયો, દિવસે દિવસે શરીર અશક્ત અને ચહેરાપર ફીકાશ આવવા લાગી. દાકટરોની દવા કરાવવાની શેઠે ઘણી સલાહ આપી પણ શેઠાણી ડાકટરના નામપરજ અશ્રદ્ધા કરી બેઠાં હતાં. જેથી તેની દવાતો લેજ શાની. તે ડાકટરનું નામ સાંભળવા સુદ્ધ રાજી નહોતાં. કાંઇ પણ જરા તરા શ્રદ્ધા પેલા વૈદ્યપર હતી તેની દવા પણ દસ પંદર દિવસ કરી જોઇ પણ દેખીતો ફેરફાર જોવામાં આવ્યો નહીં. શેઠના લાગતા વળગતાઓએ સારી જગ્યાએ હવા ફેર કરવા લઇ જવાની સલાહ આપી. અને શેઠને પણ તે વાત ધ્યાનમાં આવી જેથી લાનોલી ખાતે એક બંગલાની ગોઠવણ કરવામાં આવી. જોઇતો કરતો સર્વે સામાન સાથે રાખીને પોતાના વિશ્વાસુ મુનીમની સાથે શેઠાણીને હવાફેર કરવા લાનોલી મોકલવામાં આવ્યાં. મનુ પણ સાથે ગયો. વ્યાપાર રોજગાર ધીકતો હોવાને લીધે અને મુનીમને શેઠાણી સાથે મોકલવાથી શેઠને ફુરસદ મળતી નહીં, તોપણ

એ ત્રણ દીવસે લાનોલી જઇ આવતા ને તબીયત જોઈ આવતા. મહીનો દિવસ સુધી લાનોલી રહ્યાં પણ શેઠાણીની તબીયત જોતાં શેઠને દેખીતો ફેરફાર હવાથી પણ થયેલો જણાયો નહીં. શેઠાણીને પણ શેઠથી અલગ રહેવાનો આ પહેલોજ પ્રસંગ હતો. શેઠની ગેરહાજરીમાં લાનોલી એકલું રહેવું ગમતું નહોતું. બબ્બે ત્રણ ત્રણ દીવસે પોતાને માટે શેઠને મુંબઇથી લાનોલી આવવાની તકલીફ પડતી તે પણ પોતાથી ખમી શકાતું નહોતું. વળી હવા ફેરથી પણ તબીયત સુધારાપર આવતી ન જણાઇ જેથી તેનું દીલ પણ લાનોલીમાંથી ઉઠી ગયું હતું. શરીરની કમજોરી વધતી જતી હતી. મંદજ્વર હળવે હળવે પોતાની સત્તાને પ્રસરવા લાગ્યો જેથી શેઠાણીને અન્ન ઉપરથી પણ રૂચી ઉઠી જવા લાગી. શેઠાણીની આ રીતની સ્થીતિ થઇ જવાથી તેની સાથે સલાહ મેળવી શેઠે પાછાં મુંબઇ લાવવા નિશ્ચય કીધો. અને તે પ્રમાણે સઘળી ગોઠવણ કરી. મુંબઇમાં આવ્યા પછી અનેક ઉપચારો કર્યા પણ શેઠાણીની તબીયત સુધરવાનું કંઈ ચિન્હ જણાયું નહીં શેઠાણીની મરજી નહીં છતાં ઉપચાર માટે કેટલાક વૈદ્ય અને ડાકટરો શેઠે બોલાવી જોયા. પણ કંઇ ફાયદો થયો નહીં. પેલો જાણીતો વૈદ્ય પણ પોતાની બધી શક્તિ ઉપચાર કરવામાં વાપરવા લાગ્યો પરંતુ મુળ રોગ હોય તો મટે. જેનું અંતઃકરણ તુટી ગયું હોય તે ક્યાંથી સાંધી શકે ? શેઠાણીને કંઈપણ આરામ થવાને બદલે દિવસે દિવસે બીમારી વધતી જતી હતી, તેથી શેઠને માથે ચિંતા આવી પડી. શેઠના મનમાં અનેક પ્રકારના વિચાર આવવા લાગ્યા. મુંઝાઇ જવા લાગ્યા. જો શેઠાણીનું મૃત્યુ થશે તો મનુનું શું થશે. જો મનુ પણ ગભરાઇ જશે તો મારી દશા શી થશે. શેઠાણીની માંદગી સારી જણાતી નથી. તેના શ્વાસોશ્વાસ કાંઈ ઓછા છે, તે પુરા કરવા સુધી આપણી પાસે છે, પણ આ માંદગીમાંથી સાજી થાય ને આપણી વચ્ચે રહેવા પામે એવું કંઇ આચરણ મને જણાતું નથી. જેવી પ્રભુની મરજી એમાં આપણે શું કરી શકીશું આમ વીચારી પોતેજ પોતાના દીલને શાંત પાડતા. બે ત્રણ દીવસમાં તો શેઠાણીની તબીયત ઘણી બગડી આવી ગંભીર થઇ પડી. આજતો છેલ્લાં વખત જેવી બીમારી હતી. શેઠાણીને જોવા વાસ્તે ઘણા લોકો આવતા જતા હતા વળી આજે તો માંદગી ઘણી વધી જવાથી સૌ લાગતા વળગતાં જનો ભેગાં થયાં હતાં. શેઠાણીના અંતની છેલી ઘડી જોઇ શેઠની આંખોમાં પાણી આવ્યાં. જો તેને કંઇ ઇચ્છા હોય તો તે કહી દેવા શેઠે કહ્યું શેઠાણીએ પોતાના હાથથી કેટલુંક પુન્ય દાન કરવાની ઇચ્છા બતાવી.

તે પ્રમાણે કર્યું પછી સૌની સામે હાથ જોડયા. બધાની ક્ષમા માગી. પ્રભુનાં નામનો ઉચ્ચાર કરતાં હતાં. પોતાના વહાલા મનુને પાસે બોલાવ્યો. સ્થીતિ નબળી હતી. જરાપણ હાલી શકાતું નહોતું. તેમાંથી જોર કરીને મનુને કોટી કીધી, બચીયો લીધી. દયા આવી. અને આંખોમાં પાણી આવ્યાં પણ હવે દૈવદુતો ઝાઝીવાર થોભે એમ નહોતા. શેઠાણીનો પ્રાણ લેવા પોતાના હાથ લંબાવ્યા. શેઠાણીનો શ્વાસ ડચકાંપર આવ્યો હતો. શેઠને પાસે આવવા ઇસારત કરી. શેઠ પાસે આવ્યા શેઠાણીએ મનુનો હાથ ઝાલી શેઠને સોંપતાં છેલ્લું વાકય આ...ત...મા...રા...મ...નુ...ને...સા ચ...વ...જો. એમ તુટતા શબ્દોથી પુરૂં કરી બધાની હાજરીમાં પોતાનો વહાલો પ્રાણ કિરતારને હવાલે કર્યો. સઘળા લોકોએ અંત વખતની છેલ્લી ક્રિયા કરી, ઘીનો દીવો કર્યો. ગાયનું છાણ અને તુલસીની પવિત્ર માટીથી જગ્યા લીંપી નાંખી. મરનારના શરીરને પાણીથી નવડાવ્યું. સ્વચ્છ વસ્ત્રો પહેરાવ્યાં ને શબને પવિત્ર કરેલી જગ્યાએ સૂવડાવી માથે એક સારૂં લુગડું ઓઢાડયું. પછી પ્રાણપોક મૂકાવી. રડારોડ થઇ રહી. આ બધું થતી વખતે બીજા લોકો મનુને દુર લેઇ ગયા હતા. શું થયું તેની કંઇ ખબર તેને પડવા દીધી નહીં. જેમ જેમ લોકોને આ મરણની ખબર પડતી ગઈ તેમ તેમ ઘણા લોકો આવતા ગયા. ન્યાત જાતમાં ખબર કરવા બ્રાહ્મણ ફેરવ્યો ને થોડી વારમાં તો આખા શહેરમાં આ મરણની ખબર પવનની પેઠે ફેલાઇ ગઇ. શેઠના નામ પ્રમાણે, મોભા પ્રમાણે ને કીર્ત્તી પ્રમાણે શેઠના સહવાસમાં આવનારાઓ, ઓળખીતાઓ, સંબધીઓ, ન્યાતિલાઓ, પરન્યાતિલાઓ, અને અનેક લોકો શેઠના ઘર આગળ એકઠા થયા. મરનાર પોતાના સારા સ્વભાવથી ઘણાં લોકોની જાણમાં આવ્યાં હતાં અને તેની સાથે સંબંધ ધરાવનારી સ્ત્રીઓનું પણ મોટું જુથ ભેગું થયું હતું. સ્ત્રી પુરૂષોની સારી સંખ્યા એકઠી થઇ હતી. સગાંમાંના કેટલાકોએ શબને શમશાનમાં લઇ જવાની સામગ્રીઓ તૈયાર કરી. એક ઠાઠડી બનાવી તેમાં સબને સૂવડાવ્યું. સૌભાગ્યદર્શક એક ઉંચું બનારસી સોનેરી કીમતી અમર માથે ઓઢાડયું, ને પછી ઠાઠડી સાથે બાંધ્યું. એક પિતળની તપેલીમાં અમી મુકાવ્યો. શબને લઈ જવાની બધી તૈયારી થઈ ગઇ. શેઠના હુકમથી સાથે અનાજ તથા મીઠાઇના ખટારા, કેટલાંક વસ્ત્રો અને નાણાંની થેલી તૈયાર રાખવામાં આવ્યાં હતાં. ચાર જણાઓએ શબને ઉંચક્યું. અગ્નિવાળો આગીઓ સૌની આગળ થયો. પાછળ શબની ઠાઠડી અને તેની પાછળ લોકોનું મોટું ટોળું સાથે અનાજ મીઠાઇ

અને વસ્ત્રોના ખટારા હતાં. બધું સરઘસ શમશાન પર જવા તૈયાર થયું ને “ રામ બોલો ભાઈ રામ ” ના ઉચ્ચારથી સૌએ ચાલવા માંડયું. રસ્તે અનાજ મીઠાઈ વસ્ત્રો અને નાણું ભીખારીઓમાં છુટે હાથે આપતા ગયા ને બધું સરઘસ સોનાપુરમાં દાખલ થયું. ત્યાં શબને અગ્નિદાહ કર્યા પછી સૌ દરીયે નાહી શેઠના ઘર આગળ આવ્યા અને ભેગા થયેલા લોકો શેઠને દીલાસો દઈ સૌ છુટાં પડયાં.

---

# પ્રકરણ ૧૧ મું.

## શોકાગ્રસ્ત માધવદાસ.




તાની વ્હાલી પત્નિનાં મરણનો શોક શેઠને ઘણો થતો હતો. પોતાનું અતલગનું એકનું એક પ્રિયજન યા સુખ દુઃખની ભાગીયણ ચાલી જવાથી શેઠને ઘણી દિલગીરી થતી હતી. પોતાના દાદા હરીદાસના ઉધરતા ઓલાદમાં માત્ર એક પોતે ને મનુ સિવાય બીજો કોઇ નહોતો, જેથી દિલાસો દેવાને અતલગનું સગું કોઇ ન હોવાથી તેને ભારે રંજ થતો હતો. કુટુંબી દીવાલ એક પછી એક થયેલાં મરણથી તુટી ગઇ હતી, તે બધાનો વિયોગ આજે સાંભરી આવી–તાજો થયો. બીજી દરેક રીતે માધવદાસ પોતે સુખી છતાં આ બનાવથી પોતાને દુઃખી માનવા લાગ્યા. પોતાનું જે ઘર શેઠાણીની હૈયાતિમાં હમેશાં દીપી નીકળતું તે આજે શુન્ય લાગતું હતું. ઘરનાં નોકર ચાકરો હમેશાં પ્રફુલ્લીત જણાતા તે આજે ઉદાસીમાં હતા. ઘરમાં ગોઠવેલું ફરનીચર અને પીકચરો પણ તેજહીન જણાયાં. જ્યાં નજરે નાંખે ત્યાં શેઠને ઉદાસી સિવાય બીજું કંઇ જણાયું નહીં. પોતાનો પુત્ર–પ્રાણથી પણ પ્યારો પુત્ર–મનુ આજે ઘરમાં પણ ન હતો. તેને તો બીજા લોકો પોતાને ઘેર તેડી ગયા હતા, જે દુઃખમાં ઉમેરો થવા જેવું લાગતું હતું. શેઠ એકલા પડયા વિચાર કરતાં દુઃખથી હૈયું ભરાઇ આવ્યું. આટલો

મોટો વૈભવ ! અને મારો શું દોષ રહી ગયો હશે જે ઇશ્વરે મને એકલોજ રાખ્યો. ભાઇઓને તો ન્હાનપણમાંજ કાળ હરી ગયો હતો, તે વિચારે માથું ફરી ગયું. પોતાની વ્હાલી પ્રિયાનાં છેલ્લી વેળાનાં વચન "આ તમારા મનુને સાચવજો." તે નજર આગળ તરી આવ્યાં. અને દુઃખમય સંસારનું બધું ચિત્ર નજરે પડયું. અરે ! દૈવ !! મેં શું અપરાધ કીધા જે મારે માથે આવી વેળા પાડી. પ્રિયા ! વ્હાલી પ્રિયા !! તારા પ્યારા પતિને તજી જઇ દુઃખમાં મૂકવા તને કેમ હિમત આવી. શું ? તને પણ મારી ઉપર રોષ આવ્યો ? શું તને પણ મારી દયા ન આવી ? મારા દુઃખમાં હરેક વખતે તું ભાગ લેવા તૈયાર થતી. તે આજે તું કયાં છે ને કેમ દુઃખમાં ભાગ લેવા નથી આવતી ? જો તારો મનુ પણ તને યાદ કરતો હશે. તેની પણ તને દયા નથી ? જેની બીમારીનું દુઃખ નહિ જોઇ શકાયાથી તેં તારા પ્રાણને હાની પહોંચાડી આવો ઉદ્વેગ કર્યો; તે તારા મનુને માટે હવે તને જરા પણ નથી લાગતું ? મનુ હવે તારા વગર કોણને મા કહી બોલાવશે ? તારા વગર તેનાં કોડ કોણ પુરાં પાડશે ? અરે ક્રૂર ! અરે ઘાતકી !! ઓ દુષ્ટ કાળ !!! તને પણ જરા રહેમ નહિ આવી કે મનુ જેવા બાળ પુત્રને જે વખતે માતાની ઘણીજ જરૂર હતી તે વખતે તેનું હરણ કીધું, ને માતાથી તેને વિખુટો પાડયો? ઓ દૈવ ! ઓ સર્વ વ્યાપક પ્રભુ !! ઓ દયાનિધિ !!! આજે તારી પણ દયા કયાં ગઇ ? જે અમારી સામે સખત થયો. પ્રભુ તારી ગતી ન્યારી છે. તારી કળા અપાર છે તે કોઇથી કળાતી નથી ને કળાશે પણ નહીં. રાયને રંક, ગરીબને તવંગર અને સુખીને દુઃખી એક પળવારમાં તું કરી મૂકે છે. દુનિયાની નજરમાં સુખી ગણાતો માધવદાસ આજે કેવી હાલતમાં છે. તે વાંચનાર ! તેના વગર બીજો કોણ તેની પીડા સમજી શકે ? ઉદાસીથી કાયર થઈ માધવદાસ દુઃખી ને ગભરાયેલે ચ્હેરે બેઠેલા હતા ત્યાં તેની દુકાનનો ભાગીદાર અને મુનીમ આવ્યા. શેઠનો ચ્હેરો દુઃખી ને ગભરાયલો જોઈ બહુ દયા આવી. પોતાનાં દિલને પણ ઘણું લાગી આવ્યું ને શેઠને દિલાસો દેવા શાન્તિનાં વચનો કહેવા લાગ્યા. જુઓ શેઠ ! ઘણો શોક કરવો નહિ, તેમ કરવાથી તબીયત બગડે ને પરીણામે હાની પહોંચે. જે વાત બનવા કાળ હતી તેને કોઈ ફેરવી શકે નહિ. જે વાત દૈવાધિન છે; તેમાં કોઇનો ઉપાય નથી. માટે દુઃખ આવ્યે ધીરજ ધરી હિમત રાખવી. મોતે કોણને મૂકયા છે ? કોઇને મૂકયા નથી ને મૂકશે પણ નહીં. શ્રી રામચંદ્ર અને શ્રી કૃષ્ણચંદ્ર જેવા પરમાત્માઓ પણ મોતને આધિન થયા

છે તો પછી આપણે તો સાધારણ મનુષ્ય છીએ. જેનું નામ તેનો નાશ થાય છે ને થવાનોજ. એવો કુદરતનો નિયમ છે. માટે એક ગઇ વાતને યાદ લાવી સંભારી સંભારીને શોક કરવો તે મિથ્યા છે. ને તે આપના જેવા સમજદારને બીલકુલ ઘટીત નથી. સ્વાભાવિક નિયમ પ્રમાણે શોક, દીલગીરી ને ઉદ્વેગ બધું થાય. પણ તેને વળગી રહેવાને આપ જેવા ઉત્તમ મનુષ્યને તો ન જ છાજે. હવે તો આપ ધીરજ ધરો ને ઘરમાં નોકર ચાકરોને દીલાસો દેઓ અને આપણા મનુની પણ સંભાળ લેઓ. કેમ જે તે પણ તમારે માટે તલપાપડ થતો હશે. અત્યાર સુધી શેઠ એકલા પડી ચકડોળે ચડેલા વિચારથી જે દુઃખ અને શોકમાં હતા તે દીલાસાનાં વચનો સાંભળ્યા પછી કંઇક શાંત થયા. પોતાનો મનુ યાદ આવ્યો. તેને જોવાની ને તેની સંભાળ લેવાની તુરત ઇચ્છા થઇ, જેથી એક નોકરને મનુને તેડી લાવવાનો હુકમ કર્યા પછી શેઠ બોલ્યા કે, કુદરતની અપાર લીલા છે. સંસારની ઘટમાળ એવીજ છે. શોકને વખતે શોક અને આનંદને વખતે આનંદ થાય એ મનુષ્ય માત્રનો સ્વાભાવિક નિયમ છે. આજના બનાવથી મને દુઃખ થાય છે તેમાં કંઇ નવાઇ જેવું નથી. દુનિયાની નજરે બીજા બધા વૈભવથી હું સુખી દેખાતો હઇશ. પણ એક વાતે મારા મનથી હું દુઃખી છું. અને એક દુઃખ બીજાં દુઃખની યાદ આપે છે. જેને સંસારમાં સગાભાઈ નથી, જેને બહોળું કુટુંબ નથી અને જેને અતલગનાં સંબંધી નથી; તે ગમે તેવા વૈભવમાં હોય છતાં આવે વખતે તે દુઃખીજ છે. મારૂં એક પ્રિયજન ચાલી જવાથી જે ખોટ પડી તે મારે બીજાં પ્રિયજનો હોત તો તેથી આજે મને ઓછો શોક થાત. જ્યારે એક હતું તે ચાલ્યું ગયું ને હવે બીજાં નથી તેથી મને બેવડો શોક થાય છે. આપણે સમજીએ છીએ કે, હવે શોક કરવાથી કંઇ વળનાર નથી ને ગયેલું પાછું આવનાર નથી. પણ તેનો પ્યાર આપણને સાંભરે છે ને તે જ્યાં સુધી ભુલાશે નહિ ત્યાં સુધી શોક થતો રહેવાનોજ. જે શોકથી આપણું કશું વળનાર નથી, એ આપણે સમજીએ છીએ ને તેમાંજ આપણે બે સમજની માફક જે તેના આવેશમાં બોલી જઇએ, તે આપણી મૂર્ખાઇથી નહિ પણ તેની પ્રત્યેના આપણા પ્યારના ઉદ્ગારો છે. જે વાતને આપણે સહન કરી શકીએ, તેટલી સ્થીતિમાં હોઇએ ત્યાં સુધી આપણને કંઇ વધારે લાગતું નથી. પણ તે જ્યારે સહન શક્તિ ઉપરાંત હોય તેટલો ઉપરનો ભાગ જરૂર કાઢી નાંખવો જોઇએ. જેને આપણે ઉભરાની ઉપમા આપીએ છીએ તે આ છે. ને તે જ્યાં સુધી ખાલી ન

થાય ત્યાં સુધી મન અસ્થીર રહેવાનું અને ચિત્ત સ્વસ્થ થાય નહિ માટે તેબધાને શાંતિમાં લેવા તેનું નિવારણ કરવું તે શોક છે. તમોએ કહેલાં દિલાસાનાં વચનથી મને થતો શોક શાંત થયો છે. પણ તે જ્યાં સુધી નિર્મૂળ નથી થયો ત્યાં સુધી તેનો પાછો ઉભરો આવવાનોજ. ને તે વખતે તેનાં નિવારણમાં શોકોદ્દગાર સિવાય બીજું કંઇ નથી. ધીરજ અને હિમત તો તે પછીની વાત છે. જ્યારે શોકથી ઉભરો ખાલી થાય તે પછીજ શોકની જગ્યાએ ધીરજ અને હિમત આવી શકે- પણ જેમ વખત જાય તેમ તાજું વાસી થાય ને પછી તે વિસારે પડે. જ્યાં સુધી વાત વિસારે ન પડે ત્યાં સુધી આ ને આ ગતી ચાલુ રહે, અને એજ દૈવની વિચિત્રતામાં સમાયલી ખુબી છે. શેઠનું બોલવું સાંભળી, મુનીમ અને ભાગીદારને સંતોષ થયો. મનથી શેઠની વિચાર શક્તિને ધન્યવાદ આપ્યો. દીલાસાનાં વધુ વચન કહેવાનું હવે પોતાને કંઈ કારણ જણાયું નહિ. તેટલામાં એક નોકર મનુને શેઠ પાસે તેડી લાવ્યો. ઘણાજ પ્યારથી શેઠે મનુને બોલાવી ખોળામાં બેસાડયો. વાંસા ઉપર હાથ ફેરવી મનુને ચુમીઓ લીધી. મનુની બાળક ઉમર હતી છતાં સમજ શક્તિ સારી હતી. ચારે બાજુ નજર ફેરવતાં મનુને પોતાની મા નહિ જણાયાથી માને માટે અધીરો થયો. બાપાજી! મારાંમા ક્યાં છે? આજે મારાં માજી કેમ જણાતાં નથી? શું તમે કંઇ કામે મોકલ્યાં? શેઠનું શાંત પડેલું મન પોતાના પુત્રનાં વચનથી પાછું શોકમાં પડયું. આંખોમાંથી દડ દડ પાણી પડયાં. મનુ! વ્હાલો મનુ!! મા વગરનો થયો તે વિચારે દીલ ઉશ્કેરાઇ ગયું. પોતાની આ કઠણ વેળા અકારી લાગી. મનુને શું જવાબ આપવો ને કેમ સંતોષવો તે કામ કઠણ થઇ પડયું જણાયું. આંસુથી ભીંજાયેલી આંખે શેઠે કહ્યું; મનુ, તારી મા હમણાં આવશે. જો જરા બહાર ગઈ છે તે થોડી વારમાં આવશે. તને શું જોઇએ છે તે કહે, “બાપાજી! મને કંઈ જોઇતું નથી. મારાં માજી ક્યાં છે, તે કહો મને તેમના વગર ગમતું નથી. નોકરને કહોને તે જ્યાં હોય ત્યાંથી તેડી લાવે.” “જો બેટા! મનુ!! તારી મા ગામ ગયાં છે. નોકરને હમણાંજ તેડવા મોકલું છું. પણ તેને આવતાં વાર લાગશે. ત્યાં સુધીમાં તારે શું જોઇએ છે તે તું મને કહે. હું તને આપું.” મનુએ કહ્યું બાપાજી! મારાં માજી ગામ ગયાં તો મને કેમ ન તેડી ગયાં? તે આવશે ત્યારે હું કજીઓ કરીશ. મુનીમ ને ભાગીદાર પણ આ પ્રસંગ જોતા હતા. તેને પણ આ પ્રસંગ કઠણ જણાયો. શેઠને માત્ર પોતાનાજ મનને સમજાવવાનું હોત તો વાત વહેલી વિસારે પડત. પણ તેની સાથે મનુ જેવા નાદાન બાળકનાં

મનને સમજાવવાનું ને સંતોષવાનું હતું, તે કામ સહેલું ન હતું. જ્યાં સુધી મનુને આ વાતની વિસાર પડે નહિ ત્યાં સુધી તે રોજ રોજ તાજી રહેવાની. મનુએ કહ્યું, બાપાજી! તમે કેમ રડો છો! બધા કહે છે કે, મારાં માજી મરી ગયાં, શું મારાં માજી મરી ગયાં! શું એ વાત ખરી છે! મારાં માજી મરી ગયાં તેમાં તમે કેમ રડો છો! હવે મારાં માજી પાછાં આવશે કે નહિ. ધીરે રહીને બાપે ઉત્તર આપ્યો, હા બેટા! તારી મા મરી ગઇ એ વાત ખરી છે. વળી છોકરે કાલો પ્રશ્ન કર્યો. મારાં માજી કેમ મરી ગયાં! બાપે ઉત્તર આપ્યો, બેટા! શીક હતા. તેથી મરી ગયાં. "હા, પણ ડાકટરોની દવા તો તમે કરાવતા હતા, તો પછી કેમ મરી જાય!" આવા કાલા અને નાદાન બાળકનાં આવા અનેક સવાલોનો જવાબ શું આપવો તે બિલકુલ સમજ પડી નહિ. બલકે આવા સવાલોથી શેઠના શોકાગ્નિમાં વધારો થતો ગયો. આવી સ્થીતિ જોઇ પાસે બેઠેલા મુનીમે શેઠના ખોળામાંથી મનુને પોતા પાસે લીધો અને બહાર ફરવા લઇ ગયા. અને આમ તેમ ફેરવી, રમત ગમતમાં જીવ લગાડી તેને તુરત વાત વિસારે પડાવી.

---

# પ્રકરણ ૧૨ મું.

## બાળક મનુનું જતન.

એક પછી એક દીવસ વહ્યા જવા લાગ્યા. રીવાજ પ્રમાણે શેઠે શેઠાણીની ઉત્તરક્રિયા કરી. પોતાના બાપદાદાના વખતથી પરગજુપણાનું જે ફંડ ચાલ્યું આવતું હતું એમાં શેઠાણીનાં નિમિત્તે રૂપિયા ૨૦ હજાર ઉમેરી આપ્યા અને તે ફંડ મૂળ કાયમ રાખી વ્યાજનો સદ્ઉપયોગ બરોબર થતો જતો હતો. મા વગરનો મનુ જ્યારે ત્યારે માને સંભારી કજીયા કરતો હતો અને તેને શાંત પાડવા માટે ને રાજી રાખવા વાસ્તે હરેક ઉપાય કરવા પડતા હતા. જેથી મનુ વધુને વધુ

તોફાની થતો ગયો. તેને કોઇની દેખરેખ વગર જરાવાર પણ છૂટો રાખવાનું શેઠને વાસ્તવિક લાગ્યું નહિ. તેમ વ્યાપાર રોજગાર છોડી આખો દિવસ શેઠને ઘેર બેસી રહેવું તે પણ પરવડે નહિ તેમ ફાવે પણ નહિ. તેથી તેની તજવીજના વિચારમાં પડયા. જેને મનુની ધાવ કરીને રાખેલી હતી, તે બાઇ હજુ સુધી શેઠના ઘરમાંજ હતી. તેના ઉપર શેઠે પહેલી નજર દોડાવી; પણ તેની ધાકમાં મનુ રહી શકે કે કેમ? મનુનું મોસાળ ગામમાં હતું, પણ મોસાળમાં કોઇ ન હોવાને લીધે તે ઉપર ધ્યાન પુગાડવા જેવું હતું નહિ. તેથી વધારે લાયક કોણ તે વિષે વિચાર કરતાં પોતાના મુનીમ ઉપર આશા દોડી ગઇ. શેઠાણીનું જે દિવસે મરણ થયું તેજ દિવસથી મુનીમે એ વાત છેડી મનુને પોતાને ઘેર ઉછેરવાની શેઠ પાસે માગણી કરી હતી. પણ તે વખતે શેઠનું ચિત્ત બરાબર સ્વસ્થ ન હોવાને લીધે કંઇ ચોક્કસ નિર્ણય ઉપર આવવા જેવી સ્થીતિમાં ન હતું. જેથી તે વાત અધુરી રહી જવા પામી હતી; તે આજે યાદ આવી. મુનીમ કુળવાન ઘરનો અને માયાળુ સ્વભાવનો દાનો ગૃહસ્થ હતો. તેની સ્ત્રી પણ તેટલીજ લાયક, ભલા સ્વભાવની અને દુઃખીનું દુઃખ પિછાની તેને મદદ આપનારી હતી. જેથી તે વાત સરસ રીતે શેઠના ધ્યાનમાં ઉતરી. મુનીમ શેઠને ઘેર હમેશાં એ વખત શેઠની પાસે મુલાકાતે યા કામકાજ પ્રસંગે નિયમસર આવતો હતો; અને આજે તેનો આવવાનો ટાઇમ થવા આવ્યો હતો. જેથી શેઠ તેની વાટ જોતા બેઠા. થોડી વારમાં મુનીમ આવ્યો. શેઠને સલામ કરીને પાસે બેઠો. બીજી વાતચિતમાં થોડો વખત ગાળ્યા પછી, શેઠે મનુ વિષેની વાત ઉચ્ચારી.. શેઠાણીનાં મરણથી મને જે શોક થતો હતો ને હજુ પણ થાય છે તે તેની પ્રત્યેના મારા પ્રેમ ઉપરાંત મનુભાઇનું હવે શું થશે તેની ફિકર માટેનું પણ હતું. અને તે ફિકર મારા મનથી જતી નથી. તેની માના મરણ પછી મનુ બીજા કોઇની પાસે જતો નથી ને મારો નેહ વધારે કીધો છે. મને મનુથી વિશેષ વહાલું કંઇ નથી. પણ તેની સાથે આખો દિવસ મારે ઘરમાં ગાળવો ને કંઇપણ કામકાજ વગર બેસી રહેવું તે મને ફાવી શકતું નથી. તેમ તેને જરા વાર છુટો મૂકવો તે પણ મારો જીવ ચાલતો નથી. કેમ જે થોડો તોફાની પણ થયો છે. ત્યારે હવે તેના વાસ્તે શું બંદોબસ્ત કરવો, તે વિષે કંઈ ઓછો વિચાર કરવાનું બાકી રહેતું નથી. આ સાંભળી મુનીમે જે વાત મનુભાઇ વાસ્તે શેઠાણીનાં મરણ વખતે છેડી હતી. તે પાછી યાદ કીધી ને શેઠને કહેવા લાગ્યો કે, સાહેબ, મનુભાઇને માટે

આપને એટલી ફિકર થાય તેમાં કંઇ નવાઇ જેવું નથી. નહાનાં બચ્ચાંને માતાની ખોટ પડવા જેવું બીજું કંઇ દુઃખ નથી. અને તેથી જ્યાં સુધી તેની તે ખોટ પૂરી પાડવાને અને માતા ઉપરનો પ્રેમ બીજા ઉપર લગાડવાને કંઇ સગવડ થઇ નથી, ત્યાં સુધી તે આપને સંભારવાર પણ છોડશે નહિ. બચ્ચાંના ચિત્તને આગલું દુ;ખ ભૂલાવવા માટે ને બીજે લગાડવા માટે તેને પુરૂષના સહવાસમાં રાખવા કરતાં સ્ત્રીનો સહવાસ વધારે ઉપયોગી ને લાભ કારક નીવડે છે. શેઠાણીનાં મરણ વખતેજ આ સેવકે તે વિષેની અરજ આપને કરી હતી. પણ તે વખતે આપનું ચિત્ત સ્વસ્થ ન હોવાથી કંઈ પણ નિર્ણય વગર તે વાત એમ ને એમ રહી જવા પામી. જો આ સેવકને પોતાની તે ફરજ અદા કરવાની આ તક પૂરી પાડશો તો હું મને પોતાને પૂરો કૃતાર્થ થયો લેખીશ.

મુનીમનાં વચન સાંભળી પોતાના મનથી શેઠ ઘણાજ પ્રસન્ન થયા. આવો લાયક મુનીમ પોતાને મળવા માટે દિલને ઘણો સંતોષ થયો. જે વાત પોતાને સૂજી હતી, તેજ વાત મુનીમ તરફથી બહાર પડી. હવે તેનો શું જવાબ આપવો તેનો ઝાઝો વિચાર કરવા જેવું કંઇ શેઠને બાકી ન હતું. જે વિચાર કરવાનો હતો તે એટલો કે, મનુને મુનીમ સાથે તેને ઘેર ઉછેરવા મોકલી આપવો કે, મુનીમને પોતાની ભેગો રાખીને પોતાનેજ ઘેર મનુને ઉછેરવાની ગોઠવણ કરવી. તે વિચાર કરવાનું આવશ્યક હતું. જરા વિચાર કરી શેઠ બોલ્યા કે, મુનીમજી, મારા ઘર પ્રત્યેની તમારી એવી સતત્ કાળજી અને સારી લાગણીઓ જોઇ મને ઘણો સંતોષ થાય છે. તમારા જેવા લાયકને માટે જે આશા રાખી શકાય તે પૂરી પાડવા તમે તૈયાર થએલા જોઈ મને અનહદ આનંદ થાય છે. તમારા જેવા ઉત્તમ ભાવનાવાળો માણસ મારી પાસે હોવા બદલ હું ઇશ્વરનો ઉપકાર માનું છું. તમારી માગણી વિષે વિશેષ વિચાર કરવા જેવું મારે કાંઈ રહેતું નથી. પણ તમે મનુને ઉછેરવા તમારે ઘેર લઇ જવા ધારો તેના કરતાં તમેજ કુટુંબસહ મારી સાથે રહેવા આવો તો મારી ખુશાલીનો પાર રહેશે નહિ. તમે પણ મારા પુત્ર સમાન છો. અને મનુને ઉછેરવાની જોખમદારી તમે માથે લેવાથી જો તમે તેને ઉછેરી મોટો કરશો તો તમે મનુના પાળક પિતા થશો. આ વાત કંઇ જેવી તેવી અગત્યની નથી. મુનીમે વિચાર કરી જવાબ આપતાં બોલ્યા કે, સાહેબ, હું બરાબર સમજું છું કે, આપ જેવા પુત્ર વત્સલ પિતાને મનુભાઇ

જેવું વ્હાલું બાળક, વ્હાલામાં વ્હાલું રત્ન અને આંખોનાં નુર સમાન એનો એક તેજસ્વી પુત્ર તેને આપનાથી વિખુટો પાડવાનો જીવ કેમ ચાલી શકે! અને તેથીજ આપ એવી યોજના ઉપર આવ્યા જણાઓ છો કે, મનુભાઇને ઉછેરીને મોટો કરવાનું બની પણ શકે ને પોતાની નજરથી પણ દૂર રાખવો નહિ. એ વાત ઘણી ખુશી થવા જેવી તેમ માનવા જેવી પણ છે. હું તે વાતનો મારા ઘરની બંદોબસ્ત કરી આપને જણાવીશ. તે વિષે કાળજી કરશો નહિ મનુભાઇ મારા નહાના ભાઇ છે. હું તેના બાપનો ઋણી અને નિમક હલાલનોકર છું અને વખત પડયે તે ઋણમાંથી જો હું મુક્ત ન થાઉં અને આવી પડેલી ફરજ ન ઉઠાવું તો કૃતઘ્ન થયો કહેવાઉં. ભલે આપના વિચાર પ્રમાણે આપ તજવીજ કરશો ને હું પણ ઘેર જઇ તેનો બંદોબસ્ત કરી લેવાને ખાત્રી પૂર્વક છું માટે બેફિકર રહેશો. મુનીમ વિશ્વાસપાત્ર હતો તેમ તેનું બોલવું ભરોસા પાત્ર હતું જેથી શેઠ પોતાનાં મકાનમાં મુનીમ અને તેનાં કુટુંબને રહેવાની સગવડ કરી આપવા માટે પોતાને રહેવાના રૂમોમાંથી બે રૂમો તૈયાર કરાવ્યા અને તેને ઘટતી સગવડ કરાવી. મુનીમ પણ ઘેર આવી પોતાની સ્ત્રીને શેઠ સાથે થએલી વાતચિતથી વાકેફ કરી, શેઠની સાથે તેના મકાનમાં રહેવા જવાનો પોતાનો ઇરાદો જાહેર કર્યો. પતિવ્રત સમજનારી-પતીની ઇચ્છાને માન આપનારી મુનીમની સુશીલ સ્ત્રીએ તે વાતનો સ્વીકાર કરી. શેઠનાં મકાનમાં રહેવા જવાની તૈયારી કરવામાં પતિ પત્ની રોકાયાં, અને પોતાનું મકાન ખાલી કરાવી, શેઠનાં મકાનમાં આવીને રહ્યાં, તેથી શેઠ પણ ઘણા ખુશી થયા.







# પ્રકરણ ૧૩ મું.



## મનુનું ભણતર.





નીમ શેઠના મકાનમાં રહેવા આવ્યા પછી મુનીમની સ્ત્રીએ મનુનું લાલનપાલન ઘણાજ ઉત્સાહ અને પ્રેમપૂર્વક કરવા માંડયું. પોતાને કંઇ સંતાન નહતું તેથી મનુ ઉપર પ્યાર ઘણો વધતો ગયો ને મનુ શેઠનો છોકરો નહિ પણ પોતાનોજ છે, તેમ સમજવા માંડયું. ઘડીવાર જો મનુ પોતાથી અલગ થાય તો તેના જીવને તલપાપડ થઇ જતી એવો સ્નેહ મનુમાં બાઝી ગયો. મનુને પણ આથી કરી પોતાની માની પડેલી ખોટ વિસરાવા લાગી અને એજ જાણે પોતાની મા હોય, તેમ સમજવા લાગ્યો. છોકરાંઓને ફુલાવી ફુલાવી રીઝાવી લેવાની સાચી કળા મુનીમની સ્ત્રીમાં હતી. તેનું નામ રતનબાઇ હતું. રતનબાઇએ પોતાના સારા સ્વભાવ અને પ્રેમાળુ વૃત્તિથી મનુને કદી પણ દુઃખી થવા દીધો નહિ. ખવાડવું, પીવાડવું ને રમાડવું એ બધું નિયમ પૂર્વક રાખ્યું હતું, જેથી મનુમાં જે તોફાની ગુણોએ પ્રવેશ કર્યો હતો તે પણ થોડો થોડો ઓછો થવા માંડયો. શેઠનું ચિત્ત મુનીમની સ્ત્રીનાં સારી આવકત ભર્યાં ચાલચલણ અને માયાળુપણાની સારી અસરથી ઘણુંજ પ્રસન્ન થતું હતું, જેથી પોતાનું દુઃખી વલણ નાશ પામવા લાગ્યું ને મનુને સુખી થયેલો જોઈ પોતે સંતોષમાં રહેવા લાગ્યા. અને પોતાના પુત્રની બાબતમાં નિષ્કાળજી થવાથી પોતાના મગજ ઉપરનો ઘણો બોજો ઓછો થયો જણાવા લાગ્યો. મનુને છઠ્ઠું વર્ષ પૂરૂં થઇ સાતમું બેસી ચૂકયું હતું. અને તે ઉમર ભણવાને લાયકની ગણી મનુને ભણવા બેસાડવાનો શેઠને વિચાર થયો. શરૂઆતમાંજ કોઈ સ્કૂલમાં દાખલ કરવા કરતાં માસ્તર રાખી ઘેર ભણાવવાનું

ઠીક લાગ્યું. જેથી એક સારો માસ્તર જોઈ તે પ્રમાણે તેનો બંદોબસ્ત કર્યો, ને મનુને ભણાવવાની શરૂઆત કરી. માસ્તર વિદ્વાન્ પણ ઘણોજ ગરીબ હતો, જેથી માધવદાસ શેઠ જેવા એક ઉદાર અને શ્રીમંત ગૃહસ્થના છોકરાને સારૂં ભણાવવાથી ને સારી કેળવણી આપવાથી પોતાનું સારૂં ચાન્સ થશે ને કદી પોતાનું દરિદ્ર પણ ફીટશે એમ સમજી ઘણાજ ઉમંગ અને કાળજીથી તેને ભણાવવા લાગ્યો. મનુને ભણવા કરતાં રમત ગમત ઉપર ઘણો શોખ હતો જેથી ભણતર ઉપર તેનું બરાબર ચિત્ત લાગતું નહિ. પણ માસ્તર ખંત પૂર્વક ભણાવવાને તેની પાછળ પડેલો હોવાથી મનુને શીખવાની હોંસ આવી. મનુ રમત ગમતનો વધારે શોખીન હોવાથી તેને એકડા ઘુંટાવીને શીખવવા કરતાં હાલની કિન્ડરગાર્ટનની પદ્ધતિએ ભણતર શરૂ કરાવવાનું માસ્તરને ઠીક લાગ્યું. અને તેથી રમત સાથે ભણતર ચાલવા લાગ્યું. અને થોડા વખતમાં એકડા તથા પૂરી બારાક્ષરી મનુ શીખી ગયો.

---

## પ્રકરણ ૧૪ મું.



### માધવદાસનાં ફરી લગ્ન વિષે વાતચિત.





પોતાના પુત્રની બાબતમાં નિષ્કાળજી આવ્યા પછી માધવદાસ શેઠ શાંતિમાં રહેવા લાગ્યા. શાંતિથી માણસનું મગજ નિર્મળ રહે છે, તેમ શેઠને પણ મગજ ઉપરનો બોજો ઓછો થયા પછી પોતાના હમેશના વેપાર રોજગારનો શોખ પાછો ખીલવા માંડયો. દુકાનનાં હરેક કામકાજ ઉપર ધ્યાન આપવા લાગ્યા. માલિકની જાતિ દેખરેખ વગર નોકરોમાં કંઈ કંઇ સુસ્તી ભરાવા માંડી હતી, તે પોતાના માલિકની હાજરીથી નીકળી જવા માંડી.

નોકરો પણ પોતપોતાનું કામ ઝપાટાબંધ સારી રીતે કરવા લાગ્યા. વેપાર પણ કંઈ મંદ પડ્યો હતો તે "કાપડના શાહ"ની હાજરીથી સતેજ થયો. આબાદી વધવા લાગી. લોકોની આવજાવનો વહેવાર વધવા માંડ્યો. જે કાપડનું બજાર પોતાના માનીતા અગ્રેસરની હાજરી વગર નરમ પડ્યું હતું તે જોર પર આવ્યું. દિવસ પછી દિવસો પાછા સુખમાં નીકળવા લાગ્યા. મનુભાઈ પણ તેના માસ્તરની સાથે રોજ સાંજરે દુકાને પિતા પાસે આવી જતો. ને અરધો કલાક પિતા પાસે રહી પિતાનું મન રંજન કરી, પોતાને જોઈતું કામ કરી, પોતાને માટે રાખેલી ખાસ 'લેન્ડો' ગાડીમાં બેસી માસ્તરની સાથે ચોપાટી કે પાલવા તરફ હવા ફરવા ચાલી જતો; તે વેળાસર પાછો ઘેર આવી પોતાની રમત ગમતમાં ને ભણતરમાં આનંદથી રહેવા લાગ્યો. એટલે શેઠ બિલકુલ નચિંત થયા, મુનીમ પણ પોતાની સાથે રહેતો હોવાથી રાત્રે અવકાશથી શેઠ–મુનીમ વ્યાપાર રોજગાર વિષે, કામ ધંધા વિષે અને બીજી અગત્યની બાબતો વિષે સારો વિચાર કરી શકતા. રોજના ગાઢ સંબંધથી, પોતાનાં ડહાપણ અને મગજની સારી શક્તિથી મુનીમ શેઠનો વધારે ને વધારે માનીતો થતો ગયો. અને શેઠના એક મિત્ર જેટલી પ્રીતિ અને મમતા ધરાવવા જેટલી હદે પહોંચવાને ભાગ્યશાળી થયો.

માધવદાસ શેઠ પોતાની સારી સમજ શક્તિથી, વિદ્વતાથી, વેપાર રોજગારથી સારી સમૃદ્ધીથી, પ્રમાણિક પણાથી, ઉદારતાથી ને શ્રીમંતાઈથી પોતાની ન્યાત જાતમાં, કાપડ બજારમાં, રાજદરબારમાં ને આખા શહેરમાં જાણીતા થઈ પડ્યા હતા, ને દરેક ઠેકાણે તેમનું માન સારૂં હતું. પોતાની ન્યાતમાં તેમનું ઘર પ્રથમ પંક્તિનું ગણાતું હતું. દેશાવરમાં પણ તેમની પ્રખ્યાતી સારી હતી, લોકોમાં તેમનો ચાહ ઘણો હતો. અને દરેકની નજરમાં તે સુખી ગણાતા હતા. આવા એક વૈભવી અને શ્રીમંત ગૃહસ્થ ઘરભંગ થયા પછી તેનું ઘર સાંધવાને તેમની ન્યાતનાં ઘણાં કુળવાન, શ્રીમંત અને સારાં કુટુંબવાળાઓ પોતાની કન્યા આપવા ઉત્સુક અને તૈયાર હતા, પણ માધવદાસ શેઠનો પ્રભાવ અને દૃઢતા એવાં મજબુત હતાં કે તેઓની તે ઇચ્છા માધવદાસ શેઠ પાસે જાહેરમાં મૂકવા કોઈની હિંમત ચાલતી નહિ. ઘણાઓનું એમ માનવું હતું કે, શેઠ એક પત્નિવ્રતને ચાહનારા હતા તેથીજ તેમને સંતાન નહોતું થતું તેટલા વાસ્તે તેમનાં માતપિતાએ સંતાન ઉત્પતિ વાસ્તે બીજી સ્ત્રી સાથે સંબંધ જોડવાને જ્યારે માધવદાસ શેઠને આગ્રહ કર્યો, તે વખતે પણ તે વાતથી

વિરૂદ્ધ પડ્યા હતા, અને તે મામલામાં નાખુશી બતાવી હતી. એટલુંજ નહિ પણ તે કામ ન જ કીધું. પોતાની મર્હુમ સ્ત્રી સાથે સારો પ્રેમ ધરાવતા હતા. વળી તેની યાદગીરીનું એકનું એક કુમળું બાળક મનુભાઇને માધવદાસ શેઠના હાથમાં સોંપી ગયાં છે; માટે તેના વિષે ખ્યાલ કરતાં તેને સાવકી માતાના હાથમાં મૂકવાને હવે શેઠ રાજી હોય કે ન હોય તે પણ ખત્રીબંધ નહતું. એટલે ઘણાઓને માધવદાસ શેઠ સાથે પોતાની પુત્રીનો સંબંધ જોડવાની તીવ્ર ઇચ્છા છતાં કઇ ઉપાય ન મળતાં તે માંડી વાળવો પડતો. જ્યારે કેટલાક એ વાતને માટે ઘણા ખંતી હતા, તેઓ તેના ઉપાય યોજવાની પેરવીમાં હતા. તેઓનું ધ્યાન શેઠના મુનીમ ઉપર ગયું. મુનીમ અને શેઠ વચ્ચે સારો સંબંધ હોવાથી છૂટથી એક બીજાના વિચાર જાણી જણાવી શકે માટે જો તેના હાથથીજ કામ પાર પડે નહીંતો અસંભવિતજ હતું, એમ વિચારી કેટલાકો તરફથી મુનીમને મળવાની અને તેની સાથે વાતચીત ચલાવવાની શરૂઆત થઇ. કેટલાકોએ તો તે કામ કરી આપવાને મુનીમને આગ્રહ પણ કર્યો સૌને સારૂં લાગે તેવો જવાબ મુનીમે આપ્યો ને જણાવ્યું કે, હું તેની પેરવામાં રહીશ ને તક મળ્યે શેઠની સાથે વાત ચલાવી તેની જે ઇચ્છા હશે તે તમોને જણાવીશ.

એક વખત રાત્રે શેઠ અને મુનીમ વાતો કરતા બેઠા હતા. પોતાનાં કામકાજ વિષેની કેટલીક વાતચિત ચાલ્યા પછી કુદરતની રચનાના વિનોદી સંવાદ નીકળ્યો તેના પર વિવાદાસ્પદ થયા પછી મુનીમ તક જોઇ બોલવા લાગ્યો કે, શેઠ સાહેબ, દુનિયાના કોઈ પણ ભાગમાં જાશો તો પણ આખરે દુનિયાનો છેડો તે ઘર છે. ઘર વગર કોઈ જગ્યાએ આરામ નથી. ઘર એ મનુષ્યનું મોટામાં મોટું ને સારામાં સારૂં વિશ્રાન્તિસ્થાન છે. પણ કહેવત છે કે, સ્ત્રી વિના ઘર નથી. ઘરની શોભા સ્ત્રીજ છે. તેના વગર ઘર શોભતું નથી. આનંદ મળતો નથી ને સુખ ભોગવી શકાતું નથી. આ ઘણો દિલગીરી ભર્યો બનાવ બની ગયો કે, આપના જેવા પુન્યાત્માને ઉત્તમ સ્ત્રીથી જે સુખ પ્રાપ્ત થતું હતું, તે દુષ્ટ કાળની ગતિથી નાશ થવા પામ્યું. અને તે ઓછી દિલગીરીનું કારણ નથી. આનાં સંબંધમાં હું આપને જણાવીશ કે, એક વખતે મહા દાનેશ્વરી કરણ રાજાની દાન દેવાની શક્તિ, ટેક અને શુરાતન જોઇ શ્રી કૃષ્ણચંદ્ર પરમાત્માએ તેના ઉપર પ્રસન્ન થઇ વર માંગવાનું કહેતાં કહ્યું કે, હે કરણ રાજા! દુનિયામાં પોતાને જોઇતી ચીજો તો સૌ માગી લે છે, પણ હું તમને એવું માગી લેવાનું કહું છું કે, જે તમારે જોઇતું ન હોય. આ ઉપરથી કરણ રાજાએ વિચાર કરી

પોતાની નજરમાં જે નહિ જોઇતાં એવાં મહાન્ દુઃખમય ત્રણ કારણો જણાયાં તે વરમાં માંગી લીધાં. તે એ કેઃ—

બાળપણે ન માતા મરજો, અર્ધકાળે ન ભારજા;
વૃદ્ધકાળે ન પુત્ર મરજો, ન, દો, ન, દો માધવા.

જેની બાળક ઉમર હોય તેની માતા ન મરજો. જેની અર્ધ અવસ્થા થવા આવી હોય તેની સ્ત્રી ન મરજો. અને જેની વૃદ્ધ અવસ્થા થવા આવી હોય તેનો પુત્ર ન મરજો. હે માધવ, મને જે નહિ જોઇતું હોય તે માગી લેવા આપે કહ્યું; તેથી હું માગી લઉં છું કે, એટલું કોઇને ન આપજો.

આ ઉપરથી ખુલ્લું સમજાય છે કે, કરણરાજા જેવા મહા બલીષ્ટ, સમર્થ અને સુજ્ઞ ગણાતા પુરૂષને જ્યારે એ મોટામાં મોટાં દુઃખ તરીકે ત્રણ કારણ માલુમ પડયાં, તો તેજ કારણની સ્થીતિમાં આવનાર તેને કેમ અનુભવી ન શકે? આજે કલીયુગનો સમય છે, એટલે તે વર પ્રમાણે કંઈ બનતું નથી. ઘણે ઠેકાણે તેવા પ્રસંગો બન્યા છે ને બનવા પામે છે. આપણોજ દાખલો લેઓ. મનુને બાળક ઉમરમાંજ માતાનો વિયોગ પડયો. આપને અર્ધ અવસ્થામાં સ્ત્રીનો વિયોગ પડયો. એ શું ઓછું આફતકારક છે? હું જો કે આપને સલાહ દઈ શકવાને લાયકનો નથી, પણ આપે મને પુત્રવત્ ગણ્યો છે તો મારા વિચાર આપને જણાવવા હું મારો હક્ક સમજું છું. આપ મારા પિતા સમાન છો તો તેની સાથે કોઈવાત છુપી રાખવા કરતાં પ્રગટ કરવાને હું વધારે વ્યાજબી ગણું છું. જે વખતમાં આપ આપની વ્હાલી પત્નીનાં મરણના શોકમાં હતા, તેના પ્રેમના વિયોગથી દુઃખી થતા હતા, જે વખતે આપનું ચિત્ત સ્વસ્થ ન હતું, આપની ઇચ્છાઓ દુઃખમાં ડૂબી હતી; તે વખતમાં આપને બીજી સ્ત્રી સાથે સંબંધમાં જોડાવાનું કહેવું, તે અતી અયોગ્ય થઈ પડે, ને આપના મર્હુમ સ્ત્રીને અન્યાય કરનારૂં થઈ પડે. પણ આજે જ્યારે એ શોકથી મુકત છો, તેનો સંયોગ પ્રાપ્ત થઇ શકે તેમ નથી, આપનું ચિત્ત સ્વસ્થ છે ને આપની ઇચ્છાઓ સુખમાં રમી રહી છે; તો આપ જેવા વૈભવી, શ્રીમંત, નિરોગી અને સશક્ત પુરૂષે કોઈ સારી સ્ત્રીના સંબંધમાં જોડાવું તે તદ્દન વ્યાજબી થઇ પડશે અને તેથી આપને કેટલીક પ્રકારનું સુખ થશે, વૃદ્ધાવસ્થામાં મદદગાર થશે, અને મનુભાઇને માની જે ખોટ પડી છે, તે પણ પૂરી થશે.

શેઠે વિચાર કરી જવાબ આપતાં જણાવ્યું કે, મુનીમજી ! તમારા વિચારો સ્તુત્ય છે—માન્ય કરવા જોગ છે, પરંતુ સાથે એટલું પણ જાણવું જોઇએ કે, આજનો વર્ત્તમાન કેવો કઠણ છે, મારે મારી પોતાનીજ સુખી ઇચ્છાઓ તરફ ધ્યાન આપવાનું નથી; પણ મારે મારા એકના એક વ્હાલા પુત્ર મનુ વિષે પણ ધ્યાન આપવું અગત્યનું છે. અને એજ મારે મોટામાં મોટું સુખ છે. જેમાં મનુનું સુખ સમાયલું હોય, તેજ હું કરી શકું. મનુને દુઃખ ઉભું થવાના સંભવ જેવી કોઇ પણ બાબતને હું હાથ લગાડી શકું નહિ. જો સાવકી માતા ખરાબ સ્વભાવની, દુરાચરણી ને કંકાશયણ નીકળે તો તેના સાવકાં બાળકને દુઃખનો પાર રહેતો નથી. સ્ત્રીના વિયોગથી કે સ્ત્રીની ગેર હાજરીથી જે દુઃખ મને ખમવું પડશે તે હું ખમીશ. પણ તે દુઃખ ટાળવાને મને સુખ મળવાને ખાતર હું મનુના એક પણ સુખનો ભોગ આપી શકીશ નહિ. જે માણસને પોતાના પુત્રનું લાગે નહિ, તેવા માણસને પણ ધિક્કાર છે. મને ગમે તેવો વૈભવ, ગમે તેવી સ્ત્રી અને ગમે તેટલું સુખ મળી શકતું હોય તો તેને ખાતર મનુનાં જરૂર જેટલાં સુખનો ભોગ આપવા હું કદી પણ તૈયાર થઇશ નહિ માટે એ વિચારોને માંડી વાળવાજ શ્રેષ્ટ છે.

જવાબમાં મુનીમે પોતાના વિચાર જણાવતાં કહ્યું કે, મનુભાઇનાં જરા જેટલા સુખનો પણ ભોગ આપીને આપને સુખ મેળવવા વાસ્તે સ્ત્રી કરવાનો લેશ પણ આગ્રહ હું કરતો નથી. તેમ કરીશ પણ નહિ. સૌથી પ્રથમ વિચાર કરવાનો છે, તે મનુભાઇ વિષેનોજ છે અને મનુભાઇને જે કામથી સુખ મટતું હોય ને દુઃખ થતું હોય, તેનો વિચાર કરવો માંડી વાળવાની વાત આવે તેના કરતાં તેવા વિચારનેજ મારા હૃદયમાં સ્થાન આપીશ નહિ. હું જે કાંઈ બોલું છું તે મનુભાઇનાં સુખને વાસ્તે અને તેના ટેકામાંજ બોલું છું. માતાની જગ્યાએ સાવકી માતા આવવાથી ઘણી જગ્યોએ કંકાસ ઉભો થતો જોઇએ છીએ તે વાત ખરી છે. ને તેથીજ આજે તે શંકાઓ ઉભી થાય છે, પણ કંઈ બધી જગ્યાએ સાવકી માતાઓ એવી એક સરખીજ હોતી નથી. સારા ખાનદાનની, સુશિક્ષિત અને સમજદાર કેળવાયલી સાવકી માતાઓ પોતાના સાવકા પુત્રને સગા પુત્રની પેઠે સંભાળી શકે છે. અને તેનાં સુખ દુઃખ વખતે સાચી મદદગાર નીકળે છે, માટે તેથી બધાંને એક સરખી પંક્તિમાં ગણી દેવાથી તેઓને અન્યાય કરવા સરખું થઇ પડે. પણ એ કામ કરતાં અગાઉ સારૂં પાત્ર જોવાની સૌથી વિશેષ જરૂર છે. વળી બીજું આપના

ખ્યાનરાંજ છે કે, જેને પોતાને મ્હોટું તો શું પણ છોટું કુટુંબ પણ નથી માત્ર આપ અને મનુભાઈ શીવાય આપના કુટુંબમાં બીજું કોઇ પણ નથી. મનુભાઇ ઉપર આપ શિરછત્ર હૈયાત છો. ઇશ્વર આપનું લાંબુ આયુષ્ય કરે, ત્યાં સુધી તો કોઇ પ્રકારનું કંઇ દુઃખ નથી. સર્વે સુખજ છે. પણ મનુભાઇને જે માની ખોટ પડી છે તે સારૂં પાત્ર જોઇ પૂરી પાડવામાં આવે, તો મનુભાઇને કશી વાતની ખોટ રહેશે નહિ. અને માથે મોટી ઓથ થઇ પડશે.

મુનીમનાં ગર્ભિત અર્થસૂચક વાક્યોથી શેઠને પોતાનો વિચાર લંબાવવાની જરૂર ઉભી થઇ. મુનીમનું માર્મિક બોલવું સમજ પૂર્વક હતું; એવો તેને ખ્યાલ આવ્યો. જ્યાં સુધી પોતાની હૈયાતી છે ત્યાં સુધી તો મનુભાઇને કશી હરકત નથી. પણ મનુભાઇની માને જેમ કાળે ઝડપી લીધાં તેમ દુષ્ટ કાળ પોતાને પણ કયારે ઝડપી લેશે તેનું નક્કી નથી. ને તે વખતે મનુભાઇનું કોઇ નહિ. ત્યારે શું થાય ! આ વિચારે પોતાનાં મનમાં ઘણો વિસ્તાર કર્યો. બીજી સ્ત્રી સાથે સંબંધ જોડવો કે નહિ—જોડવાથી ઉત્તમ લાભ છે કે નહિ, તેના વિચારમાં પડયા. વિચાર કરી મનમાં ચોક્કસ નિર્ણય પર આવ્યા. તે છતાં મુનીમના વિચારો સલાહના રૂપમાં જાણવા માટે શેઠની ઇચ્છા થવાથી શેઠે મુનીમને પ્રશ્ન કર્યો કે, મુનીમજી! ત્યારે તમારી એવી સલાહ છે કે, મારે સારૂં પાત્ર જોઇ તેની સાથેના સંબંધમાં જોડાવું ?

"હા, સાહેબ ! મારી એવી સલાહ છે."

"તેથી તમે લાભ સમજો છો ?"

"હા જી, હું એમાં લાભ જોઉં છું."

શેઠે કહ્યું, જુઓ ત્યારે સાંભળો, હું જે વાત કહું છું તે તદ્દન ખાનગી રાખજો તેમજ કામ પણ ખાનગીમાં કરજો. તમે માર્મિક વચનોથી મને જે સમજ પાડી છે તેથી તેમજ તમારી સલાહ પણ છે તેથી હું સારી સ્ત્રી સાથે સંબંધમાં જોડાવા ઈરાદો કરૂં છું. જો કે, તમે સ્પષ્ટ શબ્દોમાં ન કહેતાં માર્મિક વચને કહ્યું છે, પણ તે વાત ખરી છે. ધારો કે, જેમ શેઠાણીનું મરણ થયું તેમ મારૂં પણ મરણ થાય તો મનુને પોતાનું કોણ ? પણ તેને માની જે ખોટ પડી છે, તે પૂરી પાડવાને હું તે કારણથી તૈયાર થઉં તો તેમાં કશું ખોટું જોતો નથી. ભવિષ્યમાં મારી હૈયાતિ પછી મનુને પોતાનાં તરીકે સાવકી માતા તો રહેશેજ અને

આટલાજ વિચાર ઉપરથી હું એ નિર્ણય ઉપર આવ્યો છું. પછી તો ભાવિ બળવાન છે.

હું પણ સમજું છું ને તમે પણ સમજતા હોવા જોઇએ કે, મારૂં ઘર, મારૂં કુળ, મારો વૈભવ, મારી સમૃદ્ધિને મારૂં નામ જોઇ કેટલાકો પોતાની પુત્રીનો સંબંધ મારી સાથે જોડવા તૈયાર હશે ને તેઓ તેવી પેરવીમાં પણ હશે. પરંતુ મારો ઇરાદો તે લોકોના સમજવામાં ન હોવાથી પ્રત્યક્ષ હીલચાલ તેઓ કંઈ કરી શકતા નથી. પણ જો આ વાત પ્રસિદ્ધ થાય કે, મારો ઇરાદો સારી સ્ત્રી સાથે સંબંધમાં જોડાવાનો છે, તો પછી એક નહિ પણ અનેક કુટુંબો મારી સાથે પોતાની કન્યાનો સંબંધ જોડવાની સ્પર્ધામાં ઉતરે ને જો એવું બને તો પછી કોઇ લાગવગથી, કોઇ શરમથી, કોઇ દબાણથી યા કોઇ પણ કારણથી મને શરમમાં નાંખી પોતાનો હેતુ સાધી જાય, ને તે વખતે મારો જે હેતુ છે તે પાર પડે કે કેમ? તે કહી શકાય નહિ. મને મારાં પોતાનાં સુખ કરતાં મનુનાં સુખ સામે વધારે ધ્યાન આપવાનું છે. તેથી ઘણી ખુબસુરત, ઘણી ફેશનેબલ કે તેનેજ ખાતર શ્રીમંતની છોકરી લેવાની જરૂર નથી. પણ થોડી ખુબસુરત, સાદી અને સારી સમજવાળી ખાનદાન અને કુળવાન ઘરની, શ્રીમંત નહિ તો ગરીબની પણ સ્વભાવે શાંત, સુશીલ અને યોગ્ય વયની કન્યા લેવાની જરૂર છે. માટે તમે કોઇ ન જાણે તેવી રીતે, ઉતાવળ નહિ પણ આસ્તેથી, એક પછી એક જોઇ જે સૌમાં સારી લાગે તેની મને ખબર કરજો એટલે તેની સાથે સંબંધ જોડવાનો વિચાર કરી ગોઠવણ કરશું, કે જેથી કરી મારા મનની જે એવી મુરાદ છે કે, તે મનુની માતાની ગરજ સારી તેની ખોટ પૂરી પાડે. અને એવું બને તોજ મારા મનની મુરાદ હાંસલ થઇ કહેવાય.

શેઠનું ઉપરોક્ત બોલવું સાંભળી મુનીમને ઘણોજ હર્ષ ને આનંદ થયો. અને શેઠના કહેવા પ્રમાણે કન્યા જોવાનું કામ ખાનગીમાં કરવા લાગ્યો.





# પ્રકરણ ૧૫ મું.



## યોગ્ય કન્યાની શોધ.





નીમે ખાનગીમાં એક પછી એક કન્યા જોવાનું કામ ચાલુ રાખતાં શેઠની ઇચ્છાને લાયકની ગુણવાળી કન્યા મળવી મુશ્કેલ થઇ પડી. કોઇમાં ને કોઇમાં કંઇને કંઇ ખામી માલુમ પડે. ક્યાં વયની તો ક્યાં ઘરની, ક્યાં રૂપની તો ક્યાં સુંદરતાની, ક્યાં સ્વભાવની તો ક્યાં સુશિક્ષિતપણાની આમ કંઇને કંઈ કારણની ખામી જણાતી. જેથી કન્યા મેળવતાં વિલંબ થઇ. આખરે એક સાધારણ સ્થીતિના કુળવાન અને ભલા સ્વભાવના એક ગૃહસ્થની સુશીલ અને સારા ગુણવાળી દેખાતી ચૌદ વર્ષની કન્યા મુનીમના ધ્યાનમાં આવી, ને તે શેઠને લાયકની જણાઇ. પોતાને પસંદ પડી, જેથી તે વિષેની વાત માધવદાસ શેઠને કહી. અને જો શેઠને તે પસંદ હોય તો તે કન્યા સાથે સંબંધ જોડવાની વાત તેના માબાપ સાથે ચલાવવાની મુનીમે પોતાની ઇચ્છા જાહેર કરી. શેઠ મુનીમની વાતને સંમત થયા પણ જો બની શકે તો ખાનગીમાં તે કન્યાને જોવા તપાસવાની પોતાની ઇચ્છા જણાવી. જે પ્રમાણે મુનીમે બંદોબસ્ત કર્યો અને શેઠે તે પ્રમાણે કન્યા જોયા તપાસ્યાથી સારી માલુમ પડતાં પોતાની પસંદગી બતાવી-તેની વ્યવસ્થા તુરતમાં કરી નાંખવાને પોતાની ઇચ્છા મુનીમને કહી.

મુનીમે કન્યાના પિતાને મળી તે વિષે વાતચીત ચલાવી. માધવદાસ શેઠનાં ઘર વિષે કે તેના પોતાને વિષે કન્યાના પિતાને કંઇ જાણવા જેવું હતુંજ નહિ. તેના જેવું ઘર, વર બીજે ભાગ્યેજ મળે. તથાપિ તેમને ઘેર સલાહ કરવાની જરૂર જણાઇ, ને તે પ્રમાણેનો જવાબ મુનીમને કહી,

બીજે દિવસે પાછું મળવા કહ્યું. કન્યાના પિતાનું નામ મનોહરદાસ હતું, તેણે પોતાને ઘેર જઇ મુનીમ સાથેની થએલી તે દીવસની વાતચિત પોતાની સ્ત્રી તથા ઘરનાં સર્વ માણસોને જણાવી. અને તે બધાની ઇચ્છા શું છે તે જાણવા માગ્યું. કન્યાની માતા તો તે વાત સાંભળી, હર્ષાવેષમાં આવી ગઇ. પોતાની છોકરીને માધવદાસ શેઠ જેવો વર ને તેના જેવું ઘર મળે, તો પછી કંઇ ઓછું રહ્યું નહિ. છોકરીનાં સુખનો કંઇ પાર રહ્યો નહિ. અને તેથી તેને અહોભાગ્ય માનવા લાગી. જેથી પોતાના પતિને કહ્યું કે, એવાં ઘર વર વિષે પૂછવાની વાત બાકી રાખીને તે કામ શા વાસ્તે મુલતવી રાખી દીધું. તેનાં જેવાં ઘર વર વાસ્તે આપણી ન્યાતમાં કયાં કન્યાંઓ ઓછી છે. ને ત્યાં દેવાને વાસ્તે તો ઘણાં ઘર તૈયાર પણ છે, તો પછી નાહકનું વિલંબ કરવાથી તેવું ઠેકાણું આપણા હાથમાંથી જતું રહે ને તેથી આપણે પસ્તાવું પડે. માટે હવે મુનીમ આવે કે તુરતા તુરત તે વાતનું નક્કી કરી નાંખજો. હવે કંઇ પૂછવાપણું રાખતા નહિ. આજકાલ કરતાં આપણી કન્યાની ઉમર પુરી ચૌદ વર્ષની થવા આવી. તે દરમ્યાન શું આપણે ઓછાં ઠેકાણાં જોયાં છે કે ઓછી તજવીજ કરી છે ? તેમાં તો એકે લાયક વર આપણી કન્યા માટે પસંદ કરી શક્યાં નહિ તો-આપણી ન્યાતમાં કંઇ છોકરાઓનો તોટો છે તેવું કશું નથી, પરંતુ આજના જમાનામાં લાયક છોકરા મળવાજ મુશકેલ થઇ પડયા છે, ને તેથીજ આપણી ઘણી તજવીજ છતાં ઇચ્છા છતાં કન્યા સંબંધમાં જોડાયા વગર રહી જઇ તે મોટી થવા પામી છે. અને તે મોટી થઇ તે માત્ર માધવદાસ શેઠ જેવા લાયક વર પ્રાપ્ત થવો સૃજેલ તેના વાસ્તેજ. માટે આ બાબતમાં કંઇ પણ વિચાર કરવા જેવું કે ખોટું માનવા જેવું હું કશું જોઇ શકતી નથી. પોતાની પત્નિના મુખમાંથી આવી રીતનાં વચનો નીકળ્યાં પછી મનોહરદાસને કંઇ વિચાર કરવા જેવું રહ્યું નહિ. અને તેથી આ કામ ઝટપટ કરી લેવાને ખંતી બન્યા.

મનોહરદાસ ધાર્મિક વૃત્તિવાળા, સદાચારી અને ઘણાજ પ્રમાણિક હતા. એક સારી દેશી વેપારી પેઢીના એજન્ટનું કામ કરતા હતા ને તેમાં તેને માસિક રૂપિયા ૨૦૦ થી ૩૦૦ જેટલી આવક હતી તેમાંથી પોતાનાં ઘરનાં કુટુંબનું સારૂં પોષણ થતું હતું અને સુખથી રહેતા હતા. તેમની સ્ત્રી પણ સારાં અને ગુણવાન્ હતાં. અને તેથી તેની છાપ પોતાનાં બચ્ચાંઓ ઉપર સારી પડી હતી. પોતાનાં છોકરાંઓને વિવેકી અને મર્યાદ શીલ બનાવવાં એ તેઓનો મુખ્ય ગુણ હતો. જેથી મનોહરદાસનાં સ્ત્રી

પોતાનાં બચ્ચાંઓમાં તેવા ગુણ ખીલવવાની સતત્ કાળજી રાખતાં હતાં. લોકો સાથે કેમ વર્તવું અને દરેક પ્રત્યે પોતાની ફરજ શી છે તે સમજાવવાનો સારો પાઠ પોતાના બચ્ચાંઓને શીખવ્યો હતો. પોતાનાં છોકરાંઓને નહાની ઉમરથીજ સાલસ ગુણો દાખલ કરાવતા ગયાં. જેથી તેઓ જેમ જેમ મોટાં થતાં ગયાં તેમ તેમ તેમાં સારી સમજ આવતી ગઈ. મનોહરદાસની પુત્રીનું નામ કમળા હતું. કમળા ભણવાની વયે આવતાં તેને ભણવાની સગવડ કરી આપી હતી. તે જ્યારે ભણવાનું હમેશનું કામ પૂરૂં કરતી એટલે તેને ઘરનાં બીજા કામકાજ શીખવવા અને તેમાં જાણીતી કરવાનો નિયમ રાખેલો હતો. જેથી તેમાં પણ તે નિપુણ થવા લાગી. કમળાની ઉમર જેમ જેમ મોટી થવા લાગી તેમ તેમ તેના વિષેની ચિંતા પણ મોટી થવા લાગી. માબાપોને પોતાનાં છોકરાંઓને સારી સ્થીતિમાં જોવાની ઘણી હોંસ હોય છે, તેમાં પણ છોકરી પારકી પુંજી છે ને તેને બીજે ઘેર જવાનું હોવાથી તેના વિષે ઘણી કાળજી રાખવી પડે છે. દીકરી એ સરપનો ભારો છે. પીયરીએ સમાય નહિ ને સાસરીયે સચવાય નહિ. એવી હાલત છોકરીની થઈ ન પડે ને તેથી તેને સાસરામાં કેમ રહેવું, કેમ વર્તવું, સાસરીયાંઓને અને પતિને કેમ પ્રસન્ન રાખવા, પોતે સાસરામાં કેવી રીતે વહાલું થવું આ બધા પાઠ તે સાસરવાસી થયા અગાઉ તેમને બરાબર શીખવવા જોઇએ છે. અને તેમાં પ્રવીણ થએલી એક લાયક છોકરી કઠેકાણે ન પડી જાય, તેનું ભવિષ્ય દુ:ખમાં ન જાય, તેટલા વાસ્તે તેના લાયકનું ઘર અને વર જોવાની તેના માબાપોને ભારે ફીકર રાખવી પડે છે. અને તે જ્યારે સારે ઠેકાણે ગોઠવાય ત્યારેજ માબાપોનું મન શાંત પડે છે.

કમળાને માટે લાયકનો વર મેળવવાની શોધ કરવામાં મનોહરદાસ અને તેની સ્ત્રી તજવીજ કરતાં રહ્યાં હતાં, પણ આજ સુધી કોઇ લાયક વર ન જડવાથી કમળાની ઉમર ચૌદ વર્ષની થઈ ગઇ હતી. અને તેથી તેની ભારે ફિકર થતી હતી. તે અરસામાં કમળાનાં સારાં ભાગ્યેજ માધવદાસ શેઠ જેવા સૌથી પ્રખ્યાત ગૃહસ્થનો સંબંધ કમળા વેરે જોડવાનું માગું આવવાથી મનોહરદાસ, તેની સ્ત્રી અને આખું કુટુંબ ઘણીજ ખુશાલીમાં આવી ગયાં. ને તેમાં કંઇ વિલંબ કરવો વ્યાજબી લાગ્યો નહિ. રખેને તે વાત બહાર પડે તો ઘણા હરીફ ઉભા થાય ને કદાચ પોતે નિષ્ફળ થાય તો પસ્તાવું પડે. જેથી સવાર પડતાં તે કામ ઝટપટ અને ચુપચુપ કરી નાંખવાની અધીરાઇ સૌને વ્યાપી રહી.

કમળા પણ સુશિક્ષિત અને સદ્‌ગુણી માતાપિતાનું સંતાન હતી. માતાપિતાના સારા સદ્‌ગુણો પોતાનામાં ઉતર્યા હતા. અને માતાપિતાએ શુભ સંસ્કારો ખીલવવાને સારી મહેનત લીધી હતી. જેથી કમળા સારી આશા આપનારી બાળા હતી. ઘણી રૂપાળી નહિ પણ દેખાવડી તો હતીજ. ફેશનેબલ નહિ, પણ કપડાં પહેરવાની ઢબ સારી હતી. છકેલ અને છટાદાર નહિ પણ સુશીલ અને નમ્ર હતી. ઘણું ભણેલી નહિ, પણ લખવા વાંચવાનું સારૂં જાણુતી હતી. અમેરીકા ને ઇંગ્લાંડનો ઇતિહાસ જાણનારી નહિ, પણ લોકો પ્રત્યેની પોતાની ફરજ સમજવામાં નિપુણ અને મર્યાદશીલ હતી. ભૂગોળ અને ખગોળ જાણનારી નહિ, પણ રાંધનકળા અને ભરત ગુંથણનું કામ સારૂં જાણતી હતી. તોછડી અને અવિચારી નહિ, પણ સભ્ય અને ડાહી હતી. તેવીજ એક લાયક છોકરીને માધવદાસ શેઠ પોતાની પત્નિ કરવાને ઇચ્છતા હતા. તેવુંજ એક પોતાને માટેનું લાયક પાત્ર કમળાને જોઈ માધવદાસ શેઠે પોતાના મુનીમને તે કામ કંઇ પણ ઢીલ વગર કરી નાંખવાને પોતાની ઇચ્છા બતાવી હતી. અને આશાવંત બન્યા હતા કે, તેવી પત્નિજ મનુને માની પડેલી ખોટ પૂરી પાડશે.

રોજ કરતાં મનોહરદાસ વહેલા ઉઠી પોતાનાં નિત્ય કર્મથી વહેલા પરવારી સવાર પડતાં માધવદાસ શેઠના મુનીમને મળ્યા ને પોતાની ઇચ્છા હતી તે જાહેર કરી. મુનીમ આનંદમાં આવી ગયો અને તે વાતની શેઠને જાણ કરી. શેઠે પણ તેનો સ્વીકાર કર્યો જેથી સૌ ખુશી થયાં અને મુનીમે મનોહરદાસ તથા માધવદાસ શેઠ એ બેઉની સંમતિથી આ વાત જાહેરમાં આણી ને જરા વારમાં તો તે વાત આખી ન્યાતમાં અને શહેરમાં પવનની પેઠે પ્રસરી ગઇ. લોકો સાનંદાશ્ચર્ય થયાં. મનોહરદાસને સારો સગો અને સારો જમાઈ મળવા બદલ ધન્યવાદ આપવા લાગ્યા, અને કમળાને સારો પતિ અને સારૂં ઘર મળવા બદલ ભાગ્યશાળી લેખવા લાગ્યા.





# પ્રકરણ ૧૬ મું.



## માધવદાસનું ફરી લગન.





માધવદાસ શેઠનો કમળા સાથે સંબંધ જોડાયાનું નક્કી થયા પછી તેનું લગ્ન તુરતમાં કરી નાંખવાની તજવીજ થઇ. સારૂં મુહુર્ત્ત જોવરાવી લગ્ન કરી નાંખ્યાં. માધવદાસ શેઠનું આ બીજી વખતનું લગ્ન હોવાથી ઝાઝી ધામધુમ કીધી નહિ. કમળાનાં માબાપ પણ કન્યા રૂપી ઋણમાંથી મુક્ત થયા પછી શાન્તિ પામ્યાં. જ્યાં સુધી એ પારકું ધન પોતાની પાસે અનામત હતું ત્યાં સુધી કશી શાન્તિ નહોતી. કન્યાના ભવિષ્યની વારંવાર ચિંતા—ચિતા સમાન દિલને દહન કર્યાં કરતી હતી. તે કન્યાને ઉત્તમ ઘર, યોગ્ય વર અને સુખ જોઇને માબાપે વરાવી. હવે પછી જે કંઇ સુખ દુઃખ થાય તે તેનાં ભાવિ.

લગ્ન થયા પછી કમળા પતિને ઘેર રહેવા લાગી. પતિને ત્યાં બધી જાતનું સુખ હતું. એટલે કશી ચિંતા નહોતી. તેમજ સારૂં ખાવું, સારૂં પહેરવું અને સારા વૈભવમાં રહેવું તેથી રોજ રોજ તેના શરીરની કાંતિ ખીલતી જતી હતી. બાળવયમાંથી નીકળી તરૂણાવસ્થામાં આવવા લાગી હતી. યૌવન પ્રાપ્ત થતું હતું. મનેન્દ્રીયો વેગમાં વધતી જતી હતી. શરીરનો ઘાટ મોહક લાગતો હતો. જેથી હવે સ્ત્રીપણામાં આવવાની તૈયારીમાં હતી. પોતે ચતુર અને હુશીયાર હોવાથી શેઠનું મન રીઝવી શકી હતી. શેઠને પણ નવી સ્ત્રીના નવા પ્રેમમાં નવો રંગ જામતો હતો. શેઠાણીને જે ચીજો લેવાની ઇચ્છા થતી તે શેઠ ખુશીથી લેઇ આપતા. પહેરવાનો પોશાક અને આભુષણો શેઠાણીએ પોતાનાં મનપસંદ કરાવ્યાં અને ભપકાથી રહેવા લાગ્યાં. બહાર જવા આવવા માટે શેઠાણીના વાસ્તે

તેના કહેવાથી શેઠે સારી ઘુમગાડીની સગવડ કરી આપી. અને સાધારણ ઘરની કમળા બાળકી હવે કમળા શેઠાણી તરીકે ઓળખાવા લાગ્યાં. મનુ ઉપર પણ શેઠાણી સારો પ્રેમ રાખતાં. શરૂઆતમાં તો મનુનો જીવ તેની સાથે ભળ્યો નહિ પણ શેઠાણી મનુને સંતોષવા વાસ્તે તેની દરેક મરજી સાચવતાં. જેથી મનુને પણ તેમાં પ્યાર લાગ્યો અને છુટથી તેની સાથે ભળી ગયો. જ્યારે શેઠાણી બહાર જતાં ત્યારે તે વખતે મનુને પણ તેની સાથે તેડી જતાં. અને ઘરમાં પણ મનુ સિવાય બીજું કોઇ ન હોવાથી મનુની મનોહર આકૃતિએ કમળાના ઉપર ઘણી સરસ અસર કરી દીધી હતી. એક પળવાર પણ તેને પોતાથી દૂર થએલો જોવાને રાજી ન હતી. જે ખાવાનું, જે પહેરવાનું અને રમવાનું માગે તે મનુનાં મોંમાંથી નીકળતાંવેત હાજર કરતી. ટુંકમાં આપણે એટલું તો કહી શકીએ કે મનુનું લાલન પાલન એની ખરી મા કરતાં આ થયેલી માએ ઘણું સારૂં કરવા માંડયું, તેનાં કારણો કેટલાંક હતાં તેમાંનું મુખ્ય એ હતું કે, બચ્ચું મા વગરનું છે, મને મા તરીકે સ્થાપિત કીધી છે, જરાક પણ મનુને ઓછાપણું લાગશે તો મારા પતિને માઠું લાગશે. બીજું કમળા પોતે પણ બહુ પ્રેમી સ્વભાવની અને દયાળુ હતી તેથી થોડાજ વખતમાં મનુ પોતાની સગી માને વિસરી, આ નવી માનેજ મા તરીકે સમજવા લાગ્યો. આથી શેઠને પણ ઘણો સંતોષ થયો અને શેઠાણીની તેવી રીતભાત અને રહેણી કરણીથી તેના ઉપર શેઠને ઘણો પ્રેમ બાઝયો. શેઠાણી પણ શેઠને કેમ પ્રસન્ન રાખવા તે કળા સારી જાણી ગઇ હતી, એટલે શેઠ શેઠાણીનાં સંસાર સુખનો સમારંભ ઘણા આનંદ વચ્ચે ચાલવા લાગ્યો.

મનુ પણ માસ્તરની સારી કાળજીથી ઠીક ભણવા લાગ્યો. ને પોતાનો અભ્યાસ વધારતો ગયો. બે ચોપડી સારી રીતે શીખી ગયો હતો. ને ત્રીજી ચોપડી શરૂ કીધી હતી. જેથી હવે તેને સ્કૂલમાં ભણવા મૂકીએ તો ઠીક એવો માસ્તરનો અભિપ્રાય થયો. સ્કૂલમાંથી છૂટયા પછી સાંજ સવાર પુરસદની વખતે ઘેર ભણાવવું. તેથી મગજશક્તિ સારી ખીલશે ને સ્કૂલમાં બીજા છોકરાઓના સહવાસમાં આવવાથી વધુ ચાલાક ને વધુ હિમતવાન્ બનશે. વળી કેટલીક રીતભાત પણ સમજશે. શેઠને પણ એ વાત વ્યાજબી લાગવાથી પસંદ પડી ને માસ્તરને સારી લાગે તે સ્કૂલમાં મનુને ભણવા મૂકવાની સગવડ કરવા કહ્યું. જે પ્રમાણે સઘળી ગોઠવણ કરવામાં આવી ને મનુભાઇ સ્કૂલમાં શીખવા લાગ્યા.

મનુની ઉમર લગભગ આઠ વર્ષની થવા આવી હતી. અને તે જ્યારે પોતાની નવી મા સાથે જતો તે વખતે ઘણી સ્ત્રીઓનું ધ્યાન તેની ઉપર ખેંચાતું. કેટલીક સ્ત્રીઓ તો પોતાની બાળકીનું સગપણ મનુ સાથે થાય તો ઠીક એવી ઇચ્છા કરવા લાગી. અને તેવી પોતાની ઇચ્છા પર પાડવા વાસ્તે તે વાત પોતાના પુરૂષ વર્ગમાં પણ કરવી. દરેકને એ વાત પસંદ પડવા જોગ હતી. જેથી તેની તજવીજ કરવા સૌએ મનપર લીધું. આથી કરી એક પછી એક એમ અનેક કન્યાઓનાં કહેણ માધવદાસ શેઠને ત્યાં આવવા લાગ્યાં. માધવદાસ શેઠની ઇચ્છા તો મનુની સગાઇ મોડેથી કરવાની હતી. પણ લોકો તરફથી સામાં કહેણ આવવાથી હવે તે વિષેનો વિચાર કરવાની જરૂર પડી. શેઠાણી તો મનુભાઈની સગાઇ કરવાને તલપી રહ્યાં હતાં. ને કેટલીક પોતાની વલણની કન્યાઓ ધ્યાનમાં પણ રાખી લીધી હતી. ઘણીક સ્ત્રીઓ પોતાની કન્યાની સગાઇ મનુભાઇ વેરે કરવા માટે કમળા શેઠાણીનો વીનય ને આદરભાવ કરવા લાગી. કેટલીક લાગવગ પહોંચાડવા લાગી. અને કેટલીક તો ખુશામત સુદ્ધાં કરવા લાગી. કમળા શેઠાણીનું માન સૌમાં વધી ગયું ને તે પણ સૌને સારૂં લાગે તેવો વિવેક કરતાં અને કોઇને નાસીપાસ કરતાં નહિ. શેઠાણી રોજની બધી વાત શેઠ આવે ત્યારે તેનીપાસે કરતાં અને હવે જલદીથી મનુભાઈની સગાઈ કોઇ સારે ઠેકાણે ગોઠવી નાંખવાને શેઠને વિનવતાં. શેઠ પણ તેની તજવીજમાં હતા. જેથી ધીરે ધીરે બધું ધ્યાનમાં લઇને મુનીમની સલાહ મેળવી પ્રભુદાસ નામના પોતાની ન્યાતના એક શ્રીમંત, કુળવાન અને સારા ગૃહસ્થની ૭ વર્ષની સ્વરૂપવતી કન્યા સાથે મનુભાઇનુ વેવીશાળ કીધું. ઘરમાં, નોકર ચાકરોમાં, સંબંધી અને સ્નેહી મંડળમાં હર્ષ વ્યાપી રહ્યો. કમળા શેઠાણી આનંદથી ઉભરાઇ જતાં હતાં. લોકોમાં જાણ થઇ અને પોતાની ન્યાતમાં, કાપડ બજારમાં ને અનેક સારે ઠેકાણે સાકર વહેંચાવી. મનુભાઈની સગાઇની ખુશાલી પ્રદર્શિત કરી અને તે પછી સગાં સગાંઓમાં અરસપરસનો રીત રીવાજનો વહેવાર શરૂ થયો.

મનુભાઈની સગાઈ કરી લેવાથી શેઠાણી તે વાતથી નચિંત થયાં. ઘરનો બધો કારભાર હવે પોતે ચલાવતાં હતાં. નોકર ચાકરોને આજ્ઞામાં રાખતાં હતાં. અને ઘરનાં દરેક કામ ઉપર જાતે દેખરેખ રાખતાં હતાં. એમ લગભગ બે વર્ષ ચાલ્યા પછી, શેઠાણીને ગર્ભ રહેવાનાં ચિન્હો જણાવા લાગ્યાં. એ વાતથી તો શેઠાણી મનમા ને મનમાંજ ફૂલાઈ જતાં. શેઠને પણ એ વાતની જાણ થતાં તેની ખુશાલીનો પાર રહ્યો નહિ. નવી

નવી આશાઓ ઉભી થઇ. મન પ્રફુલ્લીત થતું ગયું. શેઠાણી ઉપર વહાલ ઉપજ્યું અને તેનું મન હરેક પ્રકારે પ્રસન્ન રાખવા લાગ્યા. શેઠાણીનાં પીયરીયાં પણ આ હકીકતથી હરખાઇ ગયાં. અને શેઠનાં ઘરમાં તો આનંદ આનંદ છવાઇ રહ્યો. શેઠાણીની સારી માવજત રાખવા શેઠે સગવડ કરી આપી, ને તેને કશી તકલીફ ન પડે તે વાતની પોતે ઘણી સંભાળ રાખતા. શેઠાણીને મુંબઇની ગીચ વસ્તીમાં રહેવાને કંટાળો હતો. તેથી ત્યાં રહેવું તેમને ગમતું નહિ. પણ આજ સુધી તે વાત શેઠ પાસે કરવાને તેની હિંમત ચાલી નહિ. પણ પોતે ગર્ભ ધારણ કર્યા પછી એ વાતનો કંટાળો વધી ગયો. અને તે સહન ન થઇ શકવાથી શેઠ પાસે તે વાત કરવાની જરૂર પડી. એક દિવસ શેઠ આગળ પોતાનો તે વિચાર જણાવ્યો ને જ્યાં શાંતિ રહેતી હોય તેવા સ્થાનમાં રહેવા જવાની પોતાની ઇચ્છા જાહેર કરી. જેથી શેઠ તેવી જગ્યા મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. જો કોઇ સારો બંગલો મળી આવે તો તે ખરીદી લેવાનો પણ વિચાર કીધો. કેટલાકને ભલામણ કરતાં ને કેટલીક તપાસ કર્યા પછી ચોપાટીનાં ચઢાણ ઉપર એક રાજશાહી જેવો ભવ્ય બંગલો તે મધ્યેનાં ફરનીચર સાથે એંસી હજાર રૂપિયાની કીમતે ખરીદ કીધો. ને તે પછી તેમાં પોતાને રહેવા જેવી સગવડ કરવામાં તથા બીજું કેટલુંક ફરનીચર ખરીદ કરવામાં બીજો વીસ હજાર રૂપીયાનો ખર્ચ કરી એક બાદશાહી ઠાઠ જેવો બંગલો બનાવી દીધો. એ બધું તૈયાર થયા પછી સારો દિવસ જોઇ શેઠ તેમાં રહેવા ગયા. તે વખતે મુનીમને પણ સાથે રહેવા આવવા કહ્યું પણ તેને જવા આવવાનો વહેવાર છેટો પડે સમજી નામરજી દેખાડી. તેમ મનુભાઇને પણ હવે તેની માની ખોટ પૂરી પડી હતી, અને કશું હરકત જેવું ન હોવાથી ગામમાંજ રહેવાની રજા શેઠ પાસે માગી. શેઠે તેની ઇચ્છા પ્રમાણે કરવા દીધું. અને મનુભાઇની કરેલી સેવા ચાકરીના બદલામાં મુનીમને પાંચ હજાર રૂપિયા રોકડા ને તેની સ્ત્રીનેં કીમતી હાર બક્ષીસ આપ્યો. મુનીમ અને તેની સ્ત્રી, શેઠની આવી ઉદારતાથી ઘણાજ પ્રસન્ન થયાં. અને ખરા પ્રેમથી આશીશ દેવા લાગ્યાં.

---



# પ્રકરણ ૧૭ મું.



## કમળા શેઠાણીને ઘેર ગરબો.



શહેરની ગીચ વસ્તીવાળા લતાના વસવાટથી શેઠાણીને જે કંટાળો ઉપજ્યો હતો, તે ચોપાટી જેવા શાંત અને રમણીય સ્થાનમાં રહેવા આવવાથી શાંત પડયો. પણ શહેરમાં રહેવાથી ઘણીક સ્ત્રીઓના સહવાસમાં રહેવાનું અને તેની સાથે રમત ગમતમાં પોતાના દિવસો વ્યતીત થવાનો આનંદ ચોપાટીના બંગલામાં મળી શકયો નહિ જેથી શેઠાણીનો જીવ મુંઝાવા લાગ્યો. ઘણીક વખત ગાડી જોડાવી શેઠાણી શહેરમાં આવી, સૌને હળી મળી જતાં ને મનને રીઝવતાં. પણ તેથી સંતોષ થતો નહિ. તેમ ગર્ભ ધારણ થયે સાતમો માસ હવે ચાલવા લાગ્યો હતો તેથી તેને આવવા જવામાં પણ ઘણી તકલીફ પડતી હતી. એટલે તેથી પણ જે કોઇ કોઇ વખત જતાં આવતાં તે બંધ પડયું. શેઠે તેની આ મુંઝવણ દૂર કરવા વાસ્તે તેમજ તેની માવજત કરવા વાસ્તે એક કેળવાયલી નર્સ રાખી દીધી. ને વધુમાં પોતાના મુનીમની સ્ત્રી રતનબાઇને પણ હાલમાં શેઠાણી પાસે રાખવાની ગોઠવણ કરી લીધી. રતનબાઇ તેની સાથેના ઘણા વખતના સહવાસથી એક ઘરનાં માણસ જેવાં થઇ રહ્યાં હતાં. ને તે પોતાંના હમેશના નેકને ખાતર કંઈ પણ આનાકાની કર્યા વગર શેઠાણી પાસે આવી રહ્યાં. ને તે શેઠાણીનું મન આનંદમાં રાખવાને દરેક કોશીશ કરતાં. આથી ફરી શેઠાણીના જીવને કંઇ શાંતિ થઈ ખરી. પણ ઘણી સ્ત્રીઓનાં સમાગમ વગર તેને પૂરી મજા પડતી નહિ જેથી તેની તે સગવડ પૂરી પાડવા શેઠે કેટલીક છૂટ શેઠાણીને આપી હતી. અને તેથી તેઓ શહેરમાંથી પોતાને ગમત આપે એવી સ્ત્રીઓને બોલાવી મંગાવી, પોતે આનંદ મેળવતાં. અને તે

વખતે દૂધ. ચહા, નાસ્તો વિગેરે કાંઇને કાંઇ કરતાં. જેથી આવનારનો પણ સારો આદર થતો. કોઇ વખત ગંજીપો, ચોપાટ કે બીજી રમત ગમતમાં, કોઇ વખત ગીતો તથા રાસડા ગાવામાં કે ભરત ગુંથણ શીવવા શીખવામાં, અથવા કોઈ વખત વાર્ત્તા વિનોદમાં ગુજારતાં અને તેથી સૌને ઘણો આનંદ થતો. જ્યારે બંગલામાં ઘણું બેસતાં કંટાળતાં ત્યારે બંગલા આગળના બગીચાની સ્હેલાણીમાં નીકળી પડતાં ને તે વખતે સરખે સરખી સાંહેલીના હાસ્ય વિનોદથી ને મેણાં મશ્કરીથી પોતાનાં દિલ ખુશ કરતાં. બગીચામાં કોઇ જગ્યાએ કંઇ ખામી જણાઈ આવતી તો તુરત માળીને બોલાવી તે સુધરાવતાં. નોકરો પાસેથી કામ લેવામાં શેઠાણી ઘણાંજ ખબરદાર હતાં. તેમ નોકરો પ્રત્યે મમતા પણ સારી રાખતાં. કદી પણ નોકરોને પોતે દીલગીર કરતાં નહિ. એટલે નોકરો પણ શેઠાણીને ઘણું ચાહતા. અને તે બોલાવતાંની સાથે તેની પાસે હાજર થઇને જે કામ બતાવે તે તરત કરતા.

સગર્ભા સ્ત્રીને ખુશી રાખવાથી ને તેને સંતોષમાં રાખવાથી તેના ગર્ભને સારૂં પોષણ મળે છે એમ શેઠ જાણતા હોવાથી શેઠાણીને ખુશી રાખવામાંને સંતોષવામાં કશી અડચણ પડવા દેતા નહિ, જેથી શેઠાણીનું મન હમેશાં ઘણું પ્રસન્ન રહેતું. આસો માસ બેસવાની તૈયારીમાં હતો ને તે માસની શરૂઆતમાં માતાનો નવરાત્રીનો તહેવાર આવવાથી માતાનો ગરબો ગાવાનો રીવાજ હોય છે. ગાવાનો વિષય સ્ત્રીઓને સ્વાભાવિક રીતે પસંદ હોવાથી જ્યારે જ્યારે શેઠાણીના બોલાવવાથી સ્ત્રી મંડળ ભેગું થતું ત્યારે ત્યારે તેઓ શેઠાણીને ઘેર ગરબો ગવરાવવાની તેને ઘણોજ આગ્રહ કરતી. શેઠાણીને તે વાત રૂચતી લાગી અને શેઠની સંમતિ મેળવી પોતાને ત્યાં માતાનો ગરબો ગવરાવવાનો વિચાર કર્યો. જેથી શેઠ જ્યારે ઘેર આવ્યા એટલે તેને પૂછીને તેની સંમતિ મેળવી લીધી. શેઠે તે વાતની ઘણી ખુશીથી હા કહી. શેઠ જાણતા હતા કે ગરબો ગાવા આવનાર દરેકને પોતાના ઘર શોભતું કંઇ સારૂં લ્હાણું આપવું પડશે. પણ તે છતાં શેઠાણીને રાજી રાખવા તેમાં કાંઇ આનાકાની કીધી નહિ. બીજી વખતે જ્યારે સ્ત્રી મંડળ શેઠાણીના બોલાવવાથી ભેગું મળ્યું ત્યારે તેઓ સરવેને પોતાને ત્યાં માતાનો ગરબો ગાવા આવવાનું તેમજ તે દિવસે પોતાને ત્યાં જમવા રાખવાનું નિમંત્રણ શેઠાણીએ કીધું, સ્ત્રી મંડળ એ વાતથી હરખાઈ ગયું. ને સૌએ ગરબો ગાવા આવવાની હા કહી.

ગરબો ગાવાનો દીવસ આઠમનો નક્કી કીધો હતો. તેની આગમચ બે દીવસથી તે માટેની સર્વ તૈયારીઓ થવા લાગી. ઘણે સારે ઠેકાણે, ગરબો ગાવાનાં સંમેલનમાં ભાગ લેવા તથા ભોજન પણ પોતાને ત્યાં કરવાનાં નિમંત્રણ કાર્ડો શેઠાણી તરફથી મોકલવામાં આવ્યાં હતાં. ગરબો ગાવાનાં સ્થાન તરીકે બંગલાના પહેલા માળનું દીવાન ખાનું પસંદ કીધું હતું અને તેને ઘણીજ ઠાઠ માઠથી શણગારવામાં આવ્યું હતું. નીચે જમીન ઉપર સરસ ગલીચો બિછાવી દીધો હતો. દીવાનખાનાંની ત્રણ બાજુની દીવાલો આગળ ગાદી તકીયાની બેઠક ગોઠવી દીધી હતી. અને પ્રવેશ થવાના દરવાજાની સામેની દિવાલ આગળ બન્ને બાજુના ખુણાઓ આગળ મખમલની ગાદીવાળા સુંદર કોચો અને તેની વચ્ચે મખમલની ભરેલી ગાદીવાળી સુંદર ખુરશીઓ ગોઠવી હતી. બેઠકની ઉપરના દિવાલોના ભાગમાં સોનેરી ફ્રેમમાં જડેલા સુંદર કાચના તકતાઓ હારબંધ ગોઠવી દીધા હતા. જે કાચના મહેલની શોભા આપતા હતા. તેની ઉપર સુંદર રંગ બે રંગી પીકચરો હારબંધ ગોઠવ્યાં હતાં. દીવાનખાનાની ઉપરના ભાગમાં ચાર ખુણે બાર લાઇટના સુંદર ઝુમરો તથા મધ્ય ભાગમાં ગ્યાસની બત્રીસ લાઇટનું એક મોટું, સુંદર અને શોભીતું ઝુમર ગોઠવી દીધું હતું. તેની વચ્ચેના ભાગમાં દીપી નીકળે તેમ હાંડીઓ ગોઠવી હતી. દીવાન ખાનાના મધ્ય ભાગમાં આરસપહાણનું એક શોભીતું ખુબસુરત ગોળ ટેબલ તેની ઉપર કીમતી જરીથી ભરેલો મખમલનો નાનો ગલીચો બીછાવી માતાનો ગરબો મૂકવા વાસ્તે ગોઠવી મૂકયું હતું. અને તે જોનારને ઘણુંજ રમણીય લાગતું હતું. માતાને ધરવા વાસ્તે મેવા મીઠાઇઓની અનેક સામગ્રીઓ તૈયાર કરાવી મૂકી હતી. અને ગરબો ગાવા આવનાર દરેક સ્ત્રીઓને લ્હાણું આપવા માટે ચાંદીના કપ રકાબીનાં ડઝન બંધ સટો શેઠાણીની ઇચ્છા મુજબનાં શેઠે ખરીદી આપ્યા હતા. બંગલાના કમ્પાઉન્ડમાં બગીચા આગળ થોડાક પુરૂષ વર્ગને બેસવા માટે શેઠે એક નહાનો મંડપ તૈયાર કરાવી તેમાં બેઠકની ગોઠવણ કીધી હતી, અને જે આઠમના દિવસની વાટ જોવાતી હતી, તે શુભ દિવસ આજે આવી પહોંચ્યો હતો. સવારથીજ શેઠનાં ઘરમાં દોડધામ થઇ રહી હતી. કામકાજ વાસ્તે કેટલાક નોકર ચાકરોને બોલાવી લીધા હતા. આવનાર સ્ત્રી પરોણાઓનાં ભોજન માટે અનેક પ્રકારનાં પકવાન તૈયાર કરાવ્યાં. અને જોઇતી બધી સામગ્રીઓ તૈયાર કરાવી મૂકી. થોડાક હુશીયાર તાલીમ પામેલા સારા વાજીંત્રકારોને તેમનાં વાજીંત્રો

સહિત ટાઈમસર આવી પહોંચવાની વરદી આપી તેની ગોઠવણ કરી રાખી
હતી. માધવદાસ શેઠે પોતે પણ પોતાનાં થોડાક ઇંગ્રેજ એજન્ટોને તેઓની
મહેરદાર અને કન્યાઓને પોતાને ત્યાંના આજના બનાવની ખુશાલીમાં
ભાગ લેવા આગ્રહ કર્યો હતો. અને તેથી તેઓએ પણ આવવાની કબુ-
લાત આપી હતી. ઇંગ્રેજ પરોણાઓ વાસ્તે ચહા, કોફી, પાંઉ, બીસ્કુટ
અને ફળાં વિગેરે લીલા તથા સુકા મેવાની તજવીજ કરાવી રાખી હતી.
બરાબર પાંચ વાગતાં માધવદાસ શેઠને ત્યાં એક પછી એક અનેક સ્ત્રીઓ
સારાં સારાં વસ્ત્રાભૂષણમાં સજ્જ થએલી આવવા લાગી. દરેક આવનાર
સ્ત્રીને આનંદ વ્યાપી રહ્યો હતો. મોટાંને ઘેર ગરબો ગાવાનું હતું તેથી
સેંકડોની સંખ્યામાં સ્ત્રીઓ હાજર થઇ હતી. બધી સ્ત્રીઓ આવી રહ્યા
પછી સર્વેને ભોજન કરાવ્યાં અને તે થઈ રહ્યા પછી સૌ ગરબો ગાવાનાં
દીવાનખાનામાં આવ્યાં. દીવાનખાનામાં ગોઠવેલી બધી લાઇટો પ્રકટાવી
દીધી હતી. જેથી તેનો પ્રકાશ દીવાલોમાં ટાંગેલા તકતાપર પડવાથી આખું
દીવાનખાનું પ્રકાશથી ઝળકી રહ્યું હતુ. અને સંખ્યા બંધ બત્તીઓ પ્રકટાવી
હોય તેવો દેખાવ થઇ રહ્યો હતો. દીવાનખાનામાં યુક્તિસર ગોઠવેલી બેઠકો
તથા તેનો શણગાર જોઇ આવનાર સ્ત્રી પરોણાંઓ છકજ થઈ ગયાં અને
ઈન્દ્રના મહેલની ઉપમા આપવા લાગ્યાં. થોડી વારમાં વાજીંત્રકારો આવી
પહોંચવાથી તેઓને ગરબો મૂકવાનાં ટેબલ આગળ બેઠક ગોઠવી
દેવામાં આવી જ્યાં હારમોનીયમ, તબલાં, સતાર, સારંગી અને વિધવિધ
જાતનાં વાજીંત્રકારોએ પોતાની બેઠક લીધી અને તે પછી એક નહાની
બાળા પાસે માતાનો ગરબો ટેબલ ઉપર મૂકાવ્યો, તેમજ ટેબલપર ગોઠવી
મૂકેલી અગરબતીઓ સળગાવી અને તેનું પુજન અર્ચન માતાની સ્તુતિ
કરવાની તૈયારીમાં સૌ હતાં તેવામાં શેઠે નોત્રેલા ઇંગ્રેજી પરોણાઓ
આવી પહોંચ્યા. જેનો ઘણો આદર સત્કાર કરી તેઓને શેઠે બેઠક લેવા
કહ્યું. ત્યાર પછી તે પરોણાંઓને ગરબો ગાવાની રચના દેખાડવા તથા
સ્ત્રી વર્ગની ઓળખ આપવા માટે તેઓને સાથે લઈ શેઠ દીવાનખાનાં
આગળ આવ્યા જ્યાં બધું તેમને દેખડાવ્યું. અને ઓળખ પણ કરાવી.
ઈંગ્રેજ પરોણાઓ હિન્દુ સ્ત્રીઓનો કીમતી પહેરવાસ, સુંદર પોશાક પહે-
રવાની ઢબ છબ અને અલંકારો જોઇને તથા દીવાનખાનામાં બધું યુક્તિસર
ગોઠવેલી રચના જોઇને ખુશ ખુશ થઇ ગયાં. ઇંગ્રેજ સ્ત્રી પરોણાંઓ માટે
દીવાન ખાનાં પાસે બધું જોઇ શકાય તેવી જગ્યા આગળ બેઠક કરાવી
અને ત્યાં સૌ બેઠાં. પુરૂષ વર્ગે શેઠની સાથે મંડપમાં આવી ત્યાં બેઠક

લીધી. એ થઈ રહ્યા પછી માતાનું પુજન અર્ચન ઘી, કપુર અને સુગંધાદિક પદાર્થોથી નહાની નહાની બાળાઓનાં ગાયનના મધુર અવાજ તથા વાજીંત્રોના સુંદર સરોદોની વચ્ચે સ્તુતિ કરીને કીધું અને તે પછી સ્ત્રીઓએ ગરબો ગાવાની શરૂઆત કરી. નહાનાં નહાનાં ટોળાનાં આકારમાં થોડી થોડી સ્ત્રીઓ એકઠી થઈ ગરબા આગળ ગોળ કુંડાળે થઇ ગરબા ગાતી હતી. ફરતી ખુદડીએ બે સ્ત્રીઓ ગરબો ગવરાવતી ને તેની સાથેની સ્ત્રીઓ ગાતી ગાતી તાળીઓ વગાડી ઝીલતી હતી. અને બીજીઓ બેસીને સાંભળતી હતી. આવી રીતે થોડાક ગરબા ગવાયા પછી, એક ગરબો જે કમળા શેઠાણીએ પોતાની ઇચ્છા મુજબનો કોઇ વિદ્વાન્ વ્યક્તિની મદદ લેઇને તૈયાર કીધો હતો. તે ગવરાવવાની શરૂઆત થઈ. કેટલીક સ્ત્રીઓએ તે ગરબો ગવરાવતી વખતે સાથે રમવામાં ભાગ લેવાને કમળા શેઠાણીને આગ્રહ કર્યો. કેટલીક સ્ત્રીઓએ તેને તેવી તકલીફમાં નહિ ઉતરવાની ઇચ્છા જણાવી. પણ ઘણી સ્ત્રીઓનો આગ્રહ થવાથી તે ગરબાની બે કડીઓ ગવાતાં સુધી રમવામાં ભાગ લેવા કમળા શેઠાણી તૈયાર થયાં ને ગરબાની નજીક આવ્યાં. સ્ત્રીઓના આખાં ટોળાંમાંથી ચુંટી કહાડેલી બત્રીસ સ્ત્રીઓ ગરબાને ફરતાં ગોળ કુંડાળે ઉભી થઇ ગરબો ગાવાને એકઠી થઇ. વાંચનારા આ વખતનો દેખાવ તે ખરેખર સ્વર્ગીય હતો. પ્રકાશથી ઝળકી રહેલી ઝુમરની લાઇટો, કાચના તકતાઓમાં તેનાં પડતાં પ્રતિબીંબથી તેની જ્યોત અને પ્રકાશમાં થયેલો વધારો, ઇંદ્રના મહેલ સમાન શણગારેલું દીવાનખાનું સારાં અને ઉમદાં વસ્ત્રોથી સુશોભિત થએલી સ્ત્રીઓ, તમાંથી પણ ચુંટી કઢાયેલી યુવાન વયની અતિ સૌન્દર્યવતી સુંદરીઓનું લાઇટની જ્યોતમાં એકઠું મળવું, તેમનાં ભરેલાં ગુલાબી ગાલોથી શોભતાં ગૌરવર્ણો ચંદ્ર સમાન પ્રકાશ મારતાં મુખાર્વિંદોનું તેજ લાઇટની જ્યોતમાં મળી જઇ વધુ પ્રકાશ આપતું હતું. શરીરપર શોભી નીકળે તેવાં પહેરઓઢ કરેલાં ઉંચી કીમતનાં ઉમદા વસ્ત્રો, સોનેરી રૂપેરી જીકથી ભરેલાં પોલકાં તથા સાડીઓ અને કીમતી બનારસી અમર તથા સેલાંઓ શોભી નીકળતાં હતાં. તેમજ પહેરેલાં કીમતી આભુષણોમાં નાકમાં પહેરેલી હીરાની સળી તથા માણેક મોતીની નથો, કાનમાં પહેરેલાં હીરાનાં લવીંગીઆં તથા એરીંગો, સોનેરી રૂપેરી જીકથી ભરેલાં ઉંચાં રેશમી કાપડની ફેશનેબલ ચોલી તથા પોલકાંથી ઢંકાયલા શરીરના ઉપરના ભાગ પર દીપી નીકળતા ગળાંમાં પહેરેલા હીરા મોતીના હાર તથા કંઠાઓ અને કોટેએ પહેરેલા સોનાના પાલીસનાં નેકલેસો. હાથમાં પહેરેલાં હીરા

મોતીની બંગડી તથા રાયફુલો તથા કોઇએ સોનાની પાલીસની બંગડી અને સાંકળાંઓ, હાથની આંગળીઓમાં હીરા, માણેક, પનાની પહેરેલી વીંટીઓ અને બાંહે પહેરેલાં બાજુબંધો શોભી રહી તેનું તેજ બધી જ્યોતની સાથે પ્રકાશમાન થઈ બધું ઝળઝળાટ પ્રકટી નીકળ્યું હતું. અને તેથી તેની ગૌરવતા ઘણી શોભતી હતી. પગમાં પહેરેલાં નેપુર અને ઝાંઝર તેની શોભામાં વધારો કરી સુંદરતાનો દેખાવ રજુ કરતાં હતાં. તેથી જોનારને એમ જણાઇ આવતું કે ઇંદ્રના ધરની અપ્સરાઓ કે સ્વર્ગની પરીઓજ નીચે ઉતરી આવેલી હોયની? તેવો ભાસ થતો હતો. તારામંડળમાં જેમ ચંદ્રમા શોભે તેમ સૌની વચમાં કમળા શેઠાણી શોભી નીકળતાં હતાં. ગર્ભવંતી સ્ત્રીઓને રૂપ ખીલે છે તેમ કમળા શેઠાણી પણ રૂપમાં ખીલી નીકળ્યાં હતાં. તેમજ આજે પહેરેલો શોભીતો ઉમદા પોષાક અને કીમતી આભુષણોથી દમામદાર દેખાતાં હતા. અને આજે તો ઉત્સવનો દિવસ હોવાથી હર્ષાવેશમાં દીપી નીકળતાં હતાં. બધી સુંદરીઓ ગરબાને મધ્યમાં રાખી તેને ફરતી ગોળાકાર ઉભી હતી. એક બીજાના હાથ પોતાના હાથની સાથે સાણસા માફક મેળવી ગરબો ગાવાનું ઉપડે કે તુરત હાથથી તાળી પાડી, ફુદડી ફરવા તૈયાર થઇ રહી હતી. વાજીંત્રકારો પણ પોતાના વાજીંત્રોનો સુર બાંધીને વજાડવાને તૈયાર થઇ રહ્યા હતા. જેવું કમળા શેઠાણીએ પોતાની એક સાહેલીને સાથે રાખી ગરબો ગાવાનું શરૂ કીધું કે, વાજીંત્રકારોએ પણ પોતાના સુર અને તાલ તેની સાથે મેળવ્યા ને કડી પુરી થઇ કે, રમવા ઉભેલી સાહેલીઓએ તે કડીને ફરતી ફુદડીએ વાંકી વળી તાળીઓ વગાડતાં ઝીલી લઈ ગાવા માંડ્યું. જ્યારે તે વાંકી વળવા નીચી નમતી ત્યારે તેણીઓએ પહેરેલી સાડીઓની કિનારી ને અમર સેલાના છેડા સાથે પૃથ્વીપર બીછાવેલો ગાલીચો વહાલ કરી વાતો કરવા મંડી પડતો હોય એવો આભાસ થતો. તેઓનો કોમળ કંઠ, કોયલના સુર સમાન મીઠો અને મધુર અવાજ, સાંભળવામાં રસ આપે તેવો ગરબો, તેના સ્વર સાથે મળી જતા વાજીંત્રના સુરો, પગથી ઠણુકતા નેપુર અને ઝાંઝરના અવાજો; આ બધા સાથે એક તાલ, એક રાગ અને એક ગાને, સાંભળનાર અને જોનારને દિગ્મૂઢ બનાવી દીધા—આનંદમાં ગરકાવ કરી દીધા—હર્ષમાં ઘેલા બનાવી દીધા અને વાહ વાહ થઈ રહી. તેનું આક્રમણ અને ખેંચાણ એટલું તો આકર્ષક હતું કે, રસ્તાની બહાર જતા આવતા રાહદારીઓ પણ આ ગાન સાંભળી સ્થંભી રહ્યા. આજે આ શું છે તે જોવા તપાસવા તલપી રહ્યા. બંગલાના દરવાજા

આગળ લોકોનું ટોળુ એકઠું થયું. કોઇ અંદર દાખલ ન થાય તેના વાસ્તે દરવાજા આગળ બે ભૈયાઓ રાખવાની શેઠને જરૂર પડી. આજે સ્ત્રીઓનુંજ સંમેલન હતું તેથી પુરૂષોને આવવા યોગ્ય ન હતું. માટે ઉભેલા ભૈયાઓ કોઈ બહારના અજાણ્યા પુરૂષને બંગલામાં દાખલ થવા દેતા નહિ. બંગલો રસ્તા ઉપરજ હોવાથી રસ્તેથી નીકળનારા સંખ્યાબંધ રાહદારીઓ; કોઇ ગાડીથી તો કોઇ મોટરથી, કોઈ સાઇકલથી તો કોઈ પગથી આમ લોકોનો જમાવ મોટાં ટોળામાં એકઠો થઇ ગયો. બંગલાના દીવાનખાનામાં પ્રકટાવેલી રોશનીનો પ્રકાશ રસ્તાની બહાર પણ પડતો હતો. તેમ અંદરનું થતું ગાન પણ બહારના ઉભેલા લોકો સાંભળી શકતા હતા. તેથી જ્યાં સુધી તે ગરબો ચાલુ રહ્યો ત્યાં સુધી સૌએ ઉભાં ઉભાં જોયા તથા સાંભળ્યા કર્યું. કેટલાકોએ તો પોતાની આખી જીંદગીમાં આવું નજરે જોયેલું કે સાંભળેલું પણ નહિ હોય; તેવું ગાન અને સ્વર્ગીય દેખાવ જોઈ પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. અને અણધાર્યું તે રસ્તેથી નીકળવામાં જોવા સાંભળવા મળ્યું તેથી ઘણા ખુશી થઇ ગયા. માધવદાસ શેઠ પણ મંડપમાં બેઠા બેઠા આ બનાવથી હર્ષમાં ઉભરાઇ જતા હતા. તેની સાથે બેઠેલો પુરૂષ વર્ગ પણ ખુશ ખુશાલ થઈ ગયો. ઇંગ્રેજ પરોણા જોકે તેની ભાષા કે અર્થ સમજી શકતા ન હતા, પણ ગાન, તાન, તાલ અને સુરથી ઘણાજ પ્રસન્ન થયા હતા. કમળા શેઠાણીને તે બે જીવ હોવાથી ફુદડી ફરવાથી અને ગાવાથી થાક લાગતો હતો. જેથી બે કડીઓ પૂરી થઇ એટલે તે કોચ ઉપર આવીને બેઠાં. અને ત્યાંથી એક સાહેલીને સાથે રાખી ગરબો સૌને ગવડાવતાં ગયાં.

ગરબો ગવાઇને પૂરો થયો. સૌ નીચે બેઠાં. ગરબાની ઘણીજ પ્રસંશા થવા લાગી ઇંગ્રેજ બાનુ અને છોકરીઓ તો પોતે કદી પણ નહિ જોએલો એવો હિંદુ લોકોનો ગરબો ગાવાનો ચાલ જોઈ છકકજ થઇ ગયાં. પોતાનો ઇંગ્રેજી ડેન્સ ઘણો પ્રિય લાગતો પણ આજના ગરબાએ તેમના મન ઉપર ઘણી સારી અસર કરી, તેની સારી છાપ પાડી. જે સ્વર્ગીય સુખ કે સ્વર્ગીય મોજ કહીએ, તે તો હિંદુ સંસારમાંજ છે, એવું તેમને ભાન આવ્યું. જે હિંદુઓ સંગીતમાં કે ગાયન કળામાં કંઇ સમજતા નથી કે આવડતું નથી, એવો પોતાનો અભિપ્રાય હતો તે આજના બનાવથી બદલવો પડયો. ને એક અવાજે તેનાં વખાણ કરવાં પડયાં. જો કે દેશી ભાષાનું તેમને જ્ઞાન ન હોવાથી તેનું રહસ્ય તેમનાથી સમજાયું નહિ પણ ગાયનની ઢબ, રમવાની કળા અને સુર સાથે મેળવાતા સ્વરે તેને ઘણી મીઠાસ આપી. અને આ

બધું જોવા સાંભળવાની તક પોતાને માધવદાસ શેઠની મહેરબાનીથી મળી તે બદલ તેનો આભાર માન્યો. ઈંગ્રેજ લોકોમાં નિરિક્ષણ કરવાની અને અવલોકનની સારી ટેવ હોય છે. ઇંગ્રેજ સ્ત્રી અને કુમારિકાઓએ આજનો બધો પ્રસંગ જોયો હતો. ગાવા અને વજાડવાનું જો કે બંધ પડયું હતું પણ હજી સુધી તેનો અવાજ તો કર્ણ સાથ અથડાતો હતો અને તેથી ઇંગ્રેજ કુમારિકાઓનાં મનમાં તે પ્રસંગ રમી રહ્યો હતો અને તેઓ પોતે તેનો તાલ લેવાને પોતાનાં ઝીણા સ્વરથી સુર ખેંચવા લાગી. આપણી સ્ત્રીઓ કરતાં તે લોકોનું બોલવું ઘણા ઝીણા સ્વરમાં નીકળે છે અને ગાયન ગાવામાં તેઓ ઉમંગી હોવાથી તેનું ગાયન સાંભળવાને ભેગી મળેલી સ્ત્રીઓને ઇચ્છા થઈ અને તેથી તે વિષેનો આગ્રહ કરવામાં આવ્યો. ઘણીજ ખુશીથી કબુલ થઈ ઇંગ્રેજ કુમારિકાઓએ પોતેજ પ્યાનો વગાડી તેની સાથે પોતાનો સુર–તાલ મેળવી ગાયન શરૂ કર્યું ને સર્વેને રીઝવ્યાં. આજના બનાવથી દરેક આવનારને એવડો લાભ મળ્યો. ભેગી થએલી સ્ત્રીઓએ કદી પણ ઇંગ્રેજી ગાયન સાંભળ્યું નહિ હોય તે આજના પ્રસંગથી સાંભળવા મળ્યું. ને તે વિષેનો પણ સારો ખ્યાલ આવ્યો. ઇંગ્રેજ લોકો ગાયનનાં કેટલાં શોખીન અને ઉમંગી હોય છે, તે પણ સાથે સાથે જાણવા મળ્યું.

ઘણી સ્ત્રીઓ ઈંગ્રેજી જાણકાર ન હતી. તેથી જેમ પોતાના ગરબાનું રહસ્ય ઇંગ્રેજ બાનુઓ નહોતી સમજી શકી, તેમ તેનાં ગાયનનું રહસ્ય તેઓ સમજી શકી નહિ; તે છતાં ગાયન ગાવાની અને વાજીંત્ર ઉપર કાબુ રાખવાની તેની કુશળતાથી પ્રસન્ન થઈ, તેમને શાબાશી આપી. ગાવાનું કામ પૂરૂ થયા પછી માતાને નૈવેદ ધરાવી તેની પ્રસાદી તથા દૂધ–ચાહ સર્વેને માટે તૈયાર કરાવ્યાં હતાં, તે આપ્યાં. ઇંગ્રેજ પરોણાઓ વાસ્તે તૈયાર કરાવેલી વસ્તુઓ તેને આપવામાં આવી ને તે લેવાઇ રહ્યા બાદ પાન, ગુલાબ, અત્તર વહેંચવામાં આવ્યું જે પછી દરેક આવનારને ચાંદીનાં કપ–રકાબીનું લ્હાણું કમળા શેઠાણી તરફથી આપવામાં આવ્યું. ઈંગ્રેજ પરોણાઓને પણ તે લ્હાણાં આપ્યાં, અને તેઓ આ રીવાજ જોઇને પ્રસન્ન થયાં. તે પછી તેઓ છેવટની રજા માગતાં ઈંગ્રેજ બાનુઓ કમળા શેઠાણી પાસે જઇ, તેને ઘણીજ મુબારકબાદી આપી, આજના બનાવથી પોતાનો સંતોષ જાહેર કર્યો; ને કમળા શેઠાણી સાથે શેકહેન્ડ કરી તેનો ઉપકાર માની ખુસ્નુમા ચ્હેરે વિદાય થયાં. અને જતી વખતે કહેતાં ગયાં કે, જ્યારે જ્યારે આવો પ્રસંગ આપને ત્યાં આવે ત્યારે અમને

બોલાવવા ભૂલતાં નહિ, તેવો આગ્રહ કરતા ગયાં. તે પછી ભેગાં થએલ બીજાં સ્ત્રી પરોણાઓ તરફથી આજના પ્રસંગે કમળા શેઠાણીએ લીધેલી તસ્દી અને સર્વેની કરેલી પરોણાગતથી તેનો સંતોષ જાહેર કરવા અને કમળા શેઠાણીનો ઉપકાર માનવા, કમળા શેઠાણીની એક સખી અને સ્કૂલમાં સાથે ભણતી એક સ્નેહી સન્નારીએ ટુંકમાં પણ અસરકારક વિવેચન કરતાં જણાવ્યું કે;—

સુજ્ઞ બ્હેનો,

નવરાત્રીના દિવસોમાં માતાનો ગરબો ગાવાનો ચાલ આપણામાં અનાદિ કાળથી ચાલ્યો આવે છે. તે પ્રસંગ એટલા માટે અતિ મહત્વનો છે કે, તે પ્રસંગ વખતે માતા પ્રત્યે આપણો ભક્તિભાવ પ્રદર્શિત કરવાની સાથે આપણા પરમેશ્વર રૂપ પતિનું દીર્ઘાયુ કરવાની અને આપણે સર્વ પ્રકારે સુખી રહેવાની સ્તુતિ કરી, માતા પાસે વરદાન માગી શકીએ છીએ, ને માતા પ્રસન્ન થઇ તે આપણને આપે છે. વળી બીજો લાભ તેથી કરીને સ્ત્રી સંમેલનનો થાય છે. હું જણાવીશ કે, આ રીવાજથીજ આપણે આટલી મોટી સંખ્યામાં ભેગાં થઇ શકયાં છીએ. આપણે સર્વે ભેગાં થવાથી એક બીજાના વિચારો આપ લે કરવાની સારી તક મળે છે. અરસ પરસ સ્નેહ બંધાય છે. અને ભગિનિભાવ વધે છે. તેથી કરી આપણને ઓછો આનંદ થતો નથી. અને ત્રીજો લાભ આપણામાં ગાયન કળા ખીલવવાની, તાલ સૂર મેળવવાની અને સંગીતનું જ્ઞાન જાણવાનું મળે છે. શરીરમાં સ્ફુર્તિ આવે છે. ને આરોગ્યતા વધે છે. તો તે લાભ કાંઇ જેવો તેવો નથી. હમણાં હમણાં આપણી બ્હેનપણીઓમાંથી ગાયનનો શોખ ઓછો થતો જાય છે તે ખેદ કરવા જેવું છે. આવી આવી ગોઠવણો હોવીજ જોઇએ, નહિ તો સ્ત્રીઓને એકમેકને મળવું, એકમેક સાથે ઓળખાવું એકમેકના પરિચયમાં આવવું અને આનંદનો લ્હાવો લેવો એ બીજી કઇ રીતે બની શકે? હિંદુ સંસારમાં સ્ત્રીઓને ઘર સંબંધી કામકાજમાંથી મુક્ત થયા પછી બહાર જવાનો અને લોકોના પરિચયમાં આવવાનો થોડોજ વખત મળે છે. તેથી આવી ગોઠવણો ખાસ આવશ્યકની અને આનંદકારક છે. મારી પ્રિય સખી અને આપણાં સ્નેહિ બ્હેન કમળા શેઠાણી જેવાં તે વિષયમાં શોખ ધરાવનારાં પ્રેમાળ, માયાળુ અને ઉદાર ચિત્તવાળાં બ્હેનપણીની આપણી ઉપરની અથાગ પ્રીતિ અને મમતાને લેઇ તે લાભ મેળવવાને આજે આપણે ભાગ્યશાળી થયાં છીએ. આપણે માટે તેણે લીધેલી

તસ્દી, બતાવેલી કાળજી અને આપણી કરેલી ઊંચી પરોણાગતને આપણે કદી પણ ભૂલી જશું નહિ. ઇશ્વર તેમનાં જેવાં સદ્‌ભાગ્યસાળી બ્હેનને લાંબા વખત સુધી પતિની સાથે સુખ ભોગમાં રાખી, સુખી રાખે એવી જગત નિયંતા પરમાત્મા પાસે આપણી પ્રાર્થના છે. ને જગદંબે ભવાની માતા તેમના મનના સારા મનોરથ સફળ કરે એવી આપણી દૃઢ ઇચ્છા છે તે તેમને પ્રાપ્ત થાઓ. અને છેવટમાં હું આપ સર્વેની વતી આપણી એ બ્હેનપણીનો ઉપકાર માની આપણુ સર્વ તરફનો સંતોષ જાહેર કરતાં મારૂં બોલવું સમાપ્ત કરૂં છું. સર્વેએ તેનું વિવેચન તાળીઓના ગડગડાટ અને હર્ષનાદ વચ્ચે વધાવી લીધું. તે પછી વળતા જવાબમાં બોલતાં કમળાં શેઠાણીએ જણાવ્યું કે, મેં કંઇ વિશેષ કર્યું નથી. તમે મારો આભાર માનો તેના કરતાં મારેજ તમારો આભાર માનવાનું ઘટિત છે. આજનું કાર્ય, આજનું સંમેલન ને આજનો આનંદ તે તમારા ઉત્સાહ ને કૃપાને જ આભારી છે. તે વગર આ સંમેલન કદી ફતેહમંદ થતે જ નહિ. આ બધું મારી ઉપરની આપની અથાગ પ્રીતિ, માયાળુ વૃત્તિ અને ઉચ્ચ ભાવનાવાળો ઉદાર ઝરો છે. મારાં નિમંત્રણને માન આપી આપ સર્વેએ અથાગ મહેનત અને તસ્દી લઇ અત્રે સુધી પધારી આજનું કાર્ય ફતેહ-મંદ ઉતારવામાં જે ભાગ લીધો છે તેથી મને ઘણો સંતોષ થયો છે અને તે બદલ આપ સર્વનો હું અતિ ઉપકાર માનું છું.

એ થઇ રહ્યા પછી જગદંબેની જય બોલાવી સૌ વિસરજન થયાં. અને તે વખતે રાત્રીનો વખત હોવાથી જે સ્ત્રીને જેઓનો પુરૂષ વર્ગ લેવા આવેલા નહિ અથવા તો જેને ઘેર પહોંચવાનું સાધન નહતું તેવી દરેક સ્ત્રીને માટે ઘેર પહોંચાડવા વાસ્તે સંખ્યાબંધ ભાડાની ગાડીઓ શેઠે તૈયાર રખાવી હતી તથા શેઠે પોતાની દુકાનના નોકર ચાકરો, ઓફિસના હમાલો અને બીજાં કેટલાંક જાણીતાં માણસોને રોકી રાખી દરેક સ્ત્રીને તેનાં ઠેકાણાંપર પહોંચાડવાની સગવડ કરી રાખી હતી. જે મુજબ સૌ સૌને ઘેર સુખરૂપ પહોંચ્યાં.

---



# પ્રકરણ ૧૮ મું.

## મનુનો ચડતો અભ્યાસ.



સ્તરની ભણાવવાની ખાસ લાગણીઓથી મનુ પણ હવે સ્કૂલમાં પાંચમી ચોપડી ગુજરાતી પૂરી કરવા આવ્યો હતો. હવે તેને ઈંગ્રેજી ભણાવવાની શરૂઆત કરવા તેના માસ્તરે શેઠને ભલામણ કરી. જેથી તેને એક ઈંગ્રેજી સ્કૂલમાં દાખલ કરવામાં આવ્યો. ઈંગ્રેજી મૂળાક્ષરો આવડયા પછી તેને વધુ જ્ઞાન આપવા માટે પ્રાઇમર બુક સ્કૂલમાં શરૂ થઇ. અને તેમ તેમ મનુભાઇને તે ભણતર અઘરૂં પડવા લાગ્યું. સ્કૂલમાંથી પોતાને શીખવા આપેલું લેશન તૈયાર કરવામાં પોતાને ઘેર ઘણી મગજમારી કરવી પડતી. અને તે મહા મુશીબતે તૈયાર કરી જતો. શ્રીમંતનો પુત્ર, લાડમાં ઉછરેલો, મોઢાનો ચડાવેલો અને ભણવાની દરકાર માટે નહિ પણ માત્ર માસ્તરના ધાકને ખાતરજ લેશન તૈયાર કરી જવું પડતું. તેથી પોતાના વર્ગમાં તેનો છેક નીચો નંબર તો નહિ, પણ વચગાળાનો નંબર રહેતો. કેટલીક કેટલીક વાર તો આ ભણતરથી ઘણું કંટાળતો ને તેને છોડી દેવાની ઇચ્છા કરતો. પણ પિતાને તે વાત રૂચતી ન હોવાથી પોતે નિરૂપાય હતો. જેમ જેમ તેનો અભ્યાસ આગળ વધતો ગયો તેમ તેમ તેનાં લેશનનું કામ પણ સાથે સાથે વધતું ગયું. અને તે બધું તૈયાર કરવું પડતું. એક અઠવાડિયામાં પાંચ દિવસ ભણવું ને છઠે દિવસે પરીક્ષા આપવી, એ તેનાં મનને ભારે કઠણ કામ લાગતું. પરીક્ષામાં તે જ્યારે નિષ્ફળ થતો ત્યારે તેનો શિક્ષક તેને ધમકાવતો અને વર્ગના છોકરાઓમાં તેની હાંસી થતી. તેથી તેને ઘણો ગુસ્સો લાગતો. જેથી બિચારો ઘણી મહેનત કરતો પણ તેમાં ઉમંગ નહિ તેથી તેનો તે પ્રયાસ બરાબર સફળ થતો નહિ અને તેથી તેને ઘણો

કચવાટ થતો. એક દિવસ ઘેર આવી પોતાના બાપને કહેવા લાગ્યો કે, બાપા! હું સ્કૂલમાં ભણવા ન જાઉં ને ઘેર ભણું તો શું ન ચાલે? સ્કૂલમાં એવું શું ભણતર છે કે તે ઘેર ન ભણી શકાય? ખરું કહું તો સ્કૂલમાં તો ઘણે ભાગે ઘસડપટી કરવાનું અને ગોખણીઉં જ્ઞાન મળે છે. જ્યારે ઘેર ભણવાથી તેમ નથી હોતું, પણ આપણે સમજી શકીએ તેવી રીતે સમજાવીને સંગીન જ્ઞાન ઘરનો માસ્તર આપી શકે છે. માટે મારી ઇચ્છા છે કે, એક સારો ઇંગ્રેજી ભણેલો માસ્તર ઘેર રાખી તેની પાસે હું શીખું. બાપાએ છોકરાની ઇચ્છા જોઇ લીધી. સ્કૂલનું ભણતર તેને અઘરૂં લાગતું હતું, તે પોતે સમજતા હતા. તેમાં તેને કંટાળો હતો, તે પણ પોતે જાણતા હતા. અને તેથીજ સ્કૂલમાં ભણવા ન જવાનું અને તેને બદલે ઘેર શીખવા રાખવાનું આજે જે વિવેચન સ્કૂલની વિરૂદ્ધમાં કીધું, તેનો ભાવાર્થ પણ શેઠ સારી રીતે સમજ્યા હતા. એટલે તેને ઉદ્દેશીને શેઠ બોલ્યા કે, જો બેટા! તું કહે છે તેવુંજ સ્કૂલમાં છે, એવું કંઇ નથી. ત્યાંતો ઘણા પ્રકારના લાભ છે. ઘણા છોકરાઓના સહવાસમાં આવવું, તેની હરીફાઇમાં ઉતરવું, પોતાના કરતાં કોણ ચઢીઆતો ને કોણ ઉતરતો છે તે પોતાની સમજમાં આવવું અને તેથી કરી પોતાને પણ સારા હુશીયાર છોકરા જેમ ઊંચી કક્ષામાં કેમ આવવું, તેની ઇચ્છા થાય છે. તે ઇચ્છા પાર પાડવા માટે પોતે ઉત્સાહી થઈ તેનો પ્રયત્ન કરતાં શીખે છે. એમ કરતાં તેની મગજ શક્તિ ખીલે છે અને મગજશક્તિ ખીલવાથી ચિત્ત પ્રસન્ન રહે છે. વળી સ્કૂલમાં ભણતા છોકરા શું ભણ્યા, કેવું ભણ્યા, કેટલું ભણ્યા તે બધામાં ઉત્સાહ રાખવા માટે દરેક અઠવાડિયામાં તેની પરીક્ષા લેવાય છે. અને તેમાં તેનું પાણી જણાઇ આવે છે. જેનું પાણી વધારે, જે હુશીયાર વધારે, જે ખંતી વધારે, જેને ચીવટ વધારે ને જેની બુદ્ધિ વધારે તેવો વિદ્યાર્થી છોકરો પાસ થાય છે; પણ જેને આવડત નથી, જેને જ્ઞાન નથી, જેને ખંત નથી, જેને ચીવટ નથી, જેને બુદ્ધિ નથી, તેવો ભોટ વિદ્યાર્થી છોકરો નાપાસ થાય છે, તેમાં સ્કૂલને દોષ શાનો દેવાયે? જ્યારે એકજ વર્ગમાં સાથે બેસી ભણનારાઓમાં એક પાસ થાય, તેને માન મળે, તેની વાહ વાહ થાય, તેને દેખીને જે બીજો છોકરો નાપાસ થયો હોય, નાસીપાસી ઉપજી હોય અને જેની હાંસી થતી હોય તેને સખ્ત ચટકો લાગે છે. ને તે પાસ થનાર છોકરા જેવો થવાને મથે છે. એ બધું હરીફાઇનું જ્ઞાન ઘણાના સહવાસમાં રહેવા કરવાથીજ મળી શકે છે. વળી સ્કૂલમાં જેમ વિદ્યાભ્યાસ

કરાવવાનું છે તેમ શરીરના અવયવોને ખીલવવા માટે અંગકસરત કરવાનું પણ સાધન હોય છે, જેથી પોતાનો વિદ્યાભ્યાસ કર્યા પછી છોકરાઓને તે રમત રમવા ખેલવાને ફુરસદનો વખત આપવામાં આવે છે. ને તેનો લાભ લેઇ શકે છે. તેમાં પણ જેની ચંચળાઈ વધારે, તેનેજ વધારે માન મળે છે. અને માનને વાસ્તે કોઇ પણ છોકરો તે મેળવવાને હોંસીલો બને એ સ્વાભાવિક છે. એટલે તેમાં પણ અંગકસરતથી શરીરના અવયવો ખીલવાની સાથે એ જાતનું ઊંચું મહત્વ સમાયલું છે. એટલે સ્કૂલમાં વિદ્યાભ્યાસ કરવા જેવો લાભ ઘેર ભણવામાં તો નથીજ. પણ તારાથી મહેનત થઇ શકતી નથી. તારાથી સ્કૂલનો વિદ્યાભ્યાસ કરી શકાતો નથી. બીજાઓની હરીફાઈમાં ઉતરવાની તને ચાનક ચડતી નથી અને તારા કરતાં બીજાઓને સ્કૂલમાં સરસ થતા જોઇ, તેના જેવો થવા તું કોશીશ કરી શકતો નથી. અને એજ તારી નબળાઇને ખાતર તું સ્કૂલમાં ભણવાનું પસંદ કરતો નથી. એ તારૂં આજનું કહેવાનું દેખીતું તત્વ છે. શ્રીમંતોનાં છોકરાંઓને કોણ જાણે કેમ નહાનપણથીજ એવી છાપ બેસી જાય છે કે, આપણે ભણીને શું કરવું છે? તેમ કેટલાએક અણસમજુ માણસો પણ એવું બોલતા સંભળાય છે કે, બાપ પાસે ઘણું ધન છે માટે ભણવાની શી જરૂર છે? જેથી તેની બુરી છાપ બચ્ચાંના મગજપર એટલી બધી બેસી જાય છે કે, ઘણા શ્રીમંતોના છોકરાઓ થોડું ભણ્યા પછી આળસી જાય છે. કેટલીક વખત એવું પણ કહેવામાં આવે છે કે, જેને ભણીને નોકરી અથવા મહેતાગીરી કરવી હોય, તેનેજ ભણવાની જરૂર છે! એવી ખોટી છાપ પડી જવાનું પરિણામ પણ બુરૂં આવેલું આપણા જોવામાં આવે છે. માટે બેટા! તારા મગજમાં એમ આવ્યું હશે કે, આપણી પાસે પૈસો છે, માટે હવે ભણવાની જરૂર નથી; તેમ બીજા છોકરાઓ પણ તને એમ કહેતા હશે કે તું શ્રીમંત છે માટે તને ભણવાની જરૂર નથી, પણ તે છોકરાઓની છોકરવાદ બુદ્ધીજ છે. દુનિયામાં દરેકને ભણવાની જરૂર છે. પૈસાદાર: સ્થિતિ હમેશાં રહેતી નથી. લક્ષ્મી ચાલી જવાનો ભયે રહે છે. પણ વિદ્યારૂપી મેળવેલું ધન જવા રહેવાનો ભય નથી. માટે બેટા! આળસ ત્યજ, ઉત્સાહી થા અને સ્કૂલમાંજ તારો વિદ્યાભ્યાસ આગળ વધારવાની ઉમેદ રાખ. મનુ પોતાના પિતાનાં આ વચનો સાંભળી ચુપજ રહ્યો. તેના જવાબમાં કંઇ કહેવા જેવું લાગ્યું નહિ. તેમ હવે પિતાના કહેવા પ્રમાણે સ્કૂલમાંજ અભ્યાસ આગળ વધારવા સિવાય બીજો ઉપાય નહોતો. માટે તે વધુ ચીવટથી, વધુ

ખંત રાખી, વધુ મહેનત કરવા લાગ્યો. અને સ્કૂલમાંથી છૂટયા પછી ઘેર આવીને પણ પોતાનો ઘણો વખત અભ્યાસમાંજ ગાળવા લાગ્યો. જેથી પોતાનો અભ્યાસ ઠીક વધારી શકયો. પણ તે બધું પોતાની ઇચ્છાથી નહોતું, મરજીથી નહોતું, ખુશીથી નહોતું, પણ ફરજ્યાત હતું. ને તેથીજ તે પ્રમાણે વર્ત્યો—સિવાય તેને છુટકો નહોતો. અને તેમ વર્તવાથી મનુને ચિંતા પણ રાખવી પડતી, મહેનત પણ કરવી પડતી અને કંટાળો પણ ઉપજતો જેથી મનમાંને મનમાં મુંઝાતો. આથી કરી તેના શરીર ઉપર તેની અસર થવા લાગી. શરીરમાં દુબળો પડવા લાગ્યો. ગુલાબી મોહું સુકાઇ જવા લાગ્યું. નબળો પણ થતો ગયો ને તેથી હમેશના માફક તે પ્રફુલ્લિત ન રહેતાં તેજહીન જણાવા લાગ્યો. આવી સ્થિતિ મનુની જોઇ તેના પિતાનું દીલ ખિન્ન થયું. અને મન સાથે વિચાર કર્યો કે, જે કારણથી મનુનાં મનની અને તનની સ્થિતિ બગડતી જાય છે, તેને તેવીજ સ્થિતિમાં રહેવા દેવું તે ફાયદાકારક નથી. જેથી એક દિવસે મનુને પૂછ્યું કે, બેટા, તું કેમ સુકાતો જાય છે? શું તારે શરીરે સારૂં નથી? જો એમ હોય તો તું બોલતો કેમ નથી? મનુએ કહ્યું;—ના, બાપા! મને સારૂં છે, મને કંઇજ નથી. શાને વાસ્તે સૂકાતો જાઊંછું તેની મને સમજ પડતી નથી. મનુ પોતે ખરૂં કારણ જાણતો હતો પણ તે કહેવાની હિમતજ તેને આવી નહિ તેથી તેને છુપું રાખવું પડયું. શેઠ સમજી ગયા કે, પ્રથમ વખતના વિવાદથી હવે તે તેના મનથી એમ દૃઢ થયો લાગે છે કે, એ સંબંધમાં હવે મને કંઇ કહેવું વૃથા છે. જેથી તે મારી આગળ બોલી શકતો નથી. પણ તેના મનને તે સિવાય બીજી કંઇજ ફિકર હું જોઈ શકતો નથી. માટે તેને તેવી ફીકરમાં રાખવો હવે યોગ્ય નથી. એટલે તેના માટે વિચાર કરી મનુને જણાવ્યું કે, જો બેટા! તારે વાસ્તે ઘેર ભણાવવા આવવા માટે એક ગ્રેજ્યુએટ થયેલા ઇંગ્રેજી માસ્તર સાથે ગોઠવણ કરી છે. અને હવેથી તે દરરોજ ભણાવવા આવતા જશે. માટે તને જો સ્કૂલમાં ભણવાની ઇચ્છા ન હોય તો, તું તારો અભ્યાસ ઘેર કરતો જા. મનુને તો એ ગમતી વાત હતી. ને તે પોતાના બાપનેજ મોઢેથી સાંભળી મનમાં હરખાયો. અને કહ્યું કે, ભલે બાપા, આપની એવી ઇચ્છા છે તો હું તેમ કરીશ. જે પછી દરરોજ ઇંગ્રેજી માસ્તર મનુને ભણાવવા ઘેર આવવા લાગ્યા ને મનુ તેની પાસે ભણવા લાગ્યો અને તેના ભણતરનું, તેના વિદ્યાભ્યાસનું રગસીઉં ગાડું જેમ તેમ આગળ ચાલવા લાગ્યું. સ્કૂલના ભણતરની જે ચિંતા મનુ-

ભાઈને હતી, તે દૂર થઈ એટલે પાછો તે પ્રફુલ્લિત જણાવા લાગ્યો. અને હવે તો તે છેક ભાંગું તૂટું ઈંગ્રેજીમાં લખવા વાંચવાનું તથા વાતચીત કરવાનું પણ શીખી ગયો.

---

## પ્રકરણ ૧૯ મું.

### ભાનુમતિનો જન્મ.

---

એક પછી એક બધા દિવસો સુખમાં નીકળતા જાય છે. પ્રસૂતા થવાની તૈયારીમાં છે. થનાર પ્રસૂતાને વાસ્તે જોઈતી તૈયારી ને બધી તજવીજ કરી રાખેલી છે. ને હવે તો પ્રસવ થવાનીજ રાહ જોવાય છે. થનાર પ્રસૂતાને કષ્ટ વધવા લાગ્યું. દિલને ગભરામણ આવી. શરીરે પરસેવો ચઢી આવ્યો. ગાત્ર ઢીલાં પડવા લાગ્યાં. મોઢે ફીણ આવ્યાં. હતાશ થઈ ગઈ ને પ્રસવ થવાને વિલંબ થતો જોઈ ઘણી ચિંતા થવા લાગી. કુશળ મીડવાઈફો અને ચકોર નર્સો માથેજ ઉભેલીઓ હતી. તેઓ દરેક પ્રકારની ઉત્તમ સારવાર કરતી હતી. થોડીવારમાં બાળકનો પ્રસવ થયો—પુત્રી અવતરી ને શેઠાણીએ છુટકારાનો દમ ખેંચ્યો. જેથી ઉપરવાળાનાં ચિત્ત પ્રસન્ન થયાં. અને શાંતિ પ્રસરી શેઠને જાણ કરી. શેઠ ખુશી થયા. શેઠનાં મનને પુત્રી કે પુત્ર સરખાંજ હતાં. કંઈ ભિન્ન ભેદ હતો નહિ. જેથી પુત્રના જન્મ પેઠે સર્વત્ર ખુશાલી પ્રદર્શિત કરી અને આનંદમાં દીવસ ગાળ્યો.

પુત્રી રત્ન ઉત્તમ રીતે પાક્યું હતું એટલે તેની સુંદરતામાં કશી ખામી નહતી. ગર્ભમાંથીજ જે બાળકનું પોષણ સારૂં થયું હોય, તેની સુંદરતામાં શાની ખામી હોય? એવું સુંદર બાળક કોણને ન ગમે?—કોણને વ્હાલું ન લાગે? માબાપને મન તો સોનાનો સૂર્ય ઉગ્યા બરાબર

હતું. પોતાને જે ખામી હતી, તે પૂરી પડેલી માની પુત્રીનું લાલન પાલન ઘણીજ સારી રીતથી કરતા હતા. કોઇ કોઇ વૃદ્ધા કે બીજી કોઇ સ્ત્રીઓ કમળા શેઠાણીની ખબર અંતર લેવા આવતી. તે વખતે પુત્રીને જોઇનેજ ખુશીમાં આવી જતી, ને કેટલીક સ્ત્રીઓ પોતાને એવું સુંદર બાળક ન હોવા માટે ઉદાસ થતી ને કેટલીકને તો જોતાંની સાથે એવી પ્રીતિ ઉપજતી કે, હોંસે હોંસે ઘણી રમાડતી. અને તે વખતે એમ બોલી જવાતું કે, ઇશ્વરે પુત્રી તો એવી આપી કે જોઇને આંખ ઠરે. પણ જો તેને બદલે એવોજ પુત્ર આપ્યો હોત તો કેવું સારૂં ? ને કેવો આનંદ થાત ? તે સાંભળીને તુરતજ કમળા શેઠાણી બોલી ઉઠતાં કે, મારે પુત્રને શું કરવું છે ? મારે પુત્ર ક્યાં નથી ? મારે તો સોના જેવો મારો મનુ પુત્ર છે. મને પુત્રીની જ જરૂર હતી ને ઇશ્વરે તે પૂરી પાડી. ઇશ્વર તેને સુખી રાખી મોટી કરે એટલે અમને ઘણોજ આનંદ છે. સાંભળનારીઓ તો કમળા શેઠાણીને જ મોઢેથી એવી વાત સાંભળી વિસ્મય થતી. પોતાનો મોહ ઉતરી જતો અને એની મેળેજ કમળા શેઠાણીને ધન્યવાદ અપાઈ જતો કે, ધન્ય છે, એવી સાવકી માને કે, સાવકા પુત્રને પોતાના સગા પુત્રથી સરસ રીતે પાળે છે ને ગણે છે. એવી તો વીરલ કોઈકજ હોય.

દિવસે દિવસે પુત્રી મોટી થતી જતી હતી. થોડા સમય પછી તેનું નામાભિધાન કરાવ્યાની ક્રિયા કરી, ભાનુમતી એવું નામ પાડયું. મનુને પણ ભાનુમતી ઘણી પ્યારી લાગતી. ઘણાજ હર્ષથી તેને હસાવતો રમાડતો તેને આનંદમાં રાખવા પોતે બધી બાબતમાં તૈયાર રહેતો. અને કદી રડે તો મનુ પોતાની માને ઠપકો આપી કહેતો કે, શા માટે ભાનુમતીને રડવા દેઓછો ? એટલું વહાલ મનુને તેના ઉપર હતું. ભાનુમતી તેના પિતાને પણ ઓછી વ્હાલી નહોતી. ગમે તેવા કંટાળામાંથી, ગમેતેવા વિચારમાં માધવદાસ શેઠ ઘેર આવે પણ ભાનુમતીને જોતા કે, તે બધું વિસરી જતા. ભાનુમતીને ખોળામાં લેઇ રમાડતા ને ચુમીઓ લેતા. ને પોતાના દિલને રીઝાવતા. એક તો પોતાનું પ્યારૂં બચ્ચું અને વળી તેની સુંદરતાની લોકો તરફથી થતી પ્રશંસા સાંભળીને કમળા શેઠાણી મનમાં ને મનમાં ઘણુંજ મલકાતાં. પુત્રીને આનંદમાં રાખવાની એટલી તો કાળજી રાખતાં કે તેનાથી બધું કામ ઉતરતું ગણતાં. જો જરા રડે તો ગમે તેવું કામ પડતું મૂકી, તેને પોતાંની ગોદમાં લેતાં ને સંતોષ્યા પછી જ્યારે તે આનંદમાં આવતી ત્યારેજ હાથમાં પાછું કામ લેતાં. એ રીતે માબાપના પૂરા પ્રેમનાં લાડકોડમાં ભાનુમતી ઉછરીને મોટી થતી હતી.

માધવદાસ શેઠ પોતાના દિવસો આ રીતે સુખમાં જતા જોઈ પોતાને કૃતાર્થ માનવા લાગ્યા. મનુને માની ખોટ પૂરી પાડવામાં કમળા શેઠાણી ઉપર જે આશા રાખી હતી તે સફળ થઈ અને પોતાને સંતાનમાં એક પુત્ર ને એક પુત્રી એ અમુલ્ય રત્નો પેદા થયેલાં જોઇ પોતાની જીંદગી સફળ સમજવા લાગ્યા. આજે તેને ત્યાં કશી વાતની ખોટ નથી. ઇશ્વરે ધન, ધાન્ય, વાડી, બંગલા, ગાડી, ઘોડા, બહોળો વૈભવ, અપૂર્વ સમૃદ્ધિ, સુશીલ પત્નિ, મનુ જેવો પુત્ર અને ભાનુમતી જેવી સુંદર પુત્રી આપ્યાં હતાં. તે તેમના સંતોષમાં વધારો કરવા સમાન હતાં. શેઠ પોતાની અપૂર્વ શક્તિ, ડહાપણુ ભરી બુદ્ધિ, ઇશ્વરની કૃપા, ને નસીબ દેવીના પ્રતાપથી બે મીલના માલેક, કેટલીક કમ્પનીના ડાયરેકટર, કેટલીકના એજન્ટ, અને કેટલીક સ્થાવર અને જંગમ મીલકત મેળવવા ભાગ્યશાળી થયા હતા. શહેરમાં, દેશાવરમાં ને દુનિયાના ઘણા ભાગમાં માન મર્તબો, ઈજ્જત અને પ્રતિષ્ઠા સારાં મેળવ્યાં હતાં. રાજ દરબાર ને સરકારમાં પણ સારૂં માન હતું. અને "જસ્ટીસ ઓફ ધી પીસ" નો માનવંતો હોદ્દો અને સુલેહનાં અમલદાર તરીકેનું માન પણ ધરાવતા હતા. આથી કરી તે સર્વ પ્રકારે સુખી અને સંતોષી હતા.

એક પછી એક દીવસ જતાં વાર લાગતી નથી. તેમ આજ નાની કાલ મોટી કરતાં જોત જોતામાં ભાનુમતીની ઉમર લગભગ ચાર વર્ષની થવા આવી. માબાપે પોતાનાં બાળકને સુખ અને લાડમાં ઉછેરેલું હોવાથી તેમ જ ઘણું કાંતિદાર હોવાથી દીન પ્રતિદીન તેની કાંતિ અને સુંદરતામાં પણ વધારો થતો જતો હતો. જ્યારે શેઠાણી બહાર જતાં ત્યારે ભાનુમતીને પણ સાથે લઇ જતાં ને તે વખતે બદનપર પહેરેલું ઝીણી વણાટનું ઊંચું બારીક રેશમનું ફુલ ગુલાબી રંગનું આખું જીકથી ભરેલું સુંદર ફેશનેબલ ફરાક, માથે ઓઢેલી ઉંચા મખમલની સોનેરી જીકથી ભરેલી ટરકીશ ઘાટની સોનેરી ગુચ્છાવાળી ભપકાબંધ ટોપી, પગમાં પહેરેલાં રેશમી મોજાં ઉપર જરીથી ભરત ભરેલી મખમલની મોજડી, હાથમાં પહેરેલી નાજુક પોંચીઓ, આંગળીઓમાં ઝીણી વીંટીઓ; ગળામાં સોનાનો નેકલેશ અને કાનમાં પહેરેલી હીરાની બુટીઓથી શોભી રહેલી બાળક ભાનુમતીને જોઇને કોઇનું દિલ ખુશ થયા વગર રહેતું નહિ. ભાનુમતી સ્વભાવે મોજીલી અને આનંદી હોવાથી તે પણ દરેક સાથે ભળી જતી. અને જે તેને રમાડતું તેની સાથે તે રમતી. એટલે લોકોનું પણ તેની ઉપર ઘણું વહાલ હતું. મનુભાઈ પણ હવે ઘેર અભ્યાસ કરતો હોવાથી તેને પણ

ઘણી ફુરસદ રહેતી. અને તે પણ ભાનુમતીની રમત ગમતમાં સારો ભાગ લેતો. ભાનુમતી પણ તેની સાથે રમત રમતાં પોતાના કાલાકાલા શબ્દોથી ઘણા પ્રશ્નો કરતી અને તેના કાલા પણ નિર્દોષ પ્રશ્નો ઘણોજ આનંદ ઉપજાવતા, મનુભાઇને દરરોજ સાંજરે પોતાની લેન્ડો ગાડી જોડાવી ફરવા જવાની ટેવ હતી. તે મુજબ દરરોજ ફરવા જતા. એક દીવસ ફરવા જવાની તૈયારીમાં હતા તે જોઈ ભાનુમતીએ પણ તેની સાથે જવાની ઇચ્છા કરી ભાઇને કહેવા લાગી, ભાઇ! મારે તમારી સાથે આવવું છે, મને તેડી જશો? મને ઘણી ગમત પડશે. હું આજે જરૂર આવીશ. તમે રોજ જાઓછો તો મને આજે નહિ તેડી જાઓ! મનુભાઇ એ સાભળીને આનંદમાં લીન થઈ ગયો. પોતાની બહેનને સાથે આવવાની ઇચ્છા હતી તે પાર પાડી ને તેને સાથે ફરવા લેઈ ગયો. ભાનુમતી ઘણી વાચાળ અને ચંચળ હતી. જેથી રસ્તે ચાલતાં જે કંઇ પોતાના જોવામાં આવતું ને તેનાથી પોતે અજાણ હોય તો તુરત તે વિષેનો ભાઇને પ્રશ્ન કરીને પૂછતી, ભાઇ આ શું છે? તેને પૂછડું કેમ છે? આપણે પૂછડું કેમ નથી? આવા ગમત આપનારા વિચિત્ર પ્રશ્નોથી આનંદ પામી, ભાઇ તેનો જવાબ આપતો. એમ આખો રસ્તો વાતમાં પસાર કરતાં પાલવા આવી પહોંચ્યા. ત્યાં લોકોની મેદની ઘણી હતી. પચરંગી પાગડી અને સાડીઓમાં શોભી રહેલાં સ્ત્રી પુરૂષોનો મોટી ઠઠ, ઘોડા ગાડીઓ, મોટરો અને સાઈકલો; સમુદ્રમાં નજર ફેંકતાં મોટી મોટી સ્ટીમરો, વહાણ અને મછવાઓ; કીનારા ઉપર તાજમહેલ જેવાં બાદશાહી હોટેલની ઇમારતો; આ બધું જોઇને ભાનુમતીને આજે ઘણી મજા પડી. ફેરીયાઓ પણ પુષ્કળ હતા. સોલાપુરી ચોવડો, ચીનાઈ સીંગ, બદામ પીસ્તાં, બદામની પુરી, કોળાંનો મગજ, ગંડેરી, આમ જાત જાતની ચીજો વેચનારા ફેરીઆઓ ઘુમરાણ કરી રહ્યા હતા. ભાનુમતીને જે ચીજ ખાવાની ઇચ્છા થઇ તે મનુભાઇએ લેઇ આપી, ને ભાનુમતી ખાતી હતી; એટલામાં એક ફેરીયો પીંજરામાં કેટલાક પોપટ લેઇને સીંગાપુરી પોપટ, બોલતો પોપટ, ખુબસુરત પોપટ એવી બૂમો પાડતો તેની નજરે પડયો.

લાલ પીળા રંગની લાંબી પાંખો વાળો, નમણું નાક વાળો સુંદર પોપટ જોઈ ભાનુમતીને તે ઘણો પસંદ પડયો. પોપટ વેચનારાને બૂમ મારી પોતાની પાસે બોલાવી પોપટને બોલાવવા લાગી. ફેરીયાઓ પોતાના ધંધામાં ઘણા કાબેલ અને હોશીયાર હોય છે. પોપટ ઉપર ભાનુમતીને પ્રીતિ ઉપજેલી જોઇ, પોપટને મનુષ્યની ભાષામાં બોલવાનું કહેવા

લાગ્યો. પોપટ ! બોલો ! સીતારામ. પોપટે સામે તેવોજ ઉચ્ચાર કર્યો. ભાનુમતી હસી પડી ખુશી થઇ ગઇ. અને તે પોપટને ઘેર લઈ જવા ભાઇને કહ્યું. મનુભાઇએ બાપાને પૂછી જોઇ કાલે લેશું કહ્યું. પણ તે વાત ભાનુમતીને ગમી નહિ, ને હઠ કરી. જો આમ હઠ કરીશ તો કોઇ દીવસ હવેથી મારી સાથે તને લાવીશ નહિ એમ મનુભાઇએ કહ્યું. પણ ભાનુમતીએ પોતાની હઠ છોડી નહિ. ને મનુભાઇને કહેવા લાગી—શું, બાપાને પૂછ્યા વગર આપણે પોપટ લઇએ તો બાપા આપણુને વઢશે ? વઢશે તો હું કહીશ કે, મેં કજીઓ કરીને લેવડાવ્યો એટલે તમને કંઈ વઢશે નહિ. મને વઢશે તો હું રડી પડીશ. પણ ભાઇ, બાપા આપણુને નહિ વઢે. હું માને કહીશ કે બાપા આપણુને વઢે નહિ. એટલે મા બાપાને કહી દેશે. પછી આપણુને શું કામ વઢે ? એમ કરતાં જો વઢશે તો એક બાજુ આપણે ત્રણ ને એક બાજુ એકલા બાપા, એટલે તે થોડીવારે બોલીને રહી જશે. માટે તમે મને પોપટ શું કામ નથી લેઇ દેતા ! હું તમને કહું છું ને નહિ દેઓ તો હું ઘેર જઇને કજીઓ કરીશ ને પછી બાપા તમને વઢશે. મનુભાઇ બ્હેનની વાત સાંભળીને વિચારમાં પડયો. પોતાની બ્હેનને નાખુશ કરવી તે તેને ઠીક લાગ્યું નહિ. બાપા પણ આ કામથી વઢશે નહિ એવી તેને ખાત્રી હતીં. જેથી પોપટ વેચનારને સમજાવી, કીમત ઠેરવી, પોપટ પોતે રાખી લીધો અને પોતાના બંગલાનું ઠેકાણું આપ્યું. ત્યાંથી પોપટની કીમત લેઈ જવા કહ્યું. મનુભાઈના બાપા પ્રખ્યાત હતા એટલે પોપટ વાળો તે વાતમાં કબુલ થયો અને તેના બંગલાનું ઠેકાણું નામ, મળવાનો ટાઇમ વિગેરે લખી લીધું. પોપટ પોતાના ભાઇએ લેઈ આપવાથી ભાનુમતી બહુ ખુશી થઇ, આનંદમાં આવી ગઇ. પોપટ સામે કાલાકાલા શબ્દોથી વાત કરવા લાગી. જો પોપટ હવે આપણે ઘેર જશું, ત્યાં મારી મા છે; તે તને ખવડાવશે, પીવડાવશે, રમાડશે તને કોઇ વાતે મુંઝાવશે નહિ. હો બાપુ ! ! ! ભાઈ તમે પણ મારા પોપટને રમાડજો. હું બાપાને કહીશ કે, મને મનુભાઇએ પોપટ લેઇ દીધો. આમ પોતાનીજ વાતોમાં ભાનુમતી ગુલતાન હતી. અને પ્રસન્ન રહેતી. ભાનુમતીને ખુશી પેદા થએલી જોઈ, મનુભાઇ પણ ખુશી થયો ને કોચમેનને ગાડી બંગલે લેઇ ચાલવા કહ્યું. તે પ્રમાણે રસ્તો કાપતાં બંગલે આવી પહોચ્યાં. ગાડીમાંથીજ બુમ મારતાં ભાનુમતી બોલી ઉઠી. મા, મા, હું પોપટ લાવી. ભાઇએ મને પોપટ લેઈ દીધો. આમ હરખાતી હરખાતી બૂમ મારવા લાગી. શેઠાણી સામે આવ્યાં. વહાલ કરી ભાનુમતીને ગાડીમાંથી લીધી,

તેનો પોપટ જોયો. ખુશી થઇ. અને શેઠ ઘેર આવ્યા પછી તેને પણ તે વાતની ખબર કરી. અને આનંદ પામ્યા. બીજે દીવસે પોપટ માટે પીતળનું સારૂં મજાનું પીંજરૂં લીધું ને તેમાં પોપટનો વસવાટ કરાવ્યો. પોપટ વેચનારો બંગલે આવી, તેની કીમત લેઇ ગયો. ને દરરોજ ભાનુમતી પોપટની સાથે પ્યારથી રમવા લાગી.

વાંચનાર ! હવે તું તારી નજર પહેલાં પ્રકરણ તરફ ફેરવ. પહેલાં પ્રકરણમાં ચોપાટીના બંગલાનાં પહેલા માળનાં દિવાન ખાનામાં આપણે જે શેઠ, શેઠાણી અને મુનીમને મનુભાઇનાં લગ્ન વિષેની તથા ભાનુમતીનાં વેવીશાળ સંબંધી જે વાતચિત કરતાં આપણે જાણીતા થયા તે બીજા કોઇ નહિ, પણ આ ચાલુ પ્રકરણમાં બતાવેલા માધવદાસ શેઠ, કમળા શેઠાણી અને તેનો મુનીમ હતાં. મનુભાઇ તથા ભાનુમતી એ માધવદાસ શેઠનાં સંતાનો હતાં. ને તેના વિષેની વાતચિત ચાલતી હતી. પણ તે પછી તેમની ઓળખ આપવા માટે આપણે આડે તેડે રસ્તે ઉતરી જવું પડયું, ને તે રસ્તો અત્રે પૂરો થાય છે. માટે વાંચનાર, ચાલો હવે આપણે ચાલુ વિષય પર આવીએ.

---

## પ્રકરણ ૨૦ મું.



### મનુના લગ્નની ગોઠવણ.





વાંચનાર ! પહેલા પ્રકરણમાં આપણે વાંચી ગયા પ્રમાણે મનુભાઈનાં લગ્નનું નકી કરવા વિષે મનુભાઇનાં સાસરીઆને ત્યાં જવાને શેઠે મુનીમને આજ્ઞા કરી હતી. જે મુજબ મુનીમ બીજે દિવસે પ્રભુદાસ વહેવાઇને ત્યાં ગયો ને ત્યાં જઇ વહેવાઇ આગળ માધવદાસ શેઠની ઇચ્છા મનુભાઇનાં લગ્ન કરી લેવાની જાહેર કરી. વહેવાઇ ઘણા સુજ્ઞ હતા જેથી પોતાના વહેવાઇની ઇચ્છાને

માન આપવું યા સંમત થવું એમાં કંઇ ખોટું લેખ્યું નહિ. જેથી મુનીમને જવાબ આપ્યો કે, બેલાશક અમે લગ્ન કરી આપવા તૈયાર છીએ. તમારા શેઠને કહેજો કે, સારૂં મુહુર્ત્ત જોવરાવી અમો તમોને ખબર આપશું એટલે તમો તે પ્રમાણે તૈયાર રહેજો. વહેવાઇના આ પ્રમાણેના બોલો સાંભળી મુનીમ ખુશી થયો ને પોતાના મનથી વહેવાઇની પ્રશંસા કરવા લાગ્યો કે, વહેવાઈ તો આવાજ ભલા, સુજ્ઞ, વિચારવંત અને મમતાવાળા હોજો. મુનીમ વહેવાઇની રજા માગી ત્યાંથી છુટો પડયો, ને ત્યાંથી માધવદાસ શેઠ પાસે આવી, વહેવાઈની હકીકત ને વાતચીત કહી સંભળાવી. હવે માત્ર મુહુર્ત્ત જોવડાવવા ઉપર બાકી રહ્યું હતું. પણ વહેવાઇની કંઇ અડચણ નહતી. તે પછી વહેવાઇએ બ્રાહ્મણને બોલાવી મુહુર્ત્ત જોવરાવવા નક્કી કીધું. લગ્નનું મુહુર્ત્ત માગસર સુદિ ૯ ને સોમવારનું ઘણું ઉત્તમ હતું. તેથી તે દિવસ લગ્ન માટેનો નક્કી ઠેરવી તેની ખબર માધવદાસ શેઠને કહેવડાવી અને બંને વહેવાઇઓ ત્યારથી લગ્નનાં કામની તૈયારી કરવામાં રોકાયા.

મનુભાઇનાં લગ્નનો દિવસ તો નક્કી થયો, પણ ભાનુમતીનાં વેવીશાળ વિષે કંઇ વાતચીત શેઠ કરતા નથી, તેમ તેની હીલચાલ પણ કંઇ કરતા નથી તેથી શેઠાણીનાં દિલને ખોટું લાગવા માંડયું. અને તેની તજવીજમાં પોતેજ ઉતરવાનો મનથી નિશ્ચય કીધો. એવું સમજીને કે, મારા ધ્યાનમાં આવશે ને પસંદ પડશે એવું ઘર, વર નક્કી કરીને શેઠને કહીશ પછી તેનાથી ભાનુમતીનાં વેવીશાળની ના કહી શકાશે નહિ. આમ સમજી તેનો પ્રયત્ન કરતાં રહ્યાં. માગસર સુદિ ૯ ને આવવાની હજુ બે માસની વાર હતી અને તેટલામાં જો ભાનુમતીનાં વેવીશાળનું નક્કી થઇ જાય, તો એક કાર્યમાં બેવડો લાભ લેવાય, અને બેવડો આનંદ મળે. એથી કરી શેઠાણી પોતાનું તે કામ ઘણીજ ઝડપથી કરવા લાગ્યાં. હમેશાં ત્રણ વાગે બંગલેથી ગાડી જોડાવી ગામમાં આવતાં અને દેવ દર્શને આવતી પોતાની ન્યાતની સ્ત્રીઓ તથા છોકરાઓનું નિરિક્ષણ કરતાં. અને પોતાનાં પીયરમાં તથા બ્હેનના વરની મદદથી એક સારા ઘરનો સારો છોકરો શોધી કાઢી તેને પસંદ કીધો. આટલા વખત સુધીનું પોતાનું કામ ગુપચુપ ચાલ્યા પછી હવે તે વાત શેઠાણીને શેઠ પાસે કરવાની જરૂર પડી. અને ઓફિસમાંથી છુટી જ્યારે શેઠ ઘેર આવ્યા ત્યારે ફુરસદનો વખત અને તક જોઈ શેઠાણીએ પોતાની બધી વાત શેઠ આગળ કહી સંભળાવી અને તે મ કરી લેવાનો આગ્રહ કર્યો. શેઠાણીનો ઘણો આગ્રહ અને ઇચ્છા

જોઇને તેમ તેને નાખુશ કરવાનું યોગ્ય નહિ સમજી, શેઠનો વિચાર ભાનુમતીનું વેવીશાળ જે મોડેથી કરવાનો થઓ હતો તેને બદલે તરતમાં તેની તજવીજ કરવાનું ઠરાવ્યું. કેવું ઘર, કેવો વર, ને કેવાં માણસો છે તે તપાસ કરવા માટે મુનીમને ભલામણ કરી. મુનીમે તપાસ કરતાં તે ઠેકાણું સારૂં માલમ પડયું. ન્યાતના આગેવાન, શ્રીમંત અને ઘણા વખતનાં પ્રસિદ્ધિ પામેલાં કુટુંબમાંના તે હતા. તેને કાંઇ ધંધો રોજગાર નહતો, પણ સારા મીલકતદાર હતા. તેથી ભાડાની આવક ઘણી સારી હતી. તેના બાપદાદાએ જે વખતે મુંબઈમાં જમીન સસ્તી મળતી હતી, તે વખતે જમીન ખરીદી તેના પર ઇમારતો બંધાવી હતી, પણ પાછળથી વસ્તીના વધારાને લીધે ભાડાં વધવાની સાથે જમીન અને ઇમારતના ભાવ પણ વધી ગયા અને તેથી તે સારા માલદાર અને માતબર ગણાતા હતા. તેનું નામ નરસીદાસ હતું. નરસીદાસ સ્વભાવે સારા પણ ભોળા અને ભદ્રક હતા. તેથી તેનો ઘણો ખરો કારભાર તેની સ્ત્રીના હાથે ચાલતો. નરસીદાસની સ્ત્રીનું નામ ગુમાનબાઈ હતું અને નામ પ્રમાણે તેનામાં ગુણો હતા, અર્થાત્ ગુમાનથી ભરપુર હતાં. પણ વ્યવહારમાં કુશળ અને આબરૂની દરકાર વાળાં હતાં. વર્તણુંકમાં વિવેકી અને બોલવે ચાલવે ઘણાં ચપળ હતાં. જેથી તેનું ખરૂં ગુમાન ભાગ્યેજ જણાઈ આવતું. તેને બે છોકરા હતા. તેમાં નહાનો હતો તેની ઉમર ૧૦ વર્ષની હતી અને તે કુંવારો હતો. તેનું નામ ચીનુભાઇ હતું. ચીનુભાઇ શરીરે ભરેલો, ગોરા રંગનો અને રૂપાળો હતો. શાંત સ્વભાવનો ને તેજસ્વી હતો. જેથી તેને જોતાંજ તેના ઉપર કમળા શેઠાણીનું દીલ ભાનુમતીનો સંબંધ જોડવા આકર્ષાયું હતું. અને તે પછી તેની વાત માધવદાસ શેઠ આગળ કરી આ તજવીજ ચલાવી હતી. અને તેમાં સારાં માલુમ પડવાથી તેને ત્યાં ભાનુમતીનો સંબંધ જોડવાને લાયક ગણ્યાં.

એક દિવસ માધવદાસ શેઠના કહેવાથી મુનીમે નરસીદાસને ઘેર જઇ વેવીશાળ વિષે તેના શું વિચાર છે, તે જાણવાની પ્રેરવી ચલાવી. નરસીદાસને ત્યાં એવો કોઇ પણ પ્રસંગ ન આવતો કે જેને લીધે તેને ઘેર મુનીમને જવાની જરૂર પડતી. પણ કોઈ દિવસ નહિ ને આજેજ તેને આવેલા જોઈ વળી વેવીશાળ વિષેની વાતચિત ચલાવતા જોઈ, ચકોર ગુમાન શેઠાણી તે વાતને તરત સમજી ગયાં. માધવદાસ શેઠનું ઘર અને તેની સ્ત્રી કમળા શેઠાણીને ગુમાનબાઈ જાણતાં હતાં. તેની છોકરી ભાનુ-

મતીને પણ જ્યારે ત્યારે કમળા શેઠાણી સંગાથે જોતાં અને ત્યારથીજ તેનું મન તેના ઉપર લાગ્યું હતું. પણ તે વિષેની તેની જીભ ઉપડતી નહોતી. પરંતુ આજે તો તે તક તેને ઘેર બેઠે મળેલી જોઈ મનમાં ઘણુંજ મલકાયાં. ઘણાજ આદરભાવથી મુનીમનો સત્કાર કરવા લાગ્યાં અને જે વાતચિત ચાલતી હતી તેમાં ચિત દેવા લાગ્યાં. જેમ જેમ મુનીમ વેવીશાળ વિષે વાત ચલાવતો ગયો, તેમ તેમ તે વાતમાં ગુમાનબાઇને રસ પડતો ગયો; અને મુનીમે વાત પૂરી કરી, એટલે તેનો જવાબ આપતા પહેલાંજ નરસીદાસ અને ગુમાનબાઇ હરખાઈ ગયાં. માધવદાસ શેઠ જેવો શ્રીમંત, ભલો અને સારો સગો બીજે કયાં મળવાનો હતો ? અને કન્યા તો ઉત્તમ રત્ન હતું, એટલે પછી બીજું જોઇએ શું ? પોતાનાં ધનભાગ્ય! કે માધવદાસ શેઠ જેવો રૂડો સગો અને ભાનુમતી જેવી ઉત્તમ કન્યા મેળવવા તે ભાગ્યશાળી થયાં. એટલે તેમાં ના કહેવા જેવું કશું હતુંજ નહિ. જેથી તરતજ પોતે તે વેવીશાળ ગોઠવવાને ખુશીથી હા કહી કબુલ થયાં. અને આજની વાતની ખુશાલીમાં નરસીદાસ અને તેની સ્ત્રીએ પોતાનો ઘણો સંતોષ જાહેર કર્યો. પોતાની તરફથી ઘણોજ આદરસત્કાર અને વિવેક કરી મુનીમને પણ સંતોષ્યો. તે પછી મુનીમે છુટા પડવા રજા માગી, ખુશી થતો ત્યાંથી રવાના થયો.

મુનીમે માધવદાસ શેઠ પાસે આવી તે બધી વાત કહી સંભળાવી. કમળા શેઠાણી પણ પાસેજ બેઠાં હતાં. તેથી તે વાત તેનાં જાણવામાં પણ આવી. અને હવે ભાનુમતીના વેવીશાળનો દિવસ નક્કી કરવા વિચાર ચલાવ્યો. એ પછી એક ચોખો દિવસ જોવડાવી નરસીદાસને ત્યાં કહેવડાવ્યું અને તે દિવશે બેઉ વહેવાઇઓએ પોત પોતાનાં સગાં તથા સ્નેહીઓને સાથે રાખી વેવીશાળની ક્રિયા આનંદપૂર્વક કરી, વર કન્યાને ચાંલ્લો કર્યો.

ચીનુભાઇ ઘણો દેખાવડો અને ચાલાક હતો, જેથી તેને જોઇનેજ માધવદાસ શેઠ સંતોષ થયા અને મનથી ઘણોજ આનંદ પામ્યા. માધવદાસ શેઠે જમાઇને પોતાને ઘેર તેડી, રીત રીવાજ પ્રમાણે પોતાનાં ઘર શોભતો વર વહેવાર કરી સારૂં સન્માન કર્યું. કમળા શેઠાણી તો પોતાની ભાનુમતીના વરને જોઇ હર્ષ ઘેલાં બન્યાં હતાં. તેના વાસ્તે અનેક જાતનાં સારાં સારાં પકવાનો અને રસોઇ જમવા વાસ્તે બનાવરાવ્યાં હતાં. અને તેને જમાડતી વખતે ઘણું હેત દેખડાવ્યું. અને દરેક રીતે તેને ખુશી કર્યો.

ભાનુમતીને તેમનાં સાસુ ગુમાનબાઇ પોતાને ઘેર તેડી ગયાં હતાં. ગુમાનબાઈનાં મનને આજે અપૂર્વ આનંદ હતો. માધવદાસ શેઠ જેવા

વહેવાઇ, કમળા શેઠાણી જેવી વહેવાણ, અને ભાનુમતી જેવું કન્યારત્ન એનાથી બધું તેનાં મનથી ઉતરતું હતું. આજે પોતાનું અહોભાગ્ય માનતી હતી. ભાનુમતીને ઘણાજ લાડ કર્યા, પ્યાર દેખડાવ્યો અને મોઢે માગી બધી ચીજો તેને માટે હાજર કરી. જેથી ભાનુમતી તો ખુશી ખુશી થઈ ગઇ. તેનાં મનને પણ આજે નવો આનંદ હતો. આ બધું શું છે તે પોતે સમજી શકતી નહોતી પણ તેને તો માત્ર પોતાને જોઇતી વસ્તુઓ આવી તેથીજ ઘણો આનંદ હતો. આમ અરસપરસ બેઉ વહેવાઇઓએ પોત પોતાનાં ઘર શોભતો રીત રીવાજ પ્રમાણેનો વર વહેવાર કરી વર-કન્યાને લાડ કોડ દેખડાવ્યાં અને તે પછી તેઓ નિત્ય નવાં નવાં હેત પ્રીતથી રહેવા લાગ્યાં.

---

## પ્રકરણ ૨૧ મું.



### લગનની તૈયારી.





દિવસ પર દિવસ જતાં માગસર સુદિ ૯ નો દિન નજીક આવતો ગયો બેઉ વહેવાઇઓને ત્યાં લગ્નની તૈયારી મોટા પાયા ઉપર થવા લાગી, અને ઘણો ઉમંગ વ્યાપી રહ્યો હતો. માધવદાસ શેઠની આખી જીંદગીમાં પોતાને ત્યાં આ પહેલોજ પ્રસંગ હતો તેથી તેને હર્ષનો કંઇ પાર નહોતો. ઇશ્વરે સંપત્તિ ઘણી આપી હતી, ને વળી એકજ પુત્ર તેથી તેનાં લગ્નમાં ઉદાર દિલથી છુટે હાથે ખરચ કરી ઘણી ધામધુમ કરવા ઇરાદો રાખ્યો હતો. લગ્નની આગમચ એક પખવાડિયાંથી લગ્નની કંકોત્રીઓ તથા નિમંત્રણ કાર્ડો છપાવી દેશાવરમાં વસતાં પોતાનાં સગાંઓ તથા સ્નેહીઓને પોસ્ટદ્વારા મોકલી આપ્યાં અને જ્યાં ખાસ તેડાં કરવા જેવાં સ્થાન હતાં ત્યાં માણસો

મોકલવામાં આવ્યાં. કાઠિયાવાડના દેશી રાજાઓ તથા જાગીરદારોમાં સારી પીછાન હતી અને તેથી તેવે ઠેકાણે આમંત્રણ કરવા ડેપ્યુટેશન મોકલી આપ્યું. જેથી બહારના પરોણાઓ સારી સંખ્યામાં હાજર થવાની વકી હતી. અને તે સરવે આવનારા પરોણાઓ માટે ઉતારા પાગરણની સારી સગવડ કરવાની જરૂર હતી જેથી તેઓના માટે કેટલાંક મકાનોમાં ઉતારાની તજવીજ કરાવી અને દેશી રાજવંશી પરોણાઓના ઉતારા માટે વાલકેશ્વરમાં કેટલાક બંગલાઓમાં તૈયારી કરાવી રાખી. પોતાના બંગલાને પણ રંગરોગાનથી રીપેર કરાવી શણગારવા લાગ્યા. આવનાર દરેક પરોણાની સગવડ સાચવવા માટે પોતાનાં ઘરનાં ગાડી ઘોડાઓની ગોઠવણ કીધી હતી. તે ઉપરાંત ભાડુતી ગાડીઓવાળા સાથે પણ બંદોબસ્ત કરી લીધો.

લગ્નનાં જમણ માટેનાં પકવાનો અને બગડે નહિ તેવી વસ્તુઓ જે આગળથી તૈયાર કરી રાખવા જેવી હતી, તેની તૈયારીઓ થવા લાગી. અનેક પ્રકારની મીઠાઇઓ બનાવવા વાસ્તે શહેરના નામીચા કંદોઇઓને રોકયા હતા. અને મીઠાઇઓ બનાવવાનું કામ શરૂ થઇ ચૂકયું હતું. અનેક જાતનાં રેશમી તથા સુતરાઉ કાપડ, સોનેરી તથા રૂપેરી જીક કસબ, તેનું ભરત કામ તથા કીનારીઓ, લેશના પટા, પંખા અને કાંગરીઓ, સોના ચાંદીના દાગીના તથા ઝવેરાત અને બીજી અનેક વસ્તુઓની ખરીદી શેઠને ત્યાં ચાલી રહી હતી. જેથી કાપડીયા, જરીવાળા, સોના ચાંદીના દાગીનાવાળા, અને ઝવેરાતના દલાલો અને વ્યાપારીઓની આવજાવ શેઠને ત્યાં ઘણી થઇ રહી હતી. જે ચીજો શેઠને પસંદ પડતી તે ખરીદી લેતા, જેથી વેચનારને ફાયદો થતો હતો. મોટાને ઘેર પ્રસંગ એટલે સૌને કમાણીનો દીવસ હતો. વસ્ત્રાભુષણ બનાવવા માટે દરજી અને કારીગરો ઘેર બેસાડવામાં આવ્યા હતા. અને મનપસંદ કપડાં તથા દાગીના તૈયાર થતાં જતાં હતાં, આમ સર્વ પ્રકારની તૈયારીઓ ચાલી રહી હતી. લગ્નના દિવસને માત્ર એક અઠવાડિયું બાકી રહ્યું હતું. બહારથી આવનારા પરોણાઓ આવવા લાગ્યા. તેને લાયકની સર્વ ગોઠવણ કરી રાખી હતી. એટલે જેમ જેમ આવતા ગયા તેમ તેમ તેમને ઘટતી સગવડ અને પરોણાગત થવા લાગી. માંડવા મુહુર્ત્ત નજીક આવ્યું હતું, જેથી માધવદાસ શેઠે આખા શહેરમાં ઘણે ખરે ઠેકાણે લગ્ન સમારંભમાં અને તેનાં દરેક કાર્યોમાં ભાગ લેવાને આમંત્રણ કાર્ડો મોકલી આપ્યાં હતાં. સ્ત્રી વર્ગમાં કમળા શેઠાણીનાં નામથી કાર્ડો મોકલવામાં આવ્યાં હતાં. માધવદાસ શેઠ

પોતે નામાંકિત, મોભાદાર અને વગવાળા ગૃહસ્થ હોવાથી લગ્નનાં કાર્યોમાં ભાગ લેવાને મોટી સંખ્યા આવવાની વકી હતી. જેથી મંડપ પણ ભવ્ય બનાવવાની તજવીજ ચાલી રહી હતી. માધવબાગનો રમણીય વિશાળ કંપાઉન્ડ મંડપ માટે રોકવામાં આવ્યો હતો. અને ત્યાં મંડપ મોટા અને સારા પાયાપર મનપસંદ બનાવી આપવાનો કંટ્રાકટ એક સારા ફરનીચર વાળાને આપી દીધો હતો. તેણે શેઠની ઇચ્છા મુજબ મંડપ તૈયાર કર્યો. મંડપને ઘણી સારી રીતે શણગારેલો હોવાથી તેની શોભા અલૌકિક હતી. મંડપના દરેક થાંભલાને રંગબેરંગી કપડાથી લપેટવામાં આવ્યા હતા. સોનેરી રૂપેરી વરકનાં પાનાં લગાડી વધારે શોભાયમાન બનાવ્યા હતા. દરેક થાભલાઓ આગળ કમાનો કરી હતી ને દરેક કમાનોને નેટની ઝાલર તથા ગુલાબી, પીળા અને લીલા રંગનાં રેશમી કપડાંનાં તોરણ અને કાંગરીઓ લગાવી દીધાં હતાં. મંડપના ઉપરના ભાગને કપડાનો ગ્લેફ લગાવી ચારે બાજુથી સોનેરી ઝાલર લગાડી હતી. ચાર ખુણે ચાર નહાનાં ઝુમર ને વચ્ચેના ભાગમાં મોટું ઝુમર તથા તેની વચ-વચમાં હાંડીઓ લાઇટ માટે ગોઠવી દીધી હતી. મંડપની દીવાલોમાં કાચનાં સોનેરી ફ્રેમમાં જડેલા તકતાઓ તથા તકતીઓ લાઇટનાં ગ્લાસોવાળી ગોઠવી દીધી હતી. મંડપની જમીન ઉપર સુંદર સ્ટેજ બાંધ્યું હતું. અને તેનાં પગથીયાં ઉપર સારો ફ્લાવર પૉટ તથા સ્ટેજ ઉપર સુંદર ગલીચા બીછાવી દીધા હતા. તેની ઉપર મખમલની ગાદી વાળા કોચો અને ખુરશીઓ ગોઠવી દીધાં હતાં. આખા મંડપને ચારે બાજુથી ગ્યાશની નળીઓ ગોઠવી તેમાં લાઇટ કરવાની દીપમાળ કરી મૂકી હતી. કમ્પાઉન્ડના દરવાજા ઉપર અને જ્યાં ત્યાં "ભલે પધારો" "સુખી રહો" "ઘણું જીવો" "જુગ જુગ જીવો" વિગેરે સ્વાગત વાકયોનાં આરકાંઓ અને બોર્ડો લગાગી દીત્રાં હતાં. આખા કમ્પાઉન્ડને ધ્વજા, પતાકા અને વાવટા, તોરણથી તેમજ આંબાનાં પાન અને બીજાં ઝાડોનાં પાનફુલોથી શણગારી એક ફુલવાડી સમાન બનાવી દીધો હતો. આખા કમ્પાઉન્ડને અંદર અને બહારની બાજુથી લાઈટ કરવાને ગ્યાસની નળીઓની દીપમાળ બનાવરાવી હતી. દરેક ઝાડોમાં કીટસન લાઇટ તથા દરવાજાની બહારનાં આવજાવના રસ્તા ઉપર કીટસન લાઇટની બત્તીઓ અને થોડા થોડા વારને અંતરે ધ્વજાઓના થાંભલા ગોઠવી દઇ, રસ્તાને પણ શણગારવામાં આવ્યો હતો. મંડપની એક બાજુ એક ન્હાનો મંડપ બેન્ડ વાજાં વાળાઓને બેસવા સારૂ તૈયાર કરી તેની અંદર ખુરશીઓ ગોઠવી દીધી હતી. મંડપના ચોક ઉપરાંત મકાનની

પડથારમાં ગલીચાઓ બીછાવી તેમાં ગાદી તકીયાની બેઠક ગોઠવી હતી. અને લગ્ન કાર્યમાં ભાગ લેનાર કોઇ વ્યક્તિને જગ્યાની તંગાશ ન પડે માટે તે વિષેની સારી સગવડ કરાવી હતી. જે મંડપારોહણનું મુહુર્ત્ત હતું તેજ દિવસે ભાનુમતીને ચુંદડી ઓઢાડવાનું મુહુર્ત્ત હોવાથી તેનાં સાસરીયાં આવનાર હતાં. અને તેનાં સાજન માજનનો યોગ્ય સત્કાર કરવાની તૈયારી પણ સાથે કરી રાખી હતી. મંડપારોહણ કરવાનો માગસર સુદી ૬ નો દિવસ આવી પહોંચ્યો. સવારથીજ મંગળ શુકન તરીકે ચોઘડીયાં વગાડવા, નોબત બેસડાવી દીધી હતી. સુંદર બેન્ડ પણ હાજર રખાવ્યું હતું. સેંકડોની સંખ્યામાં સ્ત્રીઓ જાત જાતના સુંદર પોશાકોમાં સજ્જ થઇ હાજર થઇ. તેના મુખમાંથી ગીતોનો મંગળ ધ્વનિ નીકળ્યો. બેન્ડે પોતાના સુંદર સરોદો વગાડયા. નોબત ગડગડી. બ્રાહ્મણોએ વિધિક્રિયા કરી અને દરેક હાજર રહેનારના ખુશ મિજાજ, હોંસ અને હાજરી વચ્ચે માધવદાસ શેઠે કમળા શેઠાણીનાં સાથમાં રહી, પોતાના વહાલા પુત્ર મનુભાઇને પાસે બેસાડી, મંડપારોહણની માંગલિક ક્રિયા ઘણીજ ધામધુમ અને આનંદ પૂર્વક કરી. તે પછી ગોળ, ધાણા, સાકર અને શ્રીફળ વહેંચાયાં, તે એ કાર્યમાં ભાગ લેનાર દરેક વ્યક્તિને આપવામાં આવ્યાં. આ વખતે નરસીદાસ વહેવાઇ, ભાનુમતીને ચુંદડી ઓઢાડવાને દબદબા ભર્યા ઠાઠમાઠથી સાજન માજન સાથે આવનાર હતા. જેથી તેને આવકાર આપવાને અને સરભરા કરવાની તજવીજમાં સૌ ગોઠવાયા. થોડાક ગૃહસ્થો દરવાજા આગળ આવનાર પરોણાઓને આવકાર આપવા ઉભા રહ્યા. નરસીદાસ વહેવાઇનું સાજન માજન આવતું નજરે પડયું. સૌથી આગળ એક સુંદર ઇંગ્લિશ બેન્ડ વાજું રાગરાગણી વજાડતું હતું. તેની પાછળ પુરૂષ વર્ગ હતો અને તેની પાછળ સ્ત્રીઓ મંગળગીતો ગાતી ચાલી આવતી હતી. બધાના મુખ ઉપર આનંદ પ્રકટી નીકળ્યો હતો. સૌ દરવાજા આગળ આવી પહોંચ્યા. ત્યાં તેમને હર્ષ ભર્યો આવકાર મળ્યો, ને તે સર્વને પૂર માનથી મંડપમાં દાખલ કીધાં. સ્ત્રી વર્ગમાંથી કમળા શેઠાણી બહાર નીકળી, ગુમાન વહેવાણને આવકાર આપવા સામાં આવ્યાં. અરસ પરસ ગીતોના મંગળ ઘોષ વચ્ચે મળી ભેટી તેઓ પણ મંડપમાં દાખલ થયાં. ને પછી ભાનુમતીને ચુંદડી ઓઢાડવાની ક્રિયા આનંદ પૂર્વક પૂરી કરી તે વખતે નરસીદાસ વહેવાઇ, ભાનુમતી માટે સારાં સારાં કીમતી વસ્ત્રો અને આભુષણો મલી પાંચ હજાર રૂપિયાની કીમતની વસ્તુઓ લાવ્યા હતા જે પ્રેમથી ભાનુમતીને

પહેરાવવામાં આવી. માધવદાસ શેઠે માંડવા મુહુર્ત્તથી જમણ આપવાં શરૂ કર્યાં. જમણ પણ ઉમદા અને સ્વાદીષ્ટ હતાં. પોતાનાં સગાં સ્નેહીઓ અને ભાનુમતીનાં આસરીયાંઓને ઘણાજ પ્રેમ પૂર્વક જમાડયાં, ચુંદડી ઓઢાડવાની ખુશાલીમાં માધવદાસ શેઠે પોતાના જમાઇને ઉમદા પોશાક, કીમતી આભુષણો, વહેવાઇ તથા વહેવાણને કીમતી વસ્ત્રો તથા રોકડ રકમ તથા તેમની સાથે આવેલાં તેમનાં સગાં સ્નેહીઓ વિગેરેને આપવામાં સર્વ મળીને કુલે રૂપિયા ૨૦૦૦) બે હજાર જેટલો ખર્ચ કર્યો, ને સૌને ખુશી કર્યાં. રોજ રાત્રે રોશની પૂર ઠાઠમાં થતી હતી, તે જોવાને લોકોની સારી મેદની ભેગી થતી હતી. અને તે જોઇને સૌ ખુશ થતા તથા વખાણ કરતા જતા હતા. વરઘોડાને આગલે દિવસે આખી ન્યાતને જમણ આપ્યું અને માધવદાસ શેઠે "ગાંધર્વ મહા વિદ્યાલય" વાળા સંગીતકારોને બોલાવી હરીકીર્ત્તન કરાવ્યું. ને તેમાં પણ લોકોની મોટી સંખ્યાને ભાગ લેવાનું આમંત્રણ કરેલ હોવાથી ઘણા લોકો એકઠા થયા હતા.

---



# પ્રકરણ ૨૨ મું.

## વરઘોડાની ધામધુમ.





આજે લગ્નનાં મુહુર્ત્તનો દિવસ હતો. આજે અપૂર્વ આનંદનો દિવસ હતો. આજે વરરાજાનો વરઘોડો ચઢનાર હતો. જેથી સવારના ચાર વાગતામાંથી લોકો તૈયાર થયા. લોકોની અવર જવર પણ આજે ઘણી હતી. વરઘોડો ચઢાવવાની સર્વ સામગ્રીની વરદી તો આગળથી આપી દીધેલી હતી. પણ તે બધી આજે ભેગી કરવાની હતી, જેથી તેની દોડ ધામ ચાલુ હતી. સૌ પોતપોતાને સોંપવામાં આવેલું કામ ઉમંગથી અને ઝપાટાબંધ કર્યે જતા હતા. અને બધી ચીજો એક પછી એક હાજર

થવા લાગી. વરઘોડો બરાબર ચાર વાગે ચઢનાર હતો. તે આગમચ ત્રણ વાગતામાં તો વરઘોડામાં ભાગ લેવા માટે એક પછી એક એમ અનેક લોકો સારાં સારાં વસ્ત્રાલંકારોથી શોભાયમાન થઈ આવવા લાગ્યા. કોઇ સીંગલગાડી, કોઇ જોડીની ગાડી, તો કોઇ મોટર ગાડીમાં આમ જેની અને જેટલી જેની સમૃદ્ધિ તેમ તેવા અને તેટલા ઠાઠમાઠમાં તેઓ આવવા લાગ્યા. થોડીવારમાં તો આખો મંડપ લોકોથી ચીકાર ભરાઇ ગયો. લોકોની મેદની વધતી જતી હતી. માધવબાગનો આખો કમ્પાઉન્ડ આવેલા લોકોથી ભરપુર ભરાઈ ગયો. બધું કામ શાંતિથી ઉકેલવા માટે અને સુલેહ જાળવા વાસ્તે કેટલાક કોન્સ્ટેબલોની સરદારી હેઠળ પોલીસની ટુકડીઓ હાજર થઇ હતી. વરઘોડા વાસ્તે માધવદાસ શેઠે અપૂર્વ તૈયારી કરી રાખી હતી. તેમ અનેક સારે ઠેકાણે, સરકારી નહાના મોટા અમલદારો, મુંબાઈના નામદાર ગવરનર અને તેમનાં બાનુ, હાઇકોર્ટના જજ્જો, યુરોપિયન, જેપાનીઝ અને બીજા દેશાવરની પેઢીઓના ઓફીસરો, પારસીઓ, મોહમેદનો, અને યાહુદીઓ તથા અનેક નામાંકિત હિન્દુ શેઠ સાહુકારોને વરઘોડામાં ભાગ લેવાને કરેલાં આમંત્રણથી સૌએ માધવદાસ શેઠની લાયકાતને માન આપી, સારી સંખ્યામાં હાજરી આપી હતી. જાત જાતનાં અનેક રાગરાગણીઓ વાળાં બેન્ડ વાજીંત્રો પણ હાજર રખાવ્યાં હતાં. પ્રખ્યાત સરકારી મીલીટરી બેન્ડ અને **બાટલી બોઇ**નું બેન્ડ પણ આ વરઘોડામાં હાજર હતાં. સીંગલ ગાડીઓનો તો પાર નહતો, તે ઉપરાંત એક ડઝન જોડીની ગાડીઓ, ત્રણ ચોકડીની ગાડીઓ, સોનેરી રૂપેરી સાજ નાંખીને તૈયાર કરેલા ૨૪ સુંદર ઘોડાઓ તથા સોના ચાંદીની સુશોભિત અંબાડીથી શોભી રહેલા બે મોટા હાથીઓ તૈયાર રખાવ્યા હતા.

દેશી રાજારાણાઓ પણ પોતાના દબદબા ભર્યા ઠાઠમાઠથી રજવાડી પોશાકમાં હાજર હતા. વરઘોડામાં લાઇટ વાસ્તે ગ્યાસની ફુલ લાઇટનાં ઝુમરો, મીણબતીની લાઇટનાં ઝુમરો, કમાનદાર ઝુમરો અને કીટસન લાઇટો પણ હાજર રખાવી હતી. આ વખતે માધવ બાગનો દેખાવ પણ મનહર હતો. મુંબઇ શહેરની પચરંગી પ્રજાની જાત જાતની રંગ બેરંગી પાગડીઓ તથા સાડીઓમાં સજ્જ થએલાં સ્ત્રી પુરૂષોનો મોટો મેળાવડો ચિત્તાકર્ષક હતો, ને તે જોનારના મનને આનંદ ઉપજાવતો હતો. બરાબર ચાર વાગે વરઘોડો નીકળ્યો. સૌની આગળ ડંકા નિશાનની ગાડી ચાલતી હતી. તેની પાછળ નોબત વાગતી હતી. તેની પાછળ નગારાવાળા તથા શરણાઇ વગાડનારા હતા. તેની પાછળ સીંગલ ગાડીઓની લાંબી હાર

હતી. તેની પાછળ જોડીની બાર ગાડીઓ હતી. જેમાં નહાનાં બચ્ચાંઓને સુશોભિત પોશાક અને આભુષણોથી શણગારી બેસાડેલાં હતાં. દરેક જોડીની ગાડી વચ્ચે એક નેટીવ સુંદર બેન્ડ ગોઠવેલું હતું તે પોતાની રાગરાગણીના સુંદર સરોદોથી લોકોનાં મન રીઝાવતું હતું. તેની પાછળ દેશી રજવાડાની પોલીસ ટુકડી ચાલતી હતી. તેની પાછળ એક ઈંગ્લીશ બેન્ડ અને ચોકડીની ત્રણ ગાડીઓ ગોઠવી હતી. દરેક ચોકડીની ગાડીઓ વચ્ચે અનેક રાગ રાગણીવાળાં ઇંગ્લિશ બેન્ડ ગોઠવ્યાં હતાં તેની પાછળ ઇંગ્રેજ સરકારની મીલીટરી પલટણ ચાલતી હતી. અને તેની પાછળ સુંદર બનાવટી શોભીતું વહાણ હતું જેમાં ઇંગ્રેજ ગાનારી બાનુઓ બેઠેલી હતી તેની પાછળ સુંદર ફાળકો હતો. અને તેમાં નહાનાં છોકરાંઓ બેઠેલાં હતાં. તેની પાછળ માથે પાણીની હેલ લઇને લાકડાની બે સુંદર પુતળીયો ચાલતી ગોઠવેલી હતી. તેની પાછળ એક સુંદર બેન્ડ હતું. તેની પાછળ રૂપેરી સાજમાં સજ્જ કરેલા સુંદર બાર ઘોડાઓ અને તેની પાછળ સોનેરી સાજમાં સજ્જ કરેલા બીજા બાર ઘોડાઓ મળી ૨૪ ઘોડાઓ ઉપર ઉમંગી જુવાનીઆઓ રજવાડી ડ્રેસમાં સ્વાર થએલા ચાલતા હતા. તેની પાછળ સોના ચાંદીની સુશોભિત અંબાડીમાં શોભી નીકળતા બે મોટા હાથીઓ હતા. તેની પાછળ એક સુંદર બેન્ડ હતું. તેની પાછળ શોભીતા પોશાકમાં સજ્જ થએલો પુરૂષ વર્ગ મોટી સંખ્યામાં ચાલતો હતો. તેમાં સૌની આગળ ફુલના તોરા તથા ગુલાબજળ આપનારા સફેદ ઝબ્બાવાળા પારસીઓ હતા. ખાસ કરીને મુંબઇના નામદાર ગવરનર અને તેમના બાનુ તથા દેશી રાજવંશીઓની હાજરી ઘણીજ શોભી નીકળતી હતી. અને તે આ વરઘોડાનો મહીમા વધારતી હતી. દેશી રાજવંશીઓ પોતાના ઉમદા રજવાડી પોશાકમાં હીરાના હાર, મોતીના કંઠા, તથા પન્નાના નેકલેસ વિગેરે પહેરેલાં જવાહીરોથી દેદીપ્યમાન થઈ તેની જાહોજલાલી દેખાડતા હતાં. તેની પાછળ મીલીટરી બેન્ડ હતું. તેની પાછળ વરરાજા સુશોભીત અને ઉમદા પોશાક તથા કીમતી અલંકારોથી સજ્જ થઈ એક ખાસ શણગારેલા ઘોડા ઉપર સ્વાર થયા હતા. તેની ઉપર ચમર છત્ર ઢળતાં હતાં. પાછળ લુણ ઉતારવાને ભાનુમતી બ્હેન પુર ઠાઠમાઠમાં બેઠાં હતાં. તેની પાછળ બાટલી બોઇનું મધુર રાગ રાગણી વાળું બેન્ડ હતું. તેની પાછળ કમળા શેઠાણી હીરા, મોતી તથા જવાહીરથી શોભી નીકળતાં આભુષણો અને જીક કસબની ભરેલી સાડી તથા પોલકામાં દીપી નીકળતાં હતાં. તેના આનંદની પરિસીમા નહોતી. નામણ દીવડો

તેમના હાથમાં હતો. તેની પાછળ ઉમદા વસ્ત્રાલંકારોમાં શોભી નીકળતી સ્ત્રીઓની મોટી ઠઠ ચાલતી હતી. હીરાં શેઠાણી હીરા જડિત આભુષણોમાં, મોતી શેઠાણી મોતીની શેરોમાં, ઝવેર શેઠાણી ઉમદા ઝવેરાતમાં, જડાવ શેઠાણી જડાવ આભુષણોમાં જડાવ થઇ, રતન શેઠાણી રત્નોમાં ગરકાવ થઇ, માણેક શેઠાણી ઉમદા માણેકની મોજમાં અને નીલમ શેઠાણી નીલમ અને પન્નાનાં શોભીનાં આભુષણોમાં; એવી રીતે સર્વ સન્નારીઓ સજ્જ થઇ, ગજ ગામિનીની ચાલે ચાલતાં, દીપી નીકળતી હતી. ફુલકોર શેઠાણી ફૂલની સાડીમાં, ગુલાબ શેઠાણી ગુલાબી સાડીમાં, હીરકોર શેઠાણી હીરની સાડીમાં, પાનકોર શેઠાણી પાનની સાડીમાં, જસકોર જરીની સાડીમાં, કેસરબાઇ કેશરી સાડીમાં અને પ્રેમકોર શેઠાણી પાટણનાં પટોળાંમાં સજ્જ થઇ હંસગતીથી વિહરતાં હતાં. સ્ત્રીઓનો મર્તબો સાચવવા માટે બન્ને બાજુએ ભૈયાઓ અને નોકરો ચાલતા હતા. આખા વરઘોડાને શોભાવી મૂકવાને હાજર રાખેલી ફુલ લાઇટો પ્રકટાવી દેવાથી બધું શોભાયમાન થઈ રહ્યું હતું. આથી વરઘોડાની શોભા અનુપમ, અલૌકીક અને મનહર લાગતી હતી. મુંબઇમાં વરઘોડા તો એમજ નીકળે છે, પણ આજના જેવો વરઘોડો કવચિતજ નીકળ્યો હશે, તેથી તે જોવાને લોકોની મોટી ઠઠ રસ્તા ઉપર ભેગી થઇ હતી. મુંબઈ શહેરનાં ગગન વિહારી મહાલયોનાં દરેક બારી બારણાંઓ અને ગોખ ઝરૂખામાંથી અનેક સ્ત્રી, પુરૂષ અને છોકરાંઓ નીચા નમી એક ધ્યાનથી જોતાં હતાં. આવા બાદશાહી ઠાઠથી શોભી રહેલો વરઘોડો માધવબાગમાંથી નીકળી નળબજાર, ગુલાલવાડી, મહારાજનો ત્રીજો ભોઇવાડો, ભુલેશ્વર, ઝવેરી બજાર, શેખ મેમન સ્ટ્રીટ અને લુહાર ચાલીમાંથી નીકળી કાલબાદેવીને મોટે રસ્તેથી ફેથડ્રલ સ્ટ્રીટમાં દાખલ થઇ ત્યાંથી કુંભાર ટુકડા અને કાવસજી પટેલ તળાવ વચ્ચે આવેલા રામબાગમાં આવી પહોંચ્યો.

રામબાગમાં પ્રભુદાસ વહેવાઇએ જોઇતી તૈયારી ઘટતી અને પુરતી રીતે કરી રાખી હતી. જ્યાં બંને વહેવાઇઓ સરખા અને શ્રીમંત હોય ત્યાં લગ્નની ધામધુમ અને ઠાઠમાઠમાં શાની ખામી હોય ? માધવદાસ શેઠને પોતાને ત્યાંથી લગ્નનો સારો લ્હાવો લેવરાવવામાં પ્રભુદાસ વહેવાઇએ કાંઇ કચાશ રાખી નહતી. રામબાગના વિશાળ કમ્પાઉન્ડમાં એક ભવ્ય મંડપ તૈયારી કરી તેને તારીફ લાયક શણગાર્યો હતો. માનવંત પરોણાઓને વાસ્તે રામબાગના એક ભાગમાં સુંદર સ્ટેજ બંધાવ્યું હતું. અને તેને ઘણીજ સરસ રીતે સુશોભિત બનાવી તેમાં ચડ ઉતર લાઇનથી

સુંદર બેઠકો ગોઠવી હતી. જાતજાતના સુશોભિત ફરનીચર, કાચની તકતીઓ, ઈલેકટ્રીક પંખાઓ અને તરેહવાર જાતની ફુલ લાઇટની બત્તીઓથી સ્ટેજને એક બાદશાહી કચેરી જેવું બનાવી દીધું હતું. સ્ત્રીઓને વાસ્તે રામબાગનાં મકાનના મોટા પડથાર ઉપર ગાલીચાઓ બિછાવી તેમાં સારી બેઠક તૈયાર કરાવી હતી. અને તેમાં પણ લાઇટનાં ઝુમરો તથા કીટસન લાઇટો ગોઠવી દઇ અને કોઇ કોઈ ઠેકાણે કાચના મોટા તકતાઓ મૂકાવી શોભાયમાન બનાવી હતી. વરઘોડામાં મોટી સંખ્યાના લોકો ભાગ લેશે, એવી વકી હોવાથી કુંભાર ટુકડા અને કાવસજી પટેલનાં તળાવ સુધીના આખા રસ્તા ઉપરનો ગાડી ઘોડા તથા લોકોનો જવા આવવાનો વહેવાર થોડા વખતને માટે બંધ રખાવ્યો હતો. તે આખો રસ્તો સાફ કરાવી તેના ઉપર વચ્ચેનો થોડો ભાગ આવજાવના માર્ગ માટે મૂકી બાકીની બેઉ બાજુએ હારબંધ ખુરશીઓની હારો ગોઠવી દીધી હતી. ખુરશીઓની દરેક હારના વચ્ચેની ખાલી જગ્યામાં લાલ બનાત ઉભી લીટીએ બીછાવી દીધી હતી. આખા રસ્તાને ધ્વજા, પતાકા, વાવટા, તોરણ અને કીટસન લાઈટની બત્તીઓથી ઘણી સરસ રીતે શણગાર્યો હતો. આખા રસ્તા ઉપર ઠેકઠેકાણે માનવંત પરોણાઓને આવકાર આપનારાં બોર્ડ સફેદ કપડાંમાં લાલ અક્ષરથી લેખો લખાવી ટાંગી દીધાં હતાં. રામબાગનાં દરવાજાનાં મુખડાં આગળ મધુર રાગરાગણી વજાડતું એક સુંદર બેન્ડ હાજર રાખ્યું હતું. જેવો વરઘોડો રામબાગના દરવાજા આગળ આવી પહોંચ્યો કે, હાજર રહેલા બેન્ડે તરત આવકાર દેનારૂં, આનંદ ઉપજાવનારૂં અને હર્ષ પ્રદર્શિત કરનારૂં મધુર ગાયન ગાઇ વજાડયું. આવકાર આપવાને હાજર રહેલા ગૃહસ્થોએ માધવદાસ શેઠ અને તેમની સાથેના સાજન માજનને ઘણાજ ઉત્સાહથી, ઘણાજ પ્રેમથી, ઘણાજ વિજયથી, ઘણો હર્ષ ભર્યો, ઘણો આનંદ ભર્યો ને ઘણો વિવેક ભર્યો આવકાર આપ્યો. પ્રભુદાસ વહેવાઇએ સામા આવી પ્રેમ પૂર્વક મળ્યા ભેટયા પછી તેમના માટે સ્ટેજ ઉપર તૈયાર કરાવેલી બેઠક આગળ તેમને અને તેમની સાથેના માનવંત પરોણાઓને લેઈ ગયા. જ્યાં તેમને બિરાજમાન કરી ઘણોજ સારો આદરસત્કાર કર્યો. લોકોની સંખ્યા એટલી મોટી હતી કે, સ્ટેજની બેઠકો ઉપરાંત કેટલાકને મંડપમાં અને કેટલાકને રસ્તા ઉપરની ગોઠવેલી બેઠકોમાં આદર પુર્વક બેસાડયા હતા. તે બધી બેઠકો લોકોથી ભરપુર હતી. કોઇ પણ પરોણાને કશી પ્રકારની અડચણ ન પડે તેટલા વાસ્તે તેની સરભરા કરવા વાસ્તે

પ્રભુદાસ વહેવાઇએ ઘણી મોટી સંખ્યામાં માણસોને રોકયાં હતાં. અને તેઓ સરવે પરોણાનો યોગ્ય સત્કાર કરી સૌને સંતોષ આપતા હતા. બધા પરોણાઓએ પોતપોતાની બેઠક લીધા પછી પારસી મેનેજમેન્ટ હેઠળ સર્વ પરોણાઓને પાન, સોપારી, અત્તર, ગુલાબ વિગેરે અપાયા બાદ દરેકને જોડ હાથ વડે, જોડ હાથોમાં, જોડ નાળિયેર ભેટ અપાયાં. પછી વરઘોડાની મોજમજા મેળવી, સૌ હસતે વદને વિખરાવા લાગ્યાં.

મુંબઇના ના. ગવરનરનાં બાનુએ માતાના નવરાત્રીના ગરબા ગાવાની ચાલ વિષેની કેટલીક પ્રસંશા કેટલીક યુરોપીયન લેડીઓને મોઢેથી સાંભળી હતી. ત્યારથીજ તેમના દિલને હિન્દુ રીતરીવાજો જોવા તપાસવાની ઉત્કંઠા થઇ આવી હતી. અને આજે તેવીજ તક પોતાને મળેલી જોઇ ઘણાં ખુશીમાં આવી ગયાં હતાં. માધવદાસ શેઠે તૈયાર કરેલો મંડપ. વરઘોડાને લગતી સર્વે સામગ્રીઓ, વરઘોડાનો ઠાઠમાઠ અને ધામધુમ, તે પછી પ્રભુદાસ વહેવાઇનો આદરસત્કાર અને પરોણાગત જોઇને પોતાને અપૂર્વ આનંદ ઉપજયો હતો. પોતાનાં મનથી તેમને ધન્યવાદ દેતાં હતાં. વરઘોડામાં ભાગ લેવાને હાજર રહેલો સ્ત્રીપુરૂષોનો મોટો સમૂહ, તેઓનો સુશોભીત સુંદર પોષાક, તેમાં પણ મુખ્યત્વે સ્ત્રીઓએ પહેરેલાં કીમતી વસ્ત્રાભુષણો, તેમની પહેરવાની ઢબછબ, તેમની ઉંચી રીતભાત અને ગૌરવપણું વિગેરે આ પાશ્ચાત્ય ભલી બાનુને પહેલીજ વખતે જોવામાં આવ્યું હતું. તેથી તેમને ઘણી રમુજ પડતી હતી અને તેમાં પોતાને જેની સમજ ન પડતી તેનો ખુલાસો પોતાના નામવર પતિને પ્રશ્ન કરી મેળવતી હતી. અને ના. ગવરનર માધવદાસ શેઠને પૂછી તેનો ખુલાસો સમજાવતા હતા. જેથી તેમને ઘણો સંતોષ થતો હતો. આજના આનંદમય પ્રસંગથી એ દીવ્ય બાનુના મનપર આજના બનાવો અને દેખાવો જોઇને કંઇક જૂદોજ આભાસ અને જૂદીજ છાપ પડી હોય તેવું દીસતું હતું. હિન્દુ લોકોમાં લગ્ન ક્રિયા કેવા પ્રકારની હોય છે તે જોવાની તેમને ઘણી ઇચ્છા હતી. અને તેથી જ્યારે ના. ગવરનરે છુટા પડવાની માધવદાસ શેઠ પાસે રજા માગી તે વખતે ના. લેડી ગવરનરે પોતાની ઇચ્છા, હિન્દુઓની લગ્ન ક્રિયા જોવાની, જાહેર કરી. માધવદાસ શેઠે તે વાતથી પ્રસન્ન થઇને પોતે ઘણો સંતોષ જાહેર કર્યો. ના. ગવરનરે પોતાની માનવંત બાનુની ઇચ્છાને માન આપ્યું અને તેમને ત્યાંજ રહેવા દઇને પોતે એકલાજ ત્યાંથી વિદાય થયા.

વરઘોડામાં ભાગ લેનાર હળવે હળવે એક પછી એક જવા લાગ્યા. હવે માત્ર જાનૈયાઓજ બાકી રહ્યા હતા. તેઓને જમાડવાની તજવીજ પ્રભુદાસ વહેવાઈ તરફથી થવા લાગી. તે બધું તૈયાર થયા પછી જાનૈયાઓ સૌ જમવા ઉઠયા. તેઓને ઉમદા અને સ્વાદિષ્ટ ભોજનથી પ્રેમ પૂર્વક જમાડયા. આ બાજુ લગ્નની ક્રિયા શરૂ થઇ. લગ્નની ક્રિયાઓ બરાબર જોઇ શકાય તેવી સારી સગવડ ના. ગવરનરનાં બાનુને કરી આપી. તેઓ બધું ધ્યાન દઈ જોવા લાગ્યાં. શરૂઆતમાં બન્ને વહેવાઇઓની બાજુની સ્ત્રીઓનાં ગીતોના મંગળ ઘોષ વચ્ચે તથા બ્રાહ્મણોના મંત્રોચ્ચાર વડે વરરાજાને પોંખવાની ક્રિયા થઇ. તે પછી વિધિ પૂર્વક વેદમંત્રોચ્ચાર વડે કન્યાના માતા પિતાને હસ્તે વરરાજાને કન્યાનું દાન આપવું, વરરાજાને તે ગ્રહણ કરવું, વરકન્યાને એકત્ર કરવા યુગલ સ્વરૂપ બનાવવા માટે વરકન્યાનાં ગળાંમાં વરમાળ પહેરાવવાની, વરકન્યાને લેવી પડતી પ્રતિજ્ઞાઓની, વરકન્યાના હસ્તમેળાપની અને તે પછી વરકન્યાને એક બીજાં સાથ સંસારના બંધનમાં બાંધી લેનાર ચોરીના ચાર આંટા ફરવાની ક્રિયા થઇ. તેની સાથે લગ્ન વિધિ પણ પૂરી થઇ. આ દરેક ક્રિયા થતી વખતે બ્રાહ્મણો વેદનાં મંત્ર-ઘોષ કરતા હતા. સ્ત્રીઓ ધવળ મંગળ ગાતી હતી. બધું શાંતિ પૂર્વક થતું હતું. તે જોઇને તેમજ એ બધી ક્રિયાની સવિસ્તર હકીકત ઇંગ્રેજી જાણનાર એક ગુજરાતી બાનુ ના. લેડી ગવર્નરને સમજાવતી હતી, જેથી તેમને ઘણી મજા પડી. અને ઘણો સંતોષ થયો. લગ્ન ક્રિયા પૂરી થયા પછી પરણનાર જોડું વડીલોને નમન કરી, આશીર્વાદ મેળવતું હતું. ના. ગવરનરની દિલસોજ અને ભલી બાનુએ પોતાની તરફની શુભાશીસની લાગણીઓ પ્રદર્શિત કરતાં કન્યાના હાથમાં પાંચ સોનામહોર અર્પણ કરી. આજના કાર્યમાં પોતે લીધેલા ભાગથી પોતાને થએલો હર્ષ પ્રદર્શિત કર્યો. અને વિદાય થવાની રજા માગી. પ્રભુદાસ વહેવાઇએ તેમના માટે તૈયાર રાખેલો ફૂલનો હાર તેમનાં ગળાંમાં પહેરાવી, તુરો ભેટ કર્યો. પાન, સોપારી અત્તર, ગુલાબ અને સેન્ટ, લવંડર અર્પણ કર્યા બાદ તેમનો ઉપકાર માન્યો. માધવદાસ શેઠે ના. ગવર્નરનાં બાનુએ મમતાભરી બતાવેલી લાગણીઓ અને લીધેલી તસ્દી માટે ઘણો ઉપકાર માન્યો ને તે પછી સૌની રજા માગી તેવણ ત્યાંથી વિદાય થયાં.

બીજે દિવસે પ્રભુદાસ વહેવાઇએ ઉમદાં ભોજન તૈયાર કરાવી જાનને જમાડી, અને સારી પહેરામણી આપી. તથા વરકન્યાને ઉમદાં વસ્ત્રો અને કીમતી અલંકારો ભેટ આપ્યાં. પ્રભુદાસ વહેવાઇનું ઘર દીકરીયાળું અને

આબરૂવાળું હતું. જેથી તેને પોતાની હમેશની રીત પ્રમાણે કન્યાનાં લગ્નની પહેરામણીમાં પાંચ હજાર જેટલો ખર્ચ કરવા વિચાર હતો, પણ કમળા શેઠાણીને પોતાના મોભા પ્રમાણે અને મનગમતી પહેરામણી લેવાની ઈચ્છા હતી જેથી તેમને નારાજ ન કરવાની ખાતર અને ખુશી કરવાને વાસ્તે વધારે ખર્ચ કરીને પ્રભુદાસ વહેવાઇએ સારી પહેરામણી આપી. સર્વને સંતુષ્ટ કીધાં અને તે પછી વાજતે ગાજતે જાનને વિદાય કીધી, તે માધવદાસ શેઠને ઘેર આવી પહોંચી.

---

# પ્રકરણ ૨૩ મું.



## લગ્નની પાર્ટી.

---




રણુનાર જોડાંની વય યોગ્ય ઉમરથી નહાની હતી જેથી તેમનું ખરૂં સુખ અને ખરી ખુશાલી તો તેમનાં માટે થતાં મોટાં ખર્ચ અને મોટી ધામધુમને લગતી જ હતી. જો કે તે થોડીક રીતભાતથી વાકેફ હતું ને તેમાં પોતાનાથી બની શકે તેટલો આનંદ મેળવી, ખુશખુશાલ બન્યાં. લગ્નને બીજે દિવસે માધવદાસ શેઠ તરફથી મોટી પાર્ટી હતી અને તેને માટેની સર્વ તૈયારી ગીરગામ ઉપરના પ્રખ્યાત ચીના બાગમાં કરાવી હતી. જેઓને લગ્નના વરઘોડામાં ભાગ લેવાને આમંત્રણ કીધાં હતાં, તેઓ સર્વેને પાર્ટીમાં ભાગ લેવાને નોતર્યાં હતા. તેથી આજની પાર્ટી મોટી અને પ્રખ્યાત હતી. ચીના બાગને સરસ રીતે શણગારવામાં આવ્યો હતો. પરોણાઓને આવકાર આપવા તથા તેમના મન રીઝાવવા એક સુંદર બેન્ડ પણ હાજર રાખ્યું હતું. પ્રખ્યાત હિંદુ મીઠાઇવાળાને હિન્દુ રિફ્રેશમેન્ટની અને યૂરોપીયનો, જેપાનીઝો, યાહુદીઓ, પારસીઓ અને મહોમેદનોનાં રિફ્રેશમેન્ટ માટે એક

ઈંગ્રજી હોટલ વાળાને સર્વે પ્રકારની ગોઠવણ કરવાની વરદી આપી હતી. તેણે તે વિષેની ઘણી સરસ પ્રકારે સારી સગવડ વાળી ગોઠવણ કીધી હતી. રિફ્રેશમેન્ટમાં ઉમદા મિષ્ટ પકવાનો, અનેક જાતનાં ફરસાણો, કેટલીક જાતના મુરબ્બાઓ, આઈસક્રીમો, ફળફળાદી, લીલા અને સૂકા મેવાઓ અને ઘણી જાતનાં સુગંધિક સુંદર પીણાઓ પણ ગોઠવ્યાં હતાં. પરોણાઓને બેસવા માટે બંગલાના એક ભવ્ય દીવાનખાનાને શણગારી તેમાં બેઠકો ગોઠવી હતી. પરોણાઓનાં મન રીઝાવવા એક જાણીતા ગાયનકારને તથા હાથચાલાકી અને નજરબંદીના ખેલોમાં ખ્યાતિ પામેલા એક જાણીતા પ્રોફેસરને પણ હાજર રાખવામાં આવ્યો હતો. ટાઈમ થતાં સૌ પરોણા આવવા લાગ્યા. તેમને લાયકની સરભરા અને આદરસત્કાર થતો હતો. થોડી વાર બેઠકમાં બેઠા પછી સૌ આવી રહ્યા એટલે પાર્ટીના ખાણાંને ઇનસાફ આપવા ઉઠયા. ના. ગવરનર તથા તેમનાં બાનુએ ખાણા ઉપર પોતાની બેઠક લીધા પછી નામદાર ગવરનરે પરણેલાં જોડાની સલામતી લેવડાવતાં એક લાંબું પણ બોધદાયક અને અસરકારક વિવેચન પોતાની છટાદાર ભાષામાં કીધું હતું, અને તેનું ભાષાંતર ગુજરાતીમાં એક જાણીતા ગૃહસ્થે ફરી સંભળાવ્યું. ના. ગવરનર બોલ્યા કેઃ—

જગતકર્ત્તાએ સૃષ્ટીક્રમ ચાલુ રાખવા માટે દુનિયા ઉપરના દરેક પ્રાણીઓમાં નર અને માદાનું જોડું સૃજેલું છે, અને તે આપણને સૂચવે છે કે, સંસારમાં તેઓ એક બીજા સાથે જોડાવાનેજ સૃજાયેલાં છે. આપણે મનુષ્ય જાતમાં પણ સ્ત્રી અને પુરૂષની જોડી સૃજેલી છે; બીજાં પ્રાણીઓ કરતાં આપણામાં મનુષ્યત્વનાં મહત્વને ઘટતો ઊંચાં તત્વવાનો એક નિયમ આપણામાં દાખલ થવા પામ્યો છે. અને તે આપણા પૂર્વજોની નમૂનેદાર ડહાપણ–શક્તિનું દૃષ્ટાંત રૂપે શુભ પરિણામ છે. તે એ કે, આપણામાં સ્ત્રી પુરૂષની જોડીને એકત્ર રૂપ–યુગલરૂપમાં તો લગ્નની પવિત્ર ગાંઠ જોડી શકે છે. જ્યારે બીજાં પ્રાણીઓમાં તેમ નથી. અને તે ગાંઠ એટલી તો મજબુત હોય છે–એવી તો દૃઢ હોય છે અને તેનું બંધન એવું તો બળવત્તર હોય છે કે, તેમાં જોડાયા પછી તે ઉભયમાંથી કોઇ એકને તેમાંથી પોતાની મેજે છુટી શકાતું નથી. દરેક ન્યાતમાં, દરેક જાતમાં, દરેક કોમમાં, દરેક પ્રજામાં અને દરેક દેશમાં એ નિયમવાળી પ્રથા ચાલુ છે. પણ તેની રીત અને રીવાજ જૂદા જૂદા પ્રકારના હોય છે. આજની ઘણી સુધરેલી કોમોમાં સ્ત્રી પુરૂષનું જોડાણ તેની સમજ પૂ-

ર્વક સ્થીતિમાં યોગ્ય ઉમરે થાય છે. તે ઘણું ઉત્તમ અને આવકાર દાયક છે. પણ હિંદુઓની ઘણી ઊંચી ન્યાતોમાં તેમ નથી. તેઓ તો પોતાનાં નહાનાં બચ્ચાંઓને તેઓની અસમજ સ્થીતિમાં લગ્ન જેવી મહા ઉત્તમ અને પ્રવિત્ર ગાંઠમાં જોડી દઇ, છેક નહાની ઉમરથીજ સંસાર બંધનમાં બાંધી મૂકે છે. તેથી ઘણાં જોડાંઓ સુખમય, પ્રેમમય અને આનંદમય જીંદગી ગુજારી શકતાં નથી. તથાપિ બીજી બધી કોમો કરતાં હિંદુઓની ઊંચી ન્યાતોમાં લગ્નની પવિત્ર ગાંઠને છેવટ સુધી વળગી રહી ઘણીજ ઉત્તમ રીતે તેમને પાળવામાં આવે છે. તેઓ લગ્નની પવિત્ર ગાંઠને તોડવી તે મોટામાં મોટું પાપ સમજે છે–ધાર્મિક ફરમાન તોડવા બરાબર સમજે છે, અને તે કામ હલકામાં હલકું અને નિંદ્ય ગણે છે. હિન્દુઓના શાસ્ત્રકારો પણ લગ્નની પવિત્ર ગાંઠને અગ્રસ્થાન આપે છે. અને બીજી બધી કોમોની સ્ત્રીઓ કરતાં હિન્દુઓની સ્ત્રીઓને "પતિવૃત પણાં" ની મહાન્ ફરજ તેનાં ધાર્મિક ફરમાનની રૂએ શ્રેષ્ટ પંકિતમાં મૂકે છે. હિંદુ-ઓમાં સ્ત્રી કરતાં પુરૂષો તે બાબતમાં વધુ હકકો ભોગવે છે. તેના બદલામાં પુરૂષોને સ્ત્રીઓનું લાલન પાલન અને રક્ષણ કરવાની ઉત્તમ ફરજ બજાવવાનું તેના શાસ્ત્રકારોએ પુરૂષ વર્ગ ઉપર વધારે નાખ્યું છે. હાલના કરતાં પ્રાચીન કાળમાં હિન્દુ સ્ત્રી પુરૂષો પોતાની તે ફરજ બરાબર–પૂર્ણ રીતે પાળતાં. અને તેથી તેનો મહિમા ઘણો ભારે હતો. હજુ પણ તે ફરજને તદ્દન વિસારી મૂકવામા નથી આવતી, પણ તે કૃત્રિમ રૂપે જળવાય છે, એટલે તેથી તેનું ખરૂં સત્વ નીકળતું જાય છે. જેથી ઉંચ ગણાતી હિન્દુ ન્યાતોમાં પણ છુટે છવાયે ઠેકાણે લગ્નની પવિત્ર ગાં-ઠને યથાર્થ રીતે પાળવામાં આવતી નથી. એ તેઓને માટે ઘણું શોચનીય છે. માધવદાસ શેઠની મહેરબાનીની ભરી લાગણીથી ના. લેડી ગવર્નરને હાલના લગ્નની બધી ક્રિયાઓ પૂર્ણ રીતે જોવા તપાસવાની તક મળી છે. અને તેથી તેમના કહેવાથી હું વાકેફ થઇ આનંદ પામ્યો છું કે, બધી કોમો કરતાં હિન્દુ ન્યાતમાં લગ્નને ધાર્મિક ફરમાન રૂપ ગણે છે અને તે ફરમાન નહિ તોડવાની તેમજ એક બીજાંનાં સુખ દુ:ખમાં ભાગ લે-વાની પરણનાર જોડાંઓને દેવ સમક્ષ પ્રતિજ્ઞાઓ લેવી પડે છે, પ્રતિજ્ઞાઓ તે તેઓનો પવિત્ર કોલ છે અને તેને ગમે તેવા સંજોગોમાં ગમે તેવા કઠણ ભોગે જીંદગી પર્યંત પાળે છે. બીજી કોમો લગ્ન કરવું તેને સુખમય જીંદગી ગુજારવાનું સાધન સમજે છે ને પાછળથી જ્યારે તેમાં કંઇ હરકત ઉભી થાય, તો તેને સુખવહનનાં કારણ રૂપ ગણી જેમ

તેઓ લગ્ન બંધનમાંથી છુટા છેડા મેળવે છે તેમ હિંદુઓની ઊંચ ગ-ણાતી ન્યાતોમાં બનતું નથી. પણ તેઓમાં તો સંસારિક નાવ ગમે તેવા તોફાનમાં, ગમે તેવા ભયમાં, ગમે તેવી આફતમાં ને ગમે તેવા દુઃખમાં હોય તથાપિ લગ્નનો પવિત્ર કોલ પાળવાને તેઓ બધું સહન કરે છે. તેઓ ગમે તેવી સ્થીતિમાં કોલ ભંગ ન થતાં ચીવટ પણે તેને વળગી રહી લગ્નનાં બંધનમાંથી છુટા છેડા મેળવવાને કદી કોઇ ઇચ્છતું નથી. એજ તેમની ઉચ્ચ, મર્યાદ શીળ મહત્વતા, એજ તેમની શુદ્ધ ગૌરવતા, એજ તેમની અનુપમ દિવ્યતા, એજ તેમની મહાન ઊંચ કક્ષા અને એજ તેમની ધર્મ પરાયણતા દાખવે છે અને શોભાવે છે.

સન્નારીઓ અને ગૃહસ્થો ! હવે હું ધારવા કરતાં આપનો વધારે વખત લઇશ નહિ. પણ આ તકે આજ પ્રસંગની એક બીજી બાબત ઉપર મને થોડુંક બોલવાનું મન થાય છે. અને તે એ કે, હિન્દુ જાતી પોતાના હરહમેશના સાધનમાં અને મોજ શોખની બાબતમાં કરકસર વાળી કહે-વાય છે. પણ તેજ જાતિ જ્યારે પોતાને ત્યાં લગ્ન જેવા અમુક પ્રસંગ આવવાથી લખ લૂટ ખર્ચ કરી મૂકે છે. અને તેથી તેના ઉપર ઘણી ટીકા થાય છે. સોશીયલ રિફોર્મર જેવાં અને બીજાં ઘણાં ઇંગ્રેજી પત્રોમાં તેવી ટીકાઓ મારા વાંચવામાં આવી છે. તે ટીકાઓ કેવી ગેરસમજની છે તે તેઓ પોતે સમજી શકતા નથી. હિન્દુઓ લોભ અને કરકસરથી દિવસ અને રાત અથાગ મહેનત કરી જે દ્રવ્ય કે કે જે સંપત્તિ મેળવી હોય તેનો ઉપભોગ તેઓ લગ્ન જેવા આનંદમય પ્રસંગમાં ન કરે ત્યારે તેઓ બીજે કયે પ્રસંગે કરે. બીજે કયે પ્રસંગે તેઓ કૃત કૃતાર્થ થાય બીજે કયે વખતે તેઓ જીંદગીનો અમૂલ્ય લ્હાવો લેવાનું સમજે. અને એવો બીજો કયો પ્રસંગ છે કે જ્યાં પોતાની હોંસ, પોતાની જાહોજલાલી, પોતાની મહોટાઇ અને પોતાનો વૈભવ બતાવી પોતાનો હર્ષ પ્રદર્શિત કરી શકે. બીજો એવો કયો પ્રસંગ છે કે, જેમાં પોતાનાં સગાઓ, સ્નેહીઓ, ન્યાતિલાઓ, જાતિલાઓ, વિજાતિઓ અને અન્ય ગૃહસ્થોનો મોટો સમુહ પોતાને ત્યાં મેળવી શકે. કોઇ એમ કહી શકશે કે, એવો મોટો સમુહ ભેગો કરવાની કંઇ જરૂર નથી ? જો કર-વાની જરૂર છે તો તે વગર ખરચે તો બની શકે એમ નથી. કોઇ પણ મનુષ્ય પોતાની સમૃદ્ધિ પ્રમાણે ખર્ચ કરી અમુક બાબતમાં, અમુક પ્ર-સંગમાં, મોટા મેળાવડાઓ કરે છે, તેમ હિંદુઓ પોતાને ત્યાંનાં સાંસારિક પ્રસંગોમાં તે રીતે કરે છે તેમાં તેઓને ઉતારી પાડવાની તજવીજ કે

ટીકાઓ કરવી તે શું વ્યાજબી છે? કેટલાક લખનારાઓ એવું બતાવી ટીકા કરે છે કે, અમુક પ્રસંગમાં લખલુટ ખર્ચ કરી, નાણાંનો ધુમાડો કરી નાંખવા કરતાં જો તે પરમાર્થમાં ખરચાય તો તેથી જન સમાજને ઘણો ફાયદો થાય. અલબત તેમનું કહેવું વ્યાજબી પ્રમાણ બતાવે છે. પણ તેટલાજ ખાતર જો હિન્દુઓનાં તે કાર્યમાં થતા ખર્ચને વગોવવામાં આવે, તેના ઉપર ટીકા કરવામાં આવે ને તેને નિંદ્ય ગણવામાં આવે તો તેથી લખનારનો જરાપણ હેતુ સફળ થાય એમ હું માની શકતો નથી. હમેશાં પહેલો સ્વાર્થ અને પછી પરમાર્થ છે. વળી જેમ બીજી કોમો પરમાર્થમાં પૈસા ખરચવાનું સમજી શકે છે તેમ હિદુઓ તેવી બાબતમાં કંઈ શૂન્ય નથી—હિન્દુઓમાં પરોપકાર વૃત્તિ કાંઇ જેવી તેવી નથી. હિન્દુઓ પણ પરમાર્થમાં છુટે હાથે પૈસા ખરચે છે. ને તેના ઘણા દાખલા મોજુદ છે. તેઓની નજરમાં જે પરમાર્થ ઉત્તમ માલુમ પડે ત્યાં તેઓ ઉદાર હાથે નાણાં ખરચે છે અને તે કેવા પ્રકારનો પરમાર્થ છે, તેનાથી ચડીયાતો કયો પરમાર્થ છે? વધુ કયો લાભ દાયક છે? એ વિષે જો સ્પષ્ટ વ્યાખ્યા વર્ણવી તેઓને સમજાવવામાં આવે તો તેની જરૂર સારી અસર થવા પામે, ને તેથી કરી પરમાર્થને યથાર્થ રીતે ઓળખવાનું તેનાથી બની શકે.

અમારા પાશ્ચાત્ય લોકોને હિન્દુઓના સંસર્ગમાં આવવાની તક કવચિત જ મળે છે. અને તેમાં પણ તેઓના રીત રીવાજોનું બારીક અવલોકન કરવાની તક તો ભાગ્યેજ તેમને મળી શકતી હોય! જેથી હિન્દુઓના રીત રીવાજોનું ઉપલકીયું નિરિક્ષણ પોતાના વિચારો સાથે બંધ બેસતું નહિ થવાનાં કારણે હિન્દુઓ અવિચારી છે, અજ્ઞાની છે, અસમજ છે એવીજ તેઓની માન્યતા બંધાઇ જાય છે કે જે ભૂલ ભરી સમજને આભારી છે. હું અને ના. લેડી ગવરનર અમને મળેલા અનુભવ ઉપરથી હિમ્મતથી કહી શકીશું કે, જેઓને હિન્દુઓના રીત રિવાજોનું બારીક અવલોકન કરવાની તક મળશે યા તેવી ટેવ પાડશે તો જરૂર તેઓને પોતાના આગલા ભૂલ ભરેલા વિચારો ફેરવવા પડશે. (તાળીઓ.) જેવા પોતે ધારે છે, તેવા હિન્દુઓ અવિચારી, અજ્ઞાની અને અસમજ નથી. પણ તેઓનાં દરેક કાર્યો તેનાં ધર્મશાસ્ત્રોના આધાર રચિત છે પણ બનવા જોગ છે કે, વખતના વહેણ સાથ ઉભા થયલા સંજોગોને લેઇ તેને અનુકુળ પડતા રીત રિવાજોમાં ફેરવવા પડ્યા હોય. તેથીજ તેવી બાબ-

તેમાં જ્યાં જમાનાને અનુસરતો સુધારો અને ફેરફાર થવાની જરૂર છે તે થવા જોઇએ છે. પણ તે સુધારો અને ફેરફાર એવી રીતનાં ન હોવાં જોઇએ કે તે તેનાં મૂળ કાર્યને ઉખેડી નાંખનારાં કે વિનાશકારક થઇ પડે.

ગૃહસ્થો ! મારૂં આજનું બોલવું એવા પ્રકારને ઉત્તેજન આપનારૂં સમજવાનું નથી કે, જેની પાસે નાણું ન હોય, જેની પાસે સાધન ન હોય, જેની પાસે જોગવાઇ ન હોય, તેવાએ પણ પોતાને ત્યાં આવતા અમુક પ્રસંગે કરજે નાણાં કાઢીને વરો કરવો, અને દેખાદેખીએ કુલણજી થઇ છૂટે હાથે ખર્ચ કરવું ! એ પ્રકાર તો તદ્દન વખોડી કાઢવા જોગ છે. હું આજે જે બોલું છું તે જેઓ પરમાર્થમાં ખર્ચ કરવાના બહાનાંને અગ્રપદ કરી, આવાં કાર્યોમાં થતા ખર્ચને વખોડી નાંખે છે તેમજ તેવાં કાર્ય કરનારની સ્થીતિ, તેની બહોળી સમૃદ્ધિ, તેની પરોપકારી વૃત્તિ, તેનું ઉદાર દિલ, તેની કાર્યકુશળતા, તેની અપૂર્વ સમજ શક્તિ, તેની ડહાપણ ભરી બુદ્ધિ અને તેના ઉચ્ચ વિચારોને કંઈ સમજ્યા વગર, કંઇ ખ્યાલમાં લીધા વગર માત્ર પોતાની સમજ શક્તિનેજ શ્રેષ્ઠ માની તેના ઉપર વાક્પ્રહાર અને ટીકાઓ કરવાને મંડી પડી માત્ર પોતાના ખ્યાલી હવાઇ વિચારોને વજન આપવામાં લચી પચી પડયા છે તેવાઓને ધડો આપવા માટે તેમજ આ કાર્યના કરનાર આપણા મિત્ર માધવદાસ શેઠ જેવા સંપત્તિવાન માટે છે. તેના જેવા ધનવાનો માટે છે, તેના જેવા ઉદારચિત્ત પુરૂષો માટે છે અને તેઓને વ્યાજબી ઇનસાફ આપવા માટે છે, કે જેના વાસ્તે કોઇને કહેવાપણું કે બે મત છે જ નહિ. માધવદાસ શેઠનાં ઘરની પરોપકાર વૃત્તિ તેના વડવાઓના વખતથી ચાલી આવે છે. વડવાઓએ શરૂ કરેલા ફંડમાં દિન પ્રતિદિન વૃદ્ધિ થતી જઇ તેનો સદુપયોગ કેવા પરમાર્થના કામમાં થાય છે, તે આપણા કોઇના ધ્યાન બહાર નથી. તેમ તેની છુપી મદદ પણ જેવી તેવી કે નહાની સુની નથી. તેની કરેલી જાહેર સખાવતો ને પરમાર્થી કામોના પ્રત્યક્ષ દાખલામાં હાઇસ્કૂલ, હોસ્પિટલ, ધર્મશાળાઓ, જળાશયો અને એવા અનેક દાખલાઓ આપણી સમક્ષ મોજુદ છે. તેવાએ પોતાને ત્યાંના એક અતી શ્રેષ્ઠ, અતી ઉત્સાહી અને અતી ઉમંગી એવો જે પોતાના વહાલા પુત્રનાં લગ્નનો માંગલિક પ્રસંગ તેમાં પોતાના મોભા પ્રમાણે પોતાની સમૃદ્ધિ પ્રમાણે અને પોતાની લાયકાત પ્રમાણે ખર્ચ કરીને જો તે પોતાનો આનંદ પ્રદર્શિત ન કરે તો પછી તેનાથી બીજો એવો કયો શ્રેષ્ઠ પ્રસંગ છે કે જેમાં વગર ખરચે, વગર ઠાઠમાઠે, વગર ધામધુમે અને વગર માણસે પોતાનો આનંદ પ્રદર્શિત કરી શકે, તે કોઇ બતાવશે ?

ગૃહસ્થો ! હું ધારૂં છું કે, મેં ધારવા કરતાં તમારો ઘણો ટાઇમ લીધો છે પણ આશા છે કે, તમે તેની દરગુજર કરશો. હવે અંતમાં એટલુંજ કે, આપણે બધા ભેગાં અંતઃકરણથી શુદ્ધ ઇચ્છાથી શ્રી પરમાત્મા પ્રત્યે પરણનાર જોડાંની ફત્તેહ ઇચ્છી તેઓ સુખી અને લાંબું આયુષ્ય ભોગવે એવો આશીર્વાદ માગીએ; અને પરમકૃપાળુ પરમેશ્વર આપણી તે માગણીને ધ્યાનમાં લઇ સફળ કરે. તે પછી સૌએ મળી પરણેલાં જોડાંની ત્રણવાર સલામતી લેવડાવી, પાર્ટીનાં ખાણાંને યોગ્ય ઇનસાફ આપ્યો.

ત્યારબાદ માધવદાસ શેઠે પોતાના તરફથી જણાવતાં બોલ્યા કે,

ના. લેડી અને લોર્ડ ગવરનર, મારા રાજવંશી અને અન્ય પરોણાઓ—

મારે ત્યાં મારા ચી. પુત્ર મનુભાઇનાં લગ્નની ખુશાલી ભર્યા પ્રસંગમાં તેને વધુ આનંદમય અને શોભાયમાન બનાવવાને મારા તરફનાં આમંત્રણને માન આપી, આપ સર્વેએ અથાગ મહેનત અને તસ્દી લેઇને તે કાર્યમાં ઉત્સાહ ભર્યો ભાગ લેવાને અત્રે સુધી પધારી મારી ઉપર મોટો ઉપકાર કરી મને આભારી કીધો છે. તેથી મને ઘણો હર્ષ અને સંતોષ ઉપજ્યો છે. આપ સર્વની મહેરબાની ભરી હાજરીથી, માયાળુ ભરી લાગણીથી અમારાં માંગલિક કાર્યમાં અમારા ઉત્સાહ અને ઉમંગમાં વૃદ્ધિ થઇ, અમને ઘણોજ આનંદ પ્રાપ્ત થયો છે. હું મને પોતાને તો આજે કૃત કૃતાર્થ થયો લેખું છું મારી જીંદગીના અમુલ્ય લ્હાવાને સાર્થક અને સફળ થયો લેખું છું. મને પૂર્ણ ભાગ્યશાળી થયો લેખું છું. એ બધું મારા પ્રત્યેની આપની માનભરી લાગણીનેજ આભારી છે.

ના. ગવર્નરે અમારા આજના ઉત્સાહમાં પોતાની હમેશની મધુર અને છટાદાર વાણીમાં જે પ્રોત્સાહન કીધું છે, તેનો પૂરતો ઉપકાર કેવા શબ્દોમાં વાળવો તેની મને સમજ પડતી નથી. હિંદુઓની ઉચ્ચ જ્ઞાતિઓમાં લગ્ન કાર્ય બાબત તથા તેની પદ્ધતિ વિષે ના. ગવરનરે પોતાનાં ભાષણમાં ઘણું સારૂં અજવાળું પાડયું છે. એટલે તે વિષે વધુ વિવેચન કરી આપનો કીમતી વખત રોકવાનો લાભ લેવાને હું વ્યાજબી લેખીશ નહિ. તેના માટે એટલુંજ કહેવું બસ થશે કે, પોતાને ખમવી પડતી થોડીક અગવડો, થોડાંક દુઃખો કે નહિ જેવી ખામીઓનાં કારણે કેટલીક કોમોમાં લગ્નનાં બંધનમાંથી છુટા છેડા મેળવવાની ચાલ છે; અને તેમ કરી એક વખતનો પોતાનો વહાલો પતિ યા સ્ત્રી, તેનાથી ઉત્પન્ન થએલાં

પોતાનાં વહાલાં અને પ્યારાં સંતાનો અને એક વખતનો પોતાનો થઇ ગએલો માનીતો કુટુંબકબીલો અને પોતાનું વહાલું ઘર એ બધાંને ત્યજવું યા તજાવવું પડે છે અને તે ચાલ પ્રમાણે એક છોડયા પછી બીજો કે બીજા પછી ત્રીજો આમ ઉપરા ચાપરી હદ વગરના છુટા છેડા કરવા કરાવવાની ચાલને અમારી ઊંચ જ્ઞાતિઓ કદી પણ પ્રસંદ કરશે નહિ. સુધરેલા મુલકની સુધરેલી બાળાઓ પસંદ કરેલાને પરણે છે જ્યારે અમારી આર્ય બાળાઓ તેને પરણેલાને પસંદ કરે છે. પસંદ કરીને પરણેલા પતિને અણગમો થતાં સુધરેલી બાળા છોડી દેશે; પણ અમારી આર્ય પત્નિઓ તો પોતાનું વહાલું પતિવ્રત આખી જીંદગી સુધી–જીવ જતાં સુધી–પણ પાળશે ને પોતાની નોક ટેક રાખશે. પોતાના પ્યારા પતિને પ્રાણથી પણ અધિક માની, પ્રભુ તુલ્ય ગણી, તેની સેવિકા થઈ, તેની સાથે ગમે તેવા સુખ દુઃખમાં સરખી ભાગીયણ થઇ, તેની સેવા ચાકરી કરવાનુંજ પસંદ કરશે. આર્ય પુરૂષો પણ પોતાની પત્નિઓ માટે, તેમના સુખને વાસ્તે પોતાનાથી બનતું સર્વસ્વ કરશે. જીંદગી પર્યંત તેનું લાલન પાલન અને સંરક્ષણ પોતાની શક્તિ અનુસાર કરશે. પણ કદી તેને ત્યજશે તો નહીંજ. હિન્દુઓ અને તેઓના રીવાજો અન્યની નજરમાં ગમે તેવા જણાતા હોય, પરંતુ તેઓ પોતાની નોક, ટેકને હમેશાં જાળવનારા રહેશે. પણ ઉલટા વાતાવરણમાં દોરવાઇ આર્ય નામને એબ લગાડશે નહિ. હમણાનું એ વાતાવરણ ઘણું બળવત્તર છે અને તેથી તેની સામે કેટલાકોને ટક્કર ઝીલી શકવામાં નિષ્ફળ થતા જોઈ ના. ગવર્નરે પોતાનાં ભાષણમાં અર્થ સુચક ઇસારામાં જે શોચનીય લેખ્યું છે, તે યથાર્થ છે. કેમકે જે લોકોમાં છુટા છેડા મેળવવાની ચાલ છે તે લોકો લગ્નનાં કાર્યને ધાર્મિક ફરમાન રૂપે ગણાતા નથી. તેમ તેનું બંધન પણ તેઓને સખ્ત નથી એટલે તેઓમાં તેમ બની શકે છે, પણ અમો આર્ય વર્ગમાં લગ્નને ધાર્મિક ફરમાન ગણવામાં આવે છે. અને તે નહિ તોડવાને અને એક બીજાનાં સુખ દુઃખમાં સહાય થવાને પ્રતિજ્ઞાઓ લેવી પડે છે. જે પ્રતિજ્ઞાઓ તે પવિત્ર કોલ છે. અને તે કોલ ભંગ થવું એ મહા પાપ છે. અને તેને બીજા શબ્દોમાં કહીએ તો તે ધાર્મિક ફરમાન તોડવા બરાબર છે. એટલે તેનાથી નીચ કે નિંદ્ય બીજું એકે નથી.

ગૃહસ્થો, કેટલાક નહિ સમજનારાઓ આવાં કાર્યોમાં હિંદુઓ તરફથી થતાં ખર્ચોની બાબત ઉપર સખ્ત પ્રકારની ટીકાઓ કરે છે અને તેની અવગણના કરે છે. તેવાઓને ધડો લેવા જોગ સારો બોધ નામદાર

ગવરનરે પોતાના ભાષણમાં આપ્યો છે. એટલે તેના વિષે હવે મારે ઝાઝું કહેવા જેવું રહેતું નથી. તથાપિ થોડું કહેવાનું છે તે એ કે, અમારામાં પરણુ-નાર છોકરાને રાજા જેને ઇંગ્રેજીમાં કીંગ કહેવામાં આવે છે તેવી ઉપમા આપી વરરાજા એવા નામથી સંબોધીએ છીએ. રાજા પ્રત્યેની દરેક ફરજ બજાવવી તેમાં અમે અમારૂં માહાત્મ્ય ગણીએ છીએ. રાજાને લાયકનો ઠાઠમાઠ, તેને લાયકની ધામધુમ, અને તેને ઘટતી રીતની સગવડો અમે અમારી યથાશક્તિએ કરવી તેમાં અમે અમારી ફરજ સમજીએ છીએ. અમો તેમાં આનંદ માનીએ છીએ, અમો તેથી ખુશાલ બનીએ છીએ. અને અમારૂ બધું દુઃખ ત્યાં ભૂલીએ છીએ, તેવા મહત્વવાળા પ્રસંગમાં અમે અમારાથી બનતું શું ન કરીએ તે અમને કહો ! પરણુનાર છોકરાને અમો રાજા જેટલું માન આપીએ છીએ, તેને લાયકની વર્તણુંકથી વરતીએ છીએ અને તેનો માન મર્તબો સાચવીએ છીએ. તેવીજ રીતનો તેનો માન મર્તબો અન્ય લોકો અને પૃથ્વી પતિ રાજા પણ રાખે છે. એમાં હું કાંઇ અતિશયોક્તિ કરતો નથી. મારી તે વાતમાં જો કોઇને શંકા થતી હોય તો અત્રે હાજર રહેલા દેશી રાજવંશીઓને પૂછવાથી તેનું તરત સમાધાન થઇ જશે. અમારા વરરાજાની જાન રસ્તેથી ચાલી જતી હોય ને તેજ રસ્તે સામેથી રાજાની ગાડી આવતી હોય તો તે અમારા વરરાજાની ગાડીને ખસેડી શકશે નહિ. રાજા તેને પોતાનો બરોબરીયો સમજી સરખું સન્માન કરશે, ને સરખી રીતે વરતશે એટલે કે, રસ્તાના બે ચીલામાંથી એક એક ચીલો છોડી દેઇ પોત પોતાની ગાડીઓને આગળ ચલાવશે. એવું અમારા વરરાજાને માટે માન અને મગરૂબી છે. મહિપતિની પેઠે તેને લોકો તરફથી ભેટ સોગાદો મળે છે, અને રાજા પ્રમાણેની બધી ક્રિયાઓ થાય છે, તો તે કાંઇ ફારસ નથી કે, પોચતા પામતા ગૃહસ્થે પોતાને ત્યાંના એવા શુભ અવસરમાં પોતાના મોભાને લાયક, પોતાની આબરૂને લાયક તેમાં કાંઇ ખરચ ન કરવો ! અને ગુપચુપ પતાવી લેવું. વળી ગૃહસ્થો, ઘણી સુધરેલી કોમોમાં લગ્નની બાબતને અમુક અમુક પેપરોમાં પ્રકટ કરાવી જાહેરાત આપે છે. લગ્નનાં લખત, કરાર યા નોંધકે રજીસ્ટર કરાવે છે. અને એવીજ બાબતથી લગ્નની ખબર પૂરી પાડે છે. પણ અમારામાં તેમ નથી. અમારામાં જાહેર વર્તમાન પેપરમાં પ્રકટ કરાવ્યું કહો, લખત કરાર, નોંધ કે રજીસ્ટર કરાવ્યું કહો યા જે કહો તે; લોકોનો મોટો સમુહ નોતરવો, ન્યાતને અને સગાં સ્નેહિઓને ભેગાં કરવાં, વરઘોડો ચઢાવવો, વાજાં વગડાવવાં, ગીત ગવ-

ડાવવાં, લોકો જમાડવાં અને બ્રાહ્મણોને બોલાવી અગ્નિ અને દેવ સમક્ષ વેદ વિધિથી લગ્ન ક્રિયા કરાવવી, આ બધું ખર્ચ કર્યા વગર બની શકતું નથી. જે રહસ્ય અને જે લાભ અમે એ ખર્ચ કરીને મેળવીએ છીએ તે અમારા મનથી ઘણો અમૂલ્ય અને ઉપયોગી છે. તેથીજ અમારે અમારાં લગ્નને જાહેર પેપરોમાં પ્રકટ કરાવવાં પડતાં નથી તેથીજ અમારે તેનો લખિત કરાર, નોંધ કે રજીસ્ટર કરાવવાં પડતાં નથી, તેથીજ અમારે અમુક અચૂક સાક્ષીઓ રાખવા પડતા નથી અને તેથીજ અમારામાં એ મોટા સમૂહ વચ્ચે થએલું લગ્ન કોઇથી ના કબુલ થઇ શકતું નથી અને તેનાથી વિરૂદ્ધ જઇ અનર્થ ઉપજાવનારૂં કશું પગલું કોઇ ભરી શકતું નથી. એ તેમના આંતરિક લાભો છે, જ્યારે બાહ્ય કારણો ના. ગવરનરે પોતાનાં ભાષણમાં જણાવ્યાં તે પ્રમાણેનાં છે. તેવી એક અગત્યની બાબતને વગર સમજે, વગર જાણ્યે વગોવવા નીકળવું તે બીજું કંઇ નહિ પણ તેમ કરનારની દીર્ઘ દ્રષ્ટી થોડી હોવાનુંજ કારણ છે.

ગૃહસ્થો! મેં આપનો ઘણો કીમતી વખત લીધો છે, અને તેમ કરવા દેવામાં આપે ઘણી સહન શક્તિ દાખવી છે. આપે ઘણી ધીરજ અને શાંતિથી અમારૂં કાર્ય પાર પાડવામાં અમને ઘણી મદદ કરી છે. અમારા આનંદ અને ઉત્સાહમાં આપની કીમતી સહાય અમને ઘણી ઉપયોગી થઈ પડી છે. જેથી આપ સર્વેનો હું ઘણોજ આભાર માનું છું.

આ ચીના બાગના ઉદાર દિલના માલીકે આજની પાર્ટીની બધી સગવડ પાર ઉતારવા માટે આપણને જગ્યા વાપરવા દેવાની જે મહેરબાની બતાવી છે તેથી તેમનો પણ અત્યંત આભાર માનું છું. અને ફરી હું આપ સર્વેનો ઉપકાર માની મારૂં બોલવું સમાપ્ત કરૂં છું. જે પછી તાળીઓના ગડગડાટ વચ્ચે તેનું બોલવું પૂરૂં થયું હતું, તે બાદ મેળાવડો વિસરજન થયો.

---





# પ્રકરણ ૨૪ મું.

## બાળક ભાનુની વિચિત્ર વાતચીત.


નુભાઇનું લગ્ન થયું. ઘરમાં એક નવાં માણસની વૃદ્ધિ થઈ. ઘરનાં ચાર માણસોનાં પાંચ થયાં અને આનંદ સાગર છળી રહ્યો, કમળા શેઠાણી નવી વહુને ઘણાં પ્રકારનાં લાડ લડાવતાં હતાં. અને તેનાં મનના દરેક કોડ પૂરા પાડતાં હતાં. જ્યાં પોતે જાય ત્યાં વહુને રોજ નવા નવા પોશાકો અને સારાં સારાં વસ્ત્રાલંકારોથી સુશોભિત કરી સાથે તેડી જતાં. વહુને માટે રોજ નવી નવી ચીજો ખરીદતાં. રોજ નવા નવા પ્રકારના આનંદની ઉજવણી કરતાં. ઘણું હેત દેખાડતાં અને તેને સર્વ રીતે પ્રસન્ન રાખતાં. વહુ ઉપર સાસુનાં અથાગ હેતથી વહુને પણ સાસુ ઉપર પ્રેમ અને ભાવ ઉપજતો હતો. અને સાસરાંના ઘરમાં પૂરો આનંદ મળતો હતો. ભાનુમતી ઉમરમાં હજુ બાળક હતી. પણ ઘણી બોલકણીને વિચિક્ષણ હતી. તે ઘણીક બાબતોમાં અવનવા પ્રશ્નો માબાપને કરતી. અને તેની પાસેથી સમજ લેતી. આવી બોલકણી ને વિચિક્ષણ ભાનુને આજ તો મોટો વિષય હાથમાં આવ્યો હતો. અને તે નીચે પ્રમાણેના સવાલો પોતાની માને કરવા લાગી.

ભા—મા ! આ નવું માણસ આપણા ઘરમાં કોણ આવ્યું છે ?

મા—તે આપણા મનુભાઇનાં વહુ છે.

ભા—મનુભાઈનાં વહુ મારાં શું થાય ?

મા—દીકરી ! તે તારાં ભાભી થાય.

ભા—તેનું નામ શું છે ને હું તેને શું કહીને બોલાવું ?

મા—તેનું નામ પદમાવતી છે પણ તું તેને ભાભી કહીને બોલાવજે.

ભા—ભાભીને આપણે ત્યાં આવવાનું ને રહેવાનું શું કારણ ?

મા—દીકરી ! તે આપણા મનુભાઈની વહુ થયાં એટલે તે દુનિયાના રીવાજ પ્રમાણે આપણાં ઘરનું માણસ થયું અને તેથીજ તે આપણે ત્યાં રહેશે.

ભા—ત્યારે ભાભી હવે આપણે ત્યાંજ રહેશે ? તેના બાપને ત્યાં નહિ જાય ?

મા—હા ! દીકરી ! ! હવે આપણે ત્યાંજ રહેશે. મનુભાઇનાં ને તેનાં ઘરનાં ધણીયાણી થઇને રહેશે. પણ હજુ જ્યાં સુધી તે નાદાન છે ત્યાં સુધી તેના બાપને ઘેર જતી આવતી રહેશે.

ભા—મનુભાઇનું ઘર કયું ?

મા—આપણું ઘર તેજ મનુભાઇનું ઘર.

ભા—ત્યારે આ મનુભાઇનું ઘર તો મારૂં ઘર ક્યાં ? આ ઘર મારૂં નહિ ?

મા—જો બેટા ! તું પરણે નહિ ત્યાં સુધી આ ઘર તારૂં અને પરણ્યા પછી સાસરૂં એ તારૂં ઘર થશે. તારા માટે ઘર અને વર બન્ને નક્કી કરી રાખેલાં છે.

ભા—મા ! પણ મારાં લગ્ન ક્યારે થશે ?

મા—તું મોટી થઇશ ત્યારે તારાં પણ લગ્ન થશે.

ભા—મા ! મને સાસરે બહુ ગમે છે મારી સાસુ મારે માટે ઘણાં રમકડાં લાવે છે. મને ઘણી ચીજો આપે છે, ને બહુ રમાડે છે. માટે મને હમણાથીજ સાસરે મોકલોને ?

મા—દીકરી ! તારી વાત ખરી છે. પણ હજુ તું નહાની છે તેથી રોજ તને ન મોકલતાં કોઈ કોઇ દીવસ તારે સાસરે તને મોકલીએ છીએ અને તારી સાસુ તને ખુશી રાખે છે.

ભા—આપણે ભાઇનો વરઘોડો શું કામ ચઢાવ્યો હતો ?

મા—તે વરરાજા થયો હતો તેથી.

ભા—તે વરરાજા શું કામ થયો ?

મા—ભાભીને પરણવા.

ભા—ભાભીને પરણવું તેમાં વરઘોડો શું કામ ચઢાવવો ?

મા—તે આપણામાં રીવાજ છે.

ભા—રીવાજ એટલે શું ?

મા—દીકરી ! તું તો પૂછી પૂછીને માથું ખાઈ ગઇ. નહાને મોઢે મોટી વાત ! તારે રીવાજ ફીવાજને શું કરવું છે. બેસ છાની.

ભા—મા ! કહેને રીવાજ એટલે શું ?

મા—રીવાજ એટલે ભાઇએ ઘોડા ઉપર ચડી, રાજા બની ભાભીને તેના બાપને ઘેર પરણવા જવું તે.

ભા—ભાઈ વરરાજા થયા ત્યારે તો ઘણાં સારાં સારાં કપડાં ઘરેણાં પહેર્યાં હતાં. તેથી તો તે બહુ શોભતા હતા. કેવા મજાના લાગતા હતા. જાણે એ તો રાજાજ. અને બીજા છોકરાઓ સાંભેલા થયા હતા. તેઓ પણ કેવા રૂપાળા લાગતા હતા ?

મા—હા ! બહુ મજાના અને રૂપાળા લાગતા હતા.

ભા—બધાં લગ્નમાં એવી ધામધુમ થાય, ત્યારે તો મારાં લગ્નમાં પણ એવી ધામધુમ થશે કે ?

મા—હા ! તારાં લગ્નમાં પણ તેવી ધામધુમ થશે.

ભા—પણ મા ! મારાં લગ્ન કયારે થશે ?

મા—દીકરી ! જ્યારે તું મોટી થઇશ, ત્યારે.

ભા—મા ! મારાં લગ્ન કરી નાંખોની ? શું કામ કરતાં નથી. તમે કહો છો કે સગપણ તો કરી નાંખ્યું છે, તો પછી લગન શું કામ કરતાં નથી.

મા—તું હજુ નહાની છે. તારાં લગ્નની ઉમરને હજુ વાર છે ને જ્યારે તારી ઉમર લગ્નને લાયકની થશે, ત્યારે આપો આપ તેની મેળે બધું થઇ રહેશે.

ભા—જ્યારે મારાં લગ્ન થશે ત્યારે મનુભાઇનાં જેવોજ વરઘોડો, આટલાં બધાં વાજાં, આટલાં બધાં માણસો, મોટો મંડપ અને આટલો બધો ઠાઠમાઠને ધામધુમ થશે ?

મા—હા ! દીકરી ! ! તે બધું તે વખતે થશે. તારાં સાસરીયાં પણ શ્રીમંત અને આગળ પડતા કુટુંબનાં છે. એટલે તે પણ ઘણા ઠાઠમાઠ અને ધામધુમથી વરઘોડો ચડાવશે.

ભા—પછી તે વરઘોડો ક્યાં જશે ?

મા—તે આપણે ઘેર આવશે. ને તેની બધી સરભરા આપણે કરવી પડશે.

ભા—અહા ! ! તેથી તો બહુ મજા પડશે. પછી શું થશે ?

મા—પછી શું થાય ! જે થશે તે એજ કે, તારાં લગ્ન થશે.

ભા—પછી ?

મા—પછી તું સાસરે જઇશ.

ભા—ના ! હું તમને અને બાપાને મૂકીને નહિ જાઉં.

મા—જા ! જા ! ! ઘેલી ! ! ! ચાલ. વધારે વાત ન કર.

જાઓ ભાભીની સાથે જઇ બગીચામાંથી ફુલ વીણી લાવો. ભાનુમતી મા સાથે પોતાનો વાત વિનોદ પૂરો કરી, ભાભી સાથે બગીચામાં રમવા ગઇ.

---

# પ્રકરણ ૨૫ મું.

## મનુના વિદ્યાભ્યાસનો અંત.

મનુ તેનાં લગ્ન થયા પછી પોતાને મોટો સમજવા લાગ્યો. મૂળથીજ ભણતર ઉપર સારૂં ચિત્ત હતું નહિ અને હવે તો પરણ્યો એટલે ભણવું તે નાદાનનું કામ સમજી ભણતરને છેક છોડી દીધા જેવું કરી મૂક્યુ. જો કે માસ્તર હમેશાં મનુને ભણાવવાને બહાને આવતા પણ કંઇને કંઈ બહાનું કરી મનુ ભણવામાંથી છૂટી જતો અને ભણતો નહિં. એટલે કે ભણતર ભણવું છોડી દીધું એમ

કહીએ તો ચાલે. મનુ સાંજની વખતે રોજ બે ત્રણ કલાક બહાર ફરવાને ગાડી જોડાવી જતો. તેટલોજ વખત બહાર ગાળતો. બાકીનો આખો વખત બંગલામાંજ રહેતો, ને બિલકુલ નકામો વખત કાઢતો. તે માધવદાસને પસંદ પડયું નહિ. મનુએ ભણતર મુકી દીધું તો હવે તે નકામો બેઠો બેઠો બગડશે અને આળસુ બની જશે. તે કરતાં તેને ધંધાની લાઇનમાં હવે ગોઠવવો તે સારૂ છે એમ માધવદાસે પોતાના મનથી વિચાર્યું. ને તેને માટેની તજવીજ કરી. પોતાની ચાલતી મીલોની ઓફિસના મેનેજરની દેખરેખ નીચે ત્યાંનું કામ મનુને શીખડાવવાની ગોઠવણ મેનેજરને મળી, તેને ભલામણ કરીને કરી. અને મનુને રોજ ટાઇમસર ઓફિસમાં આવવાનું ઠરાવ્યું. તે પ્રમાણે મનુ ટાઇમસર પોતાની ગાડી જોડાવી હમેશાં ઓફિસમાં આવતો અને મેનેજરની પાસે રહી, બધું કામકાજ તપાસવા શીખવા લાગ્યો.

માધવદાસ શેઠનો વહીવટ ઘણો બહોળો અને મોટા પાયા ઉપર ચાલતો હતો. મારકીટમાં પણ પોતાની પુષ્કળ દુકાનો ચાલતી હતી. પોતે દયાળુ અને પરગજુ સ્વભાવના હતા. જેથી દરેક દુકાનોનો વહીવટ સરળ રીતે ને સંતોષ કારક ચાલવા માટે તેના કાર્યવાહકોને સારો લાભ આપતા હતા. પોતાના અંગત મદદનીશ તરીકે મુનીમ અને બીજા બે ત્રણ ભાગીદારો પણ કીધા હતા. મુનીમ જોકે ભાગીદાર થયો હતો, તથાપિ અસલવારેથી મુનીમ કહીને બોલાવવાની ટેવ પડી રહેલી, તેથી બધા તેને મુનીમ કહી બોલાવતા. તેમાંનો એક ભાગીદાર કમળા શેઠાણીના આવવા પછી જોડાયો હતો તે કમળા શેઠાણીની બહેનનો વર થતો હતો. તેનું નામ મીઠાભાઇ હતું. તેને સગો સમજી કમળા શેઠાણીની ભલામણથી માધવદાસે ભાગીદારનું સારૂં ચાન્સ આપ્યું હતું. કુળ સારૂં નહતું પણ ઘણું ખટપટી ને વાકચાતુરી વાળું હતું જેથી તે દરેક કામમાં માથું મારી તેમાં પ્રવીણ થઈ જતો. અને નામ પ્રમાણે મીઠી મીઠી વાતોથી માધવદાસને રીઝાવી ઘણાં કાર્યોમાં પોતાનો લાગ સાધી લેતો, એવો તે કુશળ હતો. વળી શેઠાણીનો સગો હોવાથી માધવદાસ તેની ઉપર સારો ઇતબાર અને તેનો સારો માન મહત્તબો રાખતા એટલે સૌ કરતાં તેનું ચલણ ઘણું હતું. તે જેમ કરે તેમ ઘણે ભાગે થતું તેથી કેટલોક વખતે દુકાનનાં માણસો કચવાતાં પણ તેના હાથ નીચે દબાયલાં હોવાથી તેની ધાકને લીધે તેની ખોડખાંપણ બાબત માધ-

વદાસને કહેવાની કોઇ હીમત કરી શકતું નહીં. જેથી તેની લુચ્ચાઇ માધવદાસના જાણવામાં આવી શકતી નહિ. જેથી દિવસે દિવસે તેનું જોર વધતું જતું હતું. તેનો એક ભત્રીજો મદન કરીને હતો. ને તેને તેણે મીલોની ઓફિસમાં નોકરીએ ગોઠવ્યો હતો તે પણ કાકાની માફક પૂરો હતો. ખટપટ અને વાકચાતુરીનો વારસો તો બાપદાદેથી મળેલો હતો. વળી આજના જમાના પ્રમાણે બધી દુનિયાદારીમાં તે પ્રવિણ થયા પછી કાકાની મહેરબાની અને લાગવગથી માધવદાસ શેઠ જેવા મોટા શેઠીયાની મીલની ઓફિસમાં તેને ચાકરીનો ચાન્સ મળ્યો તેથી ભાઇ સાહેબ ખુશીમાં આવી ગયા હતા. ને ત્યાં પોતાનું નામ કહાડવા યા સારૂં ચાન્સ મેળવવાને હોંસીલા બન્યા હતા. પણ ભાઇની મહોબતમાં પડવાને કોઇ રાજી થતું નહિ. જેથી નિરૂપાય બનતો, નિરૂત્સાહી થતો અને મનમાં ને મનમાં મુંઝાતો. પોતાને લાયકનો મિત્ર મેળવવાને ઓફિસમાં ઘણાં ફાંફાં મારતો. પણ પોતાની જોડી મળતી નહિ. તેના કાકાનું ચલણ અને જોર સારૂં હતું. જેથી ઓફિસના નોકરો તેના કાકાને લીધેજ મદનનો માન મર્હત્તએ ઉપર ટપકેથી રાખતા. પણ અંદરખાનેથી તેની સાથે ભળાવાને બીલકુલ નારાજ રહેતા. એટલે આખી ઓફિસમાં મદન એકલો થઇ રહ્યો. જેથી તેણે બહારથી પોતાનો મિત્ર લાવી, કાકાની લાગવગથી ઓફિસમાં ગોઠવવાનો ઇરાદો કીધો અને પોતાનાં વામનરાવ નામના ઇંગ્રેજી ભણેલા એક દક્ષીણી મિત્રને એક ખાલી પડેલી જગ્યા ઉપર ગોઠવવાને કાકાને આજીજી કરી ભલામણ કરી. અને કાકાએ ઓફિસના મેનેજરને કહી, ખાલી પડેલી જગ્યા પર વામનરાવને ગોઠવ્યો. મદનને તેથી આનંદ થયો. ને હવે પોતાને મિત્ર મળવાથી મોજમાં રહેવા લાગ્યો. વામનરાવ એક દક્ષિણી નાયકણનો છોકરો હતો. તેની મા નાયકણનો ધંધો કરતી હતી. અને તેની યુવાન વયમાં તેણે સારૂં પેદા કર્યું હતું. કોઇના પેટના હમેલ રહી ગયેલા તેથી બાળકનો જન્મ થયેલો ને તેજ આ વામનરાવ હતા. નાયકણ મરી ગઈ ને તેણે મેળવેલી ચાલીસ પચાસ હજારની દોલત નો વારસો વામનરાવને મળ્યો હતો. વામનરાવ થોડુંક મરાઠી ભણ્યા પછી ઇંગ્રેજી અભ્યાસમાં પડયો હતો. તેથી લખવા વાંચવાનું સારી રીતે કરી શકતો હતો. પોતાને બીજો ધંધો આવડતો ન હોવાથી તેમ માથે કોઈ વગ વસીલો ન હોવાથી મા મૂકી ગયેલાં નાણું ઉપર તાગડધીનાં કરી બધું ખલાસ કરી દીધું હતું. હવે નોકરીનાં ફાંફાં મારતો હતો. તેને અને મદનને એક રાંડને ઘેર જવા આવવામાંથી દોસ્તી

બાઝી હતી. અને તે દોસ્તીનો હક્ક મદને વામનરાવને પોતાના કાકાની લાગવગથી સારી ચાકરીએ લગાડીને મજબુત કીધો, અને બન્ને મિત્રો એકજ ઠેકાણે નોકરી ઉપર રહેવાથી ઘણા ઉમંગી અને આનંદી બન્યા હતા. વામનરાવ માના પૈસામાંથી ખરચ કરી અકડે ટાઈટ રહેતો હતો. મદન પણ પોતાની નોકરીની કમાણીમાંથી અને ગોલ્ડનગેંગનો ભાગીદાર થઇને જે કમાઈ મેળવતો તે અકડે ટાઇટ રહેવામાં ને કુછંદ પણામાં ખરચી નાંખતો. એટલે સ્વભાવે, આચરણે અને પહેરવાસે બન્ને મિત્રો મળતા હોવાથી બેઉ મળીને વિચાર કરતા કે, આપણે કઇ બાજુ પાસો અજમાવવો કે તે પોબારજ પડે, અને તેથી આપણે એશ આરામથી સુખી જીંદગી ગુજારીએ. તે બેઉ વચ્ચે રોજ એનો એ ઘાટ ઘડાતો અને તે ઘાટ એક દિવસ ઘડાઇને તૈયાર થએલો પોતે નજરે જોયો. તેના ઉપર વિચાર ચલાવી પ્રસન્ન થયા. જાણે તેજ વખતે તેમનાં નસીબ દેવી પ્રસન્ન થઇને તે કાર્ય કરવાને તેમને સૂચવતી હોયની ? તેવા હર્ષમાં આવી ગયા. પોતાનું કામ આરંભ્યા પછી બગડી ન જાય, વચ્ચેથી માર્યું ન જાય, ને જે પોતાનો ચાલુ રોટલો છે તે તુટી ન જાય, તે વાસ્તે ઘણીજ ગુપ્ત રીતે–ઘણુંજ ખાનગીમાં ચલાવવાનો તેણે નિશ્ચય કર્યો અને બીજે દિવસેથી તે કાર્યને અમલમાં મુકવાનો આરંભ કરવાની ગોઠવણ નક્કી કીધી.

વાંચનાર ! નીચ પ્રકૃતિવાળાના વિચારોજ નીચ હોય છે. તેનાં દરેક કાર્યો નિંદવાજોગ હોય છે. ભોળાં અને નિર્દોષ આસામીઓને પોતાના ફંદમાં ફસાવવાની યુક્તિમાંજ રોકાયલા હોય છે. કડવી ઘીલોડીમાં કડવાસજ હોય છે. અને ભૂલ્યે ચુકયે માત્ર તેનું એકજ બીજ જો ખવાઈ જાય તો પેટ છુટી પડે છે ! અને ઘણા દિવસોનો રસકસ બહાર નીકળી જાય છે, એવો તેમાં દુર્ગુણ ભરેલો છે ! તેમાંથી શાની સારી આશા રખાય ? તેમ એ બે નઠારા મિત્રોએ જ્યારથી મનુભાઇને ઓફિસમાં જતા આવતા જોયા, ત્યારથીજ તેની ઉપર પોતાનો પાસો અજમાવવાની નજર ફેરવી. ત્યારથીજ તેમનાં મનની આશાઓ ફળીભુત થએલી જોઈ, ત્યારથીજ તેઓના બળતાં ચિત્તને શાંતિ પ્રસરી. અને ત્યારથીજ તેઓની નીચ યુક્તિઓ કઇ રીતે પાર પાડવી તેની યોજના રચી અને તે બધું જેમ ઉપર જણાવ્યું તેમ ઘણીજ ગુપ્ત રીતે ને ઘણુંજ ખાનગીમાં ચલાવવાની ગોઠવણ તેઓએ કીધી.

મદન પોતે સારાં કપડાના સારા લેબાસમાં, સારાં માણસની માફક રહેતો હતો તેમ ભાગીદારનો ભત્રીજો થતો હતો, તેથી ઉપર ટપકે વિવેકની ખાતર ઓફિસના નોકરો તેનો મર્હત્તબો રાખતા. તેનો ઉપયોગ મનુભાઇ જેવા નિર્દોષ છોકરાને ભોળવવાનો લાભ લેવામાં તેણે કીધો. બીજે દિસસે જેવો મનુભાઈ ઓફિસમાં આવ્યો કે, તેની સામે જઈ શેક હેન્ડ કરી. મનુભાઇને ધંધામાં ફતેહ થવાની મુબારકબાદી આપી પોતે ઘણો ખુશાલ બન્યો હોય તેવો આડંબરી ડોળ કીધો. નિર્દોષ મનુભાઇ પોતાની પ્રત્યે સારી લાગણી ધરાવનારા પોતાના માસાના ભત્રીજાને જોઇ આનંદ પામ્યો. ને તેની ભલી લાગણીઓને માટે તેનો ઉપકાર માન્યો. અને અરસપરસનાં કામકાજમાં મદદ કરવાને મળતા રહેવાનું જણાવ્યું. તે પછી મનુભાઇ પોતાનાં હમેશનાં કામકાજ ઉપર ગયો તેના જવા પછી મદન પોતાના વિચારમાં લીન થયો—મગ્ન થયો. અને પહેલેજ દીસસે પોતાનું ધારેલું કાર્ય આરંભમાંજ આ રીતે સફળ થયેલું જોઈ, તેનો પાયો સારાં મુહુર્ત્તમાં નંખાયો સમજ્યો. બીજાં કામકાજ ઉપરથી ચિત્ત ઉઠાવી હવે તેનાજ વિચારમાં રહેવા લાગ્યો. જ્યારે બી લાગ જોતો અને તક મળતી ત્યારે મનુભાઇને મળ્યા વગર રહેતો નહિ. મનુભાઇને માટે પોતાનો જીવ અર્પણ કરી દેવા સુધી ખેંચાતો. મનુભાઇનું દિલ જીતી લેવા માટે કોઇ પણ યત્ન કરવાને બાકી રાખતો નહિ. જેથી મનુભાઇ પણ તેને પોતાનાં અંગનું માણસ સમજવા લાગ્યો. બપોરના ચહા પીતી વખતે, સાંજના ફરવા જતી વખતે અને કોઇ પણ ખાનગી કામ વખતે મદનને સાથે રાખતો ને તેની સલાહ લેતો. મદને પણ શરૂઆતમાં એવું રાખ્યું હતું કે, સ્વાર્થનો ત્યાગ કીધો હતો, અને પરમાર્થનો સાથી બન્યો હતો. જ્યાં જ્યાં મનુભાઇને મદનની ગરજ પડતી ત્યાં પોતે હાજર રહેતો. મનુભાઇ જે કામ તેને બતાવતો તે ઘણી ખુશીથી કરતો. અને થોડા દિવસમાંતો તે મનુભાઇનો પૂરો માનીતો થઈ પડયો.

---



# પ્રકરણ ૨૬ મું.

## દુરાચારી મિત્રો.



મદનનો મુખ્ય ધંધો નિર્દોષ અને ભોળાં મનુષ્યોને લૂટવાનો હતો. તે પોતાની કપટ જાળ એવી તો સફાઈથી પાથરતો કે તેમાં સપડાયલો કોઈ બચી શકે નહિ. પોતાના એ ધંધામાં કેટલાકોને હાલહવાલ ને સફાચટ કરી નાંખ્યા છતાં તેની ભૂખ ભાગી નહોતી. જેથી તે હમેશાં પોતાના શિકારની શોધમાં રહેતો હતો. અને અનાયાસે આ રીતે મનુભાઈ જેવો શિકાર પોતાને પ્રાપ્ત થયેલો જોઈ ઘણોજ પ્રસન્ન થયો હતો. પોતાની ધારેલી નેમમાં અત્યાર સુધી તે સફળ થયો હતો અને હવે પોતાનું કાર્ય કઈ રીતે પાર પાડવું તેના વિચારમાં હતો. તે બાબતમાં પોતાના મિત્ર વામનરાવની તે જ્યારે ત્યારે સલાહ લેતો. પણ હવે તેના માટે કંઇ નક્કી ગોઠવણ ઉપર આવવાનું હોવાથી તેણે વામનરાવને રાત્રીના ૮ વાગે બેન્ડ સ્ટેન્ડ ઉપર બોલાવ્યો હતો. ત્યાં બન્ને મિત્રો ભેગા થયા, ને પોતાની વાતચીત આગળ ચલાવી.

મદન—જો વામનરાવ ! હમણા સુધી તો આપણું કામ ફત્તેહમંદ ઉતર્યું છે. મનુ મને એટલો તો ચાહવા લાગ્યો છે કે હવે તેને મારા વગર જરા પણ ચાલતું નથી. પોતાનાં દરેક કામમાં, દરેક વખતે મને સાથે રાખે છે, ને મારી સલાહ લે છે. હું પણ અત્યાર સુધી તેની સાથે એવી રીતે વરત્યો છું કે, તે તું બરાબર જાણે છે. એટલે વિશેષ કહેવાપણું નથી. ટુંકમાં એટલુંજ કે, મનુ માટે મેં બે પૈસા વારે ઘડીએ ખરચ્યા હશે પણ મનુને મારે માટે એક પાઈ પણ ખરચવા દીધી નથી. પણ આપણે કંઇ

તેની પાછળ હમેશાં નાણું ખરચવા બેઠા નથી! આપણે તો તેની પાસેથી નાણું કઢાવવાનું છે. તેના બાપે મેળવેલી લાખોની દોલત આપણે હજમ કરવાની છે. મનુને આપણા હાથમાં રમકડાની માફક રમાડવાનો છે અને છેવટે તેને રાતે પાણીએ રડાવવાનો છે. માટે તું કહે જોઇએ કે આપણે તે કામ કઇ રીતે પાર પાડવું?

વામન—અહો! આજે આ શી નવાઈની વાત કહાડી છે. તું શું તેવાં કામથી અજાણ્યો છે. તેં કંઈ એવાં કામો કીધાં નથી. શું તને આ પહેલોજ અનુભવ છે તેમ હું કંઇ તેવાં કામમાં તારાથી વધારે ડાહ્યો છું જે તું બધો ભાર મારી ઉપર મૂકે છે. જેમ હમેશાં કરતો આવ્યો છે, તેમ કર. ને તેમાં જે મારી મદદ જોઇએ તે લે. હું તે આપવા તૈયાર છું. એમાં શું એટલી મોટી વાત હતી, કે તેના વાસ્તે આજનો આ પ્રોગ્રામ ઘડયો.

મદન—ભાઇ વામનરાવ! તું આગલી વાતોના જેવી હાલની બાબતને સરખાવે છે એજ તારી ભૂલ છે. તું આ બાબતમાં પૂરૂં સમજ્યો નથી. આ કામ હમેશનાં કામ જેવું સહેલું કામ નથી. આ લોખંડના ચણા છે, ને તે ચાવવા માટે વજ્રના દાંતોની તૈયારી કરવી જોઇએ છે. તું જાણે છે કે, મનુ કોણનો છોકરો છે અને તેનો બાપ કેટલી સત્તાવાળો માણસ છે. વળી તેનાં ઘરથી તો અમારૂં આખું કુટુંબ હું અને તું બધા ઓશીયાળાં છીએ અને આપણી આ ધારણા જો જરા ખુલ્લી થઇ જાય કે જરા માલુમ પડી જાય તો આપણા બધાના બાર વાગી જાય. અને પછી આ દુનિઆમાં આપણું કોઇજ નહિ માટે જ આ બાબતમાં ઘણું વિચારીને કરવા જેવું છે. અને તેથીજ આજનો આ પ્રોગ્રામ ઘડયો છે. તેમાં તું શું ખોટું કહી શકે તેમ છે; તે કહે.

વામન—વાત તો ખરી છે–એમાં કંઇ ખોટું નથી. પણ મને અજાયબી એમ થાય છે કે, જે લોકો આપણને અને આપણા કામોને જાણે છે, તે બધા આપણને પહેલા નંબરના ડામીચ, અને બદમાસ ગણે છે છતાં તે વાતથી માધવદાસ શેઠ કેમ અંજાણ રહ્યા હશે, તે સમજી શકાતું નથી.

મદન—એ વાત તદ્દન જુદી છે. જે લોકો આપણને એવા જાણે છે. તે લોકો થોડાજ માધવદાસના ઓળખીતા હોય છે, કે જેથી તેને આપણી બાબત જાણવામાં આવે . અમે તો માધવદાસનાં સંબંધી કહે-

વાહએ. વળી મારા કાકા તેની દુકાનના ભાગીદાર છે. તેની શાખ અને આબરૂ સારાં છે અને અમે એના વિશ્વાસુ માણસો ગણાઇએ છીએ. એટલે અમારે માટે કોઇને કશો શક ઉપજે તેમ નથી. તેમ તું પણ જોય છે કે, બીજે આપણે ગમે તેમ વરત્યા હઇશું પણ માધવદાસને ત્યાં આવ્યા પછી આપણે એવી ચોખ્ખી ને સારી વર્તણુંક રાખી છે કે, કોઇને કશો વહેમ આવવાનું કારણજ ઉભું થાય નહિ, ને તેથી જ તો હું મનુભાઈ સાથે આજ સુધીમાં તેનો ગાઢ મિત્ર થઇ જવા પામ્યો છું. પણ હમેશાં એવી રીતે રહેવાથી આપણો શું શુકરવાર વળે. માટે જ તેનો વિચાર આજે કરવાનો છે. જેથી તું એ વાતના નિર્ણય ઉપર આવ, કે તેથી આપણે મોડું ન થાય.

વામન—ત્યારે તો આપણે એમ કરવું જોઇએ કે, જાહેરમાં આપણે એવી રીતે વર્ત્તવું કે, જાણે આપણે ને મનુને કંઇ જ નિસબત નથી; એવું બહારના લોકોને સમજવામાં આવે. પણ અંદરખાનેથી મનુ સાથે ઘણી દોસ્તી રાખવી. અને તે વાતથી મનુને વાકેફ કરવો, કે જેથી આપણો ધારેલો હેતુ વગર શકે પાર પડશે.

મદન—ઓ ! માઈ લોર્ડ ! ! જે રસ્તો મને સૂઝયો હતો, તેજ તને સૂઝયો છે; ને તેજ તેં બતાવ્યો છે, એ બાબતમાં આપણે બંનેનો મત એકજ થાય છે. પણ એ બધું તેને ત્યાં નોકરીમાં રહીને જ કરવું કે, નોકરી છોડીને એનો વિચાર કરવા જેવું છે.

વામન—જો ! મનુ તને એક સારો માણસ સમજી તારી સાથે દોસ્તીમાં પડયો છે ખરો, પણ તું તેને ત્યાં નોકરીમાં છે ત્યાં લગી. ધારો કે આપણે તેને ત્યાંની નોકરીથી છુટી જઇએ અને પછી આપણાથી મનુને મળવાનું ન બની શકે તો આપણું ધારેલું બરબાદ થાય ને આપણી નોકરી પણ જાય. તેમ હજુ તારે અને મનુને એવો પ્રસંગ નથી પડયો કે, મનુને તું તારે ધારેલે ઠેકાણે લેઇ જવા તૈયાર થા, તે ઠેકાણે આવવાને તે ખુશી હોય; માટે હમણાં તો પ્રથમ એ તજવીજ કરવાની છે કે મનુ કોઇ ફંદમાં પડે છે કે નહિ ? અને તે તજવીજ એમને ત્યાં નોકરીમાં રહીને જ કોઇ જાણે નહિ તેવી રીતે કરવાની છે. પછી જેવો સમય, તેમ વર્ત્તશું.

મદન—વાહ ! તે પણ તારો મત ઠીક પ્રદર્શિત કર્યો. હાલતો આપણે તેં કહ્યું તે મુજબ ચાલશું અને મનુને કોઇ એક કલબમાં દાખલ કરાવીએ. અને તેટલા અરસામાં આપણે તેના વિચારો બરાબર જાણી શકીશું.

વામન—ઓલ રાઈટ ! ચાલો હવે આપણે ઘેર જઈએ વખત ઘણો થવા આવ્યો છે. માટે સૌ રાહ જોતાં હશે.

તે પછી બેઉ મિત્રો ત્યાંથી રવાના થઈ, ઘેર આવ્યા.

---

# પ્રકરણ ૨૭ મું.



## મિત્ર મેળાપ.





ચારાં નિર્દોષ અને ભોળાં મનુષ્યો લુચ્ચા અને નીચ લોકોની મીઠી મીઠી વાતોમાં એવાં તો ભોળવાઇ જાય છે કે, તેની બધી વાતો સાચી માને છે. તેને પોતાનો સમજે છે અને તે જે પ્રમાણે નાચ નચાવે તેવી રીતે નાચે છે. અને તેના માટે જરાપણ શક લાવતા નથી. તેમ મનુ પણ મદનની મીઠી, રસભરી વાકચાતુરી વાળી વાતોથી અને તેનાં આડંબરી બાહ્ય આચરણ સારાં લાગવાથી તેની સાથે તલ્લીન થઇ ગયો હતો. તે જેવો ઓફિસમાં આવતો કે, પહેલાં મદનને મળતો ને પછી પોતાનાં કામકાજ ઉપર જતો. જેવો તે આજે ઓફિસમાં આવ્યો કે, મદનને મળ્યો. મદન તેને જોઇનેજ તે 'જાણે તેના માટે મરી પીટતો હોય તેમ કરવા લાગ્યો. અને મનુભાઇનો ઘણો સત્કાર કરી તેને માન આપવા લાગ્યો. તે પછી બંને મિત્રોએ આજે સાંજના જરા વહેલું ફરવા જવાનું ઠરાવી, પોતપોતાનાં કામમાં ગુંથાયા. ઠરાવ પ્રમાણે બન્ને મિત્રો વહેલા પરવારી, મનુભાઇની ગાડીમાં બેસી ફરવા નીકળ્યા. વામનરાવને પણ આજે સાથે લીધો હતો. ગાડીમાં બેઠા પછી કોચમેનને પાલવા તરફ ગાડી લેઇ જવા કહ્યું. તે પ્રમાણે કોચમેને ગાડી પાલવા તરફ હાંકી. રસ્તે ચાલતાં ગાડીમાં મદને મનુભાઇને કહ્યું કે તમને ફરવાનો શોખ ઘણો છે; રોજ ફરવા જાઓ

છો કે ? ફરવાનો શોખ તો શું, પણ રોજ જાણીંછું ખરો, એમ મનુભાઇએ કહ્યું.

મદન—નહિ, તેમાં ખોટું કશું નથી. તેથી તો તનદુરસ્તી સારી રહે છે. તાજી હવા મળે છે તેથી ભૂખ પણ ઠીક લાગે છે ને ભૂખ હોય ત્યારે ખોરાક પણ સારો લેવાય છે; માટે હવામાં તો ઘણાજ ફાયદા છે.

મનુ—હા. તેથીજ મારા બાપાએ મને તેવી સગવડ કરી આપી છે.

મદન—તે ઘણી સારી વાત છે. તમારા બાપા ઘણાજ સમજદાર અને અનુભવી છે તેથી તે વાતને તેઓ કેમ ન સમજે. વારૂ ! તમને બીજો શાનો શોખ છે ?

મનુ—કંઇજ નહિ. બીજે હું ક્યાં પણ જતો નથી, ને મને કશો શોખ પણ નથી.

મદન—તે તમારી ઘણી સાદાઇ છે. પણ આજના જમાના પ્રમાણે તમારા જેવા શ્રીમંત ગૃહસ્થે તો કેટલીક એવી બાબતો છે કે જેમાં ખાસ કરીને શોખ રાખવોજ જોઇએ, તેમાં ધ્યાન આપવું જોઇએ, ને તેનો રસ લેવો જોઇએ. તેથી ઘણી પ્રકારનો અનુભવ મળે છે, મગજ શક્તિ ખીલે છે, જાહેર હિમત આવે છે, લોકોમાં જાણીતા થવાય છે, મનને કંટાળો ન આવતાં ચિત્ત હમેશ પ્રસન્ન રહે છે ને બે ઘડી સારો આનંદ મળે છે.

મનુ—પણ ભાઇ ! મેં તેવું કંઈ જોયું નથી. તેથી મને તેમાં શોખ લાગ્યો નથી. પણ તમે એવી કઇ બાબતને માટે કહો છો; તે તમે મને જણાવો.

મદન—ઓહો ! એવી તો ઘણીએ બાબતો છે. આજના સુધારા વધારાવાળા વખતમાં તેવી બાબતોનો ક્યાં તોટો છે. કાં વામનરાવ, કેમ બોલતો નથી ?

વામન—હા, ખરી વાત છે. ભાઇ મદનલાલ, જુઓને આપણા જેવાઓને જાહેરમાં આવવાને માટે ઘણી જરૂર છે અને તેજ આપણી જીંદગીનું નુર છે. તેથીજ સુધરેલા અને ભણેલા લોકોએ કલબો ખોલી છે. અને તેમાં કેવી સારી સગવડો રાખી છે. કલબમાં ગાયન ગાવાનાં, વાજીંત્રો વગાડતાં શીખવાનાં, ખેલ બાજી ખેલવાનાં અને બીજાં અનેક પ્રકારનાં સાધનો મનને બે ઘડી આનંદ મેળવવા માટે રાખેલાં હોય છે. જેથી

ત્યાં ગમત સાથે હુશીયારી અને આનંદ મળે છે, તેવી એકાદ કલબમાં જો મનુભાઈ મેમ્બર તરીકે દાખલ થઇને જોડાય તો તેથી જરૂર તેને ઘણો લાભ થાય.

મદન—અલબત્ત, તેમાં શું ખોટું છે? મનુભાઇ જેવા સાવકાશ અને સગવડ ધરાવનારા આગળ પડતા શેઠીયાઓ જ્યારે તેવી બાબતમાં શોખ ન ધરાવે, તેમાં આગળ પડતો ભાગ ન લે અને જો એકલા અટુલા પડી રહે, તો પછી તે આગળ જતાં શું માહિતગાર થાય? મારી તો એજ સલાહ છે કે, તેમણે વગર વિલંબે તુરતજ કોઇ કલબના મેમ્બર થઇ, તેમાં જવા આવવાનો મહાવરો રાખવો કે જેથી તેમને ઘણો ફાયદો થશે.

મનુ—આજે મેં તમારી પાસેથી આટલું સાંભળ્યા પછી મારી જીજ્ઞાસા તે તરફ દોરવાય છે અને જરૂર હું તેમ કરીશ. પણ તમે કોઈ કલબમાં જાઓ આવો છો કે નહિ? તમને એનો શોખ છે કે નહિ? જો તેમ હોય તો આપણે કાંઇ નવું નીહાળવું નહિ. જ્યાં તમે ત્યાં હું. પણ જો તેમ ન હોય તો પછી તે માટેની આપણે બધા ભેગી સગવડ કરીએ.

મદન—મારા મિત્ર મનુભાઇ! મને તો એ વાતનો પૂરો શોખ છે. અને જ્યારથી હું કલબનો મેમ્બર થયો છું અને તેમાં જવા આવવા લાગ્યો છું, ત્યારથી મને પોતાને તો તેમાં ઘણો લાભ મળ્યો છે—ઘણા ફાયદા થયા છે અને તેથી હું દરરોજ ત્યાં જાઉં આવું છું. મારે માટે કાંઇ નીહાળવા જેવું નથી, પણ જો તમારી ઇચ્છા છે તો તમે બેલાશક મારી સાથે આવજો. હું તે વિષે તમને બધી સગવડ કરી આપીશ અને બધી બાબતથી વાકેફ કરીશ. તમારે માટે મને ઘણું માન અને મગરૂબી છે. અમો તમારા પિતાનું લુણ ખાઇએ છીએ. તમારા પિતાનાં ગુણ ઓશીંગણ છીએ અને તમારા ઘણા આભારી છીએ. માટે તમારે મારાથી કંઇ જૂદા પણું સમજવું નહિ. જ્યાં કહેશો ત્યાં, જ્યાં બતાવશો ત્યાં આપનો આ સેવક દરેક વખતે હાજરજ છે, એમ માનશો.

મનુભાઇ આ સાંભળીને ઘણો સંતોષ પામ્યો. તેને ઘણો હર્ષ વ્યાપ્યો. પોતાના મિત્રોને ધન્યવાદ આપવા લાગ્યો કે—તમે જરૂર મારે માટે તે સગવડ કરજો. હું તમારી સાથે મારા બાપાની રજા મેળવી કલબમાં આવતો જઇશ. અને તેથી મને ઘણો આનંદ થશે.

મદન ઘણી ઠોકરો ખાઇને પાવરધો બન્યો હતો. તે પોતાનાં મનથી વિચારવા લાગ્યો કે, મનુ બિચારો ભોળો છે. પણ તેના બાપાની રજા મેળવવાની આડ છે. એ મોટી આફત છે. જો ત્યાં અમારૂં નામ લેવામાં આવે, તો કદાચ વિપરિત થાય. માટે તે બાબતમાં તેને સાવધ કરી રાખવો કે, તે અમારૂં નામ લઇને કહે નહિ. તેથી તે બોલ્યો: કે ઘણી ખુશીની વાત છે. સુખેથી તમે તમારા બાપની રજા મેળવી, કલબમાં આવતા જાઓ. અને તે વિષે કંઈ કાળજી કરશો નહિ. પણ મનુભાઇ! એક બાબતમાં મારે તમને ચેતાવી રાખવા જોઇએ કે, જેથી અમો ગરીબ માણસ ઉપર તમારા બાપને ગુસ્સો લાવવાનું કદી કારણ ઊભું થાય નહિ. જો કે તમારા બાપા ઘણા શાણા છે અને તે કંઇ અવીચારીની માફક ગુસ્સો લાવે નહિ, પણ મનુષ્ય પ્રકૃતિ કોઇ દિવસ કેવી હોય! તે વખતે એકનું બીજા ઉપર ઉતરી જાય માટેજ તમને કહેવાનું કે, તમે કલબમાં આવવાની તમારા બાપા પાસે જ્યારે રજા મેળવો ત્યારે વચ્ચે અમારૂં નામ લાવતા નહિ. તમે જો અમારૂં નામ લેઇને કહેશો તો તેઓ એવું ધારશે કે, તમે અમારી શીખવણીથી આ કામ કરો છો. જોકે આ કામ કંઇ ખોટું નથી, અમે તમને ખોટું કામ કરવાની સલાહ આપતા નથી—ખોટે રસ્તે લેઇ જતા નથી, ને તે જો ખોટું હોય તો તમારા બાપા તમને રજાજ શાની આપશે? એજ આ કાર્યની સચ્ચાઇને માટે પૂરતું છે. પણ તેની વચ્ચે નાહકનું અમારૂં નામ લેવામાં આવે તેના કરતાં તે ન લેવાય તો ઠીક. એવી અમારી ઇચ્છા છે.

મનુ—અરે! એમાં શું? હું તમારૂં નામ નહિ લેઊં. તમને શા માટે મારે નામ લેઇને નારાજ કરવા જોઇએ? હું એમજ વાત છેડીને રજા મેળવીશ. પછી શું છે? મને હારમોનિયમ શીખવાની ઘણી હોંસ છે.

મદન—તેનું કંઈ નહિ રે! તમે અમારૂં નામ લેઓ તેથી અમે તમારી ઉપર નારાજ થઇએ એ કદી બનવાનું નથી પણ જેમ તમને હમણાં જણાવ્યું તેમ તમારા બાપાને અમારે વાસ્તે ખોટો ખ્યાલ ન આવે, તેટલા માટેજ. બીજું આમાં કશું જોવાનું નથી.

મનુ—તે વાસ્તે ફિકર નહિ.

વામન—જુઓ મનુભાઈ! તમને તમારા બાપા તરફથી કંઇ કારણ જણાવ્યા વગર રજા ન મળી શકે, તો તમે બેલાશક મારૂં નામ લેજો.

હારમોનિયમ હું સારૂં વગાડી જાણું છું ને તે તમને સહેલાઇથી શીખડાવી દઇશ. તેમાં કંઇ મોટી વાત નથી.

મનુ—ત્યારે ઘણુંજ સારૂં.

તે પછી બીજી બાબતો પર વાતચિત ચલાવી, પાલવાની ખુશનુમા હવાનો સારો લાભ મેળવી, વખત થઇ જવાથી સૌ ગાડીમાં બેસી પોત-પોતાને ઘેર આવ્યા.

---

# પ્રકરણ ૨૮ મું.



## સુધરેલી કલબ.



સુધારાનાં નામે ને બહાને તેનાં નામનાં બણગાં ફુંકતી મુંબઇમાં અનેક પ્રકારની કલબો ઉભરાઈ જવા લાગી છે. જ્યાં જોશો ત્યાં, જાહેર રસ્તા ઉપર અને ગલી ગુંચીએ પણ કલબોનાં નામનાં પાટીયાં લગાડેલાં માલુમ પડશે. જાણે એજ સુધારાનું ખરૂં શીખર હોય, જાણે એજ સુધારાનો સાથી હોય, જાણે એજ સુધારાની મોટી સ્કૂલ હોય, જાણે એજ સુધારાનું શીક્ષણ આપતી હોય, એજ મોજશોખનું, ખેલબાજી રમવાનું અને આનંદ મેળવવાનું સ્થાન હોય, જાણે દુનિયામાં એજ જરૂરની ચીજ હોય, અથવા વિદ્યાવૃદ્ધિનું મહત્વ તેમાંજ સમાયલું હોય, તેમ તેની પૂરી માહીતી નહિ સમજનારા અનેક આસામીઓ કલબનાં નામપર જ મોહી પડી તેનાં પર દિવાના બની જાય છે. કલબનો મેમ્બર થવાથી જાણે ખરો સુધારક થયો, મહાન દેશોદ્ધારક થયો અને મોટો ઉપદેશક થયો હોય તેની માફક વડાઇ લેવામાં કશી ન્યુનતા રાખતો નથી. કલબના નામથી જ્યાં ત્યાં મલકાતો ફરે છે અને

તેને નામે જીંદગી સાર્થક થઈ સમજે છે. એવો જ્યાં કલબનો મહિમા હોય ત્યાં તેનો લાભ કોણ ન લે. કલબને ઉભી કરનારા અને ચલાવનારાને તો તે એક માનીતો ધંધો થઈ પડયો હતો. અને તેથી એવી અનેક કલબો ઉભી થવા પામી. વળી તેમાં સારો પ્રોફીટ અને સારૂં નામ નીકળતું જોઇ, કેટલાક ફાંટા બાજોએ પણ કલબો ઉભી કીધી હતી. અને તેવી એક કલબ ઉમેદરામ નામના એક અમદાવાદી વટલેલ ત્રાગાળા ઉમેદવારે ઉભી કરી તેનું નામ "મિત્ર હિતવર્ધક કલબ" રાખ્યું હતું. પહેલાં તો તે એક નાટક કંપનીમાં નોકરી હતો પણ ત્યાં ઉન્નીસા નામની એક મુસલમાની એકટ્રેસ સાથે પ્યારમાં પડવાથી નાટકના બીજા એકટરો અને ખુદ માલીકની અદેખાઈથી તે નોકરી છોડીને બન્ને જણા ઘર માંડી ભેગાં રહ્યાં હતાં. તે વખતે કંઇ ધંધો ન મળવાથી જ્યાં રહેતાં હતાં તેજ મકાનમાં એક કલબ ઉભી કરી ને જોત જોતામાં તો ઘણા યુવાનીયા મેમ્બર તેમાં દાખલ થયા. જેથી તે મકાન નહાનુ પડયું. એટલે તે બદલીને એક સારૂં મકાન ભાડે લઇ તેમાં કલબ ગોઠવી. નાટકમાં રહેવાથી ઘણું શિક્ષણ મળે છે, તેમ ઉમેદરામ નાટકની નોકરીમાંથી આજના જમાનાના બધા રંગ જાણતો હતો. જેથી કલબને 'અપ ટુ ડેટ' બનાવી હતી. કલબમાં ઇલેકટ્રીક લાઇટ અને પંખાઓ ગોઠવ્યા હતા. બીલીયર્ડ રમવા માટે વચ્ચે બે ટેબલો મુકાવ્યાં હતાં. થોડીક સારી ખુરશીઓ ને કોચ પણ ગોઠવ્યા હતા. વાંચનને માટે થોડાંક ફોકટીયાં ન્યુસ પેપરો ઉપરાંત થોડાંક રદી પુસ્તકો જે રસ્તે બેસી ફેરીયાઓ વેચે છે તેમાંથી ખરીદ કરીને કચરા નોવેલોનો ઢગલો એક કબાટમાં ગોઠવવામાં આવ્યો હતો. કલબના એક ભાગમાં વાજીંત્રશાળા ખોલી હતી. અને ત્યાં ભાંગા તુટાં અવાજ વાળાં બે ત્રણ હારમોનિયમો રાખ્યાં હતાં. કલબની નીચે એક હોટેલ ખોલ્યું હતું અને કલબમાં એક ટેલીફોન પણ ગોઠવ્યો હતો. કલબ વાળી જગ્યા એવી તો સફાઇબંધ અને સ્વચ્છ રાખતો કે, નવો આવનાર મેમ્બર તેનો ઠાઠ જોઇને જ અંજાઇ જતો. પણ ઉપરથી જેવી તે સફાઇદાર અને સ્વચ્છ હતી, તેવી અંદરખાનેથી નહોતી. અંદરથી તો તે કાળી અને મેલી હતી. તેમાં થતાં કાર્યો ઘણાં નીચ હતાં. અને કુકર્મોની હદ ઓળંગી જનારાં હતાં. જુગાર અને સટો ખેલવાનું તે પાકું ધામ હતું. વ્યભિચારનું મોટું સ્થાન હતું અને અનિતિથી ભરપૂર એવી છાકટ બાજીનું ઠામ હતું. વાંચનાર! તેના મેમ્બરો તે બીજા કેવાક સારા હોય? તે જ કલબમાં મદનલાલ અને વામનરાવ મેમ્બરો હતા. ઉમેદરામ સાથે તેમને સારો સંબંધ હતો. અરસ-

પરસ્પર એવો સારો સંબંધ રાખવાથી તેઓ ઉભયને લાભ થતો હતો. મદન જે શીકાર શોધી લાવતો તેના હાલ હવાલની શરૂઆત આ કલબમાંથી જ થતી હતી. અને તે કામમાં ઉમેદરામ બધી પ્રકારની મદદ આપતો હતો. એટલે તે કામ જલદીથી પાર પડતું હતું. આવી એક કલબનો મેમ્બર થઇને મનુભાઇનું શું સાર્થક થવાનું હતું? શું અજ્ઞાન છુટવાનું હતું? શું કુધારો શીટવાનો હતો? શું તેમાં શીખવાનું હતું? શું આનંદ મેળવવાનો હતો? અને શું મજા મેળવવાની હતી? તે નિર્દોષ મનુભાઇ જાણતો નહોતો. તે તો પોતાના મિત્રોની મીઠી અને સારી વાતોથી એમજ સમજતો હતો કે, કલબ એ સારાં શિક્ષણનું ઉત્તમ સ્થાન અને સારૂં સાધન છે. અને તેથીજ તેણે પોતાના પિતાની રજા મેળવી તે પોતાના મિત્રોની કલબમાં મેમ્બર થવા તૈયાર થયો હતો. પિતાએ પ્રથમતો તે વાતમાં આનાકાની કરી પણ પુત્રે કહ્યું કે—મને હારમોનિયમ શીખવાની ઘણી હોંસ છે. આપણી ઓફિસમાં વામનરાવ કરીને છે તે હારમોનિયમ સારૂં વગાડી જાણે છે. તે તેણે મને શીખવી આપવા કહ્યું છે.

બાપે કહ્યું:—બેટા! તારે હારમોનિયમ શીખવું હોય, તારે પ્યાનો શીખવો હોય, તારે બીજાં વાજીંત્રો શીખવાં હોય તો તે વાજીંત્રોને વાજીંત્ર શિક્ષકો તારે માટે ઘેર રોકવાને હું સમર્થ છું. માટે તારી ઇચ્છા સંગીતનું જ્ઞાન મેળવવાની હોય તો, તેની બધી ગોઠવણ હું તને ઘર આગળ કરી આપું.

પુત્ર—બાપા! હજુ મને કશું આવડતું નથી. હું કંઇ જાણતો નથી થોડું શીખ્યો પણ નથી. તે પહેલાં વાજીંત્રોનાં ખરચ કરવા અને મોટા પગારે વાજીંત્ર શિક્ષકો ઘેર રોકવા તેમાં મોટું ખર્ચ લાગે અને કલબમાં શીખવા જવાથી માસિક માત્ર બે ત્રણ રૂપિયામાં શીખાશે. બીજું એ કે, અમો સરખે સરખા ભાઇબંધ—દોસ્તદારો કલબમાં એકમેકને મળીએ, હસીએ, બોલીએ, વાત વિનોદ કરીએ તેથી કરી ગમત પણ પડે.

પિતા—બેટા! પૈસાનું ખર્ચ કરવામાં તારી કરકસર ભરી વૃત્તિ જોઈ હું ખુશી થાઊં છું. પણ તે સંકોચ તારે માટે નથી. જેમ કલબમાં જવાથી તેં જણાવ્યા તેવા ફાયદા પણ હશે તેમ તેમાં ગેરફાયદા પણ છે. માટે ઘણું સાવચેત અને સાવધ રહી ત્યાં વર્તવાનું છે. કારણ, બેટા તું હજી બચ્ચું છે. પણ તારો કલબમાં જવાનો અતિશય આગ્રહ જોઇ હું તને નારાજ કરી શકતો નથી.

પુત્રનો ઘણો આગ્રહ જોઇ તેને નારાજ ન કરતાં તેને સાવચેત રહેવા કહી કલબમાં જોડાવાની રજા આપી. મનુભાઇ કલબનો મેમ્બર થયો. કલબની બધી રીતભાત અને રિવાજો તેના મિત્રોએ તેને સમજાવ્યા, બધી વસ્તુઓની તેને સમજ પાડી; અને કલબના ધારા ધોરણથી તેને વાકેફ કીધો. મનુભાઇ કલબનો મેમ્બર થવાથી કંઇ મોભાદાર બન્યો હોય તેમ રહેવા લાગ્યો. દર રવીવારે કલબના બધા મેમ્બરો હાજર થતા. તે દિવસે સારી ધામધુમ કરતા અને મનગમતો આનંદ લેતા. નવા દાખલ થયેલા મેમ્બર મનુભાઇને રવીવારનો દિવસ આનંદમય દેખડાવવાની ભલામણ તેના મિત્રોએ ઉમેદરામને કરી દીધી હતી. તેથી દરેક રવીવાર કરતાં આ વખતે ઉમેદરામે વધુ સારી ગોઠવણ કીધી હતી. તે દિવસે પોતાની માનીતી ઉન્નીસાને પણ ત્યાં હાજર રાખી હતી. હોટેલમાં સ્વાદિષ્ટ ફરસાણ અને દૂધ-કાફી તૈયાર રાખવાની વરદી આપી હતી. અને હારમોનિયમ પણ ગોઠવી રાખ્યાં હતાં. મેમ્બરો વખતસર આવવા લાગ્યા. પોતાના મિત્રોની સાથે મનુભાઇ જેવા કલબમાં દાખલ થયા કે, હાજર રહેલા મેમ્બરોએ હર્ષથી તેને વધાવી લીધા. બીલીયર્ડ અને બીજી રમત ગમતમાં થોડોક વખત ગાળ્યા પછી ગાયન શરૂ થયું. ઉમેદરામે હારમોનિયમ વગાડયું અને ઉન્નિસા ગાવા લાગી. ઉન્નીસા એક તો સ્વરૂપવાન સ્ત્રી, કોમળ કંઠ, ઝીણો સ્વર અને નાટકમાં રહેલી તેથી તાલસુરની જાણનારી પોતાના ખુબીદાર ગાયન ગાવામાં શાની કચાસ રાખે? કલબમાં આવ્યા પછી મનુને ઘણું નવું લાગતું હતું. ને તેમાં વળી આ જોઇને તેને વિશેષ નવું લાગ્યું. તે આનંદમાં ગરકાવ થયો. ઉન્નિસાનો નખરો, તેનો બારીક પોષાક, તેની પહેરવાની ઢબછબ અને ખુબીદાર લટકાં મટકાં વાળી તેની એકટિંગ જોઇ, મનુભાઇ જાણે કંઇક નવી જ જીંદગીમાં આવ્યો હોય, તેવો તેને ભાસ થયો. તેના મિત્રો, તેની મુખાકૃતિપર થતા ફેરફારોથી અને આ બાબતમાં તેને રસ પડતો જોઇને પોતાનું ધારેલું ખચિત સફળ થયું માનવા લાગ્યા. ગાયન પુરૂં થયું. શાંતિ પ્રસરાઇ. પણ મનુભાઇના કાનમાં એજ તાર અને એજ તાલ આવતો હતો. તેના મિત્રોએ પૂછયું કે કેમ મનુભાઇ! તમને રસ પડયો કે?

“ અહો! મને તો ઘણો આનંદ થયો. ઘણું સારૂં ગાઇ બતાવ્યું. અને મને સારી મજા પડી.” મનુએ જવાબ આપ્યો.

મિત્રો—બસ! જો તમને આનંદ થયો ને મજા પડી હોય તો તેથી અમને ઘણો સંતોષ થાય છે. તે પછી હોટેલમાં તૈયાર રખાવેલી વસ્તુઓ

ઉમેદરામને કહી, ઉપર મંગાવી તે દરેક મેમ્બરોને એક એક રકાબીમાં મૂકીને આપવામાં આવી. સૌ ખાવા લાગ્યા. મનુભાઇ વાસ્તે પણ રકાબી આવી. પરંતુ તેણે તો હોટેલનું ખાતો નથી કહીને રકાબી પાછી વાળી. મિત્રો હસી પડયા. ને કહેવા લાગ્યા કેઃ— મનુભાઇ, આ શું ફારસ કરો છો? હિન્દુ હોટેલનું ખાવામાં શાનો બાધ છે? હોટેલનું કોણ નથી ખાતું જે તમે ના કહો છો. કલબમાં સૌ મેમ્બરો ખાય ને તમે બેસી રહો તે સારૂં લાગે કે? તો અમે પણ લેઓ, ખાવું છોડી દઇએ છીએ.

મનુ—ના ભાઈ, તેમ કરશો નહિ. હું સાચું કહું છું જે હું હોટેલનું ખાતો નથી, તેમ અત્યાર સુધી મેં ખાધું પણ નથી. હોટેલનું ખાવાથી આભડછેટ થાય છે માટે તે વિષેનો નકામો આગ્રહ મને કરશો નહિ.

મિત્રો—વાહ! મનુભાઇ, એવા તો એકલા તમને જ જોયા, જે હોટેલનું ખાવાથી આભડછેટ લાગે, એ બધા ખોટા વહેમ છે; અને તે તમારા બંગલામાં જ ચાલે. જ્યારે બંગલાથી બહાર પગ મૂકો, એટલે આમાં જરા પણ બાધ નથી. તેમાં કાંઇ આભડછેટ નથી, અને તેમાં કશી હરકત નથી. માટે કાંઈ બીક રાખ્યા વગર સુખેથી ખાઓ. જો તમે આવો છોછ રાખશો તો તમારાથી કંઈજ નહિ થાય. ઉમેદરામ પણ તેની સમજાવટમાં બોલી ઉઠયો, કે ભાઇ! સબ ભૂમી ગોપાલકી!! એમાં કંઇ વાંધો નહિ. એમાં શાની હરકત હોય. એ તો ખવાય, તેને વાસ્તે કાંઇ ફિકર નહિ. જુઓ, હું પણ એક ઉચ્ચ હિન્દુ છું!

મિત્રોના ઘણા આગ્રહથી મનુભાઈ પોતાને લાગેલી બાધ છોડી, સૌની સાથે ખાવા લાગ્યો. તે ખવાઇ રહ્યા પછી દૂધ–કાફી આવ્યાં તે પીધાં ને તૈયાર રખાવેલાં પાનની પટ્ટીઓ ખાધી. તેની સાથે ચપ દઇને મદને પોતાના ખીસામાંથી ચાંદીની ડબી કહાડી, તેમાંથી સીગારેટ લઇ મનુભાઇને આપી. પ્રથમતો મનુભાઇએ જરા આનાકાની કરી, પણ પછી તે પણ પીધી.

મનુભાઈની આજ સુધીની જીંદગીમાં આજે બધું નવું હતું. કદી જોયેલું નહિ તેથી તો છેક તે વિચારમાં પડી ગયો કે મેં તો આજ સુધીમાં કંઇ જોયું કે જાણ્યું નથી. ભલું થાઓ મારા મિત્રોનું કે તેના પ્રતાપથી આજે હું આટલું જાણવા પામ્યો. તેને બીજી થોડીજ ખબર હતી, બીજી કલબો થોડીજ જોઇ હતી કે, તેની સરખામણીમાં તેના મિત્રો ને

તેની કલબ કેવા પ્રકારની છે. તે પોતે સમજી શકે, યા તેની તુલના કરી શકે. એણે તો જે જોયું, તે આજે ને વળી પહેલુંજ હતું. એટલે તેનાં મનને તો આ કલબ આનંદનો સાગર હતો.

કલબના મેમ્બરો કલબની મોજ મજા મેળવી, એક પછી એક એક બીજા સાથ સલામ સાહેબજી કરી છુટા પડવા લાગ્યા. કોઈ ચોપાટી તો કોઇ પાલવા તો કોઈ બીજે. આમ જ્યાં જેને ફાવ્યું ત્યાં કોઇ હવા ખાવા યા કામે કાજે નીકળી પડયા. મનુભાઇની ગાડી કલબ પાસે તૈયાર હતી. મિત્રોની સૂચનાથી મિત્રોને સાથે લઇ તેઓ બેન્ડ સ્ટેન્ડ ગયા. આખે રસ્તે કલબનીજ વાત ચિત ચાલી. કલબની દરેકે દરેક વાતમાં મનુભાઇને હવે રસ પડતો હતો, અને વધુને વધુ નવું જાણવા જોવાની તેને ઇચ્છા થતી હતી. તેના મિત્રો પણ મનુભાઇની એવી વળણ અને ઇચ્છા જોઇને વાતોનો એક એક એવો ખુટો ઉડાવતા હતા કે તે સાંભળીનેજ મનુભાઇ ખુશી થઇ જતો. અને મિત્રોને વીનવતો કે તમે જરૂર મને તે બતાવજો. મિત્રોને તો તેટલુંજ જોઇતું હતું. અને એટલાજ વાસ્તે તેની એ પ્રેરવી હતી. પણ મનુ તે કંઈ જાણતો નહોતો. મિત્રો તો મનુ ઉપર ખાસ એક જાતનો ઉપકાર કરતા હોય તેમ મનુ તેનો આભાર માનવાના ઉદ્ગાર કાઢતો, એટલે વગર અડચણે મિત્રોને પોતાનું ધાર્યું સફળ થતું જતું હતું. મિત્રોની મૈત્રીમાં રોજ રોજ વૃદ્ધી થવા લાગી; અને હવે તો તેઓ એક બીજાના જીવજાન દોસ્ત બની ગયા.

---





# પ્રકરણ ૨૯ મું.



## મિત્રો સાથે નાટકમાં.





દુર્જન લોકો સ્વભાવે, આચરણે અને કર્મે દુષ્ટ હોય છે. તેઓ પોતે તો કંગાળ અને અભાગી હોય છે પણ તેઓની દુષ્ટતા એવા બુરા પ્રકારની હોય છે કે, તેઓ ભોળા અને અજ્ઞાની લોકોના મિત્ર બની તેઓને ખોટે રસ્તે દોરવે છે, ખોટાં કામો કરાવે છે અને આખરે પાયમાલ કરી મૂકી જીંદગી પર્યંત ખરાબ સ્થીતિમાં સબડતા કરી મૂકે છે, ત્યારેજ તે સંતોષ પામે છે. એ તેઓનો ધંધો છે. પણ તેઓની તે દુષ્ટતા યુક્તિ પ્રયુક્તિના પડદામાં એવી તો ઢાંકેલી રાખે છે કે, તેને ભોળા અને અજ્ઞાની લોકો જોઇ કે સમજી શકતા નથી. તેથીજ તેવાઓ આગળ તે લોકોનું ફાવે છે. મદન અને વામનની મિત્રતાથી મનુ જે આશાનાં કિરણોમાં ઝુલતો હતો, તેથી જુદાજ પ્રકારની આશામાં તેના મિત્રો રમતા હતા. દુનિયાના રંગથી તદન અજાણ્યો મનુ, વિચિત્ર રંગથી રંગાયલા તેના મિત્રોના રંગને જાણતો ન હતો—તેની ગતને સમજતો ન હતો, જેથી તે તેને સાચા મિત્ર માનતો હતો. આજ સુધી તો માત્ર ચોપાટીના બંગલામાંજ વસેલો ને વળી એકલો રહેલો એટલે કોઇ બાબતપર તેને ઇચ્છા ન થતી. જેથી તેની રહેણી કરણી,—વર્ત્તણુંક અને આચરણ ચોખ્ખાં હતાં. હૃદય શુદ્ધ અને મન નીર્મળ હતું એટલે દીલમાં જરા પણ કપટ નહોતું પણ મદન અને વામનનો મિત્ર થયા પછી ને તેમાં પણ વળી કલબનો મેમ્બર થયા પછી તે જુદાજ અને નવા વ્યવહારમાં જોડાયો હતો. નવું નવું જોવાની અને જાણવાની ઉત્કંઠા વધતી જતી હતી. અને તે દરેક બાબતમાં પિતાને પૂછવા પણું હોય, પિતાની રજા મેળવીને કરવાનું હોય તો તેનાથી કશું

પણ બની શકશે નહિ; એવું તેના મિત્રોએ તેને સાફ કહી દીધું હતું. એટલે તે હવે પિતાને પૂછતાં અટકયો હતો. તેની રહેણી કરણી, આચરણ અને વર્ત્તણુકમાં પણ ફેર પડવા માંડયો હતો. તેથી તેના મિત્રોની ધારણા જલ્દીથી સફળ થાય તેવું જણાતું હતું. આજ સુધીના પિતૃવત્સલ અને આજ્ઞાધારક પુત્ર મનુને પિતાની રજા વગર કંઇ કરવું પડતું તો તેથી ઘણું લાગી આવતું ને દિલને પણ ડંખતું. પરંતુ નવું નવું જોવા અને જાણવાને ઇંતેજાર બનેલો મનુ, પોતાની તે જીજ્ઞાસા અને વેગને અટકાવી ન શકવાથી તેમ તેને કરવું પડતું. જેથી હળવે હળવે મદન અને વામનના દુર્ગુણ અને આચરણો એક પછી એક મનુભાઇમાં આવતાં ગયાં, અને તેમ તેમ તેને તેમાં રસ પડતો ગયો. એટલે તે મદન અને વામનના હાથમાં રમકડાં સરખો થઇ પડયો. મદન અને વામન તેને જે કામ કરવાનું કહેતા યા બતાવતા તો તે પ્રમાણે તે કરતો, જોતો અને તેમાં આનંદ માનતો. કલબનો રસીલો તેને બનાવ્યા પછી હવે તેને નાટક ચેટકના છંદમાં ઉતારવાની ઇચ્છા તેના મિત્રોને થઇ હતી. જેથી તેમણે બીજા રવીવારના "શ્રી સુધારા પવન ચક્રી સમાજ" ના "ચસ્કેલાં ભેજાં" ના ખેલની ઓરચેસ્ટ્રાની પાંચ ટીકીટો મંગાવી તેની બેઠક રીઝર્વ કરાવી મૂકી હતી. મનુભાઇની ઇચ્છા જાણવા તેમને પૂછયું કે, કેમ મનુભાઇ! તમે નાટકમાં આવશો કે? ખેલ હમણાજ નવો બહાર પડયો છે. તેના પડદા સીન સીનેરી અને ડ્રેસો તદ્દન નવા તેમજ એકટરો પણ ઘણાજ મજાના છે. પ્રજામાં તેનો ખેલ એટલો તો વખણાયો છે કે, આખી નાટકશાળા જોનારાથી ખીચોખીચ ભરાઈ જાય છે, અને પાછળથી જનારને બેસવાની જગ્યા કે ટીકીટ પણ મળતી નથી. થોડા વખતમાં તે કંપની બહારગામ ઉપડી જનાર હોવાથી હવે તેના એ છેલ્લાજ ખેલો છે. અને તેથી લોકોની ઘણીજ તુટાતુટ પડે છે. માટે જો તમારો વિચાર હોય તો આવતે રવીવારે આપણે તે ખેલ જોવાને જઇએ. મનુભાઈ બોલ્યો કે—મારી તેમાં કયે દહાડે ના છે. જ્યાં તમારી ઇચ્છા હોય ત્યાં હું હાજર છું. તમે કહો તે વખતે હું તમારી પાસે હાજર રહીશ.

વામન બોલ્યો કે—મદનલાલ! ત્યારે તો આપણે આગળથી તેની સીટ રીઝર્વ કરાવી રાખીએ. નહિતર પાછળથી આપણને ટીકીટ કે સીટ કાંઇ પણ મળી શકશે નહિ. તેથી આપણને ફોકટનો ફેરો પડશે. ને વખત નકામો જશે.

મદન--વામન, એમાં તારે ભલામણ કરવી પડે તેમ નથી, મેં તે બધી ગોઠવણ કરાવી મૂકી છે. ફક્ત મનુભાઇના વિચાર જાણવા માટેજ મેં તેની પાસે આ વાત છેડી હતી. પણ આપણા મનુભાઈ તે આપણાજ છે. એટલે હવે તેનો વિચાર આપણાથી જુદો પડે એમ નથી. તેથી મને ઘણો આનંદ થાય છે. આપણે સરખેસરખા મિત્રો નાટક જોવા જવાથી ત્યાં આપણને ઘણી ગમત પડશે. અને આનંદ થશે.

વામન—તેમાં શું નવાઇ છે? દુનિયામાં અવતરી, સંસારમાં બીજું શું લઇ જવાનું છે? ખાધું, પીધું, પહેર્યું, ઓઢયું, હર્યા, ફર્યા અને આનંદના સ્થાનમાં જઇ મોજશોખ મેળવવી એજ જીંદગીનું ખરૂં સાર્થક છે. આખરે એક દિવસ મરી જાવું છે, ને તે વખતે કંઇ સાથે આવનાર નથી. નાટકશાળા કંઇ એકલો આનંદજ આપે છે એમ નથી, ત્યાં તો આપણને ઘણીજ ગમત પડે તેવું જોવા જાણવાનું પણ મળે છે. તેથી આપણે ઘણાક પ્રકારે જાણકાર થઇ, અનુભવી બનીએ છીએ. મનુભાઇ જેવાએ તો જરૂર—અવસ્ય તેના લાભ લેવા ઉત્સાહી રહેવું જોઇએ. અને તેમાં જો તે પછાત પડે તો ઇશ્વરે તેમને ઉત્તમ ઘેરે આપેલા જન્મનો લ્હાવો શું?

મનુ—નહિ, મિત્રો! હું તેજ પ્રમાણે વર્ત્તીશ. તમારા દરેક વિચારોને આધીન છું. તમે મારે માટે આટલું કરો છો, ને કાળજી રાખો છો તે કંઈ ઓછી વાત નથી. હું તમારોજ છું એમ માનશો.

મદન—શાબાશ! મનુભાઇ!! મિત્રની મિત્રતા તે આવીજ હોવી જોઇએ. અમે પણ તમારાજ છીએ. અમે તમારાથી કે તમે અમારાથી જુદા નથી. આપણે સૌ એકજ છીએ અને એ આપણા વચ્ચે મોટા સંતોષની વાત છે.

મનુ—ચાલો, ત્યારે આપણે નાટક જોવા જવાનું નક્કી થયું. ને તેની ગોઠવણ પણ મદનલાલે કરાવી મૂકી છે, તો હવે હું કયારે અને કયાં હાજર થાઉં, તે તમે જે પ્રમાણે કહો તેમ કરૂં.

મદન—અમે કલબમાં તમારે માટે હાજર રહેશું. તમે બે વાગે તમારી ગાડીથી ત્યાં આવજો. ત્યાંથી આપણે સૌ ભેગા જઇશું.

તે પ્રમાણે ઠરાવ નક્કી કરી, ઠરાવ પ્રમાણે રવીવારના દિવસે બે વાગે મનુ પોતાની ગાડીથી કલબમાં હાજર થયો. નાટકની ટીકીટ આગળથી મંગાવી, સીટ પણ આગળથી રીઝર્વ કરાવી રાખી હતી એટલે

ઉતાવળ જેવું નહતું. જેથી ચહા-કાફી તૈયાર કરાવી તે પીધાં. પછી મદન, વામન, ઉમેદિઓ, ઉન્નિસા અને મનુભાઈ ખેલ જોવા જવા તૈયાર થયાં. મનુભાઇની ગાડી નીચે તૈયાર હતી. તેમાં સૌ બેઠાં. આગલી સીટમાં એક બાજુ મનુભાઇ, બીજી બાજુ ઉમેદીયો અને વચમાં ઉન્નિસા બેઠી. સામી બાજુ મદન અને વામન બેઠા અને તે પછી ગાડીને નાટકશાળા તરફ લઇ જવા કોચમેનને હુકમ કર્યો. ગાડી ચાલવા લાગી. રસ્તામાં છાટક મંડળની પહોંચેલી ઉસ્તાદ ઉન્નિસાએ આગળથી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે મનુ સાથે હાવભાવ બતાવવામાં અને નખરાં કરવામાં કંઇ બાકી રાખી નહોતી. મનુને તો આજે બીલકુલ નવી નવાઈ હતી. નવો પ્રસંગ હતો, અને નવા યુગ જેવું હતું. રૂપથી ભરપૂર એવી પારસી યુવાન સ્ત્રી પોતાની જોડમાં બેસી પ્યારથી ચહાય, એ તેનાં મનને આનંદની પરિસીમા હતી. હજુ પોતે વયે અને સમજે કાચો હતો, પણ તેવા વિષયના સંસર્ગથી તે પાકો થવા લાગ્યો હતો તેમાં આજે ઉન્નિસા જેવી છટકેલ સ્ત્રીના સંસર્ગથી પૂરો પક્કો થવાનો સંજોગ ઉભો થયો. આજે તેનાં દિલને કંઈ ને કંઇ થવા લાગ્યું. ભાન ભૂલવા લાગ્યો. અને સાથે બેઠેલા બીજાઓની અદબ આબરૂ છોડી ઉન્નિસા સાથે હાથ ચાળા કરવા લાગ્યો. વાંચનાર! સ્ત્રીનું આકર્ષણ કેટલું મોટું છે, તેનો જો તને પૂરો અનુભવ ન હોય તો તું જો કે મનુ જેવા નાદાન અને કાચી વયના છોકરાને સાથે બેઠેલાં બીજાં માણસોની શરમ છોડવા જેટલું ભાન ભૂલવું પડયું. જો કે તે બધી ચંડાળ ચોકડી હતી અને એ તેવો જોગ હતો એટલે એમાં અજાયબી જેવું કંઈ નથી. નહીતો પણ મનુ પોતાનો તે વેગ અટકાવી શકતે કે કેમ, તે વિષે આપણે વિચાર કરવાનું નથી, કેમકે તે એક એવો ગહન વિષય છે કે તેનું વિવેચન કરવા જતાં તેનો પાર આવે તેમ નથી.

કલબથી નાટકશાળા સુધીનો રસ્તો આંખના પલકારા જેમ કયાં કપાઇ ગયો તેની મનુને ખબર પડી નહિ. ગાડી નાટકશાળા પાસે આવી ઉભી રહી. સૌ ગાડીમાંથી નીચે ઉતર્યા. ઓરચેસ્ટ્રાના ગેટ આગળ જઈ ટીકીટ બતાવી સૌ રિઝર્વ કરાવેલી પોતાની સીટ આગળ જઇ ત્યાં બેઠાં. નાટકનો ડ્રોપ ઉપડવાની તૈયારી હતી ને જરા વારમાં તો હારમોનિયમના સુર અને તબલાંની થપ્પી વચ્ચે ડ્રોપ ઉપડયો અને સ્ટેજ ઉપર ખેલની શરૂઆત થઈ. વાંચનાર! નાટકના ખેલ વિષે આપણે કંઈ કહેવા જેવું નથી. આજકાલનાં નાટકમાં સુધારો થવ ને ઘણાં બહોશ ભેજાંઓએ

લેખો લખી વર્તમાન પત્રોની કટારો ને કટારો ભરી છે. છતાં તેમાં શું શું સુધારો થયો છે? શાનો સુધારો થાય? નાટક કંપનીને સુધારો કરીને શું કરવું છે? હા! જો તેને હાલનાં નાટકોથી કમાઈ ન થતી હોય, પૈસા પેદા ન થતા હોય, હાઉસ ખાલી પડ્યું રહેતું હોય અને તેના જોનારા ન હોય તો જેમ લોકો આકર્ષાય તેવું તેને આકર્ષક કરવું જોઇએ. અને ત્યારેજ તેને તેમ કરવાની ફરજ પડે. પણ તેને તો હાલનાં નાટકોથી એટલી મોટી પેદાસ છે, હાઉસમાં જોનારાની એટલી તો ગીરદી રહે છે કે રોજના ઠરાવેલા ભાવ કરતાં પણ વખતે દોઢો કે બમણો ભાવ ટીકીટનો રાખવો પડે છે. છતાં જોનારાની તુટાતુટ જોઇને તેવી રહે છે. તો પછી એવા ખેલો બદલીને કે તેમાં સુધારો કરીને તે બીજું શું હાંસલ મેળવે? પોતાના ખેલોથી પ્રજા જનમાં ગમે તેવી અસર થાય. તેની નીતિ રીતિ ગમે તેવી ભ્રષ્ટ થાય, તેની સાથે તેમને શું લાગે વળગે છે? તેને તો પૈસાની પ્રાપ્તી શેમાંથી થાય તેજ માત્ર જોવાનું છે. ને તે અર્થ સર્યો એટલે બધું પાર પડ્યું. હાલમાં તો નાટકકારોનો મુખ્ય હેતુ તે રીતનો છે. અને તે પછી બીજું બધું જોવાય છે. જો કે કેટલીક સારી કંપનીઓ પ્રજાને બોધ મળે તેવા ખેલો રચી દેખડાવે છે પણ બહુધા જ્યાં જે બાબતમાં વધુ પસંદગી રહેતી હોય, જેનો વધુ પ્રચાર થઇ ગયેલો હોય તેવું તત્વ નાટકકારોએ દાખલ કરવું પડે છે, અને તે વગર તેનો ધંધો ચાલી શકતો નથી. તેમ આજના ખેલમાં જ્ઞાની જનોને જોવા જેવું, બોધ લેવા જેવું કે આનંદ લેવા જેવું કંઈ ન હતું તે છતાં જોનારની મોટી ઠઠ ભેગી મળી હતી. હાઉસ ખીચોખીચ ભરાઈ ગયું હતું. તલ મૂકવા જેટલી પણ જગ્યા નહોતી. અને જોવા આવનારાનો ધસારો ચાલુજ હતો. તેમાં ભાગ્યેજ કોઇ પાકટ ઉમરનો હશે. પણ ઘણા જોનારા ૧૬ થી ૩૫ વર્ષની વચ્ચેનાજ હતા. સૌ આજના ફેસનવાળા ફેસનેબલ ડ્રેસમાં હાજર થયા હતા, કોઈ ધોતીયું, કોટ, કોલર અને ટોપીમાં; કોઇ બુટ, સ્ટાકીંગ, કોલર નેકટાઇ, કોટ પાટલુન અને જુદી જુદી ઢબની ટોપીઓમાં સજ્જ થયેલા હતા. આંખો ઉપર ચસ્માં પણ ચડાવેલાં હતાં અને સૌ પોત પોતાના દમામદાર દેખાવમાં એકી ટસે—એકી નજરે ખેલ જોવામાં લીન થઈ ગયા હતા. મનુભાઇ અને તેના મિત્રોને તો આજના ખેલમાં ઘણું જોવા જાણવાનું હતું. તેવાઓનેજ આકર્ષવા માટે, તેઓને ખુશી કરવા માટે, તેઓનાં મનને રીઝાવવા માટે નાટકના માલીકે એક મોહક વસ્તુને પોતાના ખેલોમાં ગોઠવી હતી. અને તેજ વસ્તુ જોનારની આટલી મોટી

ઠઠ ભેગી કરવામાં આકર્ષક રૂપ હતી. બાકી ખેલ તો તેના નામ પ્રમાણેજ ગુણુ બતાવતો હતો. એટલે કે જોનારનાં ભેજાઓને ચસ્કાવી મૂકતો હતો અને જોનારનાં હૃદયમાં બુરી છાપ પાડતો હતો. નાટકનાં સીન સીનેરી સારાં હતાં. ડ્રેસ વીગેરે જોનારને મોહ પમાડે તેવું હતું. પડદાની રચના ખુબીદાર હતી, અને તેથી તે શોભાયમાન લાગતું હતું.

એક પછી એક સીન પૂરો થતો જતો હતો જોનારા પણુ પોતાની માનીતી વસ્તુને જોવા તલપાપડ થઇ રહ્યા હતા—અધીરા બની ગયા હતા. અને હવે તેજ વસ્તુનો વારો અને સીન રજુ થનાર હતા; એટલે તેઓ એક ધ્યાનથી નાટકનાં પ્લેટફોર્મ સામે જોઇ રહ્યાં હતાં. પડદો ઊંચકાયો, નાટકની આકર્ષક અને જોનારાની માનીતી વસ્તુ “ ગન તારા ” પોતાના પૂર ઠાઠમાઠમાં અનેક સરખી સાહેલીઓની સાથે હાજર થઈ. સીન પણુ સરસ રીતે શણુગારી, શોભાવ્યો હતો. અને ગન તારાએ પોતાનું વખણાતું અત્યુત્તમ ખુબીદાર ગાયન હારમોનિયમ તબલાના સુર તાલ સાથે મેળવી શરૂ કર્યું. “ ગન તારા ” બાળા રૂપે માતા પાસે પોતાને લાયકનો સ્વામી મેળવવાની યાચના યાચતી હોવાનું તે ગાયન હતું. અને તે પોતાના કોમળ કંઠે, મધુર અવાજે, મીઠા સ્વરે, અનેક પ્રકારની એકટીંગોનાં નખરાં સાથે ગાયું. ગાવાની સાથે સાંભળનારનાં મન જીત્યાં. અથાગ રૂપવાળી, સારા અને સુંદર પોશાક તેમજ શોભીતાં આભુષણોથી શોભાયમાન બનેલી બાળા નાટકના સ્ટેજ ઉપર જ્યારે પોતાની બધી કળા રજુ કરે—પોતાની બધી કળા પુરૂષોપર અજમાવે, ત્યારે મનેંદ્રિયોને વશ થયેલો પુરૂષ બીજું શું કરે ? અરે ! બિચારો લાચારજ બને. તેને વધુ વખત પોતાની નજર સામે થોભાવી રાખવાને વન્સ મોર ! વન્સ મોર ! ! વન્સ મોર ! ! કરી, તાળીઓ વજાડી, ઠોક પીટ કરી, ફરી ફરી તેનું તે ગાયન તેની ને તેની પાસે બોલાવરાવી, તેથી પોતે સંતોષ માને. પોતે આજના ખરચેલા પૈસા વસુલ થયા માની પોતાને કૃતાર્થ થયો સમજે. અને જે હોંસથી પોતે આવ્યા હોય, તે હોંસ પૂરી થઇ માને. વાંચનાર ! આમાં તારે આશ્ચર્ય પામવા જેવું કંઇ નથી. કંઇ બધા જોનારાઓ એક સરખા હોતા નથી. શહેરની બધી વસતી તેવી હોતી નથી. પણુ વસતીનો જ્યાં ઘણો મોટો સમૂહ હોય, ત્યાં તેવા જોનારાની સંખ્યા પણુ મોટી હોય; કોઇ સીન સીનેરીના દેખાવને, કોઇ ગાયનને, કોઈ રૂપને, કોઇ એકિટગને તો કોઇ ફારસને અને કોઇ કોઇ તો જોવાને ભેગાં થનાર સ્ત્રી પુરૂષોનાં મોટાં ટોળાંમાં

પોતાની કોઈ કોઇ ઇચ્છાઓ પાર પાડવાને બ્હાને પણ ભેગા થાય છે. તેથી એક એકમાં વધારો થઇ, નાટક જોવા આવનારની મોટી સંખ્યા ભેગી થવા પામે છે. અને જેમ ઉપર જણાવ્યું તેમ તેઓ નાટક જોઇને પોતાને આનંદ થયેલો માને છે.

મનુએ પણ આજ સુધીમાં થોડાં ઘણાં નાટકો જોયાં હતાં. પણ જેવો તેને આજના ખેલમાં રસ પડયો, જેવી મજા પડી અને જેવો આનંદ મળ્યો, તેવું તે વખતે બનતું ન હતું. તે વખતે તે એકલો હોય કે સાથે બીજું કોઇ હોય પણ આજના જેવું તેને રહસ્ય સમજાવનાર તે વખતે કોઇ નહોતું. આજે તો તે પોતાના ખાસ મિત્રોની હાજરીમાં તેમાં પણ ઉમેદીઓ અને ઉન્નિસા જેવા નાટકના માહીતગાર થયેલાં પોતાનાં દોસ્તની સોબતમાં હતો. એટલે નાટકનું રહસ્ય જાણવામાં શું અધુરૂં રહે? નાટક પુરો થયો. છેલ્લો ડ્રૉપ પડયો. જોનારાંઓ સૌ વિખરાવાં લાગ્યાં. મનુ અને તેના મિત્રો પણ બહાર નીકળ્યા. મનુને પોતાને ઘેર વહેલું જવાનું હોવાથી બીજે દિવસે મળવાનું કહી તે પોતાના મિત્રોની રજા લેઇ તેમનાથી છુટો પડયો. તે પોતાની ગાડીમાં બેસી ઘેર ગયો. અને તેના મિત્રો ભાડાંની ગાડી કરી કલબમાં ગયા.



# પ્રકરણ ૩૦ મું.



## નાયકણનાં ગાનાંની યોજના.





નુ હવે પોતાના મિત્રોની સાથે જે કામ કરતો તેમાં પોતાના બાપાની રજા લેવાને માંડી વાળેલું હોવાથી તે તેને છુપી રીતે કરવું પડતું. એટલે તેને પોતાને ઘેર વખતસર હાજર થવાની જરૂર પડતી અને કોઇને કંઇ વહેમ ન પડે તેટલા માટે ઘણું સાવધપણે રહેવું પડતું હતું, અને તેટલાજ ખાતર

પોતાના મિત્રોને નાટકશાળા આગળ જ છોડવાની ઇચ્છા નહિ છતાં ઘરે વહેલું આવવાને ખાતર તેમને તે ઠેકાણેજ છોડીને પોતાને આવવું પડયું હતું. પરંતુ તેનો જીવ તો ત્યાંજ તેની પાસે લાગી રહ્યો હતો. હવે કયારે દિવસ ઉગે, વખત થાય અને હું તેમને મળું એમ તેના જીવને તાલાવેલી થઇ રહી હતી. બીજો દિવસ થયો. ને તે પોતાના મિત્રોને મળ્યો. મિત્રો પણ તેનો ઘાટ ઘડતા અને વાટ જોતા બેઠા હતા. બધા મિત્રો ભેગા થયા અને આગલા દિવસની વાત ચાલી. મદને પૂછયું કે કેમ મનુભાઇ, કાલનો નાટક કેવો હતો. તમને મજા પડી કે નહિ?

મનુ— વાહ ! નાટક મજેનો હતો. મને ઘણીજ મજા પડી. કેવો સરસ ખેલ હતો. તમાશગીરોની પણ કેટલી ગીરદી હતી. તેના એક્ટરો તો એવા સરસ છે કે, જાણે બે ઘડી જોયાજ કરીએ. અહા ! ગનતારા તે ગનતારાજ. શું તેનું સરસ એકટીંગ, શું તેનો નખરો, કેવી તેની ચટક મટક, કેવું તેનું રૂપ, કેવી તેની સૌંદર્યતા, કેવી તેની લાવણ્યતા, કેવી તેની મધુરતા, કેવો તેનો કોમળ કંઠ, કેવો મીઠો અને મધુર અવાજ એ બધું હજુ મારી નજરે આગળજ તરે છે. તેણે પહેરેલો ડ્રેસ તેને કેવી શોભા આપતો હતો કે જાણે તે ઇંદ્રની પરી હોય ની ? નાટકવાળા પણ હદ કરી નાખેછે. ખરેખરૂં સ્વર્ગીય સુખતો તેઓનીજ પાસે છે. ખરૂં સુખ તો એ લોકોજ ભોગવે છે. તેઓની પાસે આપણે કંઇ વિસાતમાં નથી. ખરેખર હું તે જોઇને તો ઘણોજ ખુશ થયો છું.

મનુભાઇની વાતથી બધા હસી પડયા. વામન એકદમ બોલી ઉઠયો કે વાહ રે ! મારા મનુભાઈ ! ! ત્યારે તમને તો ઘણીજ મજા પડી. સૌથી વધારે રસ તમેજ લીધો; વાસ્તે સૌથી ડબલ ચાર્જ તમારે આપવો જોઇએ. પણ મનુભાઇ ! હજુ તમે તેનાથી વિશેષ બીજું જોયું કયાં છે ? જ્યાં સુધી તે તમે જોયું નથી, ત્યાં સુધીજ એ તમને ઘણું પ્રિય લાગે છે. પણ તેનાથી સરસ તો બીજાં ઘણાં છે. અને તમે તે જુઓ તો એને બીલકુલ ભુલી જાઓ કેમ મદનલાલ ! તમારૂં શું કહેવું છે?

મદન—હા ભાઈ ! વામનરાવ ! ! પણ એ તો તું તેને તે દેખડાવ ત્યારેજ. જ્યાં સુધી એ તેણે જોયું નથી ત્યાં સુધી તો તેને જે સારૂં લાગે છે તે બોલે છે એમાં વિશેષ શું કહેવાનું છે. તું એમને એ દેખડાવ ને પછી જે તારે કહેવું હોય તે કહેજે.

વામન—મારી કયાં ના છે. પણ તું જાણુતો નથી કે, સાળી ચંપુનો

ચાર્જ કેટલો ભારે છે. ત્યાં આગળ તારા મારા જેવા ચપટીમાંજ ચોળાઇ જાય ! આપણી શું ગુંજાશ છે કે તે આપણે તેને બતાવી શકીએ. આપણે તો મનુભાઇ માટે આપણી ગુંજાશ પ્રમાણે સાધારણ ખર્ચ કરી શકીએ. અને તે પ્રમાણે આપણાથી બન્યું એટલું મનુભાઈ માટે કર્યું છે. તું જ કહે, તેથી વધારે આપણાથી બની શકે તેવી આપણી શક્તિ છે ?

મદન—આપણી શક્તિ નથી તો મનુભાઇ ક્યાં અસમર્થ છે, તે તો એક ચંપુ તો શું પણ એવી અનેક ચંપુને પોતાના પગ નીચે ચાંપીદે એમ છે. તમને તાત્યારાવને તે વાતની સમજ ન મળે.

મનુ—મિત્રો ! તમે એ શું વાત કરોછો તે મારાથી પૂરૂં સમજાતું નથી. ચંપુ કઇ ને આ વાત શું ? હું તમારો ઘણો ઉપકાર માનુ છું કે તમે મારે માટે આજ સુધી ઘણું ખર્ચ કર્યું છે, મને ઘણું દેખડાવ્યું છે, ને આનંદ લેવડાવ્યો છે. પણ હવે વાત ક્યાં અને કેમ અટકી છે તેની પૂરી સમજ પાડી મને બરાબર સમજાવો એટલે તેનો રસ્તો થાય.

મદન—મનુભાઇ ! તમને આગળ પણ કહેવાઇ ગયું છે ને હમણાં પણ હું કહું છું કે તમારે અમારો ઉપકાર માનવા જેવું કંઈ નથી. અમે તમારા માટે જે કરીએ તે અમારી ફરજ છે એમ સમજીને કરીએ છીએ ને તેથી વધુ કંઈજ કરતા નથી કે જેમાં તમારે અમારો ઉપકાર માનવા જેવું હોય. પણ હવે જે વાત જ્યાં આગળ અટકી છે, તે એજ કે તેમાં મોટા ખર્ચની વાત છે. ને તેટલું ખર્ચ કરી શકીએ તેવી અમારી શક્તિ નથી. તે ઉપરથી વામનરાવનું બોલવું થયું ને મેં તેનો જવાબ આપ્યો; સિવાય બીજું કંઇ નથી.

મનુ—તે બાબત શું અને તેમાં કેટલું ખર્ચ છે તે કેમ બોલતા નથી ?

મદન—ચંપુ નામની એક પ્રખ્યાત નાયકણ છે. તે અતિ સ્વરૂપવાન, અતિ સૌંદર્યવાન અને અતિ લાવણ્યવાન છે. અને જે ગનતારાનાં તમે વખાણ કરોછો તેને તો તે બાજુએ બેસડાવે એવી છે. ગનતારા તો એક નાટક વાળી પણ આતો ગૃહસ્થી ! તે ગાવા નાચવામાં ઘણીજ પ્રવીણ છે, ને લોકોમાં તેથી ઘણી વખણાય છે. મોટા મોટા શેઠ શાહુકારો અને રાજા રજવાડાજ તેને ત્યાં જઇ શકે છે. જેવા તેવાથી તેને ત્યાં જવાતું નથી. એટલો મોટો ખર્ચ તેને ત્યાં જવાથી થાય છે. તમે ગનતારાને જોયા પછી તેની ઘણી પ્રશંસા કરોછો, તેથી ચંપુને યાદ કરવી પડી છે. જો તમે એક વાર તેને જુવો, એક વાર તેનું ગાયન સાંભળો,

એક વાર તેનો નાચ જુઓ તો તમને ખરો ખ્યાલ આવે ને તે પછી તમે બીજું કંઈજ પસંદ કરો નહિ. ચંપુનો ઝંપો તો જગ જાહેર ને વિખ્યાત છે.

મનુ—જુઓ, મિત્રો ! આજ સુધી મને કંઈ મોટાં ખર્ચની જરૂર નથી પડતી જોઇ, મારા પિતા મને પાકેટ ખર્ચ વાસ્તે માસિક પચાસ રૂપિયા આપે છે. તેમાંથી મને જરૂર પડે તે ખરચું છું; ને બાકીનું સાચવું છું. તેથી મારી પાસે થોડીક રકમ એકઠી થવા પામી છે. ને તે લગભગ બે હજાર જેટલી છે. જો તેમાંથી આપણે ચંપુને ત્યાં જઇ તેનું નાચ-ગાયન જોઈ શકીએ એમ થતું હોય તો હું તે વાસ્તે તૈયાર છું.

મદન—ઘણી ખુશીથી તે થઇ શકશે. કેમ, વામનરાવ ! એટલી રકમ તો ઘણી છે. ને તેથી તો આપણે ત્રણ ચાર વાર તેને ત્યાં જઇ શકીશું. પણ મનુભાઈ ! તે કામ તો રાત્રીના વખતનું છે. તે તમારાથી કેમ બની શકશે? જો તમારા બાપા તે વાત જાણે તો તેથી કેવું થાય !

મનુ—હા. તે મુશ્કેલી છે. પણ તેનો શું તોડ કાઢવો, તે આપણે વિચારીએ.

વામન—એમાં શું મોટું વિચારવાનું છે. મનુભાઇ તેના પિતાને કહેશે કે, અમારી કલબના એક મેમ્બરને ત્યાં હરી કીર્તન છે. તેથી તેણે કલબના બધા મેમ્બરોને આમંત્રણ કીધું છે. માટે મારે પણ જવું જોઇશે. તેથી જરા મોડું અવાશે એમ કહી રજા લેશે.

મદન અને મનુ સાથેજ બોલી ઉઠયા કે શાબાશ રે ! વામનરાવ ! ! તેં પણ ઠીક તોડ કાઢયો. અને એજ રસ્તો બરાબર છે.

તે પછી રવિવારની રાત્રે ચંપુને ત્યાં જવાનું ઠરાવી, મનુ સૌની રજા લઇ ત્યાંથી રવાના થયો.





# પ્રકરણ ૩૧ મું.

## મિત્રનો પ્રપંચ.

ઘણા એક ધંધાની શરૂઆત ખરચાળુ હોય છે. ને તે પછી જેમ તે ધંધો ખીલતો જાય છે, તેમ તેમ તેમાં લાભ મળતો જાય છે. પણ તે ધંધાને ચલાવનારા સુકાની ધંધાને અંગે બાહોશ હોવા જોઇએ. મદન અને વામન પણ તે નિયમાનુસાર પોતાનો ધંધો ચલાવતા હતા. તેમણે જે શીકાર કરવા ધાર્યો હોય તેને વાસ્તે ખર્ચ કરતા. અને એમ કરી તે એવું બતાવવા માગતા કે, તેઓ પારકાને પોતાનો ગણી તેના માટે ખર્ચ કરનારા છે. પણ પોતે પોતાને માટે કોઇનો એક પૈસો ખરચાવવાને તૈયાર નથી! તેઓના આવા નિયમથી ઘણા એ ખબરાઓ તેમને ઉદાર અને પ્રમાણિક મિત્ર સમજી તેમના હાથમાં શિકાર તરીકે સપડાઇ જતા. મનુભાઇનું પણ તેમ જ બન્યું હતું. અત્યાર સુધીનો બધો ખર્ચ મદન અને વામને કીધો હતો ને તેમાં મનુભાઇનો એક પૈસો પણ ખરચાયો નહોતો. અને તે ખર્ચ જાણે મનુભાઇને માટેજ તેઓ કરતા હોય, તેવું તેને દેખડાવતા. અને સમજાવતા. પણ જ્યારે મોટા ખર્ચની વાત આવી ત્યારે તેને પુગી વળવા જેવી તેમનામાં શક્તિ નથી એમ જણાવી દીલગીર થયા. તેથી તો તેમના ઉપર મનુભાઇને ઘણી જ દયા આવી. અને આજ સુધી પોતાને માટે મિત્રોએ કરેલા ખર્ચનો પણ તેને ખ્યાલ આવ્યો. જેથી હવે પોતાને માટેનો ખર્ચ પોતેજ ઉડાવવા તે તૈયાર થયો હતો. અને તે વાત સાચા દિલથી પોતાના મિત્રોને ખરી હકીકતથી વાકેફ કરીને કહી હતી. અને તે પછી રવીવારનો દિવસ ચંપુને ત્યાં જવાનો ઠરાવી મનુ સૌથી છુટો પડયો હતો. જે બાબત આપણે ગત પ્રકરણમાં જાણી ગયા છીએ. મનુના ગયા પછી મદન, વામન

અને ઉમેદિયાએ તે બાબતપર વિચાર ચલાવ્યો. મદને કહ્યું વામન! શીકાર સારો હાથ આવ્યો છે. ભોળો છે તેથી સહેલાઈથી આપણા હાથમાં લઈ શક્યા છીએ. તેને હાથમાં લેતાં જેટલી મુશ્કેલી પડી છે તેવી મુશ્કેલી કોઇ પણ શીકાર પાછળ નહિ ખરચેલા એટલા સામટા પૈસા આની પાછળ ખરચવાની પડી છે, તે ઘણું ભારે થઇ પડયું છે. ને જો આ ચંપુને ત્યાં જવાની ગોઠવણ ન થઈ હોત તો ખરેખર તોબા પોકારવી પડત.

વામન—અરે, યાર! જો આપણે એમ ખરચ ન કર્યું હોત તો આવો મોટો શીકાર હાથ પણ કેમ આવત. તે તો થવાનું હતું તે થઈ ગયું. પણ હવે કેમ કરવું, તે જ વિચાર કર ને! એટલે આપણે તેની ગોઠવણ કરી રાખીએ.

ઉમેદીઓ—આમાં બીજું કંઇજ કરવાનું નથી. હમણાં કંઇ બીજું ત્રીજું કરીને કાચું કાપશો નહિ. હમણાં તો જેવા સ્વાર્થ ત્યાગ રહ્યા છો, તેવાજ રહેજો. પણ હમણાં આપણા હાથમાં એક સારો ઉપાય છે. ને તે એકે, ચંપુને મળીને તેની સાથે ગોઠવણ કરી રાખવી જોઇએ કે, તારે ત્યાં રાતવારે અમે જે ગ્રાહક લાવીએ, તેમાં જે આવક થાય, તે તારે અમારે અરધો અરધ. અને હું ધારૂં છું કે, ચંપુ તેમાં ના કહેશે નહિ. તેમ વળી ચંપુને લાલચ પણ આપી દેવી કે, ગ્રાહક એવું તો સરસ, ઉદાર અને શ્રીમંત છે, કે તું ને અમે સંપી મળીને ચાલશું તો, તેમાં આપણને ઘણોજ લાભ અને ફાયદો થશે.

મદન—વાહ, ઉમેદરામ! શું સરસ રસ્તો બતાવ્યો. તે કામ તો આપણો વામનરાવ બરાબર કરી લાવશે. ને તેમાં આપણને કંઇ મુશ્કેલી પડશે નહિ. કેમ, વામનરાવ, તે તમારાથી બની શકશે કે?

વામન—હા, યસ. તે કામ મારૂં છે. એમાં શું મોટી વાત છે. હું ચંપુ આગળ જઇ તેની ગોઠવણ કરી આવું.

તે ઠરાવ એક મતે પાસ થયા પછી વામન ચંપુને ત્યાં ગયો. ઘણે દહાડે વામનને આવેલો જોઇ, ચંપુએ તેનો સારો સત્કાર કર્યો. તેના કુશળસમાચાર પૂછ્યા પછી, કેમ કોઈ દીવસ આવતો નથી, આજે કેમ આવવું થયું, એવા પ્રશ્નો ચંપુએ વામનને કર્યા. વામન બોલ્યો કે, આજ સુધી કંઇ પ્રસંગ ન આવ્યો એટલે આવતો નહોતો, હવે પ્રસંગ આવ્યો તેથી હું આવ્યો છું.

ચંપુ—એવો શું પ્રસંગ છે. વામન ! તે તો કહે.

વામન—બીજો શું પ્રસંગ હોય ? એક ગ્રાહક તારે માટે ઘણું સરસ શોધ્યું છે. અને તારે ત્યાં રવીવારને દીવસે રાત્રે ૮ વાગે આવવા નક્કી કર્યું છે. તેના વાસ્તે તને આગળથી કહી રાખ્યું હોય તો બધી સારી ગોઠવણ તું કરી રાખે, એટલા વાસ્તે તેની ખબર કહેવા આવ્યો છું.

ચંપુ—તારી ઘણી મહેરબાની વામન ! પણ બીજુ કાંઈ ?

વામન—બીજું ? હા. બીજું પણ છે.

ચંપુ—ત્યારે બોલતો કેમ નથી. છુપું શું કામ રાખે છે !

વામન—ના, તે છુપું રાખી શકાય તેમ નથી. જેમ મેં પહેલું કહ્યું તેમ આ બીજું પણ તને કહેવું પડશે. પણ........

ચંપુ—પણ પણ શું કરે છે. વામન ! જે કહેવાનું છે તે બોલવાને આટલો શા માટે અચકાય છે ?

વામન—જો હું અચકાતો કાંઈ નથી. પણ જે કહેવાનું છે તે એ કે, તારૂં આ ગ્રાહક હાથ કરતાં અમારે ખુબ પૈસા ખરચવા પડયા છે. અને તે પૈસા ખરચ્યા તે હવે હાથ લાગે એમ છે. અને તે એટલો પૈસાપાત્ર છે કે, જો તું અને અમે સાથે મળીને ચાલીએ તો આપણા હાથમાં પારસીનાનું નાણું આવી પડે.

ચંપુ—તેમાં શું છુપું રાખતો હતો. તેમાં શું વાત કરવા અચકાતો હતો. અને તેમાં તારે શાનો વિચાર કરવાનો હતો. વામન ! જો હું તો તારી માની ઘણીજ ઓશીંગણ છું. મેં નહાનેથી જ તારી માના હાથ નીચે તાલીમ મેળવી છે. અત્યારે હું જે સારી સ્થીતિ ભોગવું છું, તે તારી માનો પ્રતાપ છે. પણ તું જ એવો છે કે, કદી મારે ત્યાં આવતો નથી. તું સારૂં ગ્રાહક શોધી લાવ, તેમાંથી જે લાભ મળે તે આપણે સરખે હિસ્સે વહેંચી લેવામાં મને શું અડચણ છે ? બેલાશક, જેમ તારી ખુશી—જેમ તારી ઇચ્છા હોય, તેમ કરવા હું તૈયાર છું.

વામન—જો, ચંપુ ! સાંભળ. ત્યારે હવે રવીવારે જે ગ્રાહક અમે તારી પાસે લાવશું. તેમાંથી તને જે આવક થાય તે આપણે અરધો અરધ વહેંચી લેશું પણ તેની પાસેથી વધારે આવક મેળવવાને માટે આપણે એક ઉપાય કરવો જોઇશે. અને તે એ કે, તું અમને થોડાક રૂપિયા આગળથી આપી રાખ. જે ગ્રાહક તારે ત્યાં આવનાર છે, તેની સાથે હું અને

મદન આવનાર છીએ. માટે જો તું અમને સો સો રૂપિયાની, પાંચ પાંચ અને દશ દશની નોટોના ટુકડા આપી રાખ્યા હોય, તો તારા એક એક મુજરે અમે જેમ જેમ તને નોટ આપતા જઇશું તેમ તેમ તેનાથી ડબલ ડબલ આ નવો ગ્રાહક તને આપતો જશે. અને તેથી આપણી આ ગોઠવણુથી આપણને ઘણો લાભ થશે. વળી બીજું તારા એક ઓળખીતાને પણ શેઠીયા જેવા સારા ડ્રેસમાં હાજર થવાનું કહી રાખજે. અને તેને નાણું પણ આપી રાખજે. અમે જેવા આવીએ કે, થોડીવાર પછી તે આવે અને તે પણ તારે દરેક મુજરે છુટે હાથે તને નાણું આપ્યે જાય, એવી ગોઠવણ કરજે. એટલે તે અમારા કરતાં એક અજાણ્યા ગૃહસ્થ તરીકે તારાં નવાં ગ્રાહકને સારો ટેસ્ટ પડશે અને તેમ તેમ તેને દેખી તે પણ નાણું છુટે હાથે વાપરશે.

ચંપુ—ઘણી સારી વાત છે. આપણે તેમ કરીશું. જ્યારે તું ગ્રાહક લેઇને અત્રે આવવાનો હોય, ત્યારે જરા આગળથી મારી પાસે આવી જજે. હું તને નાણું આપી રાખીશ. અને તારા કહ્યા પ્રમાણે સર્વ ગોઠવણ કરી રાખીશ.

વામન—ઘણી જ સારી વાત. લે હવે હું રજા લઇશ.

ચંપુ—બસ, જઇશ ? વામન-હા.

ચંપુ—જરા પાન તો ખાતો જા.

તે પછી વામન ત્યાંથી પાન ખાઇ, તેની ખબર કરવા પોતાના મિત્રો પાસે આવ્યો, ને સર્વે બનેલી વાત તેમની પાસે કહી. તે સાંભળી સૌ ખુશી થયા.

---





# પ્રકરણ ૩૨ મું.



## નાયકાણીનું ગાનું.



જો જામેં નિશ દિન બસે, સો તામેં પ્રવીન:
સરિતા ગજકો લે ચલી, ઉલટા ચાલે મીન.



મુંબઇમાં નાયકણીનો ધંધો ચલાવનારી ઘણી નાયકણો ગોવા તરફની પેદાયશ છે. તે જાત ઘણી સ્વરૂપવાન, દેખાવડી અને કોમળ હોય છે. દક્ષિણ મુલકની વસનારી હોવાથી તેઓની પહેરઓઢ દક્ષિણી રીત પ્રમાણેની છે, અને તેનો ધંધો મુંબઇની શોખીન પ્રજામાં ઘણો સરસ ચાલતો હોવાથી તેને નહાનપણથીજ ગાયન, સંગીત અને નૃત્યકળા શીખવી પડે છે. અને તેની બધી ક્રિયાઓ જાણવી જોઇએ છે, જેથી તે તેને શીખવવામાં આવે છે, ને તેની તાલીમ પણ અપાય છે જેથી તે ઉમરે પહોંચતાં એક ઉસ્તાદ ગાનારી અને નાચનારી તરીકે શ્રેષ્ઠ નીકળે. ચંપુને પણ નહાનપણથીજ તે શીખવું પડયું હતું. ને તાલીમ પણ લેવી પડી હતી. અને તે બધું વામનની મા સાથે રહીને તે શીખી હતી. તે પછી વામનની મા મરી ગઈ ને ચંપુએ પોતાનો ધંધો સ્વતંત્ર રીતે શરૂ કર્યો. ચંપુ ચપળ અને ચકોર હોવાથી તેમજ કુદરતે પણ સૌંદર્ય અને કોકિલા સમ સ્વરની બીજી બધીઓ કરતાં શ્રેષ્ઠ બક્ષીસ આપેલી હોવાથી તે પોતાના ધંધાને જલદીથી સારી રીતે ખીલવી શકી. જોત જોતામાં તે મુંબઈની શોખીન પ્રજામાં ઘણી માનીતી થઇ પડી. અને પ્રખ્યાત નાયકણ તરીકેની તેણે નામના મેળવી. શેઠ શાહુકારો પણ પોતાને ઘેર નાચ પાર્ટીમાં યા મીજલસમાં ચંપુનેજ બોલાવવા લાગ્યા. જે નાચ પાર્ટી કે મીજલસમાં ચંપુ હાજર ન હોય તે

• નાચ પાર્ટી કે મીજલસ જોનાર સાંભળનારને લુખીજ લાગતી. ચંપુના નાચ ગાયન ઉપર લોકોને એવો શોખ લાગ્યો હતો, એવો મોહ ઉપજ્યો હતો, કે જો ચંપુનું નાચ–ગાયન કોઈ જગ્યાએ થવાની ખબર પડે તો ત્યાં મોટી સંખ્યામાં લોકો એકઠા થતા. અને ચંપુના નામની જ્યાં ત્યાં બલિહારી બોલાતી હતી. આથી કરી ચંપુને ઘણી સારી પેદાશ થતી હતી. અને પાસે સારૂં નાણું એકઠું થવાથી તે ગિરગામના છેડા ઉપર જ્યાં ટ્રામ ઉભી રહે છે, તેની સામેની એક ગલીમાં બેઠા ઘાટનો સારો બંગલો વેચાતો લઇ, ત્યાં રહેવા ગઇ, અને તે બંગલામાં પોતાને લાયકની સઘળી ગોઠવણ ને સગવડ કરાવી, પાસેની થોડીક છુટી જમીનમાં એક નહાનો સરખો બગીચો બનાવ્યો હતો. હવે પોતે ઇસ્ટેટ વાળી થઇ. ગ્રાહકી સારી હતી અને પેદાશ પણ પુષ્કળ હતી, જેથી તેની કિર્ત્તિ પણ સારી બોલાતી હતી. તેણે પોતાને વાસ્તે ગાડી ઘોડા, નોકર ચાકર અને દાસ દાસીઓ પણ રાખ્યાં હતાં. અને પૂર વૈભવમાં રહેતી હતી. જે ચંપુને ત્યાં રવીવારની રાત્રે જવાની ગોઠવણ મનુભાઈ માટે તેના મિત્રો મદન અને વામને કરી હતી, તેજ આ ચંપુ હતી. અને તેજ ચંપુના બેઠી બાંધણીના બંગલામાં તેઓએ બેઠકમાં બેઠા પછી મનુભાઇના ખીસાં ઉપર કાપ મૂકવાની ગોઠવણ પણ સાથે સાથે કરી મૂકી હતી. ઠરાવ પ્રમાણે મનુભાઈ તેના પિતા પાસેથી હરિકીર્ત્તનમાં જવાની રજા મેળવી, પોતાના મિત્રોને મળી, તેઓને સાથે લઇ ટાઇમસર ચંપુને ત્યાં આવવા રવાના થયો. ચંપુએ આજે પોતાના બંગલાને સરસ રીતે શણુગારી શોભાયમાન કરી મૂક્યો હતો. બંગલામાં ગોઠવેલાં બધાં ઝુમરો અને હાંડીઓમાં લાઇટ પ્રકટાવી દીધી હતી. પોતે પણ સારો શોભાયમાન પોશાક પહેર્યો હતો. અને આજે તેને ત્યાં આવનાર નવાં ગ્રાહકની રાહ જોતી બેઠી હતી. વામન તેને આગળથી મળી ગયો હતો. અને આગલા દિવસની વાતચીત પ્રમાણે તેને પાંચ પાંચ અને દશ દશની નોટોના ટુકડા આપી રાખવામાં આવ્યા હતા. પોતાના એક ઓળખીતાને પણ શેઠીયાના પોશાકમાં હાજર થવાની ગોઠવણ ચંપુએ કરી રાખી હતી. અને ગ્રાહકનું મન રીઝાવવાને દરેક જોઇતી ને પૂરતી તૈયારી કરી મૂકી હતી. મદન અને વામને ચંપુને ત્યાં આવતાં રસ્તામાં મનુભાઇને નાયકણને ત્યાંના રીત રિવાજની બધી સમજ પાડી હતી. જ્યારે જ્યારે ચપુ નૃત્ય કરી, તમારી પાસે આવી મુજરો કરે ત્યારે ત્યારે તમારે તેને તમારા મોભા પ્રમાણે નાણું આપી ખુશી કરવી જોઇએ. આજે તમારેજ માટે આ ખાસ બેઠક ગોઠવી છે પણ તેમાં અમને પણ અમારી ગુંજાશ

પ્રમાણે ખર્ચ થઇ જશે. અમે તમારી સાથે હોઇએ એટલે અમારી પાસે આવીને પણ તે મુજરો કરશે. અને તે વખતે અમારે પણ આપ્યા વગર છુટકો થશે નહિ. નાયકણિઓનાં આ રીતરિવાજમાં ઘણું ખર્ચ થઇ જાય છે. પણ તે બધું તેના એક ગાયન અને નાચ આગળ કુરબાન છે, ટુંકમાં એટલુંજ કે કંઇ વિશાતમાં નથી. તે રીતની સમજ પાડયા પછીમનુભાઇ પણ તે પ્રમાણે વર્તવા તૈયાર થઇ રહ્યો હતો.

મનુભાઇ ચંપુના બંગલા આગળ આવી પહોંચ્યો. તેણે પોતાના મિત્રોની સાથે જેવો બંગલાના દ્વારમાં પ્રવેશ કર્યો કે, ચંપુએ સામે આવી હર્ષ ભર્યો આવકાર આપ્યો અને સરસ બિછાવેલા કીનખાબના ગલીચા ઉપર ગોઠવેલી બેઠકોમાં તેમને આદર કરી બેસાડયા. મનુભાઇ ચંપુના બંગલાની અંદરનો ઠાઠ જોઇને ચકિત થયો. બે ઘડી પોતાના બંગલાના વૈભવને વિસરી ગયો અને નાયકણના વૈભવ ઉપર તે મોહી પડયો. થોડી વાર બેઠા પછી તેનો સારો સત્કાર થયા બાદ નાચ ગાયનની શરૂઆત થઇ. ચંપુના ઉસ્તાદોએ મૃદંગ, સારંગી વિગેરે વાજીંત્રો હાથમાં લીધાં. ને તેને સૂર તાલમાં મેલવાની તૈયારીમાં છે, તેટલામાં એક બીજો શેઠીયો આવી પહોંચ્યો. ચંપુએ તેને ઘણા પ્રેમથી આવકાર આપ્યો ને તે પણ સૌની સાથે બેઠકમાં આવી બેઠો. તે પછી ગાયન શરૂ થયું. વાજીંત્રોના ઝીણા નાદની સાથે ચંપુએ પોતાના કોમળ કંઠમાંથી ઝીણા સ્વરને ઉંચે ચઢાવી, હાં–હાં નાં લહેકાથી લલકારીને લટકાં કરી ગાયન ગાવું શરૂ કર્યું. રાત્રીના વખતે મહનર રાગ રાગણીનાં સુર વાળાં વાજીંત્રોની સાથે પૂરાં સોળ વર્ષની વયની યોવનવતી સૌંદર્યવાન સુંદરીએ જેવું પોતાના કોકિલા સ્વરમાં લલકારીને ગાયન ગાવું શરૂ કર્યું કે, તે જોઇને મનુભાઈ જડ રૂપ બની ગયા. તેનું બધું ચૈતન્ય તેની પાસેથી હરાઇ ગયું. વગર નિમિષે આંખ તેની સામે જોઇ રહી. જેમ જેમ તેના સામે નજર ઠેરવી જોતો રહ્યો, તેમ તેમ તેનું શરીર કામ વિકારથી વિકારી બનતું ગયું. ચંપુએ ઊંચા કિસમની સોનેરી બુટાદાર લાલ ઘેરા રંગની બનારસી સાડી દક્ષિણી પહેરવાસમાં પહેરી હતી. સાડીનો સોનેરી પટો પગ આગળથી પાટલી માંડી, કમરે કસકસતો કછોટો વાળીને આખા બદન ઉપરથી ખભા આગળ થઇને વાંસાના ભાગપર જતો હતો. હૃદયના ઉરનો ભાગ ઢાંકવા માટે કસકસતી લીલા રંગની, ઉચી મખમલની સોનેરી જીક અને કસબ ભરેલી ચોલી પહેરેલી હતી. ચોલીની બાંહની લંબાઇ કોણીના ઉપરના ભાગ સુધીની હતી. અને તે આખી બાંહને વચમાં સોનેરી બુટાઓ મૂકાવી

બેઉ બાજુના ખભાના ભાગ ઉપર સોનેરી ભરતના પોપટ અને મોર મૂકાવ્યા હતા. અને બાંહની નીચેની પટીને સોનેરી જીક નકસી કારીગીરીથી ભરાવી પટીની નીચે લટકતા મોતીનો તાર ગુંથ્યો હતો. તે તેજથી તગતગતી ગૌરવર્ણની ભરાઉ કોણીના ચડીયાતા ભાગ ઉપર શોભી રહેતો હતો. ગળામાં પહેરેલો મોતીનો હાર છાતીના ઉપસેલા ભાગ સુધી લટકતો રહી, અલૌકિક શોભા આપતો હતો. ગૌરવર્ણું ગોળ મુખારવિંદ બત્તીની જ્યોતમાં ચંદ્રમા સમાન શોભા આપતું હતું. નાશીકામાં શોભી રહેલી હીરા માણેકની નથડી, કાનમાં શોભી રહેલાં હીરાનાં એરીંગ અને ખુલ્લાં માથાં ઉપર વાળમાં સેંથો તથા વાંકીયાં પાડી ગુંથેલા વાળનો વાજેલો અંબોડો, હીરા જડિત ચક્ર તથા ફુલની ગુંથેલી સુંદર વેણી અને તેની ઉપર શોભી નીકળે તેવાં લાલરંગનાં ગુલાબનાં છુટાં ખોસેલાં પુષ્પોથી અત્યંત શોભા આપતો હતો. હસ્તમાં પહેરેલાં હીરા જડિત કંકણ અને અંગુલીમાં પહેરેલી નાજુક અંગુઠીયો શોભામાં ઘણોજ વધારો કરતાં હતાં. પગમાં પહેરેલાં ઝીણી ઘુઘરીનાં નેપુર ઠમકતી ચાલમાં ઝણઝણાટ કરી કર્ણને આનંદ આપતાં હતાં. આવી અલૌકિક ભાસવાળી શણગારાયલી સુંદરી, મનુ જેવા દુનિયાથી બેવાકેફ અને નાદાનને મોહ પમાડવાને સાંગોપાગ પુરતી હતી. તેમાં વળી હાથમાં વીણા તેણે ઝીણા નાદે લઇ ઉપાડેલાં ગાયને મનુની શુદ્ધ ભુલાવી હતી. તેની નજરે તો ઉર્વસી કે મેનકા ઇંદ્રની આજ્ઞાથી ડોલાયમાન થતાં ઇંદ્રાસનને બચાવવા સારૂ છળકપટ કરી કોઇ તપસ્વીનું તપ છોડાવવાને મૃત્ય લોકમાં ઉતરી હોયની ! યા સાક્ષાત્ કામદેવે સ્ત્રીનો અવતાર લેઈ આખી દુનિયાને ચલાયમાન કરવા ઇચ્છયું હોયની ? તેવોજ ભાસ આપતી હતી અને તેથીજ તે જડ બની ગયો હતો. ચતુર નાયકણ તેની આવી દશાને સમજી ગઈ અને હાથમાં ચાંદીની ગુલાબદાની લેઇ તેમાં ભરેલું સુવાસિક ગુલાબજળ મનુ ઉપર છાંટયું. તે છાંટતાની સાથે મનુ બેશુદ્ધિ રૂપ સમાધીમાંથી એકદમ જાગૃત થઇ શુદ્ધીમાં આવ્યો. બગાસું આવ્યું ને, માથું ખજવાળી, આળસ મરડી બરાબર સાવધ થયો. ગાયન ચાલુ હતું તેમાં ધ્યાન ગયું તેથી આનંદ મળવા લાગ્યો. તેમાંથી ઝરતો રસ ઝીલવા લાગ્યો તે મળતો સ્વાદ લેવા લાગ્યો. ચંપુએ મનુને બરાબર સાવધ થએલો જોઇ મુજરો કરવો શરૂ કર્યો. વામન, મદન પોત પોતાની આગળના મુજરામાં પાંચ પાંચ રૂપિયાની નોટ આપી ચુકયા. હવે મનુનો વારો આવ્યો. ચંપુએ તેની પાસે આવી મજરો કર્યો હાવ ભાવ કર્યા ને નખરો કર્યો. મનુ પ્રસન્ન થયો. પોતાના

ગજવામાં હાથ નાંખી, એક ગીની કાઢી ચંપુને આપી. હવે મનુના ખીસામાં કાપ મૂકાવો શરૂ થયો. ચંપુને જોર આવ્યું. આનંદાવેશ પ્રવેશ થયો. ને મુજરાપર મુજરો કરવા લાગી મનુ પાસે મુજરો કર્યા પછી પેલા અજાણ્યા શેઠીયા પાસે મુજરો કર્યો. તેણે મનુ કરતાં આગળ વધી જઇને પચીસ રૂપિયા આપ્યા. આમ તાલ ઉપર તાલ, થાપ ઉપર થાપ ને મુજરા ઉપર મુજરો થવા લાગ્યો. પેલો અજાણ્યો શેઠીયો ને મનુ ચડસા ચડસીમાં આવ્યા. એક બીજાથી વધારે વધારે રૂપિયા આપતા ગયા. એમ કરતાં મનુના ત્રણસો રૂપિયા કપાઈ ગયા. ગાયન પૂરૂં થયું ને શાંતિ પ્રસરી. મનુને આજનાં ગાયન અને નાચથી ઘણી મજા પડી. ચંપુએ તેનું ઘણુંજ સ્વાગત કરી તેનું મન રીઝવ્યું. હાવ ભાવ કરી તેનું મન હરી લીધું. ચેન ચાળા કરી તેનું મન ચોરી લીધું. અને મનુ તેની આગળ આધીન થયો. વખત પણ ઘણો ગયો ને હવે ઘેર જવા ફિકર થઇ જેથી મનુએ સૌની રજા માગી. ચંપુએ કહ્યું. શેઠ, રાત ઘણી મોડી થઇ છે, માટે અત્રેજ રોકાઇ જાઓ. સવારમાં વહેલા ઉઠી ચાલ્યા જજો. મનુને રોકાવાનું તો ઘણું મન થયું પણ પિતાના ઠપકાના ભયથી તેમ બન્યું નહિ. જેથી નહિ રોકાવાનું કારણ જણાવી દીલગીર થયો. ચંપુ પણ તેથી દીલગીર થતી હોય તેવો ભાવ કર્યો. આખરે મનુ રજા લઇ, જવા તૈયાર થયો ત્યારે ચંપુએ કહ્યું કે, શેઠ, રોજ પધારતા જજો. આ ઘર ને હું તમારાંજ છીએ. અમને વિસારશો નહિ. અમને ભૂલી જશો નહિ. જોઇએ તો મદન અને વામન ન હોય તો એકલા સુખેથી પધારજો અને આ દાસીને દર્શનનો લાભ જરૂર આપશો. મનુ તેની આ વાણીથી દાન બની ગયો. જાણે ચંપુજ પાસે તેનો થઇને રહું ! એવું તેના દીલને થઈ આવ્યું. પણ તે સ્વતંત્ર ન હતો. જેમ ચંપુની આકર્ષક શક્તિમાં તે પરાધિન થઈ પડયો, તેમ ઘરમાં પિતાની હાજરીથી પરાધિન હતો. એટલે તે તેમ કરી શકયો નહિ. જેથી તે બાબતમાં ચંપુનો ઉપકાર માન્યો. જાણે ચંપુ તેના જવાથી અત્યંત નારાજ થતી હોય, તેવો ભાવ કરીને બોલી કે, શેઠ, તમોને જવા વગર ચાલે તેમ નથી, તો તેમાં મારાથી ના કહેવાતી નથી. પણ હવે પાછા કયારે પધારશો તે કહો ?

મનુ—ચંપુ ! વ્હાલી ચંપુ ! ! તને તજીને મારે ઘેર જવા મને બીલકુલ ઇચ્છા થતી નથી પણ આપણે બધી બાજુ જોઇ તપાસીને વર્તવું જોઇએ. અને તેટલા વાસ્તે જ મારે ઘેર જવું જોઇએ છે. પણ હું જરૂર તને કાલે પાછો મળીશ.

ચંપુ—વહાલા ! જરૂર પધારજો. જો તમારા દર્શનનો લાભ કાલે નહિ મળે તો આ દાસીની દશા બહુ બુરી થશે. માટે તેવા સંકટમાં આ રંક દાસીને રવડાવશો નહિ.

મનુ—નહિ, નહિ. હું ખચીત આવીશ. ચંપુ ! તારા સમ. જરૂર આવીશ. તું ચિંતા કર નહિ.

ચંપુને તેથી જાણે ઘણો આનંદ થયો હોય, તેવું દેખડાવ્યું ને તે પછી મનુ ત્યાંથી રજા લઇ પોતાને ઘેર ગયો.

વાંચનાર ! આ ઉપરનું પ્રકરણ લખીને આ નોવેલને કંઇ બીભત્સ કરવાની ઇચ્છા નહોતી. પણ યુવાન અને નાદાન માણસોના કહેવાતા મિત્રો આવી ગોઠવણ કરીને પૈસા કેવી રીતે કઢાવે છે અને આખરે તેમાંજ કેવા ભીખારી બનાવી મૂકે છે, તે બતાવી આપવાનો મુખ્ય મતલબ છે. ટુંકમાં એટલુંજ કહેવાનું કે, આ નાચ ગાયનના મુજરામાં મનુના ખીસામાંથી ગયેલા ત્રણસો રૂપિયામાં ૧૫૦) ચંપુને, ૧૦૦) વામન—મદનને, ને ૫૦) કરી રાખેલા સંકેત પ્રમાણે પેલો અજાણ્યો શેઠીયો થઇને આવ્યો હતો તે સરવેની વાટણીમાં વહેંચાયા. અને મદન—વામન જેવા લુચ્ચાઓને એક માસની ખરચી વાત વાતમાં નીકળી આવી.

---

# પ્રકરણ ૩૩ મું.



## ભાનુનું ભણતર.



વાંચનાર ! ઘણા વખત પછી હવે જરા તારી નજર ભાનુમતી તરફ ફેરવ. મા બાપની લાડકી ભાનુમતી રોજ રોજ ઉમરે મોટી થતી જતી હતી. તેની ઉમર ૭ વર્ષની થવા આવી એટલે આજના જમાના પ્રમાણે તેને લખવા વાંચવાનું શિક્ષણ મેળવવા સ્કૂલમાં મૂકવામાં આવી. પોતે ઘણી હુશીયાર

હોવાથી ને ભણતરમાં ચિત્ત સારૂં રાખવાથી તેના વર્ગમાં તે પહેલો નંબર રાખતી. વળી તે દેખાવડી ને ચાલાક છોકરી હોવાથી તેની મિસ્ત્રેસ પણ તેના ઉપર ઘણી પ્રીતિ રાખતી. શિક્ષકોને હમેશાં હુશિયાર વિદ્યાર્થિ-ઓને ભણાવવામાં ઘણો ઉમંગ રહે છે, ને ઉત્સાહ વધે છે, તેમજ બાળક ભાનુમતીના સંબંધમાં પણ બન્યું હતું. ભાનુમતી ભણવામાં ચાલાક હોઇ, હમેશાં તે પહેલો નંબર રાખતી જેથી તેની મિસ્ત્રેસને તેના ઉપર ઘણો વ્હાલ ઉપજતો. અને હોંસથી તેને ભણાવતી. ભાનુમતીને તેથી સારૂ શિક્ષણ મળવા લાગ્યું જે સ્કૂલમાં ભાનુમતી શિક્ષણ લેતી હતી, તેજ સ્કૂલમાં તેનો વર ચિનુભાઇ પણ શિક્ષણ લેતો હતો. હિંદુ રિવાજ પ્રમાણે અને તેમાં પણ વળી મુંબઇની રીત ભાત પ્રમાણે ભાનુમતી અને ચીનુભાઈ વાર તહેવાર કે સર અવસરે તેઓ એક બીજાને ત્યાં તેમના માબાપના તેડવા મૂકવાથી જતાં આવતાં હતાં. એટલે તેઓ એક બીજાને સારી રીતે ઓળખતાં હતાં. અને જેમ જેમ તેઓ મોટાં અને સમજણાં થતાં ગયાં તેમ તેમ તેઓ એક બીજાંને ખરી રીતે પીછાનતાં પણ શીખ્યાં. એ બાબતમાં ચીનુભાઈની ઉમર કંઇ મોટી હોવાથી ભાનુમતી કરતાં તે વધારે સમજતો હતો. ચીનુભાઇ પણ ભણવામાં ચાલાક અને હુશીયાર હતો. ભાનુમતી શરૂઆતની ભણતરમાં હતી પણ ચીનુભાઇનો અભ્યાસ ઉંચા કલાસમાં હતો. અને જ્યારે બપોરની છુટી પડતી ત્યારે તેઓ ભેગાં થતાં. અને ઘેરથી સાથે લાવેલ ખાવાનું યા પોતાને ભાવે તેવી વસ્તુ ત્યાંથી ખરીદીને સાથે બેસી ખાતાં. બાળ ચેષ્ટા ને વાત વિનોદ કરતાં અને એક બીજાં સાથે હળી મળીને પ્રસન્ન રહેતાં.

જ્યારે કોઇ વાર તહેવાર કે અવસર આવે ત્યારે ભાનુમતી અને ચીનુભાઈનાં માબાપો એક બીજાને ત્યાં તેડવા મોકલતાં. તે વખતે સારૂં સારૂં કરીને ખવડાવતાં. તેઓ જેમ ખુશી રહે તે પ્રમાણે કરતાં. અને તેથી તેઓના હેતપ્રીતમાં રોજ રોજ વૃદ્ધી થતી જતી હતી. ભાનુમતી તેને સાસરે પૂજાતી અને ચીનુભાઈ તેના સાસરાંને ત્યાં પૂજાતા. આમ અરસ પરસ એક બીજાને હેત અને વહાલ દેખાડવતાં. વહેવાઇ વહેવાઇઓ અને વહેવાણુ વહેવાણોમાં પણ ઓછું હેત કે ઓછો હર્ષ નહતો. તેઓ એક બીજાને ત્યાં કંઇ ખાવાની વસ્તુ બનાવતાં ને તે જો ઘણી સારી થતી તો તે એક બીજાને ત્યાં મોકલતાં. આંબાની મોસમ વખતે આંબા અને જે જે ફ્રૂટની મોસમ હોય તે તે વખતે તે તે જાતનું ફ્રૂટ લઈ એક બીજાને ત્યાં મોકલતાં. મુંબઇમાં જાત્રાની વખતે ભરાતા. મેળામાં ભાનુમતી અને

ચીનુભાઇને અરસ પરસ એક બીજા તેડી જઇને તેમને જે ચીજ લેવાની ઇચ્છા થતી તે લઇ આપતાં અને એમ કરી એક બીજામાં ઘણો સંતોષ અને સ્નેહમાં વધારો જણાવતાં.

ભાનુમતી અને ચીનુભાઇ તેમના માબાપોના તેડવા મૂકવાથી એક બીજાને ઘેર જતાં આવતાં તે ઉપરથી એટલું સમજતાં કે, એ બધાં આપણાં છે. અને તેથી જ્યારે તેઓ સ્કૂલમાં ભેગાં થતાં ત્યારે તેઓ એક બીજાને પોતાનાં સમજી સાથે ખાતાં-પીતાં-વાતો કરતાં. અને આનંદમાં રહેતાં. રોજ એ રીતે રહેવા કરવાથી તેઓ એક બીજાનાં મિત્ર સમાન થઈ રહ્યાં. ને એક બીજામાં એટલો જીવ લાગી રહેતો કે, જ્યારે સ્કૂલમાંથી છુટે ત્યારે પણ એક બીજાંના વાટ જોતાં તે ઉભાં રહેતાં. અને જેની ગાડી તૈયાર હોય, જેની ગાડી વહેલી આવેલી હોય તેમાં સાથે બેસી એક બીજાંને ઘેર જતાં. તેનાં માબાપોને તો આથી ઘણો આનંદ થતો. ઘણાં ખુશી થતાં ને ઘણા હર્ષમાં આવી જતાં. નહાનપણથી વેશવાળ કરવાનો જે મૂળ હેતુ તે આથી સફળ થતો સમજતાં અને તેઓમાં સ્નેહની, પ્રેમની અને સંતોષની વૃદ્ધી થાય તેવું પ્રોત્સાહન કરતાં પણ તેને કંઇ અડચણ કરતાં નહીં. આથી તે બાળકોમાં રોજ રોજ સ્નેહની વૃદ્ધી થતી જતી હતી, તેમ તેમ તેના માબાપોમાં પણ હેત પ્રીત વધતાં જતાં હતાં. અને એક બીજાને તેઓ એવી રીતે ચાહતાં કે તેના જેવાં વહેવાઇ વહેવાણોની જોડી બીજે ભાગ્યેજ હોય.

ભાનુમતીને ચીનુભાઇ એકજ સ્કૂલમાં સાથે શિક્ષણ લેતા હોવાથી તેમજ હવે તો એક બીજાનાં પ્રેમી મિત્રો બની જવાથી ભાનુમતી કરતાં ચીનુભાઇએ શિક્ષણ વધારે લીધું હોવાથી ભાનુમતીને શીખવામાં જ્યાં અડચણ કે ભૂલ પડતી તે બાબત ચીનુભાઇને પૂછતી. ચીનુભાઇ તે શીખી ગયેલો હોવાથી તેને શીખવતો ને સમજ પાડતો. તેથી પણ ભાનુમતીને ચીનુભાઈ ઉપર ઘણો ભાવ રહેતો. કોઇ કોઇ વખતે સ્કૂલમાંથી છૂટયા પછી બન્ને જણા પોતાની એક ગાડીમાં સાથે બેસી પાલવા વિગેરે ઠેકાણે ફરવા પણ જતાં અને એક ગાડીને સ્કૂલ આગળથી ઘેર પાછી મોકલી દેતાં. પાલવા ઉપર જ્યારે પહેલે દિવસે તેઓ ગયાં, ત્યારે ભાનુમતીએ પોતાને માટે પોપટ ખરીદેલો તે ઠેકાણું ચીનુભાઇને દેખડાવ્યું. ને પોતાની આગલી વાત યાદ લાવી ભાનુમતી ખુશ ખુશ થઇ ગઇ, પછી તો તે હમેશાં ફરવા જતાં. પાલવા ઉપર ઘણા યુરોપીયન અને પારસી જોડાંઓ-સ્ત્રી પુરૂષો એક બીજાંનાં ગળાંમાં હાથ નાંખી, ને કોઇ પુરૂષ સ્ત્રીનો

હાથ બગલમાં રાખીને ચાલ્યા જતા કે ફરતા માલુમ પડતા. ચીનુભાઈ પાલવા ઉપર ફેરીયાઓ પાસેથી ખારી બદામ, પીસ્તાં, ગંડેરી કે બીજી કંઇ ખાવાની વસ્તુ લેતો અને તે પછી ભાનુમતી ને તે સાથે ખાતાં. એક દિવસ ગંડેરી ખાઇને હાથ ધોવા વાસ્તે ગાડીમાં પડેલા પાણીના લોટામાંથી ગલાસ ભરીને પોતાનો હાથ ધોવડાવવા ચીનુભાઇએ ભાનુમતીને કહ્યું. ભાનુમતી આજે કંઇ એવા જ રંગમાં હતી. તેથી તેણે ના કહી. હું હાથ નહિ ધોવડાવું. હું કાંઇ તમારી સાથે ફરવા હાથ ધોવડાવવા માટે નથી આવતી. ભાનુમતી કરતાં ચીનુભાઇ વધારે મોટો ને સમજણો હતો. ભાનુમતીના આ બોલથી તેને હસવું આવ્યું. તેને હસી પડેલો જોઇ ભાનુમતીએ તે હસવાનું કારણ પૂછ્યું. જે એમાં શું કામ હસો છો. જો તમે મને કામ સોંપશો તો હું હવેથી મારી ગાડીમાં આવતી જઇશ. શું હું તમારી ગાડીમાં આવું છું તેથી તમે મને કામ સોંપો ? જો એમ હોય તો હું ને તમે મારી ગાડીમાં હવેથી આવતા જશું.

ચીનુભાઇ—ભાનુ ! તું મારી સાથે ગાડીમાં ફરવા આવે છે તેથી હું તને કામ સોંપતો નથી. તું ને હું મિત્ર છીએ. તેથી ગંડેરીથી મારા ખરાબ થયેલા હાથ ધોવડાવવા મેં તને કહ્યું તેમાં તું ના શું કામ કહે ? તારે તો મારાં કામ કરવાંજ છે.

ભાનુમતી—પણ મારા હાથ ક્યાં ખરાબ નથી ! આપણો ભૈયો તો સાથે છે. તેને તમે કેમ કહેતા નથી ને મને કહો છો ? મારે તમારાં કામ શા વાસ્તે કરવાં જોઇએ ?

ચીનુભાઇ—તે વખત આવ્યે તને જણાશે. ને તે વારે તું આપ મેળે મારાં કામ કરીશ.

ભાનુ—ના, હું કંઇ નહિ કરૂં ! શું કામ કરૂં ? તેનું કંઇ કારણ ?

ચીનુ—તે તો મેં તને કહ્યું કે, તેનું કારણ ને બારણ વખત આવ્યે તેની મળે તને જણાશે. તેની પહેલાં મારા કહેવાથી તને થોડુંજ જણાય એમ છે ?

ભાનુ—ના. ના. સાચી વાત કરોને કે તમે એમ શા માટે કહ્યું કે, મારે તમારાં કામ કરવાંજ પડશે.

ચીનુ—તું ભણે છે, તે ભણીલે એટલે તેમાંથી તને જણાશે.

ભાનુ—ના, મારે તેમાંથી જાણવાનું નથી. તેને તો હજુ વાર છે.

તમે આજેજ મને કહો. જો નહિ કહો તો આપણી દોસ્તી તૂટશે.

ચીનુ--તું હમેશાં ડાહી હોય ને આજે આમ ગાંડી કેમ થઇ છે. મેં તને કહ્યું નહિ કે મારે તને કહેવા કરતાં તું તારી મેળે તે જાણી શકીશ. તો પછી હમણા જાણવાની તું શું કામ હઠ કરે છે?

ભાનુ—ત્યારે હું પણ કામ કરવાના વખતે તે કરત. તે પહેલાં તમે પણ મને આજે શું કામ એમ કહ્યું? ને હવે તેનું કારણ પણ મને કહેતા નથી.

ચીનુ—જો, ભાનુ!! સાંભળ. આપણે બેઉ એક બીજાં સાથે વેવીશાળથી જોડાયાં છીએ. અને તે સંબંધથી, જ્યારે આપણા લગ્ન થશે, એટલે તું મારે ઘેર આવી રહીશ ને તે વખતે હું તને જે કામ કહીશ તે તું મારે માટે કરીશ. લે! હવે સમજી કે નહિ?

ભાનુ—જેવાં લગ્ન મારા મનુભાઇનાં થયાં તેવાંજ?

ચીનુ—હા, તેવાંજ.

ભાનુ—તે પછી તમે મને ઘણું કામ સોંપશો?

ચીનુ—કેમ?

ભાનુ—મારાથી તે બધું નહિ થાય.

ચીનુ—તારાથી થાય તેટલું કહીશ.

ભાનુ—શું કહેશો?

ચીનુએ ચટ દઇને હેતથી એક લપડાક હળવે હાથે ભાનુના ગાલ પર મારી. ભાનુ હસી પડી. શું કામ મારો છો કહી, ચીનુનો હાથ ઝાલ્યો. ને હવે જો મારશો તો હું પણ તમને મારીશ. એમ કહી પછી બીજી વાતમાં પડયાં. ને વખત થઇ જવાથી કોચમેનને ગાડી ઘર તરફ લેવા કહી, ઘેર આવ્યાં.





# પ્રકરણ ૩૪ મું.



## મનુની બદલાયેલી સ્થિતિ.





પુને ત્યાંથી રજા લઇ મનુ ઘેર આવ્યો. ને પોતાના સુવાના ઓરડામાં જઇ સુતો. પણ આજે તેને ઊંઘ આવી નહિ. મનુની સ્ત્રી પદમાવતી તેની વાટ જોતી બિછાનામાં આળોટતી હતી. તે મનુભાઇના આવવાથી તેને પ્રસન્ન કરવા કેટલીક જાતનાં વાનાં કરવા લાગી. પણ આજે મનુભાઇને આનંદ પડતો નહોતો. પતિ પર વહાલ રાખનારી–પતિને પૂજનારી–પતિ પરાયણ પ્રેમી સ્ત્રીએ પોતાના પતિને રીઝાવવા આજે ઘણો યત્ન કર્યો, પણ પતિની મુખમુદ્રા પર જરા પણ પ્રસન્નતા આવી નહિ. જેથી લાચાર બની. અને આજે પોતાના પતિનું ચિત્ત ચકડોળે ચડેલું જોઇ કાલા વાલા કરી તેનું કારણ પૂછવા લાગી. પણ રોજનો નિર્દોષ અને નરમ લાગતો પતિ આજે સખ્ત અને કઠોર જણાવા લાગ્યો. ચંપુને ત્યાં જઇ આવ્યા પછી મનુને ચંપુનો એટલો નાદ લાગ્યો કે તેની સરખામણીમાં પોતાની સ્ત્રીને તુચ્છ ગણવા લાગ્યો. જેથી તેના ઉપરનો રોજનો જે પ્રેમ હતો, તે આજે ઉડી ગયો. અનેક યુવતિઓના રૂપ ગુણને ભુલાવે એવી મનુભાઈની સ્વરૂપવાન સ્ત્રી પદમાવતી આજે મનુભાઇની નજરમાં ચંપુથી હલકી જણાવા લાગી. ચંપુનો નખરો, તેનો હાવ ભાવ, તેના બોલવાની મધુરતા; તેની સરખામણી આગળ પદમાવતીનું એકે ચિત્ર કે એકે ચારિત્ર તેની નજરમાં આવ્યું નહિ. જેથી આજે ઉદાસ અને નિરાશ થયો. મનુ ભલે પોતાની સ્ત્રીને ચંપુની સરખામણીમાં ઉતરતી ગણે પણ તે તેવી ન હતી. તે અતિ સ્વરૂપવાન, અતિ ગુણવાન, અતિ લાયક ને અતિ જાતવંત

હતી. હીરાને કાંકરો સમજનારા મનુ જેવા ગતિ આગળ ભલે તેની ખરી કીમત નહોતી અંકાતી, પણ તે ખરૂં અને કીમતી રત્ન હતું. અને તે રત્ન પણ અમુલ્ય હતું. પરંતુ સંજોગના આગળ આધિન હતું. પતિની આજે નબળી અને દુર્ગુણી સ્થીતિ જોઇ તેના મનને અતિ વિલાપ થયો પણ તેમાં તેનો બીજો ઉપાય નહોતો જેથી પોતાથી બનતો સર્વ પ્રયત્ન કરતાં જ્યારે પોતાનો પતિ ન જ રીઝયો ને ન જ માન્યો એટલે તે થાકીને સુઇ ગઇ.

પદમાવતીને ઊંઘ આવી ગઈ. પણ મનુભાઈ તો આજે મહા વિચાર સાગરમાં પડયો હતો. ચંપુનું ચિત્ર તેની નજર સામે ખડું થતું હતું. ચંપુની આશા ઉપર આનંદના મહેલ બાંધતો હતો. અને ચંપુમાં તે એટલો લીન થઇ ગયો હતો કે, જો ચંપુ કદાચ ને મુંબઇ છોડી જાય તો તેના વગર મનુની શી હાલત થાય તે જાણવું મુશ્કેલ સરખું થઇ પડે. તેના તે વિચારમાં મનુનો ઘણો વખત જવા પછી આખરે ઊંઘ આવવા લાગી ને તેથી તે સૂઇ રહ્યો.

સવાર પડી. સૌ ઊઠયાં. પરંતુ મનુને રાત્રીનો ઉજાગરો હોવાથી તે ઊઠયો નહોતો પણ તે હરીકીર્ત્તનમાંથી મોડો આવ્યો હશે તેથી મોડું સુવાથી મોડો ઊઠશે વિચારી તેના ઉપર કોઇએ ખ્યાલ કર્યો નહિ. રાત્રીની બીનાથી તેની સ્ત્રી પદમાવતીને ઘણું લાગી આવ્યું હતું જેથી તે રોજની માફક આજે હુલાસમાં નહતી. પણ સ્હેજ તેના શરીરે સારૂં નથી એવો ભાવ જણાવી તેણે ખરી વાત છુપાવી કોઇને કહી નહિ. એટલે આજના બનાવથી બધાં અજાણુ રહ્યાં. પહોર દીવસ ચડયા પછી મનુભાઈ ઊઠયા. મોઢું ધોઇ સાફ કરી બધાં કામથી પરવારી પિતાની બ્હીકે તે વહેલો તૈયાર થયો. પણ તેની આંખો ઉપર રાત્રીના ઉજાગરાનો સજ્જડ ભાસ જણાતો હતો તે જોઇને માધવદાસ સમજ્યા કે હરીકીર્ત્તન રાત્રે ઘણું મોડું ખલાસ થયું હશે જેથી મનુ મોડો ઉઠયો ને આંખો પર પણ તેવો ભાસ જણાય છે. મારી એ ભૂલ થઇ કે, આટલું મોડું ત્યાં થશે તેમ હું સમજ્યો નહિ ને મેં રજા આપી. રાત્રીના ઉજાગરાથી તો તબીયત બગડી આવે ને તે વખતે પસ્તાવું પડે. તે કેટલે વાગે આવ્યો તે જાણવા માટે માધવદાસે પ્રશ્ન કર્યો કે; મનુ ! બેટા !! તું કયારે આવ્યો ? હરીકીર્ત્તન કયારે ખલાસ થયું ? તારી તબીયત તો સારી છે ને ? જો ને બેટા તું આજે ઘણો મોડો ઉઠયો ને આંખો પણ લાલ જણાય છે. મનુએ કહ્યું, બાપા ! હરીકીર્ત્તનતો રાત્રે બાર વાગેજ ખલાસ થયું

ને તરતજ ત્યાંથી હું અત્રે આવ્યો. પણ ઊંઘનો રોજનો ટાઇમ ચાલ્યો જવાથી આવતાંની સાથે ઊંઘ ન આવી ને મોડી આવી જેથી મોડું ઊઠાયું. પણ મારી તબીયત તદ્દન સારી છે.

બાપા—ઠીક. બેટા! તારી તબીયત સારી હોયતો અમને મોટો આનંદ. પણ હવે ઉજાગરો કરીશ નહિ.

મનુ—નહિ ઉજાગરો કરવા હું પોતેજ રાજી નથી. આતો બધા ગયા તેથી જવું પડયું. નહિ તો જરૂર શું?

બાપા—તેની ફીકર નહિ.

તે પછી જમીને માધવદાસ શેઠ દુકાને ગયા. મનુએ થોડીક ઊંઘ લીધી. ને પછી સાંજના ચાર વાગે ગાડી જોડાવી ઓફિસમાં આવ્યો ત્યાં થોડીક વાર કામ કાજ તપાસી, ઓફિસનો ટાઇમ ખલાસ થતાં મદન તથા વામનને સાથે લઈ ફરવા ગયો.

ચંપુને ત્યાંથી મનુ છુટો પડયા પછી મદન અને વામન કલબમાં આવ્યા. તે હવે પછી શું કરવું તેનો વિચાર કરવા બેઠા. જે માણસ જેને ત્યાં રહીને તેનુંજ હમેશાં ખોટું અને ખરાબ કર્યા કરે તેને ભારે ચિંતા રાખવી પડેછે તેમ મદન અને વામન માધવદાસ શેઠને ત્યાં રહી તેનુંજ–તેના છોકરાનું ખરાબ કરતા હતા. તે તેને ત્યાં રહીને કરવાથી તેને ભારે આફત અને ચિંતા રૂપ હતું. માટે હવે તેનો રસ્તો કરવાનું તેઓ શોધતા હતા ચંપુને ત્યાં મનુની થઈ પડેલી સ્થીતિ અને તેને ચંપુ ઉપર ઉપજેલો મોહ તેઓ સારી રીતે જોઇ શકયા હતા. જેથી હવે તે શીકાર પોતાના હાથમાંથી છટકી જવાની દહેશત તેઓને રહી નહોતી. પણ હવે તે શિકારને તો પૂરો પાયમાલ કરવો હતો. તે માધવદાસ શેઠની હૈયાતીમાં તેને ત્યાં જ નોકરી રહીને કરવાનું મદન અને વામન જેવા ગમે તેવા ઉખડેલ છોકરવાનનું ગજું નહોતું. જેથી તેવી તેને હિંમત નહોતી. પણ ઉલટું તેઓ તો એવું ધારતા હતા કે, હવે આપણે માધવદાસ શેઠની નોકરી છોડીને આ કામ આગળ ચલાવાય તો ઠીક માટે આજે તેજ બાબત ઉપર વિચાર હતો. વિચાર કરી છેવટે એવા નિર્ણય ઉપર આવ્યા હતા કે, આજે મનુને મળ્યા પછી તેની પૂરતી હકીકત અને વિચાર જાણીને કોઈ રસ્તો નક્કી કરવો, એવું ઠરાવ્યું હતું. એટલે તે પણ મનુભાઈની એકાંતની મુલાકાત માટે ઈંતેજાર હતા. પણ તેને તો વગર કહે મનુભાઇએ પોતેજ પોતાની સાથે ઓફિસમાંથી ફરવાને

સાથે લીધા. એટલે ભાવતું હતું ને વૈદે કહ્યું તેવો ઘાટ થઈ પડયો.

મનુ અને તેના મિત્રો ગાડીમાં બેઠા પછી, આજે પાલવા કે ચોપાટીપર હવા ખાવા ન જતાં ગાડીને વિકટોરીયા ગારડન પર લેવા મદને મનુને કહ્યું, ને તે પ્રમાણે કોચમેનને હુકમ કરવામાં આવ્યો. જેથી કોચમેને વિકટોરિયા ગારડન લઇ જવા ગાડી ચલાવી. રસ્તામાં ચંપુનીજ વાત ચાલી. વાંચનાર! તેમાં બીજું નવું ને વિશેષ શું કહેવાનું હોય પણ મનુભાઇ ચંપુની નાદમાં ગાંડા બન્યા હતા. ને તેમાં તેને વધુ ગાંડો બનાવવાને મદન અને વામન રૂચીકર થઇ પડે તેવી વાતો કરી તેમાં રસ ભરતા ગયા. અને તેમ કરતાં વિકટોરિયા ગારડન આવ્યો એટલે બધા મિત્રો ગાડીમાંથી ઉતર્યા. અને બગીચામાં દાખલ થઇ છેક અંદરના ભાગમાં વૃક્ષો નીચે એક સારો બાંક હતો તે ઉપર જઇ બેઠા તે પછી વામન વાતને છેડતાં બોલ્યો કે, કેમ? મદનલાલ! મેં તમને કહ્યું નહોતું કે, મનુભાઇ એક વાર ચંપુને જોશે તો પછી ગનતારા ને સંભારશેજ નહિ. આપણી તો ગુંન્તશ નહિ તેથી શું કરીએ. પણ જો હું મનુભાઇ જેવી સ્થીતિમાં હોઉં, તો એક મિનિટ પણ ચંપુ વગર પસાર થવા દેઉં નહિ.

મદન—વામન! તે શું તારા કરતાં મનુભાઇ ઓછા પ્રેમી છે? કે તે તેમ નહીંજ કરે તેવી તને ખાત્રી થઇ? પણ તું જાણે છે કે, તે સ્વતંત્ર નથી તેના બાપના તાબામાં છે. બધો કારભાર તેના બાપા ચલાવે છે. પણ તે બધું આસ્તે આસ્તે પોતાને ઘટતી ગોઠવણ કરી લેવાની સગવડમાં રહેશે.

મનુ—મિત્રો! મને પણ આજ આખી રાત્રે એજ વિચારથયો છે. હવે મારે શું કરવું તે માટે મને પણ થોડી સલાહની જરૂર છે. ને તે સલાહ તમે બરાબર આપશો કે જેથી આપણને કંઇ હરકત ન પડે ને આપણું કામ સરળ અને બરાબર ચાલ્યું જાય.

મદન—મનુભાઇ! આમાં એકલી સલાહ કંઇ ઉપયોગની નથી. તેની સાથે ખરચ કરવાનું પણ કંઇ સાધન હોવું જોઇએ જો તેની જોગવાઇ હોયતો પછી એવા તો ઘણા રસ્તા છે કે, જેથી કોઇને કળ ન પડે તેમ આપણું કામ ગુપ્ત પણે ચાલ્યું જાય. અમે ખરેખર દીલગીર છીએ કે, તમારા સુખ અને મોજ મજાહ માટે ખરચવાને અમારી પાસે નાણું નથી પણ મનુભાઈ! અમે તમને ખાત્રી આપીએ છીએ કે, તમારી

દોસ્તી આગળ અમને બીજું કંઇ વિસાતમાં નથી.

મનુ—મિત્રો તે વાતની મને ખાત્રી છે. પણ હું કંઇ તમારે પૈસે સુખ મેળવનારો કે મોજ મારનારો તમારો મિત્ર નથી. તમો જો કે નાણાવાળા નથી છતાં હોય પણ તો મારે માટે તમને નાણાં શા માટે ખરચાવવાં જોઇએ? તેમ હું પણ એવો મિત્ર નથી કે, હું એકલો મોજમજા મેળવીશ ને, તે વખતે મારા મિત્રોને ભૂલી જઈશ. પણ આપણે બધા જાણીએ છીએ તેમ મારા પિતાને આધિન છું. ને તેથી જ આપણે કંઇ એવી સગવડ કરવી જોઇએ કે આપણું કામ ચલાવવામાં આપણે અડચણ ન આવે, ને હરકત ન પડે.

વામન—તે વાત ખરી છે. મદનલાલ! પણ તેમાં અત્યારે ઘણો વિચાર કરવા જેવું શું છે? અત્યારે તો મનુભાઈ એમ કરે કે, આજ સુધી તેમને પાકેટ ખર્ચના જે માસીક પચાસ રૂપિયા મળે છે, તે હવે પૂરા થતા નથી એમ જણાવી તે વધારે મેળવવાની માગણી તેમના બાપા આગળ કરે. ને જો મનુભાઇથી દશ હજાર રૂપિયા જેટલી સવડ બની શકતી હોય તો એક વખત એટલી રકમ કાઢવી પડે એટલું જ. પણ પછી તો તેમાંથી માસિક હજાર કે તેથી વધારે પણ રૂપિયા પેદા થાય એવો આપણે ધંધો શરૂ કરીએ. કે જેથી આપણને કોઈ દીવસ પાછી નાણાની જરૂર પડે નહિ.

મદન—શાબાસ! વામનરાવ!! તેં ઠીક નજર પહોંચાડી છે!!! પણ જો તેમ મનુભાઇથી બને તોજ તે થાય. ને તે ઘણુંજ ઉત્તમ થઇ પડે. દશ હજારમાં આપણે સુખેથી સારો ધંધો ચલાવી શકીએ. એટલી મારે ઓળખાણ ને લોકોમાં મહોબત છે. હૈદ્રાબાદના નવાબો, કાઠિયાવાડના કેટલાક રજવાડાઓ અને ઉત્તર હિન્દુસ્તાનના ઘણા જાગીરદારો સાથે મને ઘણોજ સારો સંબંધ છે. તે જો આપણો પોતાનો ધંધો થાય તો તેઓ પણ આપણને ઉપયોગી ને કામના થઇ પડે.

મનુ—જો દશ હજાર રૂપિયાની સગવડથી આપણું ધાર્યું થતું હોય તો તેમ કરવું સારૂં છે. પણ મારી પાસે તેટલી રકમ તૈયાર નથી, માટે આપણે શું કરી શકીએ.

વામન—હિંમત હોય તો બધું થાય. જો તમારી પાસે કાંઇ નથી તો તમે ચંપુનું મોં કેટલા દિવસ જોઇ શકશો. તમારે તો ગમે તેમ સગવડ કરવી જોઇએ.

મદન—પણ વામન! તું જ કહે ને કે તે શામાંથી કરે. તું જાણે તો છે કે, તે તેના બાપને આધિન છે. માટે તેનાથી કેમ બની શકે?

વામન—કરવા ધારે તેનાથી બધું થાય તું જાણે છે કે, રામને નામે પથરા તર્યાં, પણ આપણે નામે વહાણ પણ ન તરે. તેમ મનુભાઇના નામે મુંબઇમાં શું ન થાય?

મનુ—જો મારા નામથી કંઇ બનતું હોય, તો તેમ કરવા હું તૈયાર છું.

વામન—તમારા પોતાથી ને તમારા નામથી ઘણું બને. પણ મરદાનગી રાખો તો જ બને. જો તમારા હાથની આંગળીએ વીંટી છે. તે કંઈ નહિ તો ચારેક હજારની કીમતની હશે. તે વેચીને રૂપિયા કરો. ને તમારા બાપા પૂછે તો કહેજો કે, નળ આગળ વીંટી ઉતારી હાથ ધોવા બેઠો ને પછી ત્યાં ભૂલાઈ ગઈ તેથી ખોવાઇ ગઇ! ને બીજું એ કે, બોલાવીએ એક દલાલને કે તે તમારા નામે પાંચ હજાર રૂપિયા રસીદ ઉપર લાવે એટલે દશ હજારનો જોગ થઈ જાય. પણ તમને તેટલી હીમત છે? જો હીમત હોય તો જ મોજ શોખ ભોગવવાની વાત કરજો નહીંતો બંગલામાં બેઠા મજા કરો. અને ચંપુના નામને ભુલી જાઓ.

ચંપુનાં નામને પણ ભૂલી જવાની વામનની વાતે મનુને વીંધી નાખ્યો. તે જોરમાં આવ્યો–ઉશ્કેરાઇ ગયો ને વામનના કહેવા પ્રમાણે બધું કરવા તૈયાર થયો. જેવી મનુએ પોતાની તે ઇચ્છા જાહેર કરી કે, વામન–મદન સાથે જ બોલી ઉઠયા–શાબાસ! મનુભાઇ!! શાબાસ. આખર સિંહના તે સિંહ જ હોય છે. તેમ તમારી જેવી વકી રાખેલી, તેવા જ તમે નીકળ્યા!

વામન બોલ્યો, પ્રિય મનુભાઇ! મને માફ કરજો કે, મેં તમને સખ્ત શબ્દોમાં કહેવું પડયું છે, પણ તે વગર આપણાથી કંઇ બની શકતે નહિ. જેથી તમને કાંટો ચડવા કહેવાયું છે. માટે કંઈ ખોટું લાવશો નહિ.

મનુ—વાહ, વામન! એ શું બોલે છે? આપણા વચ્ચે તેવું કદી પણ બનવાનું નથી.

વાંચનાર! એ પ્રમાણેનો વિચાર નક્કી કરી, મિત્રો પોત પોતાને ઠેકાણે ગયા. મનુ પોતાને ઘેર જતાં રસ્તામાં ચંપુને ત્યાં ગયો. બે ઘડી તેની પાસે આનંદ મેળવ્યો. તેટલામાં આગળથી કરી રાખેલા સંકેત પ્રમાણે એક કાપડવાળો ચંપુ પાસે ઉઘરાણીએ આવીને કહેવા લાગ્યો કે, બાઇ! જો આજે આંકડો ચૂકાવી આપો તો અમને નાણાભીડમાં ઘણું કામ લાગે.

ચંપુ—તું આજે કયાં આવ્યો ! જા ફરી વખત આવજે.

કાપડીઓ—બાઈ ! મને નાણાની ઘણી જરૂર છે, તેથી આવ્યો છું. માટે આજે આપો તો ઘણું સારૂં.

ચંપુ—તને એકવાર કહ્યું નહિ કે બીજી વખત આવજે. ગમે તેવું સારૂં માણુસ ઘેર આવ્યું હોય, પણ તમે લોકોને ઉઘરાણી કરતાં લાજ નહિ.

મનુ સમજ્યો કે, ચંપુ પાસે રૂપિયા છુટા હશે નહીં. ને કાપડીયાને ઘણી જરૂર છે. તેથી તે રૂપિયા વગર જશે નહિ માટે તેણે પૂછ્યું કે—કેટલો આંકડો છે ?

ચંપુ—નહિ રે શેઠ ! હશે પચાસ કે સો. તેમાં શું મોટી વાત પણ કાપડીઆને અધીરાઇ ઘણી.

મનુ—એમ જ હોય ! તેને ચુકાવી આપો. લો રૂપિયા હું આપું છું. એમ કહી કાપડીયા પાસેથી આંકડો માગી તે હાથમાં લીધો. તે રૂ. ૭૬)≡ નો હતો. પોતાના ખીસામાંથી પંચોતેર રૂપિયા કાઢી તેને ચૂકાવી આપ્યા ને આંકડા પર કાપડીયાની સહી લીધી.

ચંપુ—શેઠ ! મારે હમણાં તેને રૂપિયા નહોતા આપવા પણ તમે ચૂકાવી આપ્યા તો ઠીક. હું તમને આપી દેઇશ.

મનુ—અરે, વાહ ! ચંપુ ! ! તું પણ ઠીક છે. મેં તારી પાસેથી લેવા વાસ્તે આ આંકડો ચૂકાવી આપ્યો છે કેમ ?

ચંપુ—વહાલા ! એ તો આપની મોટી મહેરબાની છે. પ્રિયે ! ગઈ કાલે આપ કહી ગયા મુજબ આ દાસીની સંભાળ લેવા આવ્યા તેથી મને ઘણો આનંદ થાય છે. હું આપનીજ વાટ જોતી હતી. જો ન આવ્યા હોત તો આ દાસીને ઘણું દુઃખ થાત.

મનુ—એમ કેમ બને ? હું તને કહી જાઉં ને પછી આવું નહિ ! એવો હું વચન ભંગ નથી. તને મારા ઉપર પ્રેમ આવે ને હું તેને ઓળખી શકૂં નહિ, એવો પ્રેમહીન હું પણ નથી.

ચંપુ—મારા વાહાલા ! હું તો આપને જ આધારે છું આપ મારા પ્રાણાધાર, મારા જીવનહાર છો.

ચંપુના પ્રેમ યુક્ત શબ્દોથી મનુ હર્ષઘેલો થઇ ગયો. પરંતુ ટાઇમ ઘણો થઇ ગયો હોવાથી ઘેર વહેલું જવાની ઘણી જરૂર હતી. તેથી ચંપુની રજા લઇ, તુરત ઘેર આવ્યો.

..............................



# પ્રકરણ ૩૫ મું.



## એમ વી. ઠાકરની કુમ્પની.





નુ અને તેના મિત્રોએ ઠરાવેલી ગોઠવણ પ્રમાણે બધી સગવડ કરી. એક દલાલને બોલાવી મનુભાઇની "બાપ-મુવે બમણાની" ચીઠી ઉપર પાંચ હજાર રૂપિયા લીધા. મનુભાઇની હીરાની વીંટી વેચી નાંખી. અને મદન તથા વામને માધવદાસ શેઠની નોકરી છોડી દઇને એમ. વી. ઠાકર એન્ડ કું. ના નામથી ઝવેરાતની દુકાન ખોલી. ત્રણે મિત્રો ત્યાં ભેગા થતા. કલબમાં જતા અને હવે બધા કુચ્છંદ મનુભાઈમાં પ્રવેશ થયા તેથી દરેકને તેના તરફની સારી આવક થવા લાગી. સટા બજારના એક મારવાડીને ત્યાં મનુભાઇનું ખાતું તેના મિત્રોએ ખોલાવી આપ્યું. તેની મારફત અમેરિકન કૅાટનનાં વેચાણની તેજીમંદીનો સટ્ટો ધમધોકાર ચલાવવા લાગ્યો. સટા બજારમાં જાતે જઇ સટો કરતાં શરમ લાગતી જેથી તેજી મંદીના વેપારનો ઓર્ડર કલબના ટેલીફોનથી આપતો. અને દલાલને તેથી પોતાની મરજી મુજબ નફો નુકસાન દેખડાવવાનું ઠીક ફાવતું. જે મનુભાઇ બહારનું જરા ખાતો નહિ. તે તાજ મહાલ, રેલવે હોટેલ અને ઇરાનીઓનાં હોટેલોમાં છુટથી ખાવા લાગ્યો તેમાં હવે કંઇ બાધ લાગતી નથી! હવે તેને જ્યારે પણ ટાઇમ મળતો ત્યારે ચંપુને ત્યાં પડયો પાથર્યો રહેતો. ને તે છેક બગડી જવા પામ્યો હતો. આ રીતના તેની ઉપર વધી પડેલા કામના બોજાથી ટાઇમ સાચવવા બચાવવાની ભારે મુસ્કેલી પડતી. જેથી તેના મિત્રોએ સૂચના કરેલી કે, જે ટાઇમ ગાડીથી જવા આવવામાં બરબાદ થાય છે, તે જો મોટરથી જવા આવવાનું થાય તો તેટલા ટાઇમનો બચાવ થાય. જેથી તેને મોટર લેવા ઇચ્છા થઇ હતી. આ બધાં કામકાજમાંથી પરવારતાં

હવે તેને મોડા રેલું થઇ જતું. તેથી ઘેર પણ મોડા વહેલું અવાતું. તેની સ્ત્રી સાથે પણ બરાબર રીતે વર્તતો નહોતો. કોઇ કોઇ દિવસ તો બધાં સૂઇ જતાં એટલે તે તક લઇને બહાર ફરવા પણ ચાલી જતો. તેની સ્ત્રી જ્યારે જાગતી તે વખતે પોતાના પતિને પાસે સૂતેલો જોતી નહિ. ત્યારે તેનું દીલ ઘણું બળી જતું. હવે તેનો કાંઇ ઉપાય કરવા જેવું લાગતું હતું. વખત જતાં બાજી બગડી જાય તો પછી ઉપાય પણ કામ ન લાગે એવી તેને દહેશત લાગી. તેથી તે વાત પોતાનાં સાસુજીને કહેવા ધાર્યું. એક વખત સાસુ વહુ ભેગાં બેસી વાતવિનોદ ચલાવતાં હતાં ત્યારે સાસુએ વહુનાં મો સામું જોયું તો તે ઉતરી ગયેલું ને ઉદાસ લાગ્યું. કંઇ ગુપ્ત ચિંતા હોય તેવું જણાવા લાગ્યું. તેથી તેનું કારણ પૂછવાની જીજ્ઞાસા થવાથી પૂછ્યું કે, વહુ બેટા! તું હમણાં આમ કેમ જણાય છે? રોજ રોજ તું સુકાતી કેમ જાય છે? શું શરીરે તને કંઈ કસર છે? જે કંઇ હોય તે તું જણાવતી કેમ નથી. તને જે કંઇ દરદ હોય તે ગુપ્ત રાખીશ તો વધશે ને જણાવીશ તો તેનો ઉપાય થશે. સાસુનાં સ્નેહ યુક્ત વાકયો સાંભળી વહુનું દીલ ભરાઇ ગયું, દુઃખનો ઉભરો ચડી આવ્યો ને આંખોમાં પાણી આવી ગયાં. તેથી રડી જવાયું; અને ખૂબ રોઇ. વહુની આ સ્થીતિથી સાસુના મનને ઘણો ક્ષોભ થયો. તે વહુને ધીરજ આપવા લાગ્યાં. ને તેને કારણ પૂછવા લાગ્યાં. ઘણી આસના વાસના કર્યા પછી વહુ છાની રહી. એક પેટનાં બચ્ચાંની માફક સાસુ વહુ પાસે જઇને બેઠી. વહુ, દીકરી! મને ખરૂ કહે. તારે કંઇ શરીરે અડચણ છે? તારે કંઇ મનની અડચણ છે? જે હોય તે ખરૂં કહે. સાસુ માની બરોબરજ ગણવી. મારા તરફથી કોઇ વાતે તને ઓલાઈ ગયું હોય, તને કોઇ વાતમાં ન્યુનતા હોય, તે મને જણાવવામાં તારે શરમાવું જોઇએ નહિ. બેટા! તું ઘણા દહાડા થયા અમારે ત્યાં રહી છે. અને તારે માવિત્રે જવા તારો જીવ મુંઝાતો હોય, તો એમ જણાવ; તો હું તને ત્યાં થોડા દિવસ મોકલી આપું. તારા શરીરને સારૂં ન હોય, તો વૈદ ડાકટરનાં ઓસડ કરાવું. પણ તારા મનની મુંઝવણ શું છે, તે સમજ્યા વગર શું ઉપાય કરૂં? આ વચનોથી વહુને જરા હિમત આવી. માજી! શરીરે હું સાજી તાજી છું, કોઇ જાતની તમારા તરફથી, મારા સસરાજી તરફથી કે ઘરનાં કોઇ માણસ તરફથી મને અડચણ નથી. મારે મારા માવિત્રે જવા વાસ્તે હું મુંઝાઉં છું એમ પણ નથી. હું મોટી થયા પછી માવિત્રને ત્યાં સુખ ઇચ્છું એવી મારી ઇચ્છા નથી. મારૂં ઘર, મારૂં માવિત્ર, એ સર્વે હું અહીંજ સમજું

છું. મારૂં સર્વસ્વ અહીંજ છે. બધી જાતનું સુખ હું અહીંઆં અનુભવું છું. મારા મનને ઓછું લાગવાનું કારણ માત્ર એકજ છે, ને તે એ કે, જેની હું સહચારિણિ છું, તેના વર્તન વિષે તમો કંઇ અજાણ્યાં હોવાં ન જોઇએ. તમારા દીકરાજી કયારે ઘરમાં આવે છે. કયારે જાય છે, કયાં વસે છે, કયાં ખાય છે, કયાં પીયે છે ? એ બધી બાબતોમાં પડેલા ફેરફાર તમારી નજર બહાર હોવા ન જોઇએ. પણ તમારા અત્યંત વાત્સલ્ય પ્રેમને લીધે તમને તફાવત કદાચ જણાતો ન હોય, તોપણ મને કંઇ એમની નીતિ રીતિનો જુદોજ આભાસ થાય છે. તમો સુજ્ઞ છો. મારા સસરાજી દેવ સમાન છે. પોતાના ધંધામાં ઘણા ગુંચવાયલા રહે છે. એટલે આવા બારીક નિરિક્ષણનો વખત એમને ને તમને ન મળે તોપણ મને હવે એમ લાગે છે કે, આવીને આવી અવ્યવસ્થા જો કદાચ વધારે ચાલુ રહે તો મારા સંસારની અંદર મને ઘણી ખલેલો આવવાનો સંભવ રહે છે.

આટલું જ ગુહ્ય ભાષણ કરી, વહુ બોલતી બંધ થઇ ચાલાક સાસુજીને સમજવાને વાર લાગી નહિ. વહુને દીલાસો દીધો– બેટા ! તારે મુંઝાવું નહિ. તમારા સસરાજીને કહી હું એ સંબંધી વાત કરીશ ને ઘટતો બંદોબસ્ત કરવામાં આવશે. મારી નજર બહાર કોઇ બાબત નથી. તોપણ ગમે તેટલું બચ્ચું મોટું થાય, તો માબાપનાં મનમાં તે નાદાન છે, એવીજ સમજ હોય છે. મારા દીકરા મનુને તો હજુ નાદાન અવસ્થામાં ગણી શકાય. કોઇપણ બાબતમાં બગડેલાં આચરણો ખુલ્લાં હજુ જણાયાં નથી. છતાં હાલ કેટલોક વખત થયા વખતે કંઇ સંગતિ દોષ લાગ્યો હોય, એવો મને પણ ભાષ થાય છે. અને મારૂં એવું પણ માનવું છે કે, કુમળી ડાળ વાળીએ એમ વળે છે. માટે બેટા, જરી જરી બાબતોને મનમાં લાવીએ નહિ અને મનમાં આવી મુંઝવણ રાખીએ નહિ માટે એ બાબતથી નચિંત રહેજો. અને તમારાં મનને આનંદમાં રાખજો બેટા ! ચડેલું મોં રાખીને ફરશો નહિ. તમારા સસરાજી જાણશે તો ખીજશે. માટે હુલ્લાસમાં રહેજો. આ વિષેનો બંદોબસ્ત કરવામાં વાર લગાડશું નહિ.

આટલી વાતચીત પછી, સાસુ વહુ ચહા પીને છુટાં પડયાં.

———



# પ્રકરણ ૩૬ મું.



## મનુનું પોકળ.





માધવદાસને પોતાના ધંધામાં રોકાણ ઘણી રહેતી. તેના હસ્તક ચાલતી મીલો, દુકાનો અને ઇસ્ટેટોના વહીવટનું કામકાજ તેની દેખરેખ ને સલાહથી થતું. તેમજ શેર, નોટ અને બીજા ઘણા વેપારો તે કરતા. એટલે તેમાં તેનું ઘણું ધ્યાન રોકાઇ રહેતું હોવાથી બીજી બાબત જોવા તપાસવાને તેનાથી બની શકતું નહિ. ઘરનું બધું કામકાજ શેઠાણી જોતાં ને તપાસતાં. તેથી તે બાબતની તેને ચિંતા નહોતી. ને મનુભાઇને પોતાના ધંધામાં પ્રવીણ કરવા વાસ્તે શરૂઆતમાં મીલોની ઓફિસમાં તેને ગોઠવ્યો હતો. જે ત્યાં કામકાજ શીખતો હતો. એટલે તેનાં મનને કશી ફીકર જેવું નહોતું. પરંતુ દૈવની ગતી ન્યારી છે. જ્યાં ફીકર ઓછી હોય, જ્યાં ફુરસદ ઓછી હોય, જ્યાં જે બાબત બરાબર તપાસી ન શકાતી હોય ત્યાં જરૂર તેને ઠોકર વાગે. તેમ માધવદાસ શેઠની બાબતમાં પણ બનતું ગયું. પોતાને ઓછી ફુરસદને લીધેજ મનુભાઇને લાગેલો સંગતિ દોષ તેમનાથી તપાસી શકાયો નહિ. ને એજ બાબત તેમની આખી જીંદગીમાં ઠોકર વાગવાનાં કારણરૂપ થઇ. શેઠાણીએ મનુભાઇની વહુની પાસેથી હકીકત જાણ્યા પછી તે બાબત શેઠને જણાવવા ઇંતેજાર બન્યાં હતાં. પણ શેઠને ઘડીવારની ફુરસદ મળે નહિ. રાત્રે સૂવા વખતે કલાક અરધો કલાક મળતો તે શાંતિમાં ગાળતા. તે વખતે તેની શાંતિમાં ખલેલ પડે એવી ઉદ્વેગની વાત કરવા શેઠાણી રાજી ન હતાં. કેમકે શેઠ જેટલા વિશ્વાસુ ને ભલા હતા તેટલીજ તેની પ્રકૃતિ સતેજ અને સ્વભાવ કડક હતો. વળી તે એવા દમામદાર હતા કે, તેની પાસે વાત કરવા સમજાવવાને પૂરી હિમત જોઇતી. અને તેથીજ શેઠાણી તેની કળ સમજીને

જ્યારે તે પ્રસન્ન ચિત્તે હોય, આનંદની લહેરમાં હોય અને બીજા કંઇ પણ વિચારમાં ન હોય, ત્યારે તેની પાસે કોઇ અગત્યની વાત છેડતાં. તે વિના કદી તે અગત્યનો પ્રસંગ છેડતાં નહિ.

આજે વહુવાઇને ત્યાં કંઇક પ્રસંગ હતો. જેથી તેના તરફથી મનુભાઇને ચાર વાગે જમવાનું નોતરૂં હતું. અને મનુભાઇની વહુને તો તે સવારથીજ તેડી ગયા હતા. ચાર વાગે સાસરે જમવાનું હોવાથી તે જ્યારે એક વાગે બંગલેથી બહાર નીકળ્યો, ત્યારે શેઠાણીએ તે ટાઇમ અગાઉ પાછું આવી જવાનું તેને કહી રાખ્યું હતું. ને મનુભાઇએ હા કહી હતી. પણ ચારના છ વાગ્યા છતાં મનુભાઇ આવ્યા નહોતા. પરંતુ તેને બદલે કોઇ દિવસ નહિ ને માધવદાસ શેઠ આજે મીલમાંથી બીજે ક્યાં ન જતાં પરભાર્યા ઘેર આવ્યા. જેથી રોજ કરતાં ઘણા વહેલા હતા. મીલમાં સોદો સારો થયેલો ને તેમાં સારી પેદાશ જેવું હતું તેથી ચિત્ત ઘણું પ્રસન્ન હતું. ને બીજો કંઇ વિચાર નહોતો. રોજ કરતાં શેઠને આજે વહેલા આવેલા જોઈ પોાતની વાત કરવાને માટેજ ઇશ્વરે આવો સંજોગ ઊભો કર્યો હોય, એવું શેઠાણીનાં મનને થઇ આવ્યું. શેઠ બેઠા પછી થોડીવાર બીજી વાતચીત ચાલ્યા બાદ શેઠાણી બોલ્યાં કે, આજે મનુભાઇને ચાર વાગે તેને સાસરે જમવાનું તેને નોતરૂં હતું. ને તે ટાઇમ અગાઉ તેને ઘેર આવી જવા કહ્યું. હતું પણ અત્યારસુધી તે આવ્યો નથી.

શેઠ—એમ કેમ ? તે કદાચ વીસરી ગયો હશે. નહીતો તે આવ્યા વગર રહે નહિ.

શેઠાણી—મને તેમ જણાતું નથી. મનુભાઈ હવે તેના મિત્રોની ઘણી સોબતમાં પડયો જણાય છે. અને તેથી હવે કોઇ દીવસ ઘેર સરખો આવતો નથી.

શેઠ—હા, તે હવે કલબમાં જતો કરતો હશે ને તેથી તે ઘેર આવતાં કરતાં મોડો થઈ જતો હશે માટે હવે તમારૂં શું કહેવું છે ?

શેઠાણી— મારે કંઈ મનુભાઇની બાબતમાં ઘેર મોડો આવેછે તે બાબતમાં કહેવાનું નથી. તમે જુઓ છો કે, મેં એક સાવકી મા કે ઓરમાન મા જેવી વર્તણુંક તેની સાથે રાખી નથી. સગી મા અને સગા છોકરાથી પણ સારો વર્તાવ રાખ્યો છે. અને એ બાબતમાં હું ઘણી સંભાળથી વરતી છું. પણ જ્યારે મનુભાઇની નીતિ રીતિમાં ફરક પડયો દેખું તે વખતે મારે તેવી વાત તમારી પાસે કરવાને હું વ્યાજબી

લેખું પણ તમારો સ્વભાવ એટલો તો કડક છે કે, તમારી પાસે વાત કરતાંજ પહેલે ડર લાગે. જે તમારી આગળ વાત કરે તેનેજ તમે પહેલાં ધધડાવી નાંખો. પણ હવે જ્યારે મનુભાઇ છેક સંગતિના દોષમાં પડી ખોટાં આચરણ પર જતો હોય એવું માલુમ પડે, તે વાતને મારાથી ઢાંકી શકાતી નથી. ને તેથીજ આજ તમને કહેવું પડેછે.

શેઠ—એવું શું છે? ને આજ સુધી એ વાતથી તમે મને કેમ જાણીતો ન કર્યો. મેં તમારેજ ભરોસે એની ઉપર દેખ રેખ રાખવાનું તદ્દન છોડી દીધું છે. ને તમે જ્યારે તેની ચાલ ચલણ ને માટે કંઈ ખોટું દેખો અને તેમાં તમે તે વાત ઉપર ઢાંક પીછેડો કરી છુપું રાખો; તેથી તો છોકરો બગડેજ—માટે શું હકીકત છે તે તમે બરાબર મને સમજાવો.

શેઠ શેઠાણી વચ્ચે આ પ્રમાણે વાતચીત ચાલતી હતી, તેટલામાં મનુભાઈની ગાડી આવી. ગાડીમાંથી નીચે ઉતરી મનુભાઈ બંગલામાં આવ્યો ત્યાં માબાપને બેઠેલાં જોઇ પ્રણામ કર્યાં. માબાપે આશીર્વાદ આપ્યો. તે પછી માધવદાસે કહ્યું—બેટા તું આજે કયાં હતો. તારા સસરાને ત્યાં ચાર વાગે તારે જમવાનું હતું. તેની તરફનો માણસ બે ત્રણ ફેરા ખાઇ ગયો. તને તેનું કહી રાખ્યું હતું. છતાં તેં કયાં મોડું કર્યું?

મનુ—બાપા, આજે મારે તેને ત્યાં જમવા જવા વિચાર નહોતો. જેથી હું ઓફિસમાંથી ચાર વાગે છૂટયો. ને તે પછી આમ તેમ ફરવામાં વખત નીકળી ગયો. એટલે ઘેર આવતાં સહેજ મોડું થયું.

માધવદાસ—જો તારે જમવા વિચાર નહોતો તો તારે તેમ કહી દેવું હતું. તો તારે માટે કોઈ ખોટી ન થાત. વળી જમવા ન જવાનું કારણ શું? તેથી તારા સસરાને કેવું લાગે? તારાથી વિશેષ વહાલું તેને કોણ છે. આપણામાં એમ જવા આવવાનો વહેવાર કરી રાખ્યો છે. આપણા થકી તે શોભે; ને તેના થકી આપણે શોભીએ. અને જ્યારે તુંજ તેને ત્યાં જમવા ન જાય, તો એક તો જમણનું જમણ જાય ને વળી તેને ખોટું લાગે.

મનુ—તે મારી ભૂલ થઇ. પણ મારે તેને ખોટું લગાડવાનો વિચાર નહોતો. મને આજે ભૂખ નહોતી. તેથીજ મેં તેને ત્યાં જમવા જવાનો વિચાર માંડી વાળ્યો.

માધવદાસ—ભૂખ નહોતી તો થોડું ખાવું હતું. પણ જઇને ટાણાસર

હાજર રહીએ તે સારૂં લાગે. પરંતુ ઠીક. બન્યું તે ખેર. મનુ, બેટા ! ઓફિસમાં તું શું કામ શીખ્યો ?

મનુ—ઓફિસમાં હવે મને કામની સારી સમજ પડવા લાગી છે. કેશીયરનું કામ હું થોડા દિવસમાં હવે શીખી જઇશ. ને બીજું પણ પરચુરણ કામકાજ તપાસું છું ને શીખું છું. ને તે આપણો મેનેજર મને સારી રીતે શીખાવે છે. એટલે શીખી જતાં વધારે વખત લાગશે નહિ.

માધવદાસ—કલબમાં શું શીખ્યો, દીકરા ?

મનુ—કલબમાં હારમોનિયમ શીખું છું. તે સા–રી–ગ–મ હવે હાથપર બેસી જવા આવી છે. ને તેમાં પણ હવે પૂરી સમજ પડી જશે.

માધવદાસ—બીજું શુ શીખ્યો ?

મનુ—બીજું શીખવાનું તો ઘણું છે. પણ હારમોનિયમ શીખ્યા પછી તે શીખવાનું કરીશ.

માધવદાસ—તે શું શીખવાનું છે ?

મનુ—પ્યાનો, સતાર, સારંગી, તબલાં વિગેરે ઘણું શીખવાનું છે.

માધવદાસ—તે સિવાય બીજું કંઇ છે ?

મનુ—હા, બીલીયર્ડની રમત અને વાંચનનાં પુસ્તકો પણ છે.

માધવદાસ—બીજું કાંઇ ?

મનુ—ના, બીજું કાંઇ નથી.

માધવદાસ—હરવા ફરવાનું ?

મનુ—હા. પણ તે તો જેની મરજીમાં આવે, તે જાય. પણ તે કંઇ ખાસ કલબનો નિયમ નથી.

માધવદાસ—તમારો તે નિયમ છે ?

મનુ—હા. હું હરવા ફરવા તો જાઉં છું. પાલવા–બેન્ડ સ્ટેન્ડ કે થોડીવાર ચોપાટીપર હવા લેઉં છું. ને પછી ઘેર આવું છું.

માધવદાસ—સાથે કોણુ હોય છે ?

મનુ—કેટલીક વાર તો મદન અને વામન જે આપણી ઓફિસમાં ચાકરી હતા, તે હોય છે. ને કેટલીક વાર હું એકલો હોઉં છું.

માધવદાસ—હવે તે લોકો આપણી ચાકરીમાં નથી ?

મનુ—ના. હવે તેઓ ચાકરીમાં નથી પણ તેમણે તો ઝવેરાતના દાગીનાની મોટી દુકાન ખોલી છે, ને તેમાં તેઓ સારૂં પેદા કરે છે.

માધવદાસ—તું દરરોજ કેટલે વાગે આવે છે ?

મનુ—હું વખતસર આવું છું. કોઈકજ દિવસ સહેજ મોડું થઇ જતું હશે.

માધવદાસ—ઠીક. બેટા ! સંભાળીને ચાલજે. જા જમવાનું તૈયાર છે તે જમી લે.

તે પછી મનુ જમવાને ગયો. પણ આજે તેને સહેજ વિચાર આવ્યો કે બાપા આમ શું કામ પૂછતા હતા ! પણ તેનો ખરો ખ્યાલ તેને આવી શક્યો નહિ. તેતો એમજ સમજવા લાગ્યો કે, બાપાને આજે ઠીક સમજાવી દીધા, અને તેથી તે ખુશી થતો, જમવાને બેઠો.

મનુ જમવા ગયા પછી શેઠે શેઠાણીને સવાલ કર્યો કે, ચાલો હવે આપણી વાત આગળ ચલાવો. તમે મનુભાઇ વિષે જે સાંભળ્યું હોય તે મને કહો.

શેઠાણી—મનુભાઇ આજકાલ વખતસર ઘેર આવતો નથી. ઘરમાં પણ તેની વહુ સાથે બરાબર રીતે ચાલતો નથી. અને જે વાત વહુએ ગુપ્ત રીતે તેને કહી હતી, તે બધી શેઠાણીએ શેઠને કહી સંભળાવી.

શેઠ તે વાત સાંભળીને ઘણું ચોંકયા. પોતાનાં દિલને ઘણું લાગી આવ્યું. આજની વાતથી તેનું દિલ ઉશ્કેરાયું. પોતે રાખેલી ગફલતી માટે પોતાને પસ્તાવો થવા લાગ્યો. અને ઘણા વિચારમાં પડી ગયા. હવે તેને મનુને માટે ફીકર થવા લાગી. મનુ ઉપર તેને શક ગયો. એક વાર તેને કોઇ ઉપર શક જતો તો ઠેઠ લગી તેનો પીછો લેતાં, તેમ આજે મનુને પૂરો તપાસવાનો ઇરાદો કીધો. અને તે વાતનો નિર્ણય કરવા ધાર્યું.

મનુભાઇ તો આજે પિતાને સમજાવવામાં ફત્તેહમંદ થયો સમજી, આનંદ પૂર્વક જમતો જમતો વિચાર કરતો હતો કે, આજે પિતા શાંતિમાં છે. માટે મારો પોકેટ ખર્ચ વધારી આપવાની તથા મોટર લેવાની માગણી કરૂં. આજે પિતા ખુશમિજાજમાં છે એટલે તે કામ થઈ જશે. એમ વિચારી, જમી રહ્યા પછી પિતા પાસે હોંસમાં આવી બેઠો. અને બેઠા પછી બોલ્યો કે, પિતા શ્રી ! મને હવે પોકેટ ખર્ચ ઘણું ઓછું પડે છે ને તેથી મને ઘણીક વખતે મુંઝાઇ રહેવું પડે છે. વળી આજકાલ ઘણી

ખરી જગ્યોએ મોટર ગાડીનો વપરાશ ચાલુ થયો છે, મને પણ મોટરમાં એસવાની હોંસ છે. માટે જો એક મોટર લઇએ તો ઘણું સારૂં.

માધવદાસ—મનુ ! પાકેટ ખર્ચ તને શામા ઓછું પડયું ? તે તું શેમાં વાપરે છે અને એવડો ખર્ચ તારો શું છે ? તે હું સમજી શકતો નથી. હું તો એમજ સમજું છું કે, તું કરકસર વૃત્તિ વાળો છે. જેથી તેમાંથી બચત કરતો હોઇશ. પણ તું તો તેને બદલે ઓછું પડવાની વાત કરે છે. તે અજાયબ જેવું છે. વળી બધા મોટર વાપરે તો તારે પણ મોટર વાપરવી એવો કંઇ નિયમ નથી. જો ! આજ સુધી તારી હોંસ પૂરી પાડવા તું જે માગતો તે બધું તારે માટે હું હાજર કરતો. માત્ર તારા મોંઢામાથી નીકળવા જેટલી વાર લાગતી. તારે વાસ્તે મારા ઘરમાં કોઇ જાતનો સંકોચ મેં રાખ્યો નથી. પણ એ બધું છતાં મનુ ! તારી ચાલચલણ સારી ન હોવાની વાત સાંભળીને હું ઘણો દીલગીર થયો છું. ને હવે તારે માટે મને ઘણો શક ઉપજયો છે. માટે સાચું બોલ કે, તું રોજ કયાં જાય છે ને શું કરે છે ? મારાથી જરા પણ વાત ગુપ્ત રાખીશ નહિ. જે હોય તે, ખુલ્લે ખુલ્લું ને ખરૂં કહેજે. નહિતર. મનુ ! હું તને મારો દીકરો પણ ગણીશ કે સમજીશ નહિ.

આજે વહાલા પિતા શ્રીના મોઢાંમાંથી આ રીતનાં વચનો સાંભળી મનુભાઇનો બધો આનંદ ઉડી ગયો. મહા ફીકરમાં આવી પડયો. પોતાના કૃત્ય મોઢાં આગળ તરી આવ્યાં. ને હવે બીજો કોઇ રસ્તો રહ્યો નહોતો, જેથી તે ગળગળો થઈ ગયો. આંખમાં પાણી આવી ગયાં ને રોઈ પડયો. રોતાં રોતાં બોલ્યો કે, જો પિતાશ્રી ! તમને એવો શક છે તો મારે મોટર જોઇતી નથી. મને વધારે તો શું પણ જે પાકિટ ખર્ચ આપો છો તે પણ જોઇતું નથી. જેમ તમે ખુશી રહો તેમ કરો. હું નહોતો ધારતો કે મારા બાપા આવા સખ્ત થશે, મારી ઉપર વહેમ લાવશે ને તેને ને મને આ રીતનું દુઃખ ઉભું થશે. તો હું કદી બોલતજ નહિ. હું કયાં આવું છું ને જાઉં છું, તે બદલ ઓફીસના મેનેજરને પૂછી જોજો, એટલે આપને ખાત્રી થશે. માત્ર હું હરવા ફરવા જાઊંછું. તેના વાસ્તેજ જો આટલો વહેમ ઉપજતો હોય તો તે પણ હું છોડી દઊં. બાકી વહેમ આગળ બીજો મારો ઉપાય નથી.

માધવદાસ મનુને જરાક ઉદાસ થએલો જોય, તેથી તેને ઘણું લાગી આવતું. જો તેની આંખમાં અશ્રુનું એક બિંદુ જોય, તો અવધી થઇ જતી,

પણ આજે તેજ મનુને ધોધમાર અશ્રુથી રડતો જોયો છતાં તેને વિશેષ લાગ્યું નહિ. તે કંઇ મનુને માટે પ્યારની ખામીને લીધે નહિ પણ તેનાં ભવિષ્યનાં સુખના સવાલને લગતું હતું. અને તેથીજ મનુનું રડવું છતાં જરા સખત થઇને બોલ્યા કે નહિ. આ કંઈ વહેમની વાત નથી પણ ખરી છે. તારી સામે ફરીયાદ ચોક્કસ પાયા પર છે. તારાં આચરણ ખોટાં થતાં જાય છે. ને તું બગડતો જાય છે. પણ જો દીકરા! તે તારા ભવિષ્યને માટે સારૂં નથી. તેથી તારી જીંદગી બરબાદ થઇ પડે. માટે તેટલા વાસ્તે તારી સામે મારે સખત પણ થવું પડે. પરન્તુ હવે જે તારાથી બની ગયું છે, તેમાંથી જો તું નહિ સુધરીશ, તો તારે માટે પૂરો વિચાર કરવો પડશે.

મનુ—પિતાશ્રી! મારે માટે જોઇએ તે વિચાર કરો, તેને આડે હું આવનાર નથી, છતાં જે તમને શક પડયો છે, તે દૂર કરવા વાસ્તે મારાથી બનતું કરીશ.

એમ બોલી મનુ આંખોમાં આવેલાં પાણી પોતાને હાથે લૂછવા લાગ્યો. માધવદાસનું ધ્યાન તેની સામે હતું. આંખો પર મનુએ હાથ લગાડયા. પણ તેના હાથમાં પહેરવાની હીરાની વીંટી જોવામાં ન આવવાથી તે કયાં ગઈ તેવો પ્રશ્ન માધવદાસે કર્યો. ને તેથી તો મનુનાં સંકટની અવધી થઈ, પણ હવે કરવું શું? ગયા ભેગું ગેવાનુંજ હતું ને એમ કરી બાપાનું મન સંતોષવાનું હતું. જેથી તે રડતે અવાજે બોલ્યો કે, તે ખોવાઇ ગઇ. ક્યારે ખોવાઇ ગઈ, કેમ ખોવાઇ ગઇ, કયાં ખોવાઇ ગઇ. આમ ઉપરા ચાપરી માધવદાસે સવાલ કર્યા. મનુ ગભરાઈ ગયો. છતાં હીમત રાખી, બોલ્યો કે, થોડા દીવસ ઉપર નળ ઉપર હાથ ધોવા જતાં ત્યાં ઉતારીને મૂકેલી ને પછી વીસરી ગયો. જ્યારે યાદ આવી ત્યારે તપાસ કરી પણ મળી નહિ.

માધવદાસ—ત્યારે તેં અમને કેમ જણાવ્યું નહિ? તે વાત તદ્દન ખોટી છે. ઘરમાંથી એક સાબુનો ટુકડો પણ કદી જતો નથી. ને તારી વીંટી કેમ જાય? તેં એ વાત આજસુધી અમારાથી છુપાવી કેમ? મનુ! આ બધી વાત તારી બનાવટી છે. માટે સાચું બોલ કે ખરી હકીકત શી છે?

મનુ—પિતાશ્રી! જે સાચી વાત હતી, તેજ મેં તમને કહી છે. ને તે વાત તમારી બીકને લીધેજ મેં છુપાવી હતી. બીજું એમાં કંઇ સંતાડવા જેવું નથી.

માધવદાસ—મનુ! હું તારી માફક બાળક નથી. તું આજે એક બાળકને

સમજાવતો નથી પણ તારા બુઝોર્ગ બાપને સમજાવે છે. તે ખ્યાલમાં રાખીને બોલજે, તારાથી ખોટાં કામ થઇ ગયાં હોય, તે છુપાવવાને હવે મારી સામે ખોટાં બોલતો ના. પણ જે ખરી વાત હોય, તે કહે એટલે તેનો રસ્તો થાય.

મનુ—મેં જે ખરી વાત હતી તેજ કહી છે. બીજું મારે કશું કહેવાનું નથી.

માધવદાસે પણ હવે પોતાના છોકરા સાથે વધારે સંવાદ ચલાવીને તેમાંથી વધારે સાર કાઢવા જેવું કાંઇ દીઠું નહિ. વધુ કરવાથી કદાચ છોકરાનું માથું ફરી જાય તો વધુ વિપરિત થઇ પડવાનો સંભવ ઉભો થાય. જેથી શીખામણનાં બે શબ્દો કહી મનુનું મન સંતોષ્યું. ને હવે ફરીથી તેવી ભૂલ કે ગફલતી ન કરે તેવી સૂચના આપી ઘેર વેળાસર આવવા કહ્યું.

તે પછી શેઠ જ્યારે સુવાને ગયા ત્યારે શેઠાણીને તે વિષે કેટલીક ભલામણ કરી, મનુભાઇ ઉપર વધારે તકેદારી રાખી, દેખરેખ અને પૂરતી ચોંપ રાખવા કહ્યું. અને પોતે પણ તેજ તજવીજ અને તપાસ કરવા મન પર લીધું.



# પ્રકરણ ૩૭ મું.



## મનુનાં કામની તપાસ.






મનુભાઇ આજ સુધી એવું ધારતો હતો કે, મારાં કૃત્યથી બધાં અજાણ છે. તે આજના બનાવ પછી સમજવા લાગ્યો કે, તે જેવું પોતે ધારતો હતો તેમ નથી. પણ તે ઉઘાડાં પડયાં છે. જેથી તેને ઘણી ચિંતા થવા લાગી. એકબાજુથી ચંપુનો સ્નેહ ને બીજી બાજુથી બાપાનો ક્રોધ એ બંનેની વચમાં તેનું મન

હીંચોળા ખાતું હતું. અને એક એકથી બીજું અધિક લાગતું હતું. ચંપુનો સ્નેહ ભૂલાય તેવો નહોતો, તેમ બાપાનો ક્રોધ સહન થાય તેવો નહોતો. ત્યારે એ બેની બચ્ચે કરવું શું ? તે તેના માટે વિકટ પ્રસંગ હતો. તેમ તેના મનને નક્કી કરવું પણ મુશ્કેલ હતું. એક પછી એક અનેક વિચાર કર્યા, પણ આજે તેના મુંઝાઇ ગયેલાં મને કાંઇ રસ્તો કરી આપ્યો નહિ. તેથી તે ઘણો નિરાશ થયો ને કંઇ ચેન પડયું નહિ. આજે તેની વહુ પીયેર ગયેલ હોવાથી સુવાના ઓરડામાં તે એકલોજ હતો. જેથી તેના વિચારમાં કોઇ ખલેલ પાડે તેમ નહોતું તેમ તેનો વિચાર પણ પાર પડે તેવો નહોતો. એટલે આખરે તે કંટાળીને સુઇ ગયો.

બીજે દિવસે ઘરમાં જાણે કંઇજ નવો બનાવ બન્યો નથી, એ પ્રમાણે સૌ પોતપોતાનાં કામકાજમાં રોકાઇ ગયાં. શેઠ પણ જમીને દુકાને ગયા. ને મનુભાઇ પણ પોતાના ટાઇમસર ઓફિસમાં ગયો. પરંતુ તેને ગઇ કાલે બાપના મુખમાંથી નીકળેલા બોલો બોલે બોલ યાદ હતા. જેથી તે તેનાતે વિચારમાં હતો. છતાં રોજ કરતાં તે આજે વધારે દૃઢ બન્યો હતો. ને પોતાના મોં ઉપર તેનો કંઇ આભાસ આવવા દીધા વગર તે પોતાનું કામ હમેશની માફક કરવા લાગ્યો.

માધવદાસ શેઠ દુકાનનું કામ તપાસી ઓફિસમાં આવ્યા ને ત્યાંનું કામકાજ તપાસ્યા પછી મેનેજરને ખાનગીમાં મનુભાઇની હકીકત પૂછી. તે કેવું કામ કરે છે, શું શીખે છે. કયારે જાય છે, કયારે આવે છે, ને કેવો હુશીયાર છે તે બધી પૂછપરછ કરી મેનેજરે જણાવ્યું કે કામ સારૂં કરે છે. ચિત્ત દઇને શીખે છે. જરા લાડમાં ઉછરેલો છે, તેથી મહેનત કરતો નથી, પણ નજર સારી છે, ને હુશીયારી ઠીક છે. તેને કેશીયરનું કામ ધ્યાનમાં બેઠું છે. ને તેમાં થોડા વખતમાં સારો માહીતગાર થઈ જશે. અને કાગળ પત્રો, માલ વેચાણ ખરીદના કબાલા, કરાર વિગેરે વાંચે છે, જોય છે, તપાસે છે ને તેમાં પણ માહિ-તગાર થઇ જશે. આવવા જવાનો ટાઇમ તેની મુનસફી ઉપર હોવાથી તેમાં નિયમિત નથી, તે છતાં ચપળાઇ સારી છે.

શેઠે પૂછ્યું—ઓફિસમાં તેને વધારે સોબત કોની છે ? અને તે કેવા માણસો છે ?

મેનેજર—ઓફિસમાં તેને કોઇની સાથે વધારે સોબત નથી. પણ જ્યારે મદન અને વામન ચાકરીમાં હતા, ત્યારે તેની સોબત સારી હતી.

પણ હવે તે લોકો ચાકરીમાં નથી, જેથી તે પછીની ખબર નથી.

શેઠ—મદન અને વામન કોણ છે ?

મેનેજર—મદન આપણા મીઠાભાઈ શેઠનો ભત્રીજો થાય છે અને વામનને માટે પણ મીઠાભાઇ શેઠે ભલામણ કરી હતી. જેથી તે પણ તેનો ઓળખાતો હશે.

શેઠ—હવે તેઓ ક્યાં છે ?

મેનેજર—હવે ક્યાં છે તે હું જાણુતો નથી.

શેઠ—તેઓ કેવા માણસો હતા ?

મેનેજર—બરાબર કામના કરનારા હતા, પણ ચાલ ચલણુના કેવા હતા તેનો મને અનુભવ નથી તેમ મારી નજરમાં ખરાબ પણ જણાયા નથી.

શેઠ—મનુભાઈની બરાબર સરત રાખજો. તેને કામ બરાબર શીખાવજો. તે ટાઈમસર હાજર થાય ને ટાઈમસર જાય તેવી ફરજ પાડજો. મેં તમારો ભરૂસો સમજી ને જ તમારા હાથ નીચે કામ શીખવા સોંપ્યો છે. માટે તેને સારૂં શીખાવવું ને સારી લાઇનમાં રાખવો તે તમારૂં કામછે. બધી બાબતોમાં અમારાથી ધ્યાન આપી શકાતું નથી. તેથી તમારા જેવા વિશ્વાસુના હાથમાં એને સોંપ્યો છે.

મેનેજર—શેઠ, તેમને વાસ્તે કશી ફિકર કરશો નહિ. મનુભાઇ મારા શેઠના છોકરા એટલે મુરબ્બી છે પણ મારા ભાઇ સમાન છે. ને તે બાબતમાં મને ઇશ્વર જશ અપાવશે. તેથી વધારે કંઇ કહી શકતો નથી.

મેનેજરના બ્યાજબી શબ્દોથી શેઠને સંતોષ થયો. મનુભાઈના માટે જે ઘણી ચીંતા ઊભી થઇ હતી તેમાં જરા સબ્યારો મળ્યો અને મનુભાઇ વિષેની ઘટતી સૂચના અને ભલામણુ મેનેજરને કરી શેઠ ત્યાંથી બીજા કામપર જવા અગાઉ મનુ જે કામ કરતો હતો તે નજરે જોઇ તપાસીને તેને આસના વાસના આપી ત્યાંથી રવાના થયા. દુકાને આવી મુનીમને મનુભાઇનો બધો વૃત્તાંત કહ્યો. મદન અને વામન કેવા માણસો છે તેની તપાસ કરવા કહ્યું અને મનુભાઇ માટે શું સારો બંદોબસ્ત કરવો તેનો વિચાર કરવા કહ્યું.

મદન અને વામન ખેલાડી હતા. તેમના હાથમાં દશ હજારનો રોકડ અવેજ આવ્યાથી ઝવેરાતનો ધંધો મોટા પાયા ઉપર શરૂ કીધો અને તેને ખીલવવાની કળા સારી જાણુતા હોવાથી સારો ખીલવી શક્યા હતા.

તેમાં નફો થતો કે નુકસાન? તે વાંચનાર! આપણે જોવાનું નથી. પણ લોકો પાસેથી માલ ઉધાર લાવી તેની આંટ સારી રાખતા તેથી તેનો વહેવાર ઠીક જામતો ગયો. ને એમ. વી. ઠાકરની કું. ને નામે મળે તેટલો માલ બજારમાંથી લાવતા, પણ તેનો કોઇ છેડો પકડતું નહિ. ને કોઇ વખતે આંટમાં ખેંચ પડતી, નાણાની જરૂર પડતી; તો તે વખતે મનુભાઇજ "બાપ મુવે બમણા" રૂપિયાની ચીઠી લખી આપી તેની ભીડ ભાગી દેતા એટલે તેને ખાસ ચિંતા જેવું ન હતું. ભપકાબંધ દુકાનમાં, ભપકાબંધ કપાટો ગોઠવી તેમાં ભપકાબંધ ને ફેશનેબલ દાગીનાઓ ગોઠવી દીધા હતા. તેથી દુકાનનો દેખાવ સારા ઝવેરીની દુકાનને પણ ભુલાવે તેવો હતો. વાક્ચાતુરીમાં તો બન્ને મિત્રો કુશળ હોવાથી ગ્રાહકને વાતોથી રીઝવી દેતા. અને નફે કે નુકશાનથી વેચાણ કરી ધમધોકાર વેપારને વધારતા ગયા. ને પોતાના મનથી સમજતા હતા કે, જેમ વધારે વેપાર ને વધારે લેવદેવ તેમ આંટ વધશે. ને તેથી મુંબઇના લોભી ધનવંતોને ઠગવાનું સહેલ થશે. ને બન્યું પણ તેમજ. દશ હજારની શરૂઆતમાંથી એમ. વી. ઠાકરની કું. આજે લાખોનો વેપાર ને ડોળ કરતી હતી તે છતાં તેની આંટ પણ સારી કહેવાતી હતી એમ. વો. એટલે મદન અને વામન હતા. પણ જો કદી તેનું આખું નામ બતાવવું પડતું તો મદનને બદલે મનુનું નામ બતાવતા. જેથી ધીરનાર લોકો મનુભાઇનું નામ સાંભળી, વળી તેની આંટ મોકળી હોવાના કારણથી બિલકુલ શંકા લાવતા નહિ એટલે તેને આંટમાં સરળ રસ્તો થઇ પડયો હતો. મિત્રોને મનુભાઇની ઓથ હતી અને મનુભાઇને મિત્રોની ઓથ હતી. મનુભાઇને જ્યારે અંતરીયાળ નાણાની જરૂર પડતી, ત્યારે તે મિત્રો પાસેથી મળી શકતી. અને પોતાનું ધાર્યું કામ કદી અટકતું નહિ. આ કારણથી મનુ તેને બનતી મદદ કરતો હતો. બાપ દીકરા વચ્ચે બનેલા બનાવને બીજે દીવસે મનુભાઈ તેના મિત્રોને ઓફિસમાંથી છુટા પડયા પછી મળ્યો. ને બનેલી સર્વે હકીકત તેમને કહી. મિત્રો એવી હકીકતમાં સમજવાને પૂરા હતા. જેથી મનુને સલાહ આપી કે, હવે કોઇને શક ન પડે તે રીતે વર્ત્તવું. અને થોડાક દીવસો તમે તે રીતે વરતશો તો તમારા ઉપર શક રૂપે ચડેલો ઉભરો શાંત અને નરમ પડી જશે અને એક વખત તમારી ઉપર ગયેલો શક જો શાંત અને નરમ પડયો તો પછી બીજી વખતે તેવો શક આવતાં પહેલાં તેને વિચાર કરવો પડશે. માટે હવે તમે તમારા બાપ, મા અને તમારી વહુને જેમ જરા પણ ખોટું ન લાગે ને શક

ઊભો ન થાય તેમ કૃત્રિમપણે વર્ત્તશે એટલે આ બધું ભૂલાઇ જશે મનુના જીવને તેથી શાંતિ થઇ ને હાલ તુર્ત વેળા તે પ્રમાણેજ વર્ત્તાવ રાખવાનું નક્કી કીધું

શેઠના કહેવાથી મુનીમ મદન અને વામનની તપાસ કરવાને નીકળ્યો હતો. જ્યાં તેની દુકાન હતી ત્યાં બજારમાં પૂછપરછ કરવાથી માલુમ પડયું કે તેની આંટ ચોકખી ને સારાં માણસો છે. વળી ચાલાક છોકરા છે. પણ કોઇ તેનું ખોટું બોલ્યા નહિ. તે પછી મુનીમ તેની દુકાને આવ્યો. દુકાનનો ભપકો અને ઠાઠ જોઇને ચકિત થયો મદન અને વામન પોતાના શેઠના મુનીમને આજે દુકાને આવેલો જોઇ, તેનો સારો સત્કાર કરી ઘણાજ વિવેકથી વર્ત્યા. મનુભાઇ પાસેથી હકીકત જાણી વાકેફગાર થયેલા હોવાથી મનથી એમ પણ સમજ્યા કે કદાચ શેઠના કહેવાથી આપણી તપાસને માટે તે આવેલ હોય તેથી તેમણે ઘણીજ સરસ રીતે મુનીમ સાથેવાતચીત કરી તેને રીઝવ્યો. મુનીમને જરાપણ તેને માટે શક ઉત્પન્ન થયો નહીં. કદાચ તે લોકો ખોટાં આચરણવાળા પણ હોય, તથાપિ જ્યાં સુધી તે બરાબર સમજાય નહિ, ત્યાં સુધી તેમને ખોટા રૂપમાં મૂકવા કે ગણવા; તે મુનીમ જેવા સીધા અને સરળ હૃદયનાં માણસને મુશ્કેલ હતું. અને તે ત્યાંથી રજા લઇ જ્યારે શેઠ પાસે આવ્યો ત્યારે મદન અને વામનને માટે કંઇ પણ શક જાય તેવું બોલ્યો નહિ. પરંતુ તેણે જે સાંભળ્યું—જોયું હતું, તે સર્વે કહ્યું. જેથી શેઠના મનને મનુની બાબતમાં જે ખ્યાલ બેસી ગયો હતો તે દૂર થવા લાગ્યો. તથાપિ હવે મનુને માટે સખ્ત ચોકશી અને સખ્ત જાપતામાં રાખવાનું તેના મનને વાસ્તવિક જણાયું હતું. તેથી તે પ્રમાણેનો બંદોબસ્ત કીધો હતો.

મનુભાઇ ઉપર હવે સખ્ત જાપતો પડયો. નિરંકુશ મનુભાઈ, બીજાઓના અંકુશમાં આવ્યો પણ તેનું કારણ તે બરાબર જાણતો હોવાથી વળી મદન અને વામન જેવા મિત્રોમાં ફરેલો હરેલો હોવાથી અને તેનામાં તેના ગુણો અને આચરણોનો પ્રવેશ થયેલો હોવાથી તે પણ બનાવટી વિદ્યા ચલાવવામાં કુશળ થયો હતો. ઘેર ટાઈમસર આવવું, બધાની સાથે સારો વર્ત્તાવ રાખવો. ઘરમાં પણ સ્ત્રી પ્રત્યે પ્રેમ ભરી વર્ત્તણુંકથી વર્ત્તવું. અને બધી બાબતમાં એવી સરસ રીતે રહેવા લાગ્યો કે, જાણે મનુભાઈમાં કાંઇ કુચ્છંદ હતુંજ નહિ. ને હતું તો પણ હવે છે નહિ. એમ સૌને જણાવા લાગ્યું. ને તેથી તેના ઉપર પડેલો શક ઓછો થતો ગયો. જેમ જેમ શક ઓછો થતો ગયો

તેમ તેમ જાપતો અને અંકુશ પણ ઓછાં થતાં ગયાં. અને આ રીતે મનુભાઈના ઉપર આફતનું ચઢી આવેલું વાદળ હળવે હળવે વિખરાઇ જવા લાગી તેમાં ફતેહ પામતો થયો એટલે તે બનાવટી વિદ્યાનો વધારે ને વધારે ઉપયોગ કરતો ગયો. પરંતુ દુરાચરણમાં તો તે જેવો ને તેવોજ રહ્યો હતો. તથાપિ મનુભાઇને પણ આથી કરી સારો ધડો ને શીખામણ મળી હતી. એટલે તે માબાપની નજરમાં સારો રહેવા પ્રયત્ન કરતો હતો. આ બનાવ પહેલાં જે મનુભાઇ ઘેરથી નીકળ્યા પછી બાપાને મળવાની ભાગ્યે દરકાર રાખતો, તે હવે દીવસમાં બે ત્રણવાર પિતાની મુલાકાત લેવા લાગ્યો. કોઇ કોઇ દીવસ તો ઘેરથી પણ તે બાપાની સાથેજ નીકળતો. અને તેમની સાથે મીલમાંથી દુકાને થઇ, ઓફિસમાં આવતો. અને કોઇ કોઇ દીવસ બાપાને મળવા ઓફિસમાંથી મીલમાં કે દુકાન ઉપર જતો ને આ રીતે બાપ દીકરાની મુલાકાતથી ને તે વખતે ચકોર મનુભાઇ પોતાની ચપળતાથી બાપાની નજરમાં આવવા કોશીશ કરતો રહેવાથી, દીકરા પ્રત્યેના સારા વિચારો બાપને આવવા લાગ્યા. બાપની નજરમાં પોતાનો દીકરો હુશીયાર ને તેજ જણાયો અને જે મનુભાઇ કુછંદમાં પડી બગડી જવાની ભીતી ઉપજી હતી તે "તેજીને એક ટુંકારો બસ" તેમ પોતાના એક વખતના ઠપકાથી મનુને સુધરી ગયેલો જોઇ માધવદાસને ઘણો સંતોષ થયો. મનુભાઇ હવે ઘણે ભાગે પોતાની જુદી ગાડી જોડાવીને આવવાને બદલે બાપાની ગાડીમાં આવવા જવા લાગ્યો. કદાચ પોતાની ગાડીમાં આવતો તો તે પાછી મોકલી આપતો. અને ઓફિસમાંથી મીલમાં બાપાને મળવા જતો, ત્યારે પણ ટ્રામમાં બેસીને જતો.

મનુભાઇએ જેવી વર્તણુક બાપા સાથે રાખી હતી તેવી ઘરમાં પણ બધાની સાથે રાખી હતી. કંઇ પણ કામ પોતાની માને પૂછ્યા શિવાય કરતો નહિ. તેમાં તે એટલો બધો બનાવટી બની ગયો હતો કે, કોટ અને ધોતીયું પહેરવા જેવી નિર્જીવ બાબતમાં પણ માને પૂછીને તે કહે તે પ્રમાણે કરતો. આથી કરી માના મનને ઘણો હર્ષ થતો. મનુભાઇને આજ્ઞાકારક થયેલો જોઇ તેને ઘણો સંતોષ થતો અને મનુભાઇનાં બધા આગળ એકે મોઢે વખાણ કરતા. મનુ પોતાની સ્ત્રીને પણ સારી રીતે સંતોષતો. તેને મીઠાં વચનો બોલી રાજી રાખતો. અને હવે કોઇને મનુભાઇ માટે કંઇ ફરીયાદ કરવાનું કારણ રહ્યું નહોતું.

મનુભાઇ અને તેની સ્ત્રીને એક બીજા સાથ સંતોષમાં રહેતાં જોઇ, કમળા શેઠાણીને બહુ આનંદ થતો. અને બન્નેના પ્રેમમાં વૃદ્ધી થવાનું ઇચ્છતાં હોવાથી તેમ થવા માટે કોઇ કોઈ દીવસ તો તે પોતેજ ગાડી જોડાવી તેઓને સાથે ફરવા જવાનું કહેતાં. મનુ પણ મા અને સ્ત્રીને રાજી રાખવા માટે તે પ્રમાણે ફરવા જતો. ભાનુમતીને પણ સાથે તેડી જતો. અને આ રીતે તે બધાનાં મન રીઝવવા લાગ્યો.

વાચનાર ! મનુભાઇ હવે પોતાની બનાવટી વિદ્યા ચલાવવામાં ઘણોજ પ્રવીણ બન્યો હતો. ને દીવસો દીવસ તે તેમાં વધુ ને વધુ ફાવતો જતો હતો. હવે તે એક કાંકરે બે પક્ષી મારવા જેવી યુક્તિ રમતો હતો. અને તે એ હતું કે, તે પોતાના બાપાની સાથે ગાડીમાં બેસી આવતો. તેમ દીવસમાં બે ત્રણ વાર તેની મુલાકાત લેતો. જેથી બાપાનો તે માનીતો થઇ પડયો હતો. અને પોતાની ગાડીનો ઉપયોગ તે દીવસનો ન કરતો હોવાથી તે જ્યારે રાત્રીનાં સૌ સુઇ જતાં ત્યારે કરતો. પોતાની સ્ત્રી પાછળથી ઊંઘમાંથી જાગી ન ઉઠે તેના વાસ્તે એક ચૂર્ણ આરોગ્ય વધારનારૂં છે એમ કહીને તેને આપતો. તેથી તે બિચારી ઊંઘમાંજ રહેતી. દરવાજાને પણ એવી કળ ગોઠવી હતી કે, તે બંધ કરે તો અંદરથી ઉઘાડનારો ઉઘાડી શકે. પણ બહારથી તેમ ઉઘડી શકતો નહિ. બહારથી ઉઘાડવાને ચાવીની જરૂર પડતી. ને તેવી એક ચાવી મનુભાઇ પોતાની પાસે રાખતો. એ રીતે તે ઘણી વખત ગાડી જોડાવીને બહાર જતો. ત્યારે તેના મિત્રો મદન અને વામન સંકેત પ્રમાણે કોઇ જગ્યોએ હાજર રહી મળતા. અને ત્યાંથી ભેગા પોતાની મરજીમાં આવે ત્યાં જતા. ઘોડાવાળાઓ વાત ઉઘાડી ન પાડે, તેટલા વાસ્તે રાતની દરેક સ્વારી વખતે મદન અને વામન ઘોડાવાળાને સારી બક્ષીસ આપતા. જેથી કદાચ મદન અને વામનને માટે શેઠ શેઠાણી ઘોડાવાળાને પૂછતા, તો તે વખતે તે તેના વખાણ કરતા.

વળી બીજું દીવસની પોતાની ગાડી ન લાવતો હોવાથીજ તે જ્યારે ઓફિસમાંથી મીલમાં બાપાને મળવા જતો ત્યારે ટ્રામમાં બેસીને જવાનું થતું તેથી ટ્રામમાંથી ઉતરી ચંપુની પણ વખતો વખત મુલાકાત લઇ શકતો અને તે એકલો હોવાથી તે વાત ઉઘાડી પડવા બીલકુલ સંભવ નહોતો. તે છતાં એ બધું કામ એવી ગુપ્ત રીતે ને સાવચેતીથી કર્યે જતો કે, તે બધાને રાજી પણ રાખી શકતો, ને પોતાનાં દુરાચરણ જણાવા દેતો નહિ.

---



# પ્રકરણ ૩૮ મું.

## પિતાનો ખળભળાટ.

મનુષ્ય ગમે તેવાં ડહાપણથી પોતાનું કામ કર્યે જાય પણ તેને પરિપુર્ણ પાર ઉતારવાનું પોતાને હાથ નથી. મનુભાઈ ગમે તેવા પ્રપંચથી માબાપ અને ઘરનાં માણસોને રીઝાવી શકયો હતો, તે છતાં પણ તેનું પ્રપંચી પોકળ લાંબો વખત ટકી શકયું નહિ. જ્યારે તે કુદરતને ગમતું નથી, ત્યારે તે તેનો કોઈ પણ પળે, કોઇ પણ બહાને નાશ કરે છે. મનુભાઇની બાબતમાં પણ તેવું બન્યું.

માધવદાસ શેઠનું વય હવે વૃદ્ધાવસ્થામાં હતું. જેથી તે દિન પ્રતિદિન નાકૌવત થતા જતા હતા. જુવાનીના વખતમાં જેવાં કામ કરેલાં તેવાં હવે થઇ શકતાં નહિ. તથાપિ ધંધાનાં બહોળા પ્રમાણને લઈ તે તેને કરવાં પડતાં. તેની અસર શરીર ઉપર થવા લાગી. મગજમાં દુ:ખાવો થઇ આવતો ને કોઇ કોઇ દીવસ સીક પણ પડી જતા. એક દિવસ તેનાં શરીરને મહેજ કસર હતી. તેમાંથી એકદમ પીડા વધી જઇને રાત્રીના બાર વાગે એકાએક મગજમાં ચકરી આવી. તેની પીડા અત્યંત હતી. શેઠાણી તેની સારવાર ઘણી સરસ રીતે કરતાં હતાં. નોકર ચાકરો પણ જાગી ઉઠીને એક પછી એક ઉપાય કરવા લાગ્યા. પણ તેમાં કંઇ ફરક પડયો નહિ. જેથી બધા ગભરાઇ ગયા. વખત મોડી રાત્રીનો હતો. જેથી ડાકટરને ટેલીફોનથી બોલાવી શકાય તેમ નહોતું. કોઇ નોકર ચાકરને ડાકટરને ત્યાં મોકલવાથી તે આવે કે કેમ તે ભરોસા લાયક નહોતું. તેમ આવી ભયંકર જેવી જણાતી માંદગીમાં જેવા તેવા ડાકટરને બદલે કોઇ સારા અને મોટા ડાકટરની જરૂર હતી. શેઠતો પોતાની પીડામાં હતા. જેથી તેને બરાબર શુદ્ધી નહોતી એટલે શેઠાણીએ મનુભાઇને જગાડવા નોકરને હુકમ કર્યો. નોકરે મનુભાઇના ઓરડા આગળ આવી મનુભાઇને

જગાડવા બૂમો મારી. ઘણી મહેનત પછી મનુભાઇની વહુ જાગી ને દરવાજા પાસે આવ્યાં ને દરવાજો ઉઘાડયો. દરવાજા આગળ નોકરને ઉભેલો જોઇ તેને કારણ પૂછતાં માલુમ પડયું કે, શેઠની તબીયત સારી નથી. જેથી મનુભાઇને શેઠાણી બોલાવે છે. દરવાજો પણ અંદરથી વાસેલો નહોતો, વળી મનુભાઈ પણ સૂતેલા નહોતા તેથી પદમાવતીને ફાળ પડી. પણ કદાચને તે દીશાએ ગએલા હોય એવું સમજી જે હકીકત હતી તે શેઠાણીને કહેવડાવી. પા કલાક થઇ. અરધો કલાક થયો તો પણ મનુભાઈનો પત્તો નહિ. તેથી તો એક વધુ પીડા ઊભી થઇ. મનુ અત્યારે રાતનો કયાં ગયો હશે ? કેમ થયું હશે ? શું હશે ? આમ અનેક પ્રકારના વિચારો શેઠાણીને થવા લાગ્યા. શેઠની તબિયતમાં પણ કંઇ સુધારો નહોતો. પાસે બીજું કોઈ જાણકાર કે મોભાવાળું માણસ પણ નહોતું. આ બધાં કારણોથી શેઠાણી અત્યંત ગભરાઇ ગયાં. શું કરવું તેની સુઝ પડી નહિ. એક માણસને તેને બધી હકીકત સમજાવી મુનીમ અને તેની સાથે એક સારા ડાકટરને લાવવા ગાડી જોડાવી મુનીમને ત્યાં મોકલ્યો. લગભગ એક કલાક પછી મુનીમ ડાકટરને લેઇ બંગલે આવ્યો. તે વખતે શેઠને જરા શાંતિ જેવું હતું. ડાક્તરે તબીયત જોઇ શરીર તપાસી દવા આપી. શેઠને કંઈ પણ ઉદ્વેગ થાય તેવી વાતો તેની પાસે ન કરવા અને પરિશ્રમ લે નહિ તેવી રીતે વર્त्तવા સૌને કહ્યું. શેઠને આરામ થતો ગયો, ને જે બેચેની હતી તે મટવા લાગી.

મનુભાઈ બે વાગ્યાને સુમારે બંગલે આવ્યો. જોય છે તો ઘરનાં બધાં માણસો જાગૃત હતાં તેથી પોતાને ઘણી ચિંતા થઈ. ઘણો પસ્તાવો થવા લાગ્યો. પણ બની ગયાનો ઉપાય નહોતો. ગુપચુપ બંગલામાં દાખલ થયો. નોકરને પૂછતાં માલુમ પડયું કે, શેઠની તબીયત ઘણી બગડી આવી હતી પણ હવે સારૂં છે. મુનીમ પણ આવેલા છે. તે જાણવામાં આવ્યું. આ હકીકતથી મનુ ઘણો શરમીંદો થયો. પૂછશે તેને શું જવાબ આપવો ? બાપાની સીક તબીયતના વખતમાં હું હાજર નહીં ! તેથી તેને કેવું લાગ્યું હશે ? મારે માટે હવે કેવો વિચાર બાંધશે ? આમ એક પછી એક એવા વિચારોથી પોતે ઘણો દુઃખી થયો. તે ગમે તેવા વિચારમાં ને ગમે તેવી સ્થીતિમાં અત્યારે મૂકાયો હતો છતાં પિતા પાસે જવા વગર છુટકો નહોતો. જેથી પિતાના રૂમમાં આવ્યો. મોઢું ઝખવાણું ને ઢીલું પડી જઇ તેને આજના બનાવના લાગેલા દુંખની સાબીતી પુરી

પાડતું હતું. બાપાની ખબર અંતર પૂછી પોતે હાજર નહિ હોવા બદલ ઘણો દીલગીર થયો અને ઘણેજ ધીમેથી કોઇના પણ પૂછ્યા વગર પોતે હાજર નહિ હોવાનો ખુલાસો કરવા લાગ્યો. સુતા પછી ચેન પડયું નહિ. ગરમી ઘણી થવા લાગી. જેથી આજે જરા બહાર ફરવા જવા સહેજ ઇચ્છા થવાથી ગાડી જોડાવી થોડે સુધી બહાર ફરવા ગયો ને પાછળથી આ બનાવ બન્યો. બધાં સુઇ રહેલાં તેથી તેમને રજા વાસ્તે જગાડવાં મને ઠીક ન લાગ્યું. થોડી વારમાં પાછું આવતું રહેવું છે એવા વિચારથી હું વગર રજાએ ગયો. ચોપાટી થઇ સીનેમા જોવા ગયો. ને પાછળથી મારી જરૂર પડતાં જ્યારે હું માલુમ નહિ પડયો હોઉં તેથી બધાંને ઘણો કલ્પાંત થયો હશે. વળી બાપાની સારવાર કરવામાં હું દુર્ભાગી ભાગ લેઈ શકયો નહિ. એ બધું બીજું કંઇ નહિ પણ આજે મારાથી થઈ ગયેલાં મુર્ખાઇ ભર્યાં કામનું પરીણામ છે. ને એજ આજે મને મોટી દીલગીરીનો પ્રસંગ છે. મનુને જે બોલવાનું હતું તે તે પોતાની મેજે બોલી ગયો. કોઇના તરફથી તેનો ઉત્તર વળ્યો નહિ. નહિ બોલ્યો મુનીમ કે નહિ બોલ્યાં માજી. શેઠને તો તે વાત ઉપર ખ્યાલજ નહોતો. એટલે તેના તરફથી તો કશું બોલવાનું નહોતું. મુનીમ અને માજીનું આ મુગાપણું મનુને ઘણું સખત લાગ્યું. પણ તેમાં કોઈને દોષ દેવા જેવું હતું નહિ. બધો દોષ પોતાને હતો અને હવે તો જે બને તે તેના પરિણામ રૂપે પોતાને ભોગવવાનું હતું. તે જરાવાર રહીને પાછો બોલ્યો કે, માજી ! કેમ બોલતાં નથી ? મારા બાપાને શું થઇ આવ્યું હતું ?

માજીએ કહ્યું. તારા બાપાને ચકરીયો આવતી હતી. ને તેની પાસે બેસી કંઈ પણ વાતચીત કરવાની ડાકટરે મનાઇ કરી છે જેથી અહીં બેસી કંઇ બોલવાનું નથી.

મનુ હવે સમજ્યો કે, તેજ કારણથી માજી બોલ્યાં નથી છતાં તેના મનને વસ વસો તો જેવોને તેવોજ રહ્યો.

જ્યારે પાપ ફૂટવાનું હોય છે, ત્યારે સામટું ફુટે છે. મનુ રાત્રે જ્યારે બહાર નીકળ્યો હતો ત્યારે ચંપુને ત્યાં જઇ, રેલવે હોટેલ આગળ આવ્યો હતો અને હોટેલમાંથી ખાવાની વસ્તુઓ તથા પીણાં મંગાવી તે અને તેના મિત્રો ખાતા પીતા હતા તે વખતે નાનાલાલ નામના એક વૃદ્ધ ગૃહસ્થ જે માધવદાસ શેઠના મિત્ર થતા હતા તે પોતાના સગાને

ત્યાં કોઇ સીક હતું તેને જોવા ગયા હતા. અને ત્યાંથી ઉઠતાં મોડું થયું હતું. ઘેર જવા વાસ્તે ટ્રામ અગર ભાડાંની ગાડીની શોધ વાસ્તે રેલ્વે હોટેલ આગળથી નીકળ્યા. તો માધવદાસ શેઠની ગાડી જોઇ જરા થોભ્યા. ને બારીક નજરથી જોવા લાગ્યા તો ગાડીમાં મનુ અને બીજા બે ત્રણ જણા કંઇ ખાતા માલુમ પડયા. ગાડી આગળ ઘોડાવાળા અને હોટેલનો માણસ ઉભા હતા. ગાડીમાં બેઠેલા મિત્રો ઠઠાબાજી કરતા વાતો ઉડાવતા હતા. અવળા સવળી વાતોની ધમસાણ ચાલી રહી હતી. જેમ જેને ફાવે તેવું બોલતા હતા. ત્યાં કોઇનો મર્તબો કે વિવેક જળવાતો નહોતો. નાનાલાલ આ બધો તમાસો જોઇને ઘણું આશ્ચર્ય પામ્યા. મન સાથે કહેવા લાગ્યા કે, માધવદાસ જેવા ધર્માત્મા અને શાણા શેઠીયાની પ્રજા કેવી પાકી છે! બનવા જોગ છે કે માધવદાસને આ બાબતની ખબર નહિ હોય. નહીતો તે એક ઘડી પણ આવું ચાલવા દે નહિ. મારી ફરજ છે કે, મારે તેને આ વાતથી વાકેફ કરવા. તેની સાથ એવો પણ વિચાર થયો કે મનુને હાંક મારી બોલાવી જોઉં તેજ છે કે કોઈ બીજો છે, તેની ખાત્રી કરૂં તેના વગર માધવદાસ પાસે હું વાત કરૂં, ને મનુ ન નીકળે તો હું ખોટો પડું. તે મારે માટે સારૂં નહિ. જેથી તેણે હાંક મારી, મનુ! મનુ! એમ અવાજ કર્યો.

ગાડીમાંથી બધાનું ધ્યાન તે અવાજ તરફ ગયું. કોણ બોલાવે છે તે જોવા લાગ્યા. મનુની નજર સામે ઉભેલા નાનાલાલ તરફ પડી. ને તેનેજ બોલતા સાંભળ્યા. જેથી મનુએ ઉત્તર વાળ્યો કે કોણ નાનાલાલ કાકા? જવાબ વળ્યો કે હા, મનુ ગાડીથી નીચે ઉતર્યો પોતાના મિત્રોને ગાડીમાંથી છુટા પડવાને ત્યાંથી ચાલી જવા કહ્યું ને તે નાનાલાલ આગળ આવ્યો ને બોલ્યો કેમ કાકા? અત્યારે.

"હા, પણ મનુ તું આ વખતે કયાંથી?"

"હું સીનેમા જોવા આવ્યો હતો. ત્યાં બે ઓળખીના મિત્રો મળ્યા. તેઓને જરા સોડા અને દૂધ કોલડ્રિન્ક પીવું હતું તેથી આ બાજુ આવ્યો."

"બેટા! મોડી રાત્રે બહાર રહેવાનું તારૂં કામ નથી. તારા બાપાએ તને રજા આપી તે પણ નવાઇ જેવું છે."

મનુએ વાત ઉડાવતાં કહ્યું કે, નહિ હું હમણાંજ ઘેર જાઊં છું. પણ તમે અત્રે કયાંથી?

" હું મારો સગો અત્રે સીક છે તેને જોવા આવ્યો હતો. ત્યાંથી ઉઠતાં વાર લાગી, જેથી મોડું થયું. અને આ બાજુ ટ્રામ અગર ગાડીની શોધમાં નીકળ્યો. "

" કંઈ નહિ કાકા, અત્યારે ઘણું મોડું થઈ ગયું છે, માટે ટ્રામ કે ગાડી તમને મળશે નહિ. ચાલો—હું તમને મારી ગાડીમાં તમારે ઘેર પહોંચાડી જાઉં. ને ત્યાંથી મારે ઘેર ચાલ્યો જઈશ " મનુએ વિવેક કરતાં કહ્યું.

" નહિ રે, દીકરા. તને ઘણું મોડું થયું છે. માટે તું ઘેર જા. કદાચ તારાં ઘરનાં માણસો તારી ગહ જોતાં હશે. હું જો મને રસ્તામાં કંઇ વાહનનું સાધન મળી ગયું તો તેથી નહીતો ચાલીને ઘેર પહોંચી જઇશ. "

આજે નાનાલાલ કાકાને મનુભાઇએ બરાબર રીઝાવવાનું હતું, જેથી તેણે ઘણો વિવેક કરીને પોતાની ગાડીમાં બેસાડી નાનાલાલ કાકાને તેને ઘેર પહોંચાડયા. ને ત્યાંથી રજા લેઇ સીધો ઘેર આવ્યો. તે પછીની હકીકત વાંચનાર ! આપણે જાણી ગયા છીએ.

રાત્રીના કરતાં દિવસે માધવદાસ શેઠની તબીયત સારી હતી. બહારના લોકો તબીયત જોવા આવતા રહ્યા હતા. ડાકટર પણ તબીયત તપાસી ગયો હતો. અને કંઇ ચિંતા જેવું નહોતું. મનુ પણ પોતાના બાપાના બિછાના આગળ સારવાર કરવા ખડે પગે તૈયાર હતોઃ ઘડી પોતાના બાપનું શરીર દાબતો, પગ ચાંપતો. માથે બરફની કોથળી મૂકતો, ને જરા જરા વારમાં તેની તબીયતના હાલ પૂછતો. તે બધું તેની આંતરિક ઇચ્છાથી હતું કે, નાટકી દેખાવ હતો તેની સાથે વાંચનાર ! આપણે કામ નથી. ઘણા છોકરાઓ કુછંદમાં ઉતરી ગયેલા હોય છે તથાપિ કુટુંબ—વત્સલ હોય છે. પણ તેને કુછંદનો એટલો ખરાબ નાદ લાગેલો હોય છે કે, તે તેમાં બધું બરબાદ કરે છે, ઇજ્જત ગુમાવે છે ને નામોશી મેળવે છે. એ તેનો દુર્ગુણ બીજા સારા ગુણોને પણ ઢાંકી દે છે. તેમ મનુનું વાત્સલ્ય તેનાં માજી અને મુનીમને રાત્રીની હકીકત પછી બનાવટી જણાતું હતું. અને તેથી તેનાં અંતઃકરણમાંથી ધિઃકાર છુટતો હતો. તેના મનોવિચાર જુદું રટણ કરતા હતા. તેને મનુની નીતિ રીતિ ભયંકર જણાઇ હતી. અને તેથી તેનાં મનને આજનો દીવસ ઘણો ઉદ્વેગનો હતો. પરંતુ શેઠની તબીયત સીક હતી જેથી તે કંઈ પણ ગડબડ

કર્યા વગર પોતાના વિચારો મનમાંજ દાબી બેઠાં હતાં.

એ ત્રણ દિવસમાં શેઠની તબીયત બરાબર સારી થઇ ગઇ. માથાનો દુઃખાવો તદ્દન મટી ગયો. ડાકટરે પણ હવે દવાની જરૂર નથી એમ જણાવ્યું. પણ ઝાઝો શ્રમ લેવા ના કહી હતી. જેથી માધવદાસ શેઠ બહાર ન નીકળતાં ઘરમાંજ રહ્યા હતા. મનુને પોતાની ચાકરી ને સારી સારવાર કરતાં જોયો હતો. જેથી તેના મનને મનુ માટે કંઇ ખોટો ખ્યાલ નહોતો. મનુ પણ સમજવા લાગ્યો કે તે દિવસ હું બહાર ગયેલો તેમાં કોઇને કાંઇ શક પડયો જણાતો નથી. બાપાની બીમારી પાછળ લાગલાગટ ત્રણ દીવસ સુધી તેનાથી પણ બહાર નીકળાયું નહોતું. તેથી તેનો જીવ અકળાઇ ગયો હતો. જેથી આજે બાપાની રજા લેઈ બહાર જવા વિચાર કર્યો. બાપા આગળ રજા માગતાં, એમ સમજીને રજા આપી કે, ત્રણ ત્રણ દિવસથી મારી સારવાર પાછળ તેને પણ ઘરમાં રોકાઈ રહેવું પડયું છે. જેથી તે જરા બહાર ફરવા જાય તો સારૂં.

મનુના ગયા પછી શેઠ શેઠાણી અને મુનીમજી ખુશ મીજાજથી વાતો કરતાં બેઠાં હતાં. તેમાં શેઠ બોલ્યા કે જુઓ, આ સંતોષ લેવા જોગ બીના છે કે, મનુના આચરણ માટે જે ભય ઉભો થયો હતો તે હવે દૂર થયો છે. ને હવે તે ઘણો સુધરી ગયો છે.

શેઠાણી—હા. હું પણ એમજ ધારતી હતી. પરંતુ તેમ નથી.

શેઠ— એમ કેમ?

શેઠાણી—હું આપણી તેની ધારણામાં આપણ સર્વને ઠગાયલા જોઉંછું.

શેઠ— કેવી રીતે.?

શેઠાણી—તે આપને જણાવવામાં આવશે પરંતુ અત્યારે માંડકરીને મગજની બીમારીથી આપ સારા થયા છો, તો હમણાં તે વાત ન થાય તો સારૂં.

શેઠ—હું તબીયતથી તદ્દન સારોછું. તમે જુઓછો, કે બીમારીની સહેજ પણ અસર અત્યારે મને નથી. હું કોઇ પણ પળે તે વાત સાંભળવા ઇંતેજાર છું. મારૂં મગજ તમે એવું નબળું નહિ સમજતા કે, એ વાત સાંભળીને બીમારીની અસર સુધી તે દોરવાઇ જાય.

મુનીમની ઇચ્છા હતી કે આ વાત હમણા નહિ થઇ હોત તો સારૂં હતું. પણ હવે જ્યારે તે માર્મિક રૂપે થઇ છે, તો શેઠને સંશયમાં રાખવા

વ્યાજબી નથી, માટે તે બોલ્યો કે, જુઓ શેઠ, ગમે તેટલો મનુ સુધર્યો, તો પણ તે આખર નાદાન તો ખરોજ, તેથી તેની મોટી ભૂલ થવા પામી છે. અને તે શક લેવા જોગ થઈ પડી છે. જે રાત્રે આપને ઓચીંતી બીમારી વધી આવી, તે રાત્રે મનુભાઇ ઘરમાં નહોતા, પણ..........

એ વાત ચાલેછે, તેટલામાં બહારથી કોઇ આવનારનો અવાજ સંભળાયો. બધાનું ધ્યાન તે તરફ ખેંચાયું. તો નાનાલાલ આવતા જણાયા એટલે ચાલતી વાત બંધ રહી. નેનાનાલાલને ઘટતો આવકાર આપવામાં આવ્યો.

વાંચનાર! મનુભાઇ નાનાલાલને તેને ઘેર મૂકી ગયા પછી તેને વિચાર થયો કે, મનુ મોડી રાત્રીની વખતે અજાણ્યા માણસોની સાથે રેલવે હોટેલ જેવાં વિધર્મી હોટેલોનું ખાય અને ચાહે તેવાં માણસોની સાથે હરે ફરે તો તેની ઘણી ખાના ખરાબી થાય. છોકરો ચાલાક અને વિવેકી છે. પણ સંગતિ દોષથી બગડી જાય તેમાં કંઈ નવાઇ જેવું નહિ. તે છતાં એ બાબતમાં માધવદાસ માહીતગાર છે કે નહિ તે જાણવું જોઇએ. અને જો માહીતગાર ન હોય તો તે બાબતથી વાકેફ કરવા જેટલી મારી ફરજ મિત્ર રૂપે મારે બજાવવી, એવા વિચારથી બીજે દિવસે તે માધવદાસ શેઠને મળવા દુકાન ઉપર આવ્યા હતા ને ત્યાંથી માલુમ પડયું કે, હાલમાં તેની તબીયત સારી નથી જેથી દુકાન ઉપર ન આવતાં તે ઘેરજ રહેછે. એટલે એક વાત કહેવા જતાં માધવદાસશેઠની તબીયત નરમ હોવાના સમાચાર જાણ્યાથી તેની ખબર અંતર પૂછવા આજે બંગલા સુધી આવ્યા હતા.

નાનાલાલ માધવદાસશેઠ બિછાનામાં બેઠા હતા ત્યાં સુધી આવ્યાને તબીયત કેમ છે તે પૂછ્યું. જવાબ મળ્યો કે, તબીયત સારી છે. તમે કેમ છો નાનાલાલભાઇ! આજતો કંઇ તમારી મહેરબાની?

નાનાલાલ—હુંતો ઘણો સારોછું. ભાઇ! પરમ દિવસે જરા સ્હેજ વાત કરવા વાસ્તે તમારી દુકાનપર ગયો હતો. તો ત્યાંથી તમારી નરમ તબીયતના સમાચાર સાંભળ્યા, જેથી ખબર અંતર લેવા અત્રે આવ્યો છું.

માધવદાસ—ઘણી તસદી લીધી. તમે પણ મારા સ્નેહી છો. એટલે લાગેજ. જેથી અહીં સુધીનો ફેરો ખાધો. હવે મારી તબીયત ઘણીજ સારી છે. કહો. કોઇએ મારા જેવું શું કામકાજ છે?

નાનાલાલ—કંઇ નહિ રે! તે તો અમસ્તુંજ. પણ તે હવે પછી કોઇ

વખત કરીશ. આજે તો તમારી તબીયતને બરાબર સંભાળો.

માધવદાસ—મેં તમને કહ્યુંને કે, મારી તબીયત તદ્દન સારી છે. પરંતુ ડાકટરે આજે બહાર નીકળવા ના કહેલ, તેટલાજ વાસ્તે ઘેર રોકાઇ રહ્યોછું. એટલે તબિયતને વિષે ખાસ ખ્યાલ કરવા જેવું કશું નથી.

નાનાલાલ—એ વાત તમને કહેવા યોગ્ય સમજી, દુકાન ઉપર ગયો હતો. બાબત એમ હતી કે, પરમ દિવસના પહેલે દિવસે રાત્રે હું એક મારો સગો સીક હતો, તેને જોવા ગયો હતો. ત્યાંથી નીકળતાં ઘણું મોડું થયું જેથી ટ્રામ કે ગાડીની શોધ વાસ્તે હું રેલ્વે હોટેલ આગળથી નીકળ્યો, તો ત્યાં તમારી ગાડી ઉભેલી જોઇ. તેથી તેમાં કોણ છે તે તપાસ કરવા મારૂં મન થયું. મેં જોયું તો મનુભાઇને બીજા બે ત્રણ જણ સાથે બેઠેલા જોયા. ને તેની વાતો સાંભળી. તે પછી હાંક મારી તો બીજાઓતો ચાલ્યા ગયા પણ મનુભાઇ મારી પાસે આવ્યો. મારી હકીકત પૂછી મને વિવેક કરીને મારા ઘર સુધી મુકી ગયો. પણ તે દહાડેથી મને વિચાર થયો કે, મનુ આટલી મોડી રાત્રે એકલો અજાણ્યા માણસોની સાથે બહાર હરેફરે તે સારૂં નહિ. માટે તે વાતથી તમને ચેતાવવા જેવું લાગ્યું. સિવાય બીજું કાંઈ નથી.

માધવદાસ બોલ્યા—નાનાલાલભાઇ, તમારો મોટો ઉપકાર થયો. તમે અમારા પ્રત્યે ઘણી સારી લાગણી રાખો છો તેનો આ પ્રત્યક્ષ પુરાવો થયો. તમે મનુ અને તેના મિત્રોની વાત સાંભળવા સુધી થોભ્યા તે પણ સારૂં થયું કે જેથી આપણે તેના વિચારો પણ જાણી શકીશું. માટે મહેરબાની કરી કહો જોઈએ કે, તમે ત્યાં શું સાંભળ્યું?

નાનાલાલ—શેઠ! એમાં શાનો ઉપકાર થયો ને શાની મહેરબાની કરવી હતી. મારે એ વાત જો તમારાથી છુપી રાખવી હોત તો હું કરતેજ શું કામ? તે પછી તેણે જે વાત સાંભળી હતી ને જોયું હતું તે કહી સંભળાવી ને બોલ્યા કે, મનુ જેવો સમજુ પણ નાદાન છોકરો કોઇની બુરી સોબતમાં પડી બગડી ન જાય તે જોવાની અમારી પણ ફરજ છે. તે પછી નાનાલાલ માધવદાસશેઠ પાસે થોડીવાર બેસી વાતચીત કરી સારો આદર સત્કાર પામી ત્યાંથી રજા લેઈ વિદાય થયા. જે વાત શેઠાણી શેઠ પાસે કરવાનાં હતાં અને તેજ વાત મુનીમ શેઠ પાસે કરતો હતો એજ વાત નાનાલાલે માધવદાસ શેઠ આગળ કરી. એટલે હવે તે વાત ચોક્કસ પાયાદાર થઇ. માધવદાસ પોતાના છોકરાના પ્રપંચમાં ઠગાયા

સમજ્યા. ન્હાને છોકરે મોટાઓને થાપ ખવડાવી સમજ્યા. પોતાની એક વધુ ગફલતી થઇ ગયેલી સમજ્યા અને તેથી હવે તેનો પક્કો બંદોબસ્ત કરવા ધાર્યું.

સાંજનો વખત હતો. સાંજ વર્તમાનનું છાપું આવ્યું હતું. માધવદાસશેઠ બિછાના પરથી ઉઠી એક આરામ ચેર પર આવી બેઠા. સાંજ વર્તમાનમાં સાંજનો બહાર વાંચવા લાગ્યા. તેટલામાં મનુભાઇ હરીફરીને બહારથી ઘેર આવ્યો. આવતાંની સાથે બાપાના રૂમમાં ગયો. બાપાની તબિયત પૂછી, તેનું શરીર તપાસવા શરીરપર હાથ લગાડયો. માથે હાથ મૂકયો ને અતિ ભાવિક લાગણીથી પ્રશ્ન કરી તબિયત કેમ છે, પૂછવા લાગ્યો. બાપાને આ બધું તેનું કૃત્રિમપણું જણાઇ, ઘણું અકારૂં લાગ્યું ને કસણાતે મોઢે જવાબ આપ્યો કે ભાઇ ઠીક છે.

"બાપા ! એમ કેમ ઢીલા જણાઓ છો. તબીયત પાછી નરમ છે ?"

"તેની સાથે તને શું કામ છે? નરમ હોય કે સારી હોય તે અમે અમારી ભોગવશું."

મનુ બાપાનો વિચિત્ર જવાબ ને તેનાં મોઢાં ઉપરનો વિચિત્ર ભાવ જોઇ સ્તબ્ધ બની ગયો. આજે કંઇ જુદો રંગ છે એમ જણાવા લાગ્યું. અને તેથી તેને ફીકર થઇ પડી છતાં મનની ચિંતાઓ મનમાં દાબી તે બોલવા લાગ્યો કે—બાપા ! બાપા !! આજે તમે એમ કેમ બોલો છો ? શું મારી કંઇ કસુર થઇ? મારો કંઇ વાંક આવ્યો ? શા માટે તમે નારાજ છો તે મને નહિ કહો ?

બાપાનો પિત્તો ઉકળી આવ્યો, વૃદ્ધ નસોમાંનું ઠંડું લોહી ગરમ થઇ ફરકવા લાગ્યું. મોઢાં પર તેજી જુસ્સો પ્રકટી નીકળ્યો. ને દીકરાની બનાવટી—પ્રપંચી વર્ત્તણુક સામે ધિઃકાર છુટયો. જુસ્સાના આવેશમાં તેનાથી બોલ્યા વગર રહેવાયું નહિ. જ્યાં સુધી તે જુસ્સાનું જોર રહ્યું ત્યાં સુધી બોલવું ચાલુ રાખીને બોલ્યા કે, મૂઢ ! પ્રપંચી !! તે મને શાને પૂછે છે ! મને પૂછવા કરતાં તું તારાં પાપી અંતઃકરણને પૂછ ! તે તેનો તને સારો જવાબ આપશે ! શા માટે હવે તું તારો પાપી પ્રપંચ વધારે વાર મારી પાસે ટકાવી રાખવાની મિથ્યા કોશીશ કરે છે? અને અધર્મી ! મને બાપા કહી તારી સાથે મને પણ શાને વાસ્તે અપવિત્ર કરે છે? અહાહા !!! મનુ ! અરે, દગલબાજ મનુ ! તારે માટે મેં શું

નથી કર્યું? તને સુખ આપવામાં ને લેવડાવવામાં મેં શું કચાશ રાખી? તારી મા મરી ગયા પછી તારૂં લાલન પાલન કઇ પેરે કર્યું? તને કેવી રીતે ઉછેરી મોટો કર્યો? તારે વાસ્તે જોઇતી ચીજો પૂરી પાડી, ઘેર માસ્તર રાખી તને ભણાવ્યો. ધંધો શીખવવાને તને ઓફિસની લાઇનમાં ગોઠવ્યો. તારે વાસ્તે ગાડીઘોડા, નોકર ચાકર, સારૂં રહેવું, સારૂં ખાવું, સારૂં પહેરવું, સારાં વસ્ત્રો, સારા આભુષણો અને દરેક સારી ચીજો મેં તારે માટે લઇ આપી ને એકઠી કરી. તારે વાસ્તે પ્રાણ પાથરનાર, તારા ઘરને શોભાવનાર, તારા મનને રંજન કરનાર, તારાં સુખ દુઃખની ભાગીયણ, પતિ પરાયણ, શીયળવંતિ, ઊંચ કુળની સુપુત્રી, કુળ વધુ તરીકે તને પરણાવી. અરે! તે વખતે કેટલો ઉમંગ, કેટલો હર્ષ, કેટલો ઠાઠ, કેવી ધામધુમ, કેવો ખર્ચ? એ બધું શાને માટે—કોણને માટે? માત્ર મનુ! તારેજ માટે. પણ તે છતાં મનુ! પિશાચ મનુ!! તું તે એકેમાં સંતોષ ન પામ્યો. તુંને એકે નજરમાં ન આવ્યું! અને તું દુરાચરણમાં પડયો. તું દુરાચારી થયો! હીરાની અંગુઠી વેચી, તેને ખોઇ નાખી કહી તેં મને ઠગ્યો! ને હું ઠગાયો! એટલુંજ નહિ પણ તેં ખવાડેલા ભુલાવાની ભુલવણીમાં પડી હું તેમાં ભોળવાયો પણ આખર—આખર તારો પ્રપંચ ખુલ્લો થયો. તારા પાપનો ઘડો ફુટયો. ને તું જેવો હતો તેવો અમારી નજરમાં દેખાઇ આવ્યો.

અહાહા! શું તારી નીચતા! શું તારી નકટાઇ! શું તારી કૃતઘ્નતા! શું તારી લુચ્ચાઇ! કેવો તું દગલબાજ! ને કેવો બેવફા! એ મનુ! મારા કુળમાં ન હોય! પણ તું એક કુળાંગાર નીકળ્યો. તે બધું બાળીને ભસ્મીભૂત કરીશ.

મેં તારી ઉપર રાખેલા સંપૂર્ણ વિશ્વાસના પડદામાં સંતાતો—છુપાતો, અમારી આંખોમાં ધૂળ નાંખતો, તું તારાં કાળાં કર્મ કર્યે જતો હતો. તારી ઉપર અત્યંત પ્રેમ ને અથાગ વહાલ રાખનારાં તારાં માતા પિતાનાં વાત્સલ્ય પણાં પર તું તારો જાદુઇ પ્રપંચ જમાવ્યે જતો હતો. અને એમ કરી મનુ! તું આ દુનિયામાંથી તારાં માબાપનાં મરણની આશા ભરી વાટ જોતો બેઠો હતો! પણ કંગાળ! તને ખબર નથી કે હમેશાં તેવું ઇશ્વરને ગમતું નથી. તે કયાં સુધી તારી તેવી ધારણાઓ છૂપી રાખશે? પરંતુ મૂર્ખ! સ્વાર્થી અને પ્રપંચીઓને તેવી અક્કલ હોતી નથી. ને તેથીજ તું તે સમજી શક્યો નહિ. માટેજ તું દુરાત્મા! તારા પ્રપંચમાં

ન્મારા કુકર્મોમાં ટેક લગી ફાવી શકવામાં નીષ્ફળ ગયો,

દુઃખી દીલે, જુસ્સાના આવેશમાં, મોટે અવાજે, ઘણું બોલી જવાયાથી માધવદાસ શેઠની છાતી ભરાઇ આવી. ગ્રાંટો જાડો થયો ને આગળ બોલી શકાય તેવું ન રહ્યાથી જરા મૌન રહ્યા.

કોઈ દીવસ કોઇ ઉપર નહિ ઉતરેલો તેનો મહા બુરો ક્રોધ પોતાના જ બાપ તરફથી પોતાની ઉપર ઉતરેલો જોઇ મનુ દીગ્મૂઢ બની ગયો. બાપાના સખ્ત, આકરા અને સહન ન થઇ શકે તેવા કડક બોલો કદી પણ અપમાન રૂપે એક પણ હુંકારો નહિ સહન કરેલ એવા અક્કડ મનુભાઇને સાંભળવા પડયા. તેનું રૂવે રૂવું ઉભું થયું. શરીર ધ્રુજવા લાગ્યું. આંખોમાંની છુપાઈ રહેલી ક્રોધાગ્ની જવાળા રૂપે બહાર નીકળવા લાગી. ને ગમે તેવો કુચ્છંદી ને દુરાચણી થઇ ગયો હતો તથાપિ સ્વમાનને સમજનારો હતો. જો આ જગ્યાએ બાપને બદલે બીજો કોઇ હોત તો મનુભાઇ શું કરત ? તે એક પ્રશ્ન હતો. પણ અત્રે તો તેના બાપની સાથે કામ હતું. જેથી તેનો ગમે તેવો ક્રોધ, ગમે તેવું જોર, ને ગમે તેવું સ્વમાન પણ તેના આગળ કંઇ કરી શકે તેમ નહોતું. તેથી પોતાના મનનો બધો વેગ દાબી રાખી, આંસુથી ભીંજાયેલી આંખે મુખ ગંભીર કરી હૃદય દ્રાવક અવાજે સ્હેજ કરડાકીનો ભાસ આપતો તે બોલ્યો કે

બાપા, આવડો તે મેં શું અપરાધ કર્યો છે? મેં એવડું શું ખોટું કર્યું છે ? મેં તમને શી રીતે ઠગ્યા છે ? કે જેના માટે તમારે આટલી સખ્ત ભાષામાં, જુસ્સાના આવેશમાં, મોટા અવાજમાં સ્હેજ પણ ન છાજે તેવા સખત શબ્દોમાં બોલવું પડે છે. અને તમારા દીલને દુઃખી કરવું પડે છે. જો હું તમારી નજરમાં ગુન્હેગાર દેખાતો હોઉં ! નફટ હોઉં ! લુચ્ચો હોઉં ! કે બેવફા હોઉં ! તથાપિ જે કાંઇ તમે જાણુતા હો તે બધું મને જણાવ્યા વગર હું તેને શી રીતે સમજી શકું ? માટે આપ શાંત થાઓ ને જે હકીકત હોય, તે મને કહો. જો આપની ભ્રાન્તિ થતી હશે તો હું તેનો ખુલાસો કરીશ.

પિતાનું ગરમ થયેલું મગજ ચડેલો ઉભરો કંઈક ખાલી થતાં સ્હેજ શાંત થયું હતું. તેમાં છોકરાએ આ પ્રશ્ન કર્યો. એ પ્રશ્નથી છોકરો શું કરવા માગે છે, તે વિચારે માધવદાસને નવાઇ લાગી. શું મનુ હજુ પણ પવિત્ર થવા માગે છે ? શું તે ખરો પવિત્ર છે ? તે શા માટે આમ બોલે છે ? એવો વિચાર કરી તે બોલ્યો કે—મનુ ! તું એમ કહેવા માગે

છે કે તું નિર્દોષ છે?

મનુ—હા. બાપા.

બાપા—શા ઉપરથી?

મનુ—તમે કહો તે ઉપરથી.

બાપા—મનુ હવે હદ થાય છે. હવે તારી કપટી અને પ્રપંચી જાળને સંકેલી લેવામાંજ લાભ છે. જ્યારે તું તારાં પાપનો પસ્તાવો કરતો નથી, તેં કરેલાં પાપનું કારણ તારાં અંતઃકરણને પૂછતો નથી, તને એ વાત ઉપર ધિઃકાર છૂટતો નથી અને તે તું મારેજ મોઢેથી કહેવડાવવા માગે છે તો કહું છું સાંભળ-જે રાત્રે હું વધારે શીક પડી ગયો, તે રાત્રે મનુ, તું ઘરમાંથી ક્યાં ગયો હતો?

મનુ—બાપા! તેનો ખુલાસો મેં તેજ દહાડે તેજ વખતે આવીને કર્યો હતો જે મને ચેન પડયું નહિ. ગરમી ઘણી થવા લાગી જેથી સ્હેજ બહાર ફરવા જવા ઇચ્છા થઇ. આપ સૌ સુઇ ગયાં હતાં. જેથી રજા લેવાનું બની શકયું નહિ અને વગર રજાએ બહાર ગયો. ત્યાંથી સીનેમા જોવા ગયો ને તે જોઇને અત્રે આવ્યો. અને એજ મારો મોટો અપરાધ હોય, એજ મારી મોટી કસુર હોય તો તેના વાસ્તે આપ ધારો છો તેવો હું નથી.

માધવદાસની તેજી પ્રકૃતિ હવે ઝાઝું સહન કરી શકી નહિ. નહાના છોકરાની હદ વગરની ચતુરાઇ હવે પસંદ પડી નહિ તેથી સાફ અને ખુલ્લા શબ્દોમાં કહેવા લાગ્યા કેઃ—

મનુ! હજુ વાર છે. તારા જેવો બાળક હવે તારો બાપ બની જશે નહિ. તું એક વયોવૃદ્ધ, નિષ્કપટ, ઊંચ લાગણી વાળા સારા ગૃહસ્થની વાતને પણ ખોટી પાડવા હામ ભીડે છે. તારાં દુષ્કૃત્યને છુપાવવા મથન કરે છે. અમારી આંખોમાં પાછી ધૂળ નાખવાનું સાહસ કરે છે. પણ પાપી! હવે તેમાં ફાવીશ નહિ ગમાર! તુંજ કહે જોઇએ કે રેલવે હોટેલ આગળ જવાને તારે કામ શું હતું? જો કામ હતું તો એવા વિધર્મિ હોટેલનું ખાવા પીવાને તને શું ભૂખ હતી. તને ઘર આગળ કયો એશ-આરામ ઓછો પડયો, જે નફ્ફટ રંડાઓને ત્યાં જવાની જરૂર પડી? અને હવે તે વાતને તું ચેન ન પડવાથી ફરવા જવાના રૂપમાં મૂકે છે. તે વાતમાં અધમ! તને શરમ નથી આવતી? તું જરા પણ લજવાતો નથી? કદાચ તારૂં કહેવું ખરૂં પણ હોત તો મોડી રાત્રીની વખતે અમે સૌ સુઇ

ગયા પછી અમારી રજા લીધા વગર તું બહાર ફરવાને ચાલ્યો જાય ને તેના કારણમાં અમે સૌ સૂઈ ગયાં હતાં જેથી રજા લેવા બન્યું નહિ એવી દલીલ ઉભી કરે, તે નિર્લજ ! માત્ર તનેજ શોભે.

અહાહા !!! મનુ ! મેં તારી ઉપર બાંધેલા મદાર, તારી ઉપર બાંધેલી સર્વ આશાઓ, તારી ઉપર મૂકેલો સંપૂર્ણ વિશ્વાસ એ સર્વ આજે નષ્ટ થઇ જાય છે. આ ધરતીકંપ રૂપી તારાં દુરાચરણના એકજ છટકામાં ભાગીને ભૂકો થઇ જાય છે. આપણા વડવાઓથી ચાલી આવેલી કીર્તિનો સોનેરી સ્થંભ આજે ડોલાયમાન થતો જણાય છે. તેથી તેની મજબુત ચણેલી એક એક ઇંટ છુટી પડી જશે એટલુંજ નહિ પણ તે છેક પાયા સુધી ઉખડી જઈ તે જગ્યોએ તારાં કોલસા રૂપી કાળાં કુકર્મોનો મોટો સ્મારક ઉભો થશે. અને અથાગ મહેનતે ને મહા પરીશ્રમે મેળવેલી આ લાખોની દોલત તારે હાથે બરબાદ થશે.

વાંચનાર ! જેમ જેમ માધવદાસ આ બધું બોલ્યા જતા હતા, તેમ તેમ મનુની દશા બદલતી જતી હતી. તેનું કલેજું કપાઈ જતું હતું. તેની બધી ચતુરાઇ ચૂપ થઇ ગઇ હતી. હુશીયારી હતાશ થઇ ગઇ હતી અને બાહોશી બંધ પડી ગઈ હતી તે છતા તેનો અંત કેવા પરિણામમાં આવશે તે કલ્પી શકાતું નહોતું માત્ર તે મુંગે મહોડે સાંભળ્યે જતો હતો. ને માધવદાસ બોલ્યે જતા હતા. તે પોતાનું બોલવું જારી રાખીને બોલ્યા કે;—

તારા જેવા કુળાંગાર અને કુળને કલંક લગાડનારા કાળાં કર્મના કરનાર છોકરા માટે એક ઘડી ઉભા રહેવાની મારા ઘરમાં જગ્યા નથી. તારા જેવા દુષ્ટ અને દુરાચરણી છોકરા ઉપર દયા લાવવાને મારા હૃદયમાં સ્હેજ પણ સ્થાન નથી. તારા જેવા જૂઠા અને પ્રપંચી છોકરા સાથે નામનો પણ વહેવાર રાખવા મારૂં અંતઃકરણ રાજી નથી. એટલુંજ નહિ પણ તારા જેવા બેવફા ને બેવકૂફ છોકરાનું મોં જોવાને મારી આંખો તૈયાર નથી. તારા જેવા છોકરા તો ન હોય તેમાંજ સારૂં છે. માટે મૂર્ખ ! તું એકદમ અત્રેથી જા. તારૂં કાળું મોં મને બતાવીશ નહિ. અને સ્હેજ પણ ઉત્તર વાળવાની મીથ્યા કોશીષ કર્યા વગર તું સત્વર અત્રેથી ચાલ્યો જા.

મનુના ક્રોધ અને દુઃખનો પાર રહ્યો નહિ. અત્યારે બાપા સામી હામ બીડવા જેવી ઉદ્ધતાઇ કરવામાં તેને સાર જણાયો નહિ. પોતે

કરેલાં કૃત્યોજ આજના ઠપકાને યોગ્ય હતાં. એટલે તેમાં પિતાને કહેવાનું કંઇ પણ હતું નહિ, તે નિરાશ થયો અને બાપાએ જા કહેતાંની સાથે જવા લાગ્યો.

બાપાએ તેને જતો જોઇ ઉભો રહેવા કહી–બોલવા લાગ્યા કે—જા કહ્યા પછી પણ મારે તને બોલાવવો પડે છે. જા કહેવા પછી મારે તારી સાથે વાત કરવી પડે છે અને જા કહેવા પછી મારી ફરજ બજાવવા થોડીવારનો સંબંધ તારી સાથે રાખવો પડે છે. પણ મનુ! એટલામાં જો તું શાણો હોઇશ, તો સમજીશ. ચતુર હોઇશ, તો ચેતીશ. આજના બનાવને હમેશાં યાદ રાખીશ. ને તને પડેલી કુટેવ છોડીશ. મનુ! તારા ઉપરાંત મારે કયાં બે પાંચ છોકરા પડયા છે કે, હું તેનાથી સંતોષ લેઇશ ને મારા જીવને આનંદ મેળવીશ. મારૂં ઘર છોડતાં તને જેટલો અફસોસ ને ઉદ્વેગ થશે તેનાથી હજારગણો ઉદ્વેગ ને અફસોસ મને થશે. આજે મારૂં સર્વસ્વ લૂંટાય છે ને સર્વસ્વ જતું રહે છે તે છતાં તારી ખરાબ ચાલ ચલકતને લઇ મારે તેમ કરવું પડે છે. નહીતો હું તને શા માટે કહું? ને હું તને શા માટે દુભાવું? જે મનુને ઘણાજ પ્રેમમાં, ઘણાજ લાડમાં ઘણાજ પ્યારમાં ઉછેરી મોટો કર્યો તેને વગર કારણે આટલું કહેવા મારૂં દીલ તૈયાર થાય નહિ. તે તેને અમસ્યું કહેવા માટે નહિ, તેનું મન દુભાવવા માટે નહિ, તેને દુ:ખી કરવા માટે નહિ. ને અમારો જીવ બાળવા માટે નહિ. પણ મનુ! જો તું સમજતો હોય તો, એ તારાં ભવિષ્યનાં સુખને માટે છે. તારી ભવિષ્યની જીંદગીને માટે છે. તારૂં ભવિષ્ય ઝળકતુ કરવા માટે છે. પણ તેની તને દરકાર હોય તોજ એક વખત તારા ઉપર અમને આવેલો શક ભર્યો ખ્યાલ તેં પ્રપંચ કરી અમને વીસરાવ્યો. પણ હવે વિસરાય તેમ નથી. છતાં મનુ તારે માટે ઘણો સીધો, સરળ અને સારો રસ્તો છે. મારા ઘરમાં તું જોય છે તેમ તારી સામે અદેખાઇ કરનાર કોઇ નથી. તારે બીજા ભાઇયો પણ નથી કે મારી મીલકતના હકદાર તરીકે તે તારામાં ભાગ પડાવશે. જે છે તે તારૂં છે. ને તે તું સાચવીને ખાઇ શકે તો તે ઘણું છે. તારે શાની ખોટ છે? તારે શાની ઉણપ છે? જે તું તારા ખોટા ખ્યાલને ખસેડી શકતો નથી તારી ચાલને સુધારી શકતો નથી ને આ બધો ઉદ્વેગ ઉભો કરે છે. જો મનુ! હું તો હવે થોડા દિવસનો તમારો પરોણો છું. તમારી પાસે છું ત્યાં સુધી જ્યાં ખોટું દેખીશ ત્યાં બોલીશ. તેમાં જો સમજીશ તો

તનેજ લાભ છે. મારી કહેવાની ફરજ છે તેટલું કહીશ. પણ જો તું નહિ સુધરીશ કે સંભાળીને નહિ ચાલીશ તો મનુ! આ બુઢ્ઢાનાં, આ તારા બાપનાં આ વખતનાં વચનોને સંભારી યાદ રાખજે, કે તું કદી સુખી થઇશ નહિ. તારૂં ભવિષ્ય દુઃખમય છે. આ મેળવેલી લાખોની દોલત, માલ મીલકત, ગાડી ઘોડા અને બાગ બગીચા તે બધું તારે હાથે બરબાદ થશે. તે બીજાના હાથમાં જઈ પડશે. તું ભીખ માગતો થશે. ને તે વખતે એક કોડી ભીખ માગી પણ તને નહિ મળશે.

માટે જેટલું બની ગયું છે તેટલુંજ પૂરતું માની, આ તારૂં છે તે તું સંભાળ. તારૂં છે તેને તું સાચવ. તારૂં છે તેને તું ભોગવ અને તું સુખ આનંદમાં રહે ને બીજાને રાખ. આપણી જે આબરૂ કીર્તિ છે તેને જો અને તને પડેલો કુચ્છંદ ને પડેલાં ખોટાં આચરણો છોડી દે.

મનુ! તું કોણ છે? તેને ઓળખ. તું એક ખાનદાન અને નામીચા કુટુંબનો છોકરો છે. શ્રીમંત અને ઇજ્જતદાર મા બાપનો પુત્ર છે. તું તારાં માબાપનો એકનો એક લાડકો છોકરો છે. તું એક મોટી સમૃદ્ધિ વાળો સમજતો મહાન નર છે. તું તારા ઘરડા બાપનો આધાર છે. આંધળાની લાકડી ને દુર્બળના ટેકા બરોબર છે. અને આજ સુધીમાં તારા વડવાઓએ મેળવેલી ઇજત આબરૂ, માલ મીલકત અને અઢળક ધનનો વારસદાર છે. હવે જોઇએતો તું તેનું પાલન કર યા છેદન! જોઇએતો સાચવી રાખ કે ગુમાવ! જોઇએ તો ભોક્તા થા કે મુક્તા! એ હવે તારી ઇચ્છા ઉપર છે—તારાં આચરણ ઉપર છે. હવે તેથી વિશેષ કહેવાને મારી પાસે વધારે શબ્દો નથી, માટે જેમ તને યોગ્ય લાગે તેમ કર.

બાપનાં મોઢામાંથી નીકળતા એક એક શબ્દો ઉપરથી શબ્દે શબ્દે મનુની પ્રકૃતિનો રંગ બદલાતો જતો હતો. તેની આખી જીંદગીમાં જેટલા રંગ નહિ બદલાયલા હોય, તેટલા સામટા રંગ આજે ઉપરા સાપરી બદલાયા. બાપાનાં પહેલાં સખત વચનો અને જાકારો મળ્યાથી મનુનું મસ્તક ફરી ગયું હતું. પણ તે છેલ્લાં વાક્યોની અસરથી ઠેકાણે આવ્યું. મનમાં જે જે વિચારો ને જે જે તરંગો ઉડયા હતા, તે દબાઇ ગયા. અને પ્રત્યુતરમા કંઈ પણ ન બોલતાં આજનો ધુંધવાયલો ક્રોધ અને પોતાનાં દુષ્કૃત્યો સામે ધિઃકાર છુટયો. તેના પ્રત્યે અભાવ થયો અને પડેલી કુટેવ છોડી દેવા નિશ્ચય કીધો.

---



# પ્રકરણ ૩૯ મું.

## માધવદાસનું વીલ.

જ્યારે ઘરમાં કલેશ થાય છે, ત્યારે ઘરનાં માણસોનાં દિલ ઊંચા બને છે—વ્યાધિગ્રસ્ત બને છે. ને એક બીજાં સામે શકભરી લાગણીથી જોય છે. મનુને માધવદાસના બેહદ ઠપકાથી, સખત શબ્દોથી અને શીખામણ ભર્યા વિવેચનથી તાત્કાલિક ઘણી સારી અસર થઈ. ને તે અસરથી થોડાક દિવસો સારી રીતે ચાલ્યો. પણ સ્મશાનવૈરાગ્ય જેમ થોડી વખત જ ટકે છે, તેમ મનુભાઇને તેની અસર થોડા દિવસ ટક્યા પછી ભુસાઈ ગઇ, અને તે બાબતમાં બાપાના ઠપકા પહેલાં પોતે જેવી નરમાશ અને બ્હીકથી રહેતો હતો તે છોડી દેઇને મિત્રોની શીખવણીથી હવે કડકાશ અને હિંમતથી રહેવા લાગ્યો. તે પોતાના મિત્રો મદન અને વામનને અવારનવાર મળતો. તેની સલાહ લેતો ને તે કહે તે પ્રમાણે કરતો. બાપ દીકરા વચ્ચે ઝરેલી ચકમક પછી મિત્રો કોઇ રીતે તેનો લાભ લેવા માગતા હતા પણ તેઓ એવાં શાણપણથી, એવી ચતુરાઇથી ને એવાં સાલસપણાંથી રહેતા કરતા કે, તેઓના ઉપર શક લેઈ જવાને કોઇને કારણ ઉભું થતું નહિ. બેઉ પક્ષમાં સારા રહેવાની કાળજી રાખતા અને વચ્ચે રહીને બેઉ પક્ષને લડાવી મારતા. તેમ પોતે બહાર પડતા નહિ પણ અંદરખાનેથી મનુને ઘણું ઉંધું ચતું સમજાવી તેને ભંભેરતા. જોકે મિત્રોને મનુની ઓથ ઘણી હતી. મનુ વગર તેમને જરાવાર ચાલે એમ નહતું. આંટમાં અવારનવાર પૈસાની ખેંચ પડતી. ને તે વખતે મનુભાઈની રસીદ ઉપર નાણાં મેળવી આંટની ભીડ ભાંગતા. તે છતાં હવે મનુભાઇને પણ મિત્રોની હર વખત જરૂર પડતી. તેને ઘરમાંથી પોકેટ ખર્ચ મળવું બંધ થયું હતું. પોતાનો હાથ મૂળથીજ છુટ રહ્યો હતો. વળી તેને કુછંદનો પૂરો નાદ લાગ્યો હતો. તેમાં વારે ઘડીએ પૈસાની

જરૂર પડતી ને તેનો આધાર હવે પોતાના મિત્રો ઉપર રહ્યો હતો. જ્યારે તેની પાસેથી મદદ મળતી ત્યારેજ તેનુ ગાડું ચાલતું. મિત્રો તેને મદદ આપતા પણુ તે ખાસ ઉપકાર સમાન બતાવતા. મનુભાઇની રસીદો ઉપરનાં મેળવેલાં નાણાં કયાં ગેબ થઇ જતાં. તેઓ ખોટા હિસાબ મનુભાઇના ખાતામાં ઉભો કરી મનુભાઇને પોતાનો દેણદાર બનાવતા ગયા. ને પોતા જોગી રસીદો મનુભાઇ પાસેથી લખાવતા રહી તેને વધુને વધુ દેણુદાર બનાવતા ગયા. તેઓ ખોટા હિસાબ લખીને મનુભાઇને પોતાનો દેણુદાર તો બનાવતા ગયા પરંતુ તેને દુકાનમાં તો ખોટજ હતી. પોતાના ઘરનો ખર્ચ બાદશાહી હતો. ઠાઠમાઠ અને ભપકાથી રહેતા હતા. ગાડી ઘોડામાં ફરતા હતા. અને સારૂં મકાન વાપરતા હતા. તે બધું કમાઇ ઉપર નહિ પરંતુ મુંબઇના લોભી, બેસમજ અને મૂર્ખ લોકોનાં નાણાં ઉપર તાગડધીન્ના હતી. લોકોમાં મોટા તરીકે ખપવા અને ઠગવાની એ યુક્તિ હતી. અને જ્યાં સુધી તેમનો દહાડો ભરાયો નહોતો ત્યાં સુધીનીજ તે મોજમજા હતી.

ગમે તેમ હતું પણુ અત્યારે તો તેઓ એક શ્રીમંતના વૈભવને ભુલાવે તેવી રીતે રહેતા હતા. શ્રીમંતમાં ખપતા હતા. અને માનમર્ત્તબો પામતા હતા. જેથી મનુ ઉપર તેમની સારી છાપ પડી હતી. હવે મનુ તેમને આધિન થયો હતો. તેમના કહેવામાં રહેતો હતો. તેમના કહ્યા પ્રમાણે કરતો હતો. અને તેથી મદન અને વામન મનુના બાપદાદાની મેળવેલી લાખોની દોલત અને સાહેબી પોતાના હાથમાં આવ્યાનાં સ્વપ્નાં જોતા હતા.

નાનાલાલ પાસેથી મનુની હકીકત જાણ્યા પછી અને મનુને સખ્ત ઠપકો આપ્યા પછી માધવદાસને મનુનાં એકે કામ ઉપર વિશ્વાસ બેસતો નહોતો. મનુ ઉપર ભાવ જેવોને તેવોજ હતો છતાં તેની વર્તણુંક સામે સખત અણગમો પેદા થયો હતો. મનુની વાત, મનુનું બોલવું, મનુનું વર્તવું એ બધું હવે તેને કૃત્રિમ રૂપે ભાસતું હતું જેથી મનુ વિષે તેને સખત ચિંતા થતી હતી. પોતાના કુટુંબનો વારંવાર વિચાર થતો હતો. પોતાનું જીવવું હવે થોડું સમજતા હતા ને તેથી કંઇ બંદોબસ્ત કરવાનું ધારતા હતા.

એક દિવસે શેઠાણી અને મુનીમને ખાનગી રૂમમાં બોલાવી તેનો વિચાર કરવા બેઠા. સિંહ સરખા માધવદાસ આજે ગરીબ સરખા જણાતા હતા. ચહેરા પર ઉદાસી છવાઇ રહી હતી. પોતાના પુત્ર મનુભાઇ ઉપર

કુટુંબની સુખી સ્થિતિ રહેવાની સ્હેજ પણ આશા તેના મનને રહી નહોતી. બીજો પુત્ર પણ નહોતો, જે તેના ઉપર આશા રાખી શકાય. જેથી આજ તેનું અંતઃકરણ ઉદ્વેગથી ચીરાઇ જતું હતું. તેની ઉદાસીની છાપ મુખમંડળ ઉપર જણાઇ રહેતી હતી. તે શેઠાણી અને મુનીમને સામે બેસાડી ગળગળીત અવાજે શોકમય ઉદ્ગારમાં કહેવા લાગ્યા કેઃ—

મુનીમજી ! હું હવે આ દુનિયાનો થોડા વખતનો મુસાફર છું. મારો આ છેલ્લો કાળ છે. મારૂં આયુષ્ય હવે અલ્પ છે. હવે જે ઘડી જાય છે તે મારા શરીરને નાકૌવત બનાવતી જતી હોવાથી મારૂં શરીર દીન પ્રતિદિન ક્ષીણ બનતું જાય છે. મને લાગે છે કે, થોડા વખત પછી હું હવે વહિવટના અંગે નકામો થઇ પડીશ. મુનીમજી ! તમો મારા ઘણા વખતના જૂના મિત્ર છો. તમે મારા એક વખતના વિશ્વાસુ નોકર છો. તે પછીના મારા વેપારના સહાયકારી પ્રમાણિક ભાગીદાર થયા છો. મારા સગાભાઈની ગરજ સારી તમે છેવટે મારા જીવજાન મિત્ર બન્યા છો. મેં મારાં ઘણાં કામ તમારી સલાહ ને સંમતિથી કીધાં છે. ને મેં તમારાથી કાંઇ જુદાઇ લેખી નથી. માટે તમને મારો અત્યંત સગો કહું, અત્યંત સ્નેહી કહું, ભાઇ કહું કે પુત્ર કહું જે કહું તે અગત્યના દરજ્જામાં મારી નજરે તમે પ્રથમ પંક્તિમાં છો. મારો મનુ છે પણ તે તમારા પછી છે. જે મનુને માટે મેં ઘણી ઉમેદ અને આશાઓ રાખી હતી, જે મનુને માટે મને માન અને વિશ્વાસ હતો; તે બધું તેના ખોટા આચરણથી નષ્ટ થયું છે. અને તેથી મારો જીવ કકળી ઉઠે છે. મારા મનુને માટે ઘણું લાગી આવે છે. તેની બહુ દયા ઉપજે છે. તેનું શું થશે તેનો વિચાર થાય છે. તે છતાં મારો મનુ હવે મારો રહ્યો નથી. ને મારો રહ્યો નથી તેથીજ આ આજનો વિષય આપણને અવશ્ય વિચાર કરાવનારો થઈ પડયો છે. મનુને મન આપણે તેના હઇશું કે કેમ ? તે એક સવાલ છે. તે છતાં પારકી જાળમાં સપડાઈ પરાયો બનેલ મનુ પરાધિન સ્થીતિમાં શું ન કરે તેની કલ્પના માત્ર ત્રાસદાયક છે. એવી ભયકારક સ્થીતિ પર પહોંચેલા મનુને આ મેળવેલી સામટી દોલત ને મહાન સમૃદ્ધિનો સ્વામી બનાવી દેવો, તે હાથે કરીને માઠી દશાને આમંત્રણ કરવા જેવું થઇ પડે. તેના જેવા પારકી શીખવણી પર ચાલનારા છોકરાના હાથમાં મારૂં નહાનું બાળક ભાનુ તેની માતા અને પદમાવતી વહુને મૂકવાં અનિષ્ટ થઇ પડે. માટે મારી પાછળ મારી કીર્તિ, મારૂં ધન, મારી સમૃદ્ધિ, મારી ઇજ્જત

એ બધું મનુને હાથે બરબાદ ન થાય તેમજ મનુના તાબામાં રહી ભાનુ, તેની માતા અને પદમાવતી દુઃખી ન થાય; એવું કરવાની મારી ઇચ્છા છે. અને તે ઇચ્છા પહેલી તકે પૂરી પાડવી, એમાં તમારી સલાહ ને મદદની જરૂર છે. જે મનુ પ્રપંચી થયો, જે મનુ મા બાપને ઠગતાં શીખ્યો તે મનુ ઉપર સ્હેજ પણ ભરોંસો રાખવો એ આફત વહોરી લેવા સમાન છે. આપણી મૂર્ખાઇ બતાવવા બરાબર છે. માટે હવે જેમ બને તેમ તેનો બંદોબસ્ત કરવાનાં ઠરાવ ઉપર આવવાનો નિર્ણય આપણી આજની બેઠકમાંજ થવો જોઇએ. આ વાત બિલકુલ છૂપી રહેવી જોઇએ. ને તે કોઇ ન જાણવા પામે તેવી રીતે આપણે કરવું જોઇએ. મુનીમજી ! જેને સંતાનનું દુ;ખ છે, તે મહાન દુઃખી છે. હું પણ મહાન દુઃખી છું. મનુના પ્રતાપે અતિ લાચાર છું. હજુ શેઠ વધારે બોલવાના હતા પણ જેમ જેમ બોલતા જતા હતા, તેમ તેમ તેનું હૈયું ભરાઇ આવતું જણાતું હતું જેથી શેઠાણી તેમને બોલતા અટકાવીને વચ્ચે બોલી ઉઠયાં કેઃ—

જીવને નકામો સંતાપ કરવાથી શું હાંસલ છે ? મનુ બાળક છે. અણસમજુ છે. ને કોઇના હાથમાં ફસી પડયો જણાય છે. તે જયાં સુધી તેમાં તેને ઠોકર નથી વાગી ત્યાં સુધી તે તેને સારૂં લાગશે પણ આખરે તેમાંથી જ મનુ સુધરશે. તેના બાપ તરીકે તમને ચિંતા થાય, મા તરીકે મને દુ;ખ થાય તે સ્વાભાવિક ને વાસ્તવિક છે. પણ તેનો ઘણો બળાપો હાનિકારક છે. ભવિષ્યનાં દુઃખની કલ્પના કરી અત્યારથી દુઃખી બનવું તેના કરતાં તે ન આવે તેવી યોજના કરવા ધાર્યું છે તે અતિ ઉત્તમ છે. અને ઇશ્વર કરશે તો ત્યાં સુધીમાં મનુભાઇ પણ સુધરી જશે. એટલે જે વખતની ચિંતા આજે કરોછો, જે દુઃખને આજે કલ્પો છો; તે તેનો વખત આવતાં નિર્મૂળ થશે.

મુનીમ બોલ્યો કે, શેઠ સાહેબ, શેઠાણીનું કહેવું તદ્દન બરાબર છે. આપે ઘણી ચિંતા કરવા જેવું કશું નથી. માટે આપે ઉચ્ચ લાગણી ભર્યો જે અભિપ્રાય દર્શાવ્યો છે તે આપનું મારી પ્રત્યેનું અથાગ હેત ને ઘણીજ માયાળુ વૃત્તિનો સચોટ પુરાવો છે. હું આપનો સદાનો આભારી ને સદાનો સેવક છું. તેમાં કંઈ ન્યૂનતા જેવું નથી. મનુભાઈ માટે દિલગીર થવા જેવું કારણ જોકે ઉભું થયું છે, તથાપિ તે કારણ હમેશને માટેનુ છે એમ માની લેવું તે વાસ્તવિક નથી. જુઓ ! કોઇ પણ મનુષ્ય જન્મતાંની સાથે મનુષ્યપણાંને પ્રાપ્ત થતો નથી. મજે એક

પત્થરની મૂર્ત્તિને સુંદર આકૃતિનાં રૂપમાં જોઇને આપણે તેની અસલ સ્થિતિનો ખ્યાલ નથી આવતો, તેમ મનુષ્યને માટે પણ તેવું જ છે. પણ તે મૂર્ત્તિને સુંદર આકૃતિના રૂપમાં આવવા અગાઉ કારીગર કડિયાના હાથથી કેટલી છીણીઓ અને હથોડા વડે માર ખાવો પડે છે, ઘણું ઘડાવું પડે છે, છુંદાવું પડે છે ને ટીપાવું પડે છે. ને તે પછી આખરે તે માર ખાઇ ખાઇને ઘડાઇ, છુંદાઇ, ટીપાઇને જ તેમાં સુંદર આકૃતિનું રૂપ આવે છે. તેવી રીતે મનુષ્યને મનુષ્યપણામાં આવતાં ઠોકરો રૂપી છીણી, હથોડીઓના સખત માર ખાવા પડે છે, ઘડાવું પડે છે, છુંદાવું પડે છે. તે પછી જ તે મનુષ્યપણાને પ્રાપ્ત થાય છે. તેમ આ બાબતમાં મનુભાઇને જ્યારે અને જ્યાંથી ઠોકર વાગશે કે, તેની મેળે તે ઠેકાણે આવશે. એટલે તે હમેશાં બગડેલા જ રહેશે એમ માની લેવાનું નથી. તે છતાં તેનો ઉપાય યોજી રાખવો તે તદ્દન વ્યાજબી છે. અને તે વિષે આપણે બધાં એકમત છીએ. એટલે હવે તે ઉપાય કેવા પ્રકારે યોજવો તેનોજ વિચાર કરવાનું અત્યારે આવશ્યક છે.

શેઠ—મનુભાઈ સુધરી જશે એવી તમો બન્નેની આશાજનક લાગણી ખુશાલી ભરી ને સખ્યારા રૂપ છે. તે છતાં કંઇ ઉપાય યોજવાના નિર્ણય ઉપર આપણે એકમત થઇએ છીએ. તે પ્રશંસનીય છે. મારો વિચાર એવો છે જે મારી મિલ્કતના ટ્રસ્ટીઓ નીમી એક વીલ કરી નાખું.

શેઠાણી—તમે કોને ટ્રસ્ટીઓ નીમવા માગો છો ? અને વીલમાં શું જણાવવામાં આવશે ?

શેઠ—એક ટ્રસ્ટી તમે ને બીજા મુનીમજી, તમો બેઉને મારી મીલકતનો વહીવટ કરવાનો હક્ક રહેશે. ને જે સરતો હું વીલમાં જણાવીશ તે પ્રમાણે તમારે વર્ત્તવું પડશે.

મુનીમજી—તે વાત તો બરાબરની છે. પરંતુ બેજ ટ્રસ્ટી કરતાં એકાદ વધારે ટ્રસ્ટી હોય તે સારૂં છે. કેમ જે લોકોની અદેખાઇ બુરી છે. જો કોઈ ત્રીજો ટ્રસ્ટી નહિ હોય તો તે ગમે તેવા આક્ષેપ મૂકશે ને તે અમારે સહન કરવા પડશે. માટે અમો કોઇ જાતના આક્ષેપમાં ન આવીએ તેમ અમને પણ કોઈ સારો સલાહકાર થઈ પડે એવો એકાદ વધુ ટ્રસ્ટી નીમવો યોગ્ય છે.

શેઠાણી—મુનીમજીનું કહેવું તદ્દન સત્ય છે. ને જો એ વાત તમને ધ્યાનમાં આવતી હોય તો મારી નજરમાં મીઠાભાઇ ઠીક લાગે છે. તેને પણ અમારી સાથે ટ્રસ્ટી બનાવો.

શેઠ મીઠાભાઇને વેપાર રોજગાર સિવાય પોતાના ખાનગી કાર્યની અંદર કદી પણ ભેળતા નહિ. પરંતુ તે વેપાર રોજગારની અંદર ચાલાક અને સારો જણાતો હોવાથી શેઠને તે વાત પસંદ પડી. ને વીલ બનાવવાનું નક્કી ઠરાવી તે પછી બોલ્યા કે:–મુનીમજી! મારો વીલ બનાવવાનો હેતુ તમે સંપૂર્ણ રીતે સમજ્યા છો. એટલે વિશેષ કહેવાનું નથી. તે છતાં વીલ વિષેની કેટલીક બાબતો તમને કહેવાની છે. જોકે મનુ મારો છોકરો છે તથાપિ તે તમારો પણ છોકરો છે. તમે તમારી મનો લાગણીથી તેના બચપણમાં સારૂં લાલન પાલન કરી ઉછેર્યો છે. અને તે તમારા ઘણાજ આભાર તળે છે. ને વળી તમો ટ્રસ્ટી તરીકેના તમારા આભાર તળે હમેશાં તે રહેશે. મારો જે વિચાર છે તે એ કે,

કાલબાદેવીનાં બે ઘર કે જેનું માસિક ભાડું અનુક્રમે એક એક હજાર રૂપિયા છે તેની સંપૂર્ણ માલેકીને સ્વતંત્ર વહીવટ કરવાને હું શેઠાણીને સુપ્રત કરૂં છું. મલ્હાર વાડીનું મોટું ઘર કે જેનું માસિક ભાડું બારસો રૂપિયા છે તેની સંપૂર્ણ માલેકી સૌ૦ પદમાવતી વહુની ઠરાવું છું. ને તેનો વહીવટ તે તથા તેનાં સાસુજી કમળા શેઠાણી સાથે મળીને કરે. શેક મેમન સ્ટ્રીટ ઉપરનું નહાનું ઘર જેની માસિક આવક રૂ. ૭૦૦) ની છે તેની સંપૂર્ણ માલેકી ચી. ભાનુમતીની ઠરાવું છું. તે ઉમરે પહોંચે ત્યાં સુધી તેનો વહીવટ કરવાનું ટ્રસ્ટીઓ તરીકે તમને સુપ્રત કરૂં છું. તેનો હિસાબ મારી બીજી મીલકતના હિસાબથી જુદો રાખવો. ને તે જ્યારે ભાનુમતી ઉમરમાં આવે ત્યારે તેની મીલકત ને થએલી આવક તેને સુપ્રત કરવી. અને વધુમાં એવું ઠરાવું છું કે, ભાનુમતીનાં લગ્ન વખતે દશ હજાર રૂપિયાનો ખર્ચ મારી મીલકતની આવકમાંથી કરવો.

ચોપાટીનો બંગલો રહેવાનાં ઘર તરીકે ઉપયોગમાં રાખવો. અને ઘરનો બધો ખર્ચ હાલની પદ્ધતિ પ્રમાણે મારી મિલકતની આવકમાંથી કરવો. જેની જેની પાસે જે જે દાગીનાઓ છે તે તે તેની માલેકીના ઠરાવું છું. તે સિવાય મારી મિલકતની રોકડ રકમમાંથી એક લાખ રૂપિયા મારા બાપદાદા વારેનાં ચાલ્યાં આવતાં સહાયકારી ફંડમાં, એક લાખનું વ્યાજ વિદ્યાવૃદ્ધિમાં, પચાસ હજારનું વ્યાજ ધાર્મિક કેળવણી આપનારી સંસ્થામાં, પચાસ હજારનું વ્યાજ હુનરકળાને ઉત્તેજન આપવામાં, પચાસ હજાર પાંજરા પોળમાં, પચાસ હજાર દુકાળીયાંઓને મદદ કરવામાં, પચાસ હજાર દુકાળવાળા મુલકમાં મુંગાં ઢોરોને ઘાસ ચારાની મદદમાં, પચાસ હજાર આવી પડેલી આફતથી લાચાર થઈ ગયેલાં કુટુંબને

આશ્રય આપવામાં અને એક લાખ રૂપિયા સાર્વજનીક ઉપયોગમાં ખરચવા ઠરાવું છું. એ ઉપરાંત મુંબઈની બેંકોમાં જમા પડેલી વીસ લાખની રકમ, મીલો અને દુકાનોના વહીવટમાં રોકાયલું નાણું, ગવર્નમેન્ટ પ્રોમીસરી લોન, નોટ, બોન્ડ અને શેરોમાં રોકાયલી રકમો તેમજ બીજી સ્થાવર તથા જંગમ મીલકતોનો વહીવટ કરવાનું ટ્રસ્ટીઓ તરીકે હું તમોને સુપ્રત કરૂં છું. મનુભાઇને મારા વારસ તરીકેનો હક્ક એવી સરતે રદ બાતલ કરૂં છું કે, તેની ચાલ ચલણ માટેની સારી ખાત્રી મુનીમજી મંગળદાસ બાપુજીને થવી જોઇએ. ને જ્યારે તેને સારી ને પક્કી ખાત્રી થાય ત્યારથી તેનો હક્ક લાગુ પડે છે. મારા દરેક નોકરો; ઘાટી ઘોડાવાળા અને રસોયા સહિત દરેકને એક સો સો રૂપિયા બક્ષીસ આપવા. જેઓ મારા ઘણા જૂના વખતના ને નિમકહલાલ નોકરો છે, તેઓને પાંચસો પાંચસો રૂપિયા આપવા ઠરાવું છું.

આ પ્રમાણેની મારી યોજના છે. તે જો મનુભાઈ સુધરે, સારી લાઇનપર આવે ને મુનીમજી, તે વિષે તમારી પોતાની પક્કી ખાત્રી થાય, તો જે મીલકત અને રકમોની જૂદી વ્યવસ્થા કરવા ઠરાવેલી છે તે બાદ જતાં બાકીની બધી મીલકત તેને સ્વાધીન કરજો અને તમે ટ્રસ્ટી તરીકે સારી સંભાળ રાખવાને સારો શ્રમ લેવા બદલ તમને પોતાને એક લાખ રૂપિયા બક્ષીસ તરીકે મારી મીલકતમાંથી તમોએ લેવા ઠરાવું છું. પણ જો મનુ સુધરે નહિ, તે સારી લાઇન ઉપર આવે નહિ તો આ મારી બધી મીલકત મુનીમજી, હું તમને બક્ષિસ કરૂં છું, તમે તેનો ઉપયોગ કરજો. તમારાં માતુશ્રી તુલ્ય તમારાં શેઠાણીને વખતો વખત ઘટતી મદદ કરશો. અને મારાં કુટુંબની દરેક રીતે તમો મારા પુત્ર તરીકે સારી રીતની સંભાળ રાખી પાલન કરશો.

આ મારા વિચારો ને મારી યોજનાને હવે કંઇપણ વિલંબ કર્યા વગર માત્ર આઠ દિવસની અંદર વીલ તૈયાર કરાવી લેવાની ગોઠવણ ને બંદોબસ્ત કરશો.

મુનીમે પોતાના તરફથી શેઠનો ઉપકાર માનતાં વફાદાર રહેવા પ્રતિજ્ઞા લેઈ ખાત્રી આપી કે, હું આપના કહેવા પ્રમાણે-આપની ઇચ્છા પ્રમાણે ને આપની ધારણા પ્રમાણે ચાલીશ ને વર્ત્તીશ તે વિષે આપ બેફિકર રહેશો. તે પછી આઠ દિવસમાં કાયદા મુજબ વીલ અને બક્ષિસપત્ર બનાવવાનું કાર્ય પૂરૂં કરી નાંખી તે બાબતથી નિશ્ચીંત થયા. અને આ કાર્યને માત્ર માધવદાસ શેઠ, ત્રણ ટ્રસ્ટીઓ અને એક સોલીસીટર સિવાય બીજું કોઈ જાણવા પામ્યું નહિ.

...........................



# પ્રકરણ ૪૦ મું.



## માધવદાસનું મરણ.



સૃષ્ટીકારે સૃષ્ટીની અંદર જે રચનાઓ રચી, તેનો જે ક્રમ ગોઠવેલો છે તે તેની એક મહાન ખુબી છે. તેનો પાર કોઇ લેઇ શકતું નથી. અનેક જાતનાં પ્રાણીઓ ઉતપન્ન કરી તેમાં મનુષ્ય પ્રાણીને બુદ્ધીની નવાજેશ કરી તેને સર્વ પ્રાણીઓમાં શ્રેષ્ઠ પંક્તિએ મૂકયો છે. નાટકના તખતારૂપ આ અસાર સંસારમાં મનુષ્ય પ્રાણી અવતાર લેઈ કેટલાએ નાટકી દેખાવો ને ખેલ કરે છે. તે છતાં માયાના મોહ બળે તે તૃપ્ત થતો નથી. છતાં કેટલાક સમજુ અને ચેતી ગયલા મનુષ્યો જ્યારે કાળને સમીપ આવેલો જોય છે ત્યારે તે પોતાની હમેશની વૃત્તિ બદલીને છેલ્લી વખતનાં કરી લેવાનાં કાર્યોને તે હાથ ધરે છે ને તે કાળને આધિન થયા અગાઉ પૂરાં કરી લેવા મથે છે. તેમ માધવદાસશેઠ હવે પોતાનો કાળ સમીપ આવેલો જોઇ શકયા હતા- ઘણા વખતનો પાકટ અનુભવ દુનિયાના અનેક રંગો જોઇને મેળવેલો હોવાથી છેલ્લી વખતના કાર્ય તરીકે જે પોતાને કરવાનું સમજતા હતા, તે તેણે પોતાના ઘરની સ્થીતિ અને રંગ જોઇને પૂરૂં કરી નાખ્યું. તેનો કાળ પણ જાણે તે કામ પૂરૂં કરી નાખવા સુધીનીજ રાહ જોઇને બેઠો હોય તેમ તે હવે માધવદાસના આત્માને ઝડપી લેવા તૈયાર થયો. માધવદાસ હવે કોઇ દીવસ સારા તો કોઇ દીવસ સીક પડી જતા. વળી બે દીવસ સારા તો વળી કાંઇ બીમારી થઇ આવતી. એમ તેની તબીયત હવે લથડીયાં લેવા લાગી. હવે તે છેક અશક્ત થયા. ખોરાક ઉપરથી રૂચી ઉઠી ગઇ. ને તદ્દન પથારી વશ થયા. કાળ પણ તેને ઝડપી લેવા હવે ડોકીયાં કરતો હતો. અવાર નવાર તે પોતાનો દેખાવ આપતો હતો—ઓચીંતો ઝોકો આવી જતો. ને હવે પ્રાણ જવાની તૈયારીમાં છે એવું સૌને લાગતું. તે છતાં શ્વાસોશ્વાસ

ભરવા બાકી રહેલા, જેથી તેમાંથી થોડો આરામ થતો ને તેથી ઉપરવાળાંને કંઇ ટાઢક વળતી.

કમળા શેઠાણી એક પતિવૃત્તા સ્ત્રી તરીકે, પ્રેમાળ ને હેતાળ સ્ત્રી તરીકે પોતાના વહાલા પતિની અહર્નિશ સેવા ચાકરીમાં તત્પર રહી તેની ઘટતી સારવાર કરવાને અથાગ શ્રમ લેતાં હતાં. ને જ્યારે પતિની બીમારી ઘણી વધી જતી ત્યારે તે અતી અકળામણમાં આવી પડતાં. પણ જ્યારે તેમાંથી પાછો આરામ થતો તેથી ધીરજ ધરતાં.

મનુ પોતાના પિતાની આ માંદગીને છેલ્લી તરીકે સમજ્યો. પોતાના વહાલા અને બળવાન બાપને પથારી વશ થઇ આખરી સ્થીતિમાં આવી પડેલા જોઇ તેનું હૃદય ખરેખર દ્રવતું હતું અને તેથી તે પણ સારવાર કરવામાં ખડે પગે તૈયાર હતો.

પદ્મમાવતી વહુ પોતાના સસરાજીની ગંભીર માંદગી જાણ્યા પછી ચીતાતુર બની હતી. અને તે તેને કોઇ રીતે સારૂં થઇ જવાની લાગણી ધરાવી ઇશ્વર પ્રત્યે તેવી પ્રાર્થના કરતી હતી.

બાળક ભાનુમતી પૂરી સમજદાર નહોતી તે છતાં આસપાસનો રંગ જોઇ તે બધું શું છે તેનો ખ્યાલ કરતી ને તેથી તે જાણવા લાગી કે બાપની માંદગી વધારે છે.

ઘરનાં નોકર ચાકરો બિચારા પોતાના દયાળુ શેઠને માંદગી વધતી જતી જોઇ દુઃખી બનતા હતા. અને તે પોતાનાથી બનતી દરેક પ્રકારની સારવાર કરવામાં હાજર હતા.

શેઠની તબીયત જોવાને સગાં સંબંધીયો, સ્નેહીયો, અને ઓળખીતાઓની મોટી સંખ્યા હાજર થતી. દરેક જોવા આવનાર માધવદાસશેઠની હૈયાતી માટે કાળજી ધરાવતા હતા. પરંતુ તેઓ જ્યારેબીમારી જોતા, ત્યારે નિયાશ થતા.

શહેરનાં ઘણાં ગરીબ અને આશ્રિત લોકો માધવદાસ શેઠની ગંભીર માંદગી જાણવાથી દુઃખી ને ચિંતાતુર બન્યા હતા. તેઓ બિચારા પોતાને માથે આવો પરગજુ શેઠ હૈયાત રહેવા ઇંતેજાર ને રાજી હતા ને તેથી તેઓ તેમનું આયુષ્ય લાંબુ થવાને ઇશ્વર પ્રાર્થના કરતા હતા.

ઘણા લોકોએ માધવદાસશેઠની બીમારી જોયા પછી તેના જીવવાની આશા છોડી હતી. તે છતાં માધવદાસશેઠ અધુરા રહેલા શ્વાસોચ્છ્વાસ

પૂરા કરવાને સૌની વચ્ચે હૈયાત હતા. લાગલાગટ એક સરખી આઠ દિવસ સુધી એ પ્રકારે બીમારી ચાલી. રોજ રાત્રીના ઉજાગરા કરવા પડતા. તે છતાં તેની જોઇતી ને પૂરતી સારવાર કરવામાં કોઇ કંટાળ્યું નહોતું. એવો તેના ઉપર સૌનો ભાવ હતો. આજે રોજ કરતાં સ્હેજ આરામ જણાતો હતો. ને તેથી સૌ ખુશી થયાં હતાં.

મનુભાઇને પિતાની બીમારીને લીધે લાગલાગટ આઠ દીવસ સુધી ઘર છોડી બહાર નીકળાયું નહોતું. તેથી તેને જરા બહારની તાજી હવા લેવા જવા ઇરાદો થયો. પિતાને પણ જરા આરામ જેવું જણાયું. તેથી તે પોતાની માની રજા લેઈ એક કલાકમાં પાછું આવવા કહી બહાર ફરવા નીકળ્યો. પાછું ઘેર વહેલું આવવું હતું. જેથી તે બહાર જરાતરા હવા લેઇને સીધો ચંપુને ત્યાં આવ્યો.

પરંતુ દૈવની ગતી ન્યારી છે. તેની લીલા અપાર છે. મનુષ્ય ધારે શું ને ઇશ્વર કરે શું? તે કોઇથી સમજાતું નથી. તેમ માધવદાસશેઠને આજે જે આરામ જણાયો તે ખરો આરામ નહોતો પણ છેલ્લી ઘડીની શાંતિ હતી. પરંતુ કોઇ તેને પારખી શક્યું નહિ. મનુભાઇના ગયા પછી કાળે પોતાનો રંગ એકદમ બદલ્યો. પોતાની રમત ફેરવીને હવે તે ક્રૂર થયો. જેણે મહાન પુરૂષોથી કરી નહાનાં બચ્ચાંઓ સુદ્ધાંતને મૂકયાં નથી. તેવો દુષ્ટ કાળ કોઇના ઉપર દયા લાવી આજે માધવદાસ શેઠને છોડે તેમ નહોતો. તે તો જરા જરાવારમાં વધુને વધુ સખત થતો ગયો. જણાતા આરામમાંથી એકદમ માધવદાસ શેઠે પોતાની આંખ મીંચી. છેલ્લું ડચકું ભર્યું, ને જાલિમ કાળે તેનો પ્રાણ મનુ શિવાય સર્વેની હાજરીમાં હરી લીધો. માધવદાસે સર્વ પ્રકારનાં સુખમાં શાંતિથી પ્રાણ છોડયો. માત્ર તેને મનુ વાસ્તેજ ઉચાટ આવ્યો હતો. પણ છેલ્લી ઘડીએ તે બધું ભૂલી જઇને પોતાનું ચિત્ત ઇશ્વર સ્મરણમાં પરોવી, પોતાનો વહાલો પ્રાણ શ્રી કીરતારને હવાલે કર્યો. ઘરમાં રડારોળ થઇ રહી. કમળા શેઠાણી અત્યંત વિલાપ કરીને રોતાં હતાં. મુનીમ મોટા ધ્રુસકાં મૂકીને પોકે પોક રડવા લાગ્યો. પદમાવતી વહુ, ભાનુ અને ઘરના નોકર ચાકર જ્યાં બેઠાં હતાં ત્યાં રોવા લાગ્યાં. ભેગો થયેલો સમુહ પણ આ દુઃખદાયક બનાવથી રડતો હતો. અને કોઈ છાનું રહેતું નહોતું. રોઇ રોઇને જ્યારે ઉભરો ખાલી થતો ગયો ત્યારે એક પછી એક છાનાં રહેવા લાગ્યાં.

મુનીમ અને કમળા શેઠાણીને આ બનાવ ઘણો દુઃખમય હતો. તેમનું હૈયું ઘણું ભરાઇ આવ્યું હતું. ને તેથી તેઓ કેમે કરી છાનાં રહેતાં નહોતાં. બીજા લોકોએ ઘણો દીલાસો આપી, કેટલીક સમજ આપી તેમને માંડ કરી રોતાં છાનાં રાખ્યાં. હવે મરનારને અગ્નિદાહ કરવાની સામગ્રી ભેગી કરવાની હતી. તેથી તેની તૈયારીઓ થવા લાગી. મુનીમ રડીને શાંત થયા પછી જોય છે તો માલુમ પડયું કે મનુભાઇ બહાર ફરવા ગયેલા ત્યાંથી આવેલા નહોતા. એક કલાકમાં પાછું આવવા કહી ગયેલ ત્યાં એથી પણ વધારે કલાક થઇ ગયા છતાં નહિ આવેલા જોઇ તેને તેનાં આચરણ ઉપર શક ગયો. તે કયાં હોવો જોઇએ તે પોતે જાણતો હોવાથી એક નોકરને ખાનગીમાં કહી તેને ચંપુને ત્યાં બોલાવવા મોકલ્યો.

નોકર મુનીમના કહેવા પ્રમાણે ચંપુને ત્યાં આવ્યો તો મનુભાઇ ત્યાં બેઠેલો હતો. નોકરને આવેલો જોઇ મનુ ચમકયો. તેને આવવાનું કારણ પૂછ્યું તો માલુમ પડયું કે, બાપા ગુજરી ગયા સાંભળી મનુને ઘણો પસ્તાવો થયો. પોતે થોડા વખત વાસ્તે મૂકીને બહાર નીકળવા બદલ પોતાને સખત ઠપકો આપવા લાગ્યો. પરંતુ હવે બની ગયાનો કંઈ ઉપાય નહોતો તે આ હકીકત ચંપુને જણાવી એકદમ ત્યાંથી રવાને થઇ બંગલે આવ્યો. આવીને જોય છે તો લોકોની મોટી ઠઠ ઘર આગળ ભેગી થઇ હતી. સગાં સંબંધીઓ, સ્નેહીઓ, ઓળખીતાઓ અને લાગતા વળગતાઓ મોટી સંખ્યામાં એકઠા થયા હતા. એટલા ઉપર બાપાનું શબ કીમતી શાલમાં ઢાંકી સૂવાડેલું હતું. પાસે કમળા શેઠાણી અતિ રૂદન અને આક્રંદ કરતાં બેઠાં હતાં. સબનાં માથાં આગળ મુનીમ લમણે હાથ દઇને રડતી આંખે આંસુ પાડતો બેઠો હતો. બીજા જેઓ વધારે નજીક નજીકના હતા, તેઓ અનુક્રમે બેઠા હતા અને દરેકના મોં ઉપર ઉદાસી છવાઇ રહી હતી. એક બાજુ સબને લેઇ જવાની ઠાઠડી તૈયાર થતી હતી—અને માત્ર પોતેજ બધેની વચમાં હાજર ન હોવાથી થયેલી ગંભીર ગફલતીથી મનુ લજ્જિત થયો. એક તરફ પોતાની થયેલી ગંભીર ભૂલનો પસ્તાવો અને બીજી તરફથી પોતાના બાપનું મરણ એ કારણથી મનુભાઇ બહાવરો બની ગયો સજળ નેત્રે પાણી વહેવા લાગ્યાં. ને ઘણુંજ આક્રંદ કરવા લાગ્યો. બાપનાં મરણ વખતે હાજર ન હોવા બદલ પોતાને અભાગો માની ત્રાહે ત્રાહે પોકારી રહ્યો. સૌએ તેને સમજાવીને છાનો રાખ્યો. મરતી વખતના મોંહમેળા થવા નહિ સૃજેલા તેથીજ આવો સંજોગ ઉભો થયો કહી સૌએ તેને દીલાસો આપ્યો.

અને તે પછી સર્વેએ મળી માધવદાસ શેઠનાં શબને અગ્નિદાહનો છેલ્લો સંસ્કાર કરી ત્યાંથી ઘેર આવ્યા ને એકઠા થયેલા લોક સૌ પોતપોતાને ઘેર ગયા.

આખા શહેરમાં માધવદાસ શેઠનાં મરણની જાણ થઇ. સાંભળી બધાં દીલગીર થયાં. આજે કાપડનો શાહ, મીલોનો પિતા, ધર્મનો સ્થંભ, ગરીબોનો પાલનહાર, સખાવતનો રાજા, ન્યાતનો આગેવાન, સરકારનો માનીતો અને પ્રજાનો સાચો સહાયક ચાલ્યો જવાથી સર્વત્ર ઉદાસી વ્યાપી રહી. હિંદનો ઝળકતો હીરો ગુમ થવાથી સર્વત્ર શોક પ્રસરી રહ્યો. કુટુંબના સૂર્ય રૂપ માધવદાસ શેઠ અસ્ત થવાથી અંધકાર છવાઈ ગયો તેના માનમાં કાપડ બજાર ને તેની મીલો બંધ રહી કેટલાંક વેપારી બજારો પણ બંધ રહ્યાં. દેશ પરદેશમાં તેનો શોક પ્રદર્શિત કરવા સભાઓ ભરાઇ સમાશ્વાસન પત્ર તેના કુટુંબપર મોકલવાના ઠરાવ થયા. અને તેના કુટુંબપર સૌ કોઇની લાગણી ખેંચાઇ. વર્ત્તમાન પત્રોએ પણ તેના મરણથી પડેલી ખોટ બાબે કાળાં બોર્ડમાં દીલગીરી ભર્યાં મોટાં મોટાં લખાણુ કરી તેની કારકીર્દીના વખાણ કર્યા. અને એ રીતે માધવદાસ શેઠનાં મરણથી સૌએ પોતપોતાની શોકાતુર લાગણીઓ પ્રદર્શિત કરી.

વાંચનાર ! બધા કહે છે કે, માધવદાસ શેઠ મરી ગયા, પણ અમને તેમ નથી લાગતું. અમારી નજરમાં તો માધવદાસ જીવે છે. જીવે છે એટલુંજ નહિ પણ તેનું જીવવું અમર છે. તેનું જીવવું જગજાહેર છે. ને તેનું જીવવું પરિપૂર્ણ છે. અરે ! આ મુંબઈ શહેરમાં, આ ભાર્ત્ત ભૂમીમાં ને આ મહાન પૃથ્વીમાં અનેક જન્મીને મુઆ છે. પણ તેમાં માધવદાસની માફક થોડાજ જીવતા રહ્યા છે. થોડાકોએજ જીવી જાણ્યું છે. થોડાકોનુંજ જીવવું સફળ થયું છે. બાકીનાઓનું તો નામ ને નીશાન તેનો કાળ થતાં—કાળ ભેગુંજ ભુંસાઈ ગયું છે. તેઓ કંઇ જીવવા માટે નહિ પણ મરવા માટેજ સરજાયલા હતા. આ પૃથ્વીપર બધા મરવાનેજ અવતરે છે. જીવવાને તો માત્ર માધવદાસ જેવો કોઇકજ પુન્યશાળી આત્મા અવતરે છે, અને તેવાઓજ માત્ર જીવી જાણે છે.

દરેક જન્મ લેનાર પ્રાણીને મરવું તો છે જ. સૃષ્ટીમાં જન્મેલા કોઇ જીવ્યા નથી, જીવશે નહિ ને જીવવાના નથી ! સૌ કોઇ સમજે છે કે, આપણે એક દિવસ મરવું તો છે જ. પણ કયે દીવસે ને કયે ટાઇમે તેજ માત્ર જાણી શકતા નથી; તથાપિ મરવું એ તો નિશ્ચય છે જ ! તે

છતાં મરણની ઘડી સુધી તેને જીવવાની આશા જતી નથી. એ મનુષ્યની કેટલી ને કેવી મૂર્ખતા છે ! આ દુનિયાપર મનુષ્ય અવતાર લઇને પોતાની ફતેહના અનેક પાસા ઉંચા નીચા, ઊંધા ચત્તા, અવળા સવળા ફેંકે છે. અનેક યુક્તિ પ્રયુક્તિઓ કરે છે. અનેક ઠગબાજીઓ રમે છે. અનેકને ફંદમાં ફસાવે છે. અનેકને ગોથાં ખવડાવે છે. જમીન આસમાન એક કરી મૂકવા સમાન કરે છે. અને હાલતાં ચાલતાં વેપાર રોજગારમાં વ્યવહારિક વ્યવહારમાં સાચાં ખોટાં કરી બહોળું ધન ને બહોળી સમૃદ્ધિ ભેગી કરવા મથે છે. ખોટાં આચરણોથી વર્તે છે. ખોટા રસ્તા પકડે છે. છળ કપટ કરે છે. કોઇ ઉપરથી સારો દેખાઇ અંદરખાને અધમતાથી વર્તે છે. ને જ્યાં જોશો ત્યાં મનુષ્ય પોતાનું પૂરેપૂરૂં પ્રાબલ્ય અજમાવવાની કોશીશ કરતા નજરે પડે છે.

મનુષ્યની ઘણી જહેમત, ઘણી ચંચળાઇ, ઘણી હુશીયારી, ઘણું ડહાપણ, ઘણી ઠગાઇ, ઘણી લુચ્ચાઇ. ઘણું છળ કપટ ને ઘણી બાહોશી અર્થાત્ અથાગ શ્રમનો બદલો તેનાં પૂર્વનાં પ્રારબ્ધ જોગે ઇશ્વર કોઇ કોઇને આપે છે કેટલાકને શહેનશાહ, કેટલાકને બાદશાહ, કટલાકને રાજા, કેટલાકને મહારાજા, કેટલાકને જમીનદાર, કેટલાકને જાગીરદાર, કેટલાકને અબજ પતિ, કેટલાકને કોટયાધિપતિ, કેટલાકને લક્ષાધિપતિ અને કેટલાકને થોડી ઘણી શ્રીમંતાઇ આપી, શેઠ સાહુકાર અને મહાન નર તરીકે બનાવે છે. તેના પ્રતાપે તેઓ નોકર ચાકર ને દાસ દાસીઓ રાખે છે. સારાં સારાં મકાનો વાપરે છે. ગાડી ઘોડા ફેરવે છે. મોટરો હંકાવે છે. સારા ઠાઠમાઠમાં વૈભવથી રહે છે. અક્કડ ટાઇટ થઇને ફરે છે. અને તે એવું તો અભિમાન રાખે છે, એવું તો જોર જણાવે છે, એવી તો બહાદુરી બતાવે છે કે જાણે દુનિયામાં એકલો તેજ ? તે છતાં તેની તૃષ્ણા મટતી નથી, લોભ તૃપ્ત થતો નથી. હજુ તે પોતાને ઓછું પડે છેસમજી તે તેને વધુને વધુ કરવા જીવતોડ મહેનત કરે છે. પોતાને મળેલા ધનમાંથી એક પાઇ સરખી પારકાને માટે ખરચતો નથી. પરમાર્થ કરતો નથી. શુભ કાર્યો કરતો નથી. જે રખેને પોતે મેળવેલા ધનમાંથી કંઇ ઓછું થઈ જાય ! પણ તે મૂર્ખને તે અજ્ઞાનીને એટલી પણ ખબર નથી પડતી કે, મારૂં એમાં શું છે ? તેમાંથી મારી સાથે શું આવનાર છે? મને સાથે કોણ ભેગું બંધાવનાર છે ? તે વાત બાજુ પર રહેતાં પણ કુદરતના મહાન ચમત્કારને પણ તે ભૂલી જાય છે. કુદરતની વિચિત્ર ગતિના અપાર દાખલા પોતાની નજરથી જોય છે. છતાં ભૂલે છે. છતી આંખે અંધ બને

છે. અને પોતે જે કોશીશ કરતો ફરે છે તેની એક પણ તક મળવા અગાઉ તેને કુદરતના ગેબી ગોળાથી એવો તો સજ્જડ ફટકો પડે છે, એવી તો સજ્જડ થાપ ખાય છે, એવો સજ્જડ માર પડે છે કે એક પળમાં તેનું ધારેલું બધું ધૂળધાણી થઇ જઇ રાયનો રંક, શ્રીમંતનો ભીખારી ને શેઠનો વાણોતર થઇ પડે છે. ત્યારે તે પોતાના પાપી હાથ ઘસે છે. અપાર દુઃખ ભોગવે છે. ને પોતે ગુમાવેલી તકને યાદ કરી કરીને હમેશાં પસ્તાય છે. તે છતાં પણ જ્યારે તેનાં સારાં ભાગ્ય જોગે ફરી તેને સારી તક મળે છે. ત્યારે તે મૂર્ખ તેને પડેલું દુઃખ ને થયેલો પસ્તાવો ભૂલી જઇને તે પોતાની અસલની ટેવ ને વૃત્તિ ગ્રહણ કરે છે. અને તે એટલે સુધી ગ્રહણ કરે છે, કે તેની હદજ હોતી નથી. પરંતુ અફસોસ કે તેની તે હદ તેની હૈયાતીને છેડે પૂરી થાય છે. તેના મનની મનમાં રહી જાય છે ને તે મૃત્યુને વશ થાય છે. માણસ જાત ઉપર જો મૃત્યુનો અંકુશ ન હોત તો તે શું કરત તેનો ખ્યાલ પણ આપણને આવી શકે નહિ. વિચાર કરો કે, જેને મૃત્યુનો ડર છે છતાં શું તેની લુચ્ચાઈ, શું તેની ઠગાઇ, શું તેનો વિશ્વાસ ઘાત. શું તેનો વચન ભંગ શું તેની અનીતિ, શું તેનાં ખોટાં આચરણ ને શું તેનું અભિમાન એ સર્વેનો જ્યારે આપણે ખ્યાલ કરીએ છીએ ત્યારે સાફ અને ખુલ્લું જણાઇ આવે છે કે મનુષ્ય પ્રાણી બધાં પ્રાણીઓ કરતાં વિક્રાળ અને ક્રુરમાં ક્રૂર પ્રાણી છે! તે એક અતિ બળવાનમાં બળવાન પ્રાણી છે. અને તે પોતાના સ્વાર્થને માટે ચાહે તેવું કામ કરે છે. તે સિંહ અને હાથીઓ જેવા મસ્ત અને બળવાન પ્રાણીઓને વશ કરે છે, તે સમુદ્રને તળીએ છુપાઇ રહેલાં મોતી અને રત્ન ઉત્પન્ન કરનારાં જીવડાંઓને શોધી કાઢી મોતી અને રત્ન પોતાનાં ઉપયોગમાં લેવા વાસ્તે તે તેના પાસેથી ઝુંટી લેવા તેના પ્રાણનો પણ નાશ કરે છે. શુદ્ધ અને પવિત્ર મનાતી ચીજ રેશમ તેને ઉત્પન્ન કરનારાં જીવડાંઓને મારી નાંખી તેની પાસેથી લઇ લે છે. મનુષ્યની બુદ્ધી અને શક્તિ પણ અપાર છે. તેની શોધક બુદ્ધિ અને અજબ શક્તિના નમુનાઓ આપણી નજર સામે થોડા નથી. તે પોતાના સુખને વાસ્તે અજબ પ્રકારની, નવિન જાતની, શોધખોળ કરી અનેક વસ્તુઓ નીપજાવે છે. ને તેમ કરવામાં અસંખ્ય ચીજો ને અસંખ્ય પ્રાણીઓનો નાશ કરે છે. તે છતાં જાણે તે બધું પોતાના ઉપભોગ માટે સરજાયેલું હોય તેમ સમજી તેના માટે કંઇ વિચાર કરતો નથી. તે કંઈ નવાઈ જેવું નથી? પરંતુ અનેક યોનીમાં અવતાર લેઇ અનેક પ્રકારનાં કષ્ટો સહન કરીને છેવટે

તેનો ઉત્તમ સાર નીપજાવવા, ઉતમ ફળ પ્રાપ્ત કરવા, તેને મનુષ્ય યોની-માં નર દેહનો અવતાર, તેને બુદ્ધી સમાન શ્રેષ્ઠ શક્તિની સહાયથી માત્ર મોક્ષ મેળવવા અર્થે પ્રાપ્ત થાય છે, તે પોતે પોતાને કરવાનાં કામ જાણે છે, સમજે છે, સમજાવે છે ને યાદ કરે છે; તેજ મનુષ્ય જ્યારે માયા રૂપી અંધકારના પડળમાં ભૂલો પડી જઈ ભ્રમિત બની ન કરવાનાં અને ખોટાં કામ કરે છે. તે તેની મૂર્ખતા, નીરબળતા ને અધમતા નહિ તો બીજું શું કહેવાય?

પરંતુ મરનાર માધવદાસ તેમાંના નહોતા. તે નાણું કમાઇ જાણતા તેમ ખરચી પણ જાણતા. તે સુખ લેઇ શકયા, તેમ પીછાની પણ શકયા. અને એવું પણ સમજ્યા કે, જ્યારે મારો કાળ આવશે ત્યારે તેમાંથી ઉગરવા હું મારા ગાડીઘોડાના વેગમાં, મોટરમાં કે ઇલેકટ્રીક ટ્રેનમાં જમીન માર્ગે કોઈ પણ ઠેકાણે જઇશ, ઝડપી વેગની મનવારમાં સમુદ્ર માર્ગે જઇશ, યા તેને તળીયે સંતાઇ રહેવા સબમરીનમાં જઇશ, એરોપ્લેન, ઝેપલીન કે પવન વેગે આકાશ માર્ગે જઈશ અથવા તો પાતાળમાં ભોંયરૂં બનાવી ત્યાં રહેવા જઈશ; પરંતુ જ્યાં જઇશ ત્યાંથી કાળ મને શોધીને ઝડપ્યા વગર રહેનાર નથીજ. તે વખતે હું જોઇએ તેટલા બળવાન નોકરો તેને અટકાવવા હાજર રાખીશ પણ તે એકેનું જોર તેની આગળ ચાલનાર નથી. ત્યારે હું માત્ર કોણ? ને આ બધું શાને માટે? મારી સ્ત્રી, મારો છોકરો ને બીજા મારા ઘણા સ્નેહીઓ છે. પણ તેઓ જ્યારે મારો પ્રાણ કાળ હરી જશે એટલે આ મારૂ રહેવાનું ઘર, મારો આ મહાન વૈભવ મારી આ અખુટ સમૃદ્ધિ-તેમાં એક મિનિટ પણ મને રહેવા દેનાર નથી. એટલુંજ નહિ પણ એ બધું મેં મારૂં મારૂં કરી મેળવ્યું છે, હું એમને અત્યંત લાગણીથી ચાહું છું. તે છતાં તેમાંનું એકે મારી સાથે આવનાર પણ નથી. તે વખતે હું તેના ઉપયોગનો નથી, તે મારાઉપયોગનાં નથી. તો પછી તેનામાં વૃથા મોહ શાનો રાખવો. પરંતુ મારી સાથે આવે એવી સૌથી શ્રેષ્ઠ ચીજકઈ છે. હું દુનિયા છોડી જાઉં કે દુનિઆ મને છોડી દે તથાપિ હું દુનિયામાં હતો એવું દુનિયાની નજરમાંથી ન ભૂલાય એવું શ્રેષ્ઠ કયું, કોણ ને શું છે? તેને ગ્રહણ કરવાની શોધમાં તે મચી રહ્યા. અને તે તેને શોધ્યું મળી ગયું. તેનું જ્ઞાન ચક્ષુ ખુલી ગયું. અને તેના સમજવામાં આવી ગયું કે, મારી સાથે આવવામાં પાપ અને પુન્ય છે. મારી પાછળ રહેવામાં કીર્ત્તિ અને અપકીર્ત્તિ છે તે બંનેની તુલના કરી, તેને સારૂં લાગ્યું તે ગ્રહણ કર્યું. પોતાની સાથે લેઇ જવામાં પાપને છોડી દેઇ પુન્યને સાથી બનાવ્યો.

પાછળ મૂકી જવામાં અપકીર્ત્તિને તિલાંજલી આપી, કીર્ત્તિને આવકાર આપ્યો, અને પોતાની જીંદગીને સાર્થક કરવા તેમણે અનેક પુન્યનાં કાર્યો કરી, તેનું ફળ સાથે લેઇ ગયા. તેનાં દ્રષ્ટાંત રૂપ કોલેજ, હોસ્પીટલ, ધર્મ-શાળાઓ. જળાશયો અને બીજાં નાનાં મોટાં ફંડો વાળી અનેક પરો-પકારી સંસ્થાઓ યાવચ્ચંદ્રદિવાકરૌ કીર્ત્તિ રૂપે પાછળ મૂકી ગયા. અને એમ કરી પોતાનું જીવવું અમર કરી ગયા, જગજાહેર કરી ગયા ને પરી-પૂર્ણ કરી ગયા. તેના જેવા જીવનારાઓ આ દુનિયા ઉપર થોડાકજ પેદા થયા છે. વાંચનાર ! તને આ કથનમાં કદાચ સત્ય ન લાગશે તો તારી સમજ તને મુબારક. પણ અમારૂં તો એજ માનવું છે.

---

# પ્રકરણ ૪૧ મું.

## મનુની ખટપટ.

માધવદાસનાં મરણ પછી તેનો બધો વહીવટ તેનાં ફરમાન મુજબ તેના ટ્રસ્ટીઓ ચલાવવા લાગ્યા. તેના નામ પ્રમાણે, તેના મોભા પ્રમાણે તેની ઇજ્જત પ્રમાણે તેની ઉત્તર ક્રિયા કરી. મનુભાઇને તેમાં નહોતું કોઇ પૂછતું કે ન કોઇને મનુભાઇ પૂછતો. એટલે થોડાક દિવસો કંઇ પણ ઉદ્વેગ વગર પસાર થયા. પણ હવે તેમાં એક અણધારી અડચણ આવી. મનુભાઇએ પોતાના બાપની હૈયાતીમાં બાપ મુવે બમણાં નાણાં આપ-વાની ચીઠ્ઠીઓ લખી આપી તે ઉપર નાણાં કઢાવ્યાં હતાં. વળી તે તેના મિત્રો મદન અને વામનનો પણ દેવાદાર થયો હતો. હવે તેનો બાપ મરી ગયા, એટલે તેના લેણદારોએ તેની પાસે રીતસરની ઉઘરાણી કરી. મનુભાઇનાં મનને હવે તે ચિંતા લાગુ પડી. તે લોકોને શું જવાબ આપવો ને તેમને કેમ સમજાવવા એ મુસ્કેલી ભર્યું થઇ પડયું. ને તેથી તે ચિંતામાં પડયો. સર્વે ઉઘરાણી કરનાર લેણદારોને હાલ તુરતવેળા થોડાક દિવસનો વાયદો આપ્યો. ને તેટલા દિવસમાં સગવડ કરી આપવા જણાવ્યું. તેથી કોઇ અધીરૂં થયું નહિ. પણ વાયદાસર તેની જોગવાઇ શી રીતે

કરવી, તે મનુભાઇ જેવા વહેવારમાં નાદાન છોકરાને કંઇ સમજ પડી નહિ. પોતાના બાપની મીલકત ઘણી અને મોટી હતી. પરંતુ બાપનાં મરણ પછી તેનો વહીવટ પોતાને હાથ આવવાને બદલે તે બીજાજ આસામીઓ કરતા હતા. એટલે તે બાપની હૈયાતીમાં જેવો પરાધિન હતો, તેવો જ રહ્યો. બાપની હૈયાતિમાં એટલું તો સુખ હતું કે તેને લેણદારો કંઈ સતાવતા નહોતા. પરંતુ તેને અંતરીઆળ નાણું જોઇતું તો તે રસીદ ઉપર મળી શકતું. હવે તો એ બધું બંધ થયું. ને ઉલટું દેવાપણું આવ્યું. તેથી તે મુંઝાઇ ગયો. અને તે મુંઝવણનો રસ્તો શોધવાને તેણે પોતાના મિત્ર મદન અને વામનની સલાહ લીધી. તેમણે સલાહ આપતાં જણાવ્યું કે, મનુભાઇ! તમે તદ્દન ઢીલા માણસ છો. તમારામાં જરા સરખી હિમ્મત નથી. હવે તમે જરા પણ આ રીતનું બાયલાપણું દેખડાવશો તો તમારો કોઇ જશોએ ધડો નહિ થાય. ઘરમાં પણ તમને કોઈ પૂછશે નહિ. ને તમે બીજાઓના ઓશીઆળા થઇ રહેશો. માટે તમારે તો હિમ્મતવાન થવું જોઇએ. ભલે તમારા બાપનો વહીવટ હાલ બીજાઓ ચલાવે છે તથાપિ તમે પણ તેમાં ભાગ લેઓ. અને તેમાં ભાગ લેતા થયા પછી એક બે બાબતમાં કંઇ ખોડ ખાંપણ જેવું કારણ ઉભું કરી તેઓને ખસતા કરજો. ને તમારા બાપનો વહીવટ તેના વારસ તરીકે તમે એકલા જ ચલાવજો. એમ કરતાં કંઇ સલાહની જરૂર પડે તો અમે તો તમારી સાથેજ છીએ. એમાં તમારે ગભરાવાનું કંઇજ નથી.

મનુને એ વાતથી હિમ્મત આવી. પોતાની મુંઝવણ દૂર થઈ સમજવા લાગ્યો ને તેના મિત્રોની સલાહ પ્રમાણે વર્ત્તવા હવે તે તૈયાર થયો. બીજે દિવસથી પોતાના બાપના વહીવટમાં કેમ ચાલે છે, શું ચાલે છે, કેવી રીતે ચાલે છે. તેની પૂછપરછ કરવા લાગ્યો, જાણવા લાગ્યો ને તેમાં ભાગ લેવા લાગ્યો. મુનીમે પોતે મનુને તેમાં ઘણી સારી સમજ પાડી વાકેફ કર્યો. અને એવી રીતે હર વખત ચીવટ રાખવા કહી, તેને કેટલોક સખ્યારો આપી, પોતે સંતોષ થયો જણાયો અને તેવી રીતે મનુભાઇ તેની સાથે રહી કામકાજ જોય, તપાસે ને શીખે, તેમાં કંઇ અડચણ લેવા જેવું નહોતું ઉલટું એતો તેની ઇચ્છા પૂર્વકનું હતું. પરંતુ મનુભાઇનો ઇરાદો ને હેતુ જુદા પ્રકારનો હતો. તેની ઉપર વિટંબણા જુદા પ્રકારની હતી. ને તેને એનો રસ્તો કરવાને હતો તે વાતથી મુનીમ વાકેફ નહોતો તે છતાં તેનાં આચરણનો તે પૂરો જાણકાર હતો. એટલે તે મનુની પ્રપંચી વિદ્યામાં ભુલાવો ખાય તેમ નહોતો.

મનુભાઇ હવે પોતાના બાપનો વહીવટ ચલાવવામાં ભાગ લેતો થઇ, તેમાં કંઇને કંઇ માથું મારવા લાગ્યો, કંઇને કંઈ સૂચના કરવા લાગ્યો. આમ નહિ ને તેમ કરો, કહેવા લાગ્યો. છતાં તેને બાળક ગણી તેના કહેવા ઉપર કોઇ લક્ષ આપતું નહિ. કોઇ કોઇ વખત મુનીમ તેને શીખામણ આપતાં કહેતો કે, મનુભાઇ ! તમે જે વહીવટ ચાલે તે જોયા કરો. કોઈ તમારા હક્કને નુકસાન પહોંચે તેમ કરતું નથી. તમને તેમાં પૂરી સમજ આવે ત્યાં લગી જેમ ચાલે છે, તેમ ચાલવા દેઓ, અને નકામું વગર સમજનું માથું ના મારો મનુને તેની અસર થતી. તેનું વ્યાજબી પણું સમજતો પરંતુ તેને જે રસ્તો જોઇતો હતો તે આડેથી ચાલવા વગર નીકળે તેમ નહોતો. એટલે એ જાણી જોઇને આડાઇથી ચાલવા લાગ્યો.

મનુભાઇને પોતાના લેણદારોને નાણાં આપવાને કરેલા વાયદામાં હવે થોડાજ દીવસ બાકી રહ્યા હતા. તેની અગાઉ તે તજવીજ કરી લેવી એમ તે માનતો હોવાથી તેણે જાણી જોઇને આડે ચાલવાનો એક પ્રોગ્રામ ઘડયો. પોતાને મોટર લેવાનું, ઝવેરાતના કેટલાક દાગીનાઓમાં ફેરફાર કરવાનું, મકાનોમાં ભાંજફોડ કરવાનું અને શેર બોન્ડ વેચી નાખવાનું પોતાને વ્યાજબી લાગે છે, એવી વાત માજી આગળ કરી. માજી તેનો સર્વ હેતુ સમજતાં હતાં તેથી પોતે પરભાર્યો કંઇ ઉત્તર આપી મનુને છેડી ન નાંખતાં મુનીમની સલાહ લેવા કહ્યું. જ્યારે મુનીમ બંગલે આવ્યો ત્યારે તેની પાસે તે વાત રજુ કરી. મુનીમે તેમ કરવા ના કહી બધી સમજ પાડી. તે છતાં મનુભાઇએ તે કરવાની જીદ પકડી. એટલે મુનીમે તેમ કરવાને ચોખ્ખી ના પાડી. મનુ બોલ્યો કે, હું તે કરીશ. તમારા માનને ખાતર તમને પૂછ્યું. પરંતુ તમે માનને સમજી શકતા નથી તો હું મારી મરજીથી–મારી મુખત્યારીથી કરીશ ને હું હવે તે વિષે તમને પુછીશ નહિ.

મુનીમ—મનુભાઇ ! અમે તમારા વડીલ છીએ. તમારા મુરબ્બી છીએ. જેમ અમે કહીએ તેમ તમારે કરવું. તમારે અમારી સાથે કોઇ જાતની હઠીલાઇ કરવી નહિ. ને એમાંજ તમને લાભ અને સારૂં છે.

મનુ—નહીતો મને શું ગેરલાભ છે ?

મુનીમ—ઘણોજ ગેરલાભ છે.

મનુ—મારે તે ગેરલાભ જોવો છે.

મુનીમ—તમારે જોવોજ છે ? મનુ—હા.

મુનીમ—જો તમારે ગેરલાભ જોવોજ છે, તો અમારે લાચારીએ બતાવવો પડે છે. ને તે હું તમને અત્યારેજ બતાવું છું. હું તમને હુકમ કરૂં છું કે, તમારે કંઇ ગડબડ કરવી નહિ. જો તમારે શાંતિથી રહી, સુખનો રોટલો ખાવો હોયતો, આ તમારૂં ઘર છે. ને તેટલોજ તમારો અખત્યાર છે પણ જો તેથી વધારે કંઇ તમારે કરવું હોયતો, તમારે પોતાને લીધેજ આ બંગલામાંથી તમને કાઢી મૂકવાની અમને કડવી ફરજ પડશે.

એ સાંભળી મનુનું માથું ફરી ગયું. તે એકદમ ઉશ્કેરાઇ ગયો. મને બંગલામાંથી કાઢી મૂકનાર એ કોણ? એને એવડી શી સત્તા? જે આવું અપમાન યુક્ત એ બોલે. ગુસ્સાથી તે છેડાઇ પડીને બોલવા લાગ્યો કે, મુનીમ! હું અત્યાર સુધી એમ સમજતો હતો કે, તમે પણ મારા વડીલ છો, ને એમ સમજી હું તમારૂં કહેવું માન્ય રાખતો. પણ મેં તેમ સમજવામાં ભૂલ કરી જોઉછું. તમે મારા વડીલ તરીકે નહિ પણ તેવા રૂપમાં રહી તમે અમારી બધી મિલ્કતને પચાવી પાડનાર પ્રપંચી ઉભા થયા છો. ને તેથી હું તમને સાફ જણાવું છું કે, હવેથી તમારે કદી પણ અમારે ત્યાં આવવું નહિ.

મુનીમ—મનુ! તારી મીલકત શું છે? તને કોણે કરી આપી છે? ફોકટની મારી મારી કરી નકામી બડાઇ શાની મારે છે? હજુ પણ હું તને કહું છું કે, વગર તોફાને તારાથી સુખનો રોટલો ખવાઇ શકતો હોય, તો ખા, ને બંગલામાં મને ,નહિ આવવા દેવાની વાત કરવા માટે માફી ચાહ!

મનુ—અરે તું આ શું બોલે છે? કોઇ છે કે નહિ? બંગલામાંથી એકદમ મુનીમને બહાર કહાડો.

ઘરનાં નોકર ચાકર અને બધાં માણસો આ તમાશો જોતાં હતાં. કમળા શેઠાણી ને પદમાવતી વહુ મનુની આ વર્ત્તણુંકથી ઘણો બળાપો કરતાં હતાં. હવે મનુનાં આ વાકયોથી મુનીમનો પિત્તો ઉકળી આવ્યો. મનુના કહેવા પ્રમાણે મુનીમને બંગલામાંથી બહાર કહાડવા કોઇ તૈયાર થયું નહિ પરંતુ તેની આફત મનુને પોતાની ઉપર આવી પડી. મુનીમ ગુસ્સાથી બોલ્યો કે, બેશરમ! તને આટલી પણ શરમ ન આવી કે હું કોણ છું? ને તું એ કોને માટે બોલે છે? તું તારા આચરણ અને કૃત્યો સામે જો. ને પછી આ રીતે બોલ. પરંતુ આ ખરૂં છે કે, તને તારા

સગા બાપને માટે ન લાગ્યું ને એક શંડને ત્યાં જઇ બેઠો, તેનામાં વધારે અક્કલ શાની હોય? ને તેનામાંથી બીજી શું સારી આશા રાખી શકાય? તારે માટે ઘણું કર્યું, તારો બાપ પણ ઘણું કરી ગયા. પણ તારી દશા-જ અવળી છે, તેથી તને આવું ને આવું જ સૂઝે છે. મેં પણ તને ઉછેરીને મોટો કર્યો છે. તેથી તારી ઉપર દયા આવે છે ને વધુ સખ્ત થવાતું નથી. પણ હવે હું તને ઝાઝું ન કહેતાં છેલ્લું એટલું જ કહું છું કે જા! તું એકદમ અત્રેથી ચાલ્યો જા. તારા બાપે તારે વાસ્તે કંઇ પણ રાખ્યું નથી. બધું મને બક્ષીસ કરી ગયા છે. અને મૂર્ખ! અંધ! જો આ તારા બાપની સહી સાથેનું બક્ષીસ પત્ર. તેમાં તારે માટે ફક્ત રોટલા ખાવા જેટલોજ અધિકાર છે. ને તે તને સમજાવીને કહેવા છતાં, ઘણી વાર કહેવા છતાં સુખથી ખાતાં ન આવડયો, તો એ તારી મોટી કમનશીબી છે. હજુ પણ હું મોઢેથી તને જા કહું છું. તેટલામાં તારી આબરૂ સાચવી ચાલ્યો જા. નહીતો હવે ધક્કો મારી તને બહાર કહાડવો પડશે.

આ હકીકત સાંભળી મનુ ઘણા વિચારમાં પડયો. બાપનાં મરણ વખતે પોતે હાજર ન હોવા બદલ મળેલું સખત મેણું, ઘરથી બહાર કહાડી મૂકવાની મુનીમની સત્તા ને બાપે મુનીમને કરી આપેલું બક્ષિસપત્ર એ બધું તેને ઘણુંજ અકારૂં લાગ્યું. પોતાનું જોર મુનીમ પાસે કંઇ ચાલી શકે એવું નથી, એમ સમજી તે પોતાનાં માજીને કહેવા લાગ્યો કેઃ—

માજી! જુઓ છો કે, મુનીમ કેવા સખત પ્રકારથી વર્ત્તે છે! આજે તો એ મને બંગલામાંથી કહાડી મૂકવા કહે છે, ને થોડા દીવસ પછી તમને પણ તેમંજ કહેશે તો એમાં કંઇ નવાઇ જેવું નથી. હું નથી માનતો કે મારાં બાપા તેને આટલી સત્તા આપી જઇ, તેના નામનું બક્ષિસ પત્ર લખી આપે.

માજી—બેટા! મુનીમ કહે છે તે તદ્દન ખરૂં છે. અને તેમ કરવા બદલ બધો દોષ તનેજ ઘટે છે. તેંજ તારા બાપાને એમ કરી જવાનાં કારણો આપ્યાં. જેથી તેમને એમ કરી જવું પડયું છે. હવે તું મુનીમને સખત પ્રકારે વર્તવાનું કહે છે, પણ તેં હમણાં જે રીત અખત્યાર કરી છે, તે બિલકુલ ઉદ્ધતાઇ ભરી છે, તારે એમ કરવું જોઇતું નથી. ને જેમ ચાલે છે તેમ ચાલવા દે. તેમાં તને શી અડચણ પડે છે કે નકામું તોફાન ઉભું કરે.

મનુ—માજી! ત્યારે તમારૂં કહેવું એમ છે કે, મુનીમ જે મને

બોલે તે સહન કરવું ને તે જે ખાવા આપે તે ખાવું. તો મારાથી તેમ જરા વાર બની શકે તેમ નથી. તે મારાથી જરા પણ સાંખ્યું જાય તેમ નથી. ને હું ઘડી વાર નજરેથી તેવું જોઇ શકું તેમ નથી.

માજી—એજ તારી ખોટી ને ઊંધી સમજ છે. એજ તારા વિચારોની નબળાઇ છે. તને કોણ કહે છે કે, મુનીમ તને વગર કારણે બોલ્યા કરશે ને જે તને ખાવા આપે તેજ તારે ખાવું. જો તું કોઇને બોલવાનું કારણ ન આપે તો તારી સામે કોઇ બોલનાર નથી. બધાં તારો મર્ત્તબો સાચવનારા છે. ને ખાવાનું તો આપણે હમેશ મુજબ ખાઇએ છીએ, તેમાં તને ફરીયાદ કરવાનું કંઈ કારણ નથી. પરંતુ તારે પોતાને આડાં કારણો ઉભાં કરી આડાઈથી ચાલવું હોય તો તેમાં અમારો ઉપાય નથી. અમને લાગે છે કે, તેં તારા બાપાની છેલ્લી ઘડી સુધી આંતરડી બાળી છે, તે અમને શાંતિ આપે તેમ નથી.

મનુ તેનો ઉત્તર વાળવા જતો હતો, પણ વચ્ચેથી મુનીમ બોલી ઉઠયો કે, શેઠાણી ! મનુ સાથે સમજુતીના જે ઉપાય લેવા તે પત્થર પર પાણી જેવા છે. ને એમાં કશું વળનાર નથી. એ પોતે જેવો છે તેવા આપણે થવું જોઇશે. ને ત્યારેજ ભાઈ ઠોકર ખાઇને આપણી પાસે પાછા આવશે. આપણે ઘણાજ દીલગીર છીએ કે, મનુભાઈ સાથે આપણે સખત થવું પડશે. પરંતુ તેમ કર્યા વગર તે ભાઇ સાહેબ ઠેકાણે આવનાર નથી. માટે હવે બધી વાત જવાદો.

મનુને મુનીમનું બોલવું પહેલેથીજ સખત અને અકારૂં લાગતું હતું તેમાં વળી છેલ્લાં બોલવાથી મનુ પોતાનો મિજાજ ખોઇ દઇ તદ્દન છેડાઇ પડયો, ને મહા ક્રોધમાં આવી કહેવા લાગ્યો કે—મારા બાપને ત્યાંના ટુકડા ખાઇને તાજા થયેલા મુનીમ ! તું આટલી લવારી શાને કરે છે ? તને ખબર નથી કે માધવદાસ જેવા બળવાન બાપનો પુત્ર આ તારી વર્ત્તણુંક કદી પણ સાંખી જશે નહિ. તેનો બદલો તાત્કાલિક તને આપશે. તેં મારા બાપાને ભોળાવી–સમજાવી–ફોસલાવીને કદાચ બક્ષીસપત્ર લખાવી લીધું હોય તો તેથી શું થયું ? એ વાતે હું ઘણો સમર્થ છું. તારા જેવા હીચકારા, બંગલામાંથી મને શું કહાડી મૂકનાર હતા ! હું પોતે આ ચાલ્યો ! ને યાદ રાખજે કે આનું પરિણામ તારે માટે ઘણું બુરૂં છે.

મનુ એટલું બોલી, વધારે કોઇનું પણ સાંભળ્યા વગર તરત ત્યાંથી પહેરેલે કપડે ચાલી નીકળ્યો. તેના માજીએ પાછો વાળવા ઘણી કોશીશ

કરી, પણ વ્યર્થ. મનુભાઇ પાછો ન વળ્યો ને તે ચાલ્યો ગયો.

મનુના ચાલ્યા જવાથી કમળા શેઠાણી ઘણાં દીલગીર થયાં. ઘણો ઉચાટ કરવા લાગ્યાં ને પોતાના વહાલા પતિને યાદ લાવી ધ્રુસકે ધ્રુસકે રોવા લાગ્યાં. મુનીમે સમજાવીને તેને શાંત પાડયાં. કંઈ ફિકર નહિ કરવા જણાવ્યું અને કહેવા લાગ્યો કે જુઓ ! મનુ કંઇ આપણો દુશ્મન નથી. આવું પગલું મનુને દુશ્મન ધારીને આપણે લેવું પડ્યું નથી. પરંતુ તેને પડેલી ટેવો ને ખોટાં આચરણો છોડાવવા માટે આપણે આમ કરવા સિવાય બીજો કંઇ ઇલાજ નહોતો. માટે આપ ધીરજ ધરો. આનું પરિણામ ખોટું આવનાર નથી. મને પણ મનુને માટે ઓછું લાગતું નથી. પરંતુ તેના ભલાને માટેજ સખત થવું પડે છે.

તે પછી મનુ કયાં જાય છે, તેની તપાસ રાખવા માટે એક નોકરને તેની પાછળ ને પાછળ જવા કહી, તેની ખબર લાવવા કહ્યું. અને મુનીમ પાછો આવવાનું કહી, શેઠાણીની રજા લેઇ બીજે કામે ગયો.

---

# પ્રકરણ ૪૨ મું.



## મનુની ખરી સ્થીતિની સમજ.



મનુભાઇ તેની મા અને મુનીમનાં કહેવાંને તરછોડી, રીસાઇને ચાલી નીકળ્યો. તે કયાં જશે ? કયાં ગયો ? તેનો વિચાર પાછળનાંને કરવો પડે તેમ હતું. પરંતુ તેને જવાની જગ્યો યા ઠેકાણાં માત્ર બેજ હતાં. વાંચનાર ! તે આપણાથી અજાણ્યાં નથી. મનુ બંગલેથી નીકળી ચાલવા લાગ્યો તે આગળ અને તેની પાછળ તપાસ રાખનારો નોકર ચાલતો હતો. ચાલતાં ચાલતાં તે પોતાના મિત્ર મદનને ત્યાં આવ્યો એટલે તપાસ રાખનારો નોકર ત્યાંથી પાછો વળી, બંગલે આવી તેની ખબર કરી. મદન પોતાને ત્યાં અણધાર્યો મનુને આવેલો જોઇ આજે કંઇ અગત્યની બાબત

હશે એવું સમજ્યો. નીરખીને જોય છે તો આજે રોજના જેવા મનુભાઇ જણાતા નહોતા, પરંતુ તેનું મોં ઝાંખું ને ઉતરી ગયેલું હતું. ચડેલી રીસની છાપ મોં ઉપર તાજી હતી. આંખો લાલ અને પાંપણો કંઇક સૂજી ગયેલી હતી. ને તેથી તે કંઇ પણ મુસ્કેલી વગર સમજવા પાંમ્યો કે આજે જરૂર કંઈ નવા જૂનું થયેલું છે. મનુભાઇને આવતો જોઇ, તેને ઘણોજ પ્રેમભર્યો આવકાર આપ્યો. એક ખુરસી પોતાને હાથે ઉંચકી લાવી તેના પર વિવેક કરી બેસાડયો ને મનુને જેમ સંતોષ થાય, તેવો ભાવ કરી આજે તેને અણચિંત્યા ચાલતો એકલો આવવાનું કારણ પૂછવા લાગ્યો.

મદનનું એવું સ્નેહ અને ભાવયુક્ત પૂછવું હતું કે, જેના લીધે મનુ ગળગળો થઇ ગયો. આંખોમાં ક્રોધ અને દુઃખથી મિશ્રિત થયેલ પાણી આવી ગયાં અને ક્રોધયુક્ત રડતા અવાજમાં ડુસકાં ખાતાં અચકાતા બોલોમાં તે કારણ જણાવવા લાગ્યો કે, આજે મારે અત્રે આવવાનું કારણ તુદન જુદા પ્રકારનું છે. આજે તારા મનુભાઈ ઉપર મહાન વેળા પડી છે. તારો સદાનો સુખી મનુભાઇ આજે દુઃખમાં પડયો છે. અને તે બીજાં કંઇજ નહિ, બીજાં કશાં કારણથી નહિ પરંતુ તે કમ જાત ઔલાદના અમારા મુનીમની ચાલાકીના સેતારાનું છે. તે સેતાનેજ મારૂં સર્વસ્વ બગાડયું છે. એજલુંજ નહિ પણ તે અમારૂં નીકંદન કાઢવા તૈયાર થયો છે. અને તેણેજ આજે મને બંગલામાંથી બહાર હાંકી કહાડયો છે. મદન ! મારા વહાલા સ્નેહી મદન ! બોલ, તેથી વધારે તને હવે હું શું કહું ?

મદન—મનુભાઇ ! પણ મુનીમને એમ કરવાનું કારણ શું ? કદાચ કારણ પણ હોય ને એવડી તેને સત્તા પણ હોય તોપણ તારાં માજીએ એટલી હદે તેને જવા કેમ દીધો ? મારાથી આ કંઇ સમજાતું નથી. મનુ ! મનુ !! કહે જોઇએ, આ બધી હકીકત શી છે, ને તે કેમ બની ?

મનુ—કારણતો તું જાણે છે. આપણે ઘડેલા પ્રોગ્રામ પ્રમાણે મેં કરવા ઇચ્છા બતાવી. ને તેમાંથી આ ધડાકો થયો ! સત્તા તો, મારા બાપ તેને મોટું હથિયાર મારી ઉપર અજમાવવાને આપી ગયા છે. ને તેણે તેનો ઉપયોગ કીધો. મારાં માજી તે વખતે પાસેજ બેઠાં હતાં. મેં તેને પૂછ્યું તો કહે કે, મુનીમ કહે છે તે તદ્દન ખરૂં છે. ને તારે મુનીમના કહેવા પ્રમાણે ચાલવું પડશે.

મદન—એવું તે હથિયાર શું છે ?

મનુ—બીજું તે હથિયાર શું હોય ? પરંતુ મારા બાપા એક વીલ કરીને મુનીમને બધું સોંપી જવાનું બક્ષીસપત્ર તેના નામનું કરી ગયા છે. ને તે સત્તાએ મને બંગલામાંથી બહાર નીકળી જવા મુનીમે કહ્યું. મારાં માજીએ મને પાછું વળવા ઘણું કહ્યું પણ મને ગુસ્સો લાગવાથી હું ત્યાંથી ચાલ્યો આવ્યો.

મનુભાઇની વાત સાંભળી મદન ચોંકી ઉઠયો. પોતે ઘણા વખતનો યોજી રાખેલો દાવ આથી જતો રહેવા સમજવા લાગ્યો. અને તેથી તેને ઘણો ગુસ્સો આવ્યો. ઘડી ભર એવું પણ માન્યું કે, એ બધું મનુને સમજાવવા મુનીમે કોશીશ કરી જણાય છે. પરંતુ જ્યારે મનુએ ખુલાસાવાર હકીકત કહી સમજાવી ત્યારે તે ખરૂં માનવા લાગ્યો. અને તે ખરા જોસમાં આવી મનુભાઇને હિંમત આપતો કહેવા લાગ્યો કેઃ—

મનુભાઇ ! શાંત થાઓ. હિમત રાખો. ગભરાવાનું કશું કારણ નથી. આટલા વાસ્તેજ મેં તમોને પ્રથમ સલાહ આપી હતી કે, તમારો વહીવટ તમારે સંભાળી લેવો. અને હવે તે સલાહનું યથાર્થપણું તમારાથી સમજાયું હશે. તમારા આજના કહેવાથી પ્રથમ હું બરાબર સમજી શકયો નહિ જેથી એમ માનવા લાગ્યો કે, આ બધું તમને સમજાવી લેવાની મુનીમની કોશીશ હશે. પરંતુ હવે તેમ જણાતું નથી. હવે તો ખુલ્લું એમજ સમજાય છે કે, મુનીમને તમારી બધી મીલકત હજમ કરી જવાની લુચ્ચાઇ ભરી આ ગોઠવણ છે, ને હવે તેવા એક લુચ્ચા હરામીને ઉગતો ન દાબતાં આગળ વધવા દેવો તે ભવિષ્યનો મહાન શત્રુ ઉભો કરવા બરોબર છે. માટે આપણે તાત્કાલિક તેનો ઉપાય લેવોજ જોઇએ. ઠીકજ થયું છે કે, તેના હાથમાં હજુ વધારે કાબુ આવ્યા પહેલાં આ તકરાર ઉભી થવા પામી. ને તેથી આપણે વેળાસર તેનો ઉપાય કરીશું. ચાલો, હમણાં જમવાનું તૈયાર થાય છે તે આપણે જમી લેઇએ. ને તે પછી આપણે એક પ્રખ્યાત સોલીસીટરને ત્યાં જઇએ. તેની પાસે જઇ આપણે શું કરવું તેની સલાહ લઇ, કાયદા પૂર્વક ઇલાજ લઇએ. મુનીમ જે વીલને બક્ષિસપત્ર બતાવે છે તે તમારા બાપનું કરેલું છે કે નહિ ? તે કરતી વખતે તેઓ શુદ્ધિમાં હતા કે નહિ ? તેમ તમારા બાપને કરી જવાનો અધિકાર છે કે નહિ ? એવા એવા ઘણા સવાલ આમાંથી નીકળે છે. એટલે એમાં ગભરાઇ જવાનું કશું નથી.

મનુ—મારી ભુખ આજે જતી રહી છે. મને ખાવું ભાવે એમ નથી.

હજુ જમવાનું તૈયાર થવાને વાર છે. તેટલી વારમાં ચાલો આપણે સોલીસીટરને ત્યાં જઇ આવીએ. એટલે મારાં અને તમારા દિલને શાંતિ થાય.

મદન—પણ મનુભાઇ ! સોલીસીટર આપણને અત્યારમાં મળે તેમ નથી. એ લોકો ઓફિસમાંજ ૧૧ વાગ્યા પછી આવે છે. તો પછી આપણે વહેલા જવું તદ્દન નકામું છે. માટે જમીને જવું તે વ્યાજબી છે, તેમ હવે જમવાને વાર નથી.

તે પછી બન્ને મિત્રો જમવાનું તૈયાર થયું એટલે જમીને એક ભાડાની ગાડી કરી, તેમાં બેસી વકીલને ત્યાં આવ્યા. કોટમાં રાજાબાઈ ટાવરની સામેના એક મોટા મકાનમાં પહેલે માળે વકીલની ઓફિસ હતી. ને તે આખો માળ ઓફિસના કામમાં વપરાતો હતો. ઓફિસ ભપકાબંધ હતી. આખી ઓફિસમાં ઇલેકટ્રીક પંખા અને લાઈટ ગોઠવેલી હતી. ઓફિસમાં વકીલોને પોતાને બેસવાને ફેશનેબલ નહાનાં નહાનાં રૂમો બનાવેલા હતા. દરેક રૂમમાં બેસનાર વકીલનું નામ પીતળની પટ્ટીમાં કોતરાવી તે તેના રૂમના નહાના દરવાજા ઉપર લગાડેલી હતી. જેથી અજાણ્યા આવનારને શોધવાની મુસ્કેલી પડતી નહિ. જ્યારે તેને પોતાને કંઇ પણ કામ પડતું તે વખતે ટેબલ ઉપર રાખેલી ઘંટડી વગાડતા કે બહાર ઉભેલા સિપાઇઓ સાબ, સાબની બુમો મારી જવાબ દેતા દોડતા તેના રૂમમાં જતા. ને જે કામ બતાવે તે કરવા તૈયાર રહેતા. ઓફિસમાં નહાના મોટા કલાર્કોની સંખ્યા ઘણી હતી. ટાઇપ રાઇટીંગના ટીક્ ટીક્ થતા અવાજે ચાલુ સંભળાતા હતા. કેટલાંક કુળો કામ પ્રસંગે આવેલા તે જ્યાં ત્યાં બેઠેલા નજરે પડતા હતા. ઓફિસમાંજ એક બીજા પાસે કામકાજે જનાર આવનાર કલાર્કો આમ તેમ ફરતા જણાતા હતા સિપાઇઓ પોતાનું કામ સંભાળવાને ખડે પગે તૈયાર હતા. અને બધું કામ ઝપાટાબંધ થતું હતું. મદન અને મનુભાઇએ તે ઓફિસમાં આવીને એક સીપાઇ સાથે પોતાના નામનો કાર્ડ અજીતરાય સોલીસીટરના રૂમમાં મોકલ્યો. કાર્ડ જોઈ અજીતરાયે તેઓને અંદર આવવાને કહેવડાવ્યું. સિપાઇ તેઓને રૂમની અંદર લેઇ ગયો. ત્યાં જઇ બેઠા પછી મદને ત્યાં આવવાનું સર્વ કારણ વકીલને હકીકતથી કહી સંભળાવ્યા પછી તેનો શું ઈલાજ લેવો તેની સલાહ પૂછી. વકીલે બધી હકીકત ધ્યાન પૂર્વક સાંભળી હતી. જેથી સલાહ આપતાં જણાવ્યું કે, હું ઘણો અજબ થાઉંછું કે, માધવદાસ શેઠ જેવા ઘણીજ સમજ ધરાવનારને જ્યારે વીલ અને બક્ષિસ પત્ર કરી જવું

પડયું છે ત્યારે તેમાં એવું કંઇ પણ કારણ હોવું જોઇએ. તે વગર એ એમ કરી જાય નહિ. એવી મને ખાત્રી થાય છે. માધવદાસ શેઠને હું ઘણા વખતથી ઓળખતો હતો. એટલુંજ નહિ પણ તે એક મારા મિત્ર થતા હતા. ખરૂં કહીએ તો માધવદાસ એવા ગુણવાન, સુજ્ઞ અને મળતાવડા સ્વભાવના હતા કે, જેને લીધે તેના ઘણા મિત્રો આ શહેરમાં ને દેશ પરદેશમાં છે. તેવા એક સમજુ માણસ કદી વગર વિચાર્યું કરે નહિ.

મનુભાઇ ! મેં તને તારા લગ્નના વખતે જોયો હતો. ત્યારે તો ઘણો નહાનો લાગતો પણ હવે તો તું મોટો જણાય છે. હું દીલગીર છું કે માધવદાસ શેઠના એકના એક છોકરાને આ કામ માટે વકીલનું ઘર જોવું પડે છે. પણ તેમાં તારી જરૂર કસુર હોવી જોઇએ. પરંતુ સારૂં થયું છે કે, તું મારે ત્યાં આવ્યો છે ને તેથી તને સાચી અને વ્યાજબી સલાહ મળશે.

મારી તને એજ સલાહ છે કે, તારે બીજો રસ્તો છોડીને તારાં માજી અને મુનીમને પગે જઇ પડવું. ને તારી થયેલી ભૂલની માફી માંગવી. તું એમ કહેવા માંગે છે કે, મુનીમને તારા બાપની બધી મીલકત પચાવી પાડવાનો આ પ્રપંચ છે. પણ હું તેમ માની શકતો નથી. તારા બાપના મુનીમને પણ હું ઘણા વખતથી ઓળખું છું. તે ઘણાં વર્ષથી તારા બાપને ત્યાં જોડાયલો છે. ને આજ સુધીની તેની ચાલચલગતમાં કશો ફરક પડયો જણાયો નથી. વધારે બનવા જોગ તો એજ છે કે, તારા બાપને તારી કસુર જણાતાં તેની પોતાની મિલકતને સાચવી રાખનાર તરીકે એકલો એજ પ્રમાણિક તરીકે નજરમાં આવેલો હોય ને તેથીજ તે તેને બધું સુપ્રત કરી ગયેલા જણાય છે. ને એમાં કોર્ટે જવાથી તારૂં કશું વળનાર નથી તું સમજે છે કે, તારી ઉંમર શું છે ? ને કોર્ટમાં તારૂં શું વળનાર છે ? કોણ તારો ગાર્ડીયન છે ? ને શું તારી મજબુતી છે ? તારી ઉમર નહાની છે ને તેથી બનવા જોગ છે કે, તારામાં ભૂલો આવી હોય ! તો હવે તે ભૂલને વધારે ગંભીર અને જોખમદાર બનાવવાને તને આ રસ્તો લેવાને હું બીલકુલ સલાહ આપી શકતો નથી.

જો મનુભાઇ ! બીજા ઘણા વકીલો એવા પણ છે કે, તે તારી વાતને ટેકો આપશે. તારી પાસે લડવાને નાણું નહિ હોય તો તે તારી મીલકતનો અરધો ભાગ તારી પાસેથી લખાવી પોતાને ખરચે કોર્ટે લડશે

ને લડાવશે. તે તારૂં અને જે તું તારી મીલકત સમજી લડવાનું ધારે છે, તે બધું બરબાદ કરાવશે. તે છતાં પણ મનુ! આખર તેમાં તારૂં કંઇ વળનાર નથી. લડનારના હાથમાં કંઈ નહિ આવે પણ લડાવનારાઓજ વચ્ચેથી ખાઇ જશે. ને તમને પાયમાલ કરશે. માટે ખોટી સમજ ને ખોટી ગણત્રી છોડી દઈ તને મારી સલાહ છે કે, અત્રેથી નીકળી બીજે કયાં પણ ન જતાં સીધો તારે ઘેર જજે. ને તારાથી થઇ ગયેલી ભૂલની તારાં માજી આગળ માફી માગજે. ગાધવદાસ શેઠની સાથે મને એટલો નેક હતો કે, તેનાં ઘર વાસ્તે, તેની ઈજ્જત વાસ્તે હું વગર ફીએ, વગર ચાર્જે, તેની બ્રીફ હાથમાં લેઇ કોર્ટમાં લડું પણ તે અંદર અંદરનાં કુટડાં લડાવવા નહિ, તારા જેવા બેસમજને ખોટે રસ્તે ચડાવવા નહિ, સિવાય કે એક વ્યાજબી બાબતમાં.

મનુ! કોર્ટના કેસ કેમ લડાય? તે વિષે તને જરા પણ સમજ છે કે? જો તું વધારે કરીશ તો તારા મગજની સ્થિતિ બરાબર નથી, એવું ઠરાવવા તારા મગજનું સર્ટિફીકેટ તેઓ મેળવશે, તેથી હમેશને માટે તું તારો હક્ક ગુમાવી બેસીને રઝળતો થઈ પડીશ. તેના કરતાં બહેતર ને સારો રસ્તો એજ છે કે, તું ઉમરે આવતાં લગી તારા બાપાનો બધો વહીવટ તપાસતો જા. તું કામ શીખતો જા. તું જાણકાર થા. તું સારી લાઇન પર આવ, તો આખરે જે તારૂ છે તે તારૂંજ રહેવાનું. કોઇની તાકાત નથી કે તેનો માલીક બીજો થઈ શકે. પણ તે અગાઉજ જો તારે બગાડી લેવું હોય, તો તે તારી કમનસીબી છે. ને યાદ રાખજે કે, હાઈકોર્ટના જજો સહિત તારા બાપને ઓળખે છે. ઓળખે છે એટલુંજ નહિ, પણ તેનાં કાર્ય તરફ માન અને વિશ્વાસ ધરાવે છે. તે તેના કરી ગયેલાં કાર્યને વધારે વજન આવશે. ને તેથી તું તારૂં સદાનું ગુમાવી બેસીશ. તું માધવદાસ શેઠનો છોકરો છે, તેથી મને ઘણું લાગે છે ને તેથીજ હું બીજું કામ છોડીને તારી સાથે આટલી વાત કરૂં છું. તારા જેવા આવેલાં કુળમાંથી મને મોટો લાભ મળવાનો પણ પૂરો સંભવ છે; તેને જતો કરી સાચી સલાહ આપું છું. માટે ભાઇ! બીજું કંઈ નહિ કરતાં સીધો ઘેર જા. અને એજ તારે માટે ઉત્તમ રસ્તો છે.

વકીલે આપેલી સલાહ પછી મદન અને મનુને હવે વચારે બોલવા જેવું કશું હતું નહિ. જો હોય ને તે બોલે તો તેથી પોતે વધુ મૂર્ખ બનવા જેવું થઇ પડે એમ હતું. જેથી તેઓ સાચી સલાહ આપ્યા બદલ

અજીતરાય વકીલનો ઉપકાર માની, ત્યાંથી રવાના થઈ મદનની દુકાને આવ્યા. પણ મનુને ત્યાં ચેન પડયું નહિ. આજે તેનું મસ્તક ઘૂમતું હતું. જેથી મદનની રજા લેઇ થોડીવાર બહાર ફરવા નીકળ્યો. પણ તેને કયાંય શાંતિ ન મળવાથી ચંપુને ત્યાં આવ્યો. હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો. વકીલની સલાહ પછી તેનો ગરમ થયેલો મિજાજ ઠંડોગાર થઇ ગયો, તેના જોર મારતા પગો ઢીલા પડી ગયા, અને લડવાની ઉમેદ જતી રહી. એટલે કોર્ટમાં લડવા જવાનું માંડી વાળ્યું. પરંતુ હવે બંગલે જવુ કે નહિ? શું મારે માફી માગવી? આવા વિચારને ચકડોળે ચડયો, પણ કંઇ નિર્ણય કરી શકયો નહિ. કદાચ બંગલે જાઊં, માફી ચાહું પરંતુ માગનારાઓને શું કહું? તેઓ મને છોડે એમ નથી. ને તેથી તો હાલ છે તેથી વધારે ફજેતી થાય. તેના કરતાં બહેતર એ છે કે, મારૂં ચિત્ત બરાબર સ્વસ્થ થતાં સુધી હું ચંપુને ત્યાં રહું ને પછી કંઇક રસ્તો કરી લઇશ. એવા નિર્ણય ઉપર આવી તે ચંપુને ત્યાં પડયો પાથર્યો રહ્યો.

કમળા શેઠાણીની લાગણી તેની તરફ ઘણી ખેંચાતી. પદ્માવતી વહુનું આક્રંદ ઘણું હતું અને તેથી મનુને પાછો બોલાવવા બે ત્રણવાર કોશીશ કરી જોઇ. પરંતુ મનુ સીધો વિચાર કરી તેનો લાભ લઇ શકયો નહિ. જેથી આખરે તેની આશા છોડી તે કોશીશ કરવી છોડી દીધી.

મનુભાઈ હવે ચંપુને ત્યાં રહેવા લાગ્યો. પણ ચંપુને ત્યાં અનેક આવે ને અનેક જાય. ત્યાં મનુભાઈ પોષાયજ કેમ? ચંપુને હવે નીરાસ થયેલો મનુભાઈ અળખામણો થઇ પડયો. હરકોઈ રીતે તેને ખસતો કરવાનો રસ્તો તે શોધવા લાગી. તે મનુભાઇ ઉપર હુકમ ચલાવવા લાગી. નોકર સમાન ગણી તેને કામ સોંપવા લાગી. મનુભાઇ! જરાક પેલો તકિયો સરખો મૂકજોને! મનુ! જરા ગલીચો સાફ કરી નાંખો તો! આવાં આવાં કામ તે રંડા તેને બતાવવા લાગી ને તે લાચાર થઇ પડેલો મનુભાઇ તેનું કામ કરવા લાગ્યો. એક દીવસ બીજા નોકરો કંઈક કામમાં રોકાયલા હતા. ને ચહા ઉકળી જવા આવી હતી. તપાસ કરતાં જણાયું કે દૂધ હજુ આવેલું નથી. ને દૂધની જરૂર હતી. જેથી ચંપુએ મનુભાઇને હુકમ કર્યો કે બેઠા જુઓ છો શું? હવે તમે ઘરના માણસ થયા અહીં પડયા પાથર્યા રહો છો ને હવે શરમ શાની? જાઓ પેલો લોટો પડયો છે તે ઉંચકીને સામે દાવણીમાંથી દુધ લાવો. ઝટ આવજો. ચહા ઉકળી જાય છે માટે કયાંય ખોટી થશો નહિ!

મનુભાઇ ચંપુનો હુકમ માથે ચડાવી, હાથમાં લોટો લેઇ, દૂધ લેવા ચાલ્યો તો ખરો, પરંતુ આજે તેને એ રાંડ ઉપર અભાવ આવ્યો. હવે તેને ચંપુ આગળ માફક સ્નેહ બતાવતી નહોતી. સ્નેહ તો બાજુપર રહ્યો પરંતુ તે પોતાની પાસે પણ આવવા દેતી નહિ! મનુએ તેને ઘણું ઘણું અવડાવ્યું હતું, તેની પણ શરમ તેને આવતી નહિ. એટલુંજ નહિ પણ તેને નોકરથી પણ અધમ સ્થિતીમાં મૂકી તેને હલકાં કામ બતાવવા લાગી. ને મનુ જેમ જેમ તેનાં તે કામ કરતો ગયો, તેમ તેમ તે વધારે ને વધારે હલકાં કામ સોંપવા લાગી. મનુભાઇ આજે દૂધ લેવાનો લોટો હાથમાં લઇ વિચાર કરવા લાગ્યો કે આ શું? હું ખરેખરો માધવદાસ શેઠનો મનુભાઈ છું કે, આ પાપીણીનો નોકર? હું કોણ, ને આ મારી શી દશા? ધિઃકાર છે મને કે હું હાથે કરી આવી અધમ સ્થિતીએ આવ્યો. તે બીજું કંઇ નહિ પણ મારી થઇ ગયેલી દુર્બુદ્ધીથી હું સ્થાન ભ્રષ્ટ થયો, તેનુંજ આ ફળ છે. મારા બાપા જે કરી ગયા છે તે તદ્દન બરાબર ને વ્યાજબી છે. જો એમ ન કરી ગયા હોત તો આ રાંડ મારૂં બધું ખાઇ જાત. ને અમને બધાંને ભીખારી બનાવત. હાલમાં હું એકલોજ દુઃખી છું. પણ મારી મા અને ઘરનાં બીજાં માણસો સુખી હોવાથી હું સુખી છું. અહાહા! મારે ઘેર કેટલા નોકર ચાકર? શું મારો વૈભવ? હું દરજ્જાનો કેટલો મોટો? ને મારા હાથમાં કંચનીનું દૂધ લેવા જવાનો લોટો! કહેવતજ એવી છે કે, કાં ગાદી તકીયો ને કાં દોરી લોટો. માટે આ લોટાની સાથેજ લોટો. લોટા! તુંજ મારો ગુરૂ. તુંજ મારો જ્ઞાનદાતા ને હવે તુંજ મારો સંગાથી છે. આ મારી કેટલી અધમતા, આ મારી કેવી દુર્દશા! મેં મારાં માજી અને મુનીમના એકજ હુંકારા ઉપર મારો બહોળો વૈભવ છોડી દીધો. તેજ ટેક વાળો મનુભાઇ એક નફ્ટ નાયકાનાં કામ કરે! એ નફટાઇ નહિ તો બીજું શું કહેવાય? પણ ના. હવે હું તેવો નફટ રહેવાનો નથીજ. ને તેથીજ આ લોટે મારા ગુરૂ રૂપ થઈ, મારાં જ્ઞાન ચક્ષુને ખોલ્યાં છે. મારાં પણ નસીબ છે. મારા પિતા કર્મવીર હતા હું પણ શા માટે કર્મવીર ન થાઉં? હું પણ મારૂં નસીબ ગમે ત્યાં જઇ અજમાવું. પણ આ ગુણિકાની લાતો ને મારા ઘરનાં માણસોની વાતો સહન કરી કોઇનો ઓશીઆળો નજ થાઉં. મારા બાપા મોટી સમૃદ્ધિ મૂકી ગયા છે. તેથી તેની આશા રાખી નિર્લજ્જ બનું તેના કરતાં મારૂં કંઇજ નથી. મારો કોઇ નથી. હું એકલોજ છું એમ સમજી શ્રી જગતનિયંતા પરમાત્મા મને જે બુદ્ધિ પ્રેરે ત્યાં જાઊં. તેજ સર્વથી

શ્રેષ્ઠ છે. પરમાત્મા ! પ્રભુ !! જ્યાં તમે મારો પગ ઉપડાવો છો, જ્યાં મને ડગલું મૂકાવો છો, તે ડગલે ચાલીને આગળ વધું છું. મને સહાય થાઓ. મારૂં રક્ષણ કરો. મારે હવે કોઇને મોઢું બતાવવું ન જોઇએ. મારે આ દુનિયામાં રહેવું ન જોઇએ. મારે—મારે હવે જ્યાં કોઇ ન હોય, ત્યાં જવું જોઇએ. એવા વિચારમાં ને એવી ધુનમાં મનુભાઇ ત્યાંથી ચાલી ગયો. ગયો તે ગયોજ. તે ક્યાં ગયો તેની કોઇને ખબર પડી નહિ. પરંતુ જતાં જતાં વિચાર થયો કે, અરે ! જીવ !! મારાં માતુશ્રીને એક પત્રતો લખું. મારા જવાથી તેનાં જીવને કેવું થશે ? તેમને કેટલું દુઃખ થશે ? મારે માટે તેઓ કેટલું કલ્પાંત કરશે કેવી કલ્પના કરશે ? જ્યારે મારો પતો નહી લાગશે ત્યારે મારી હૈયાતિને માટે તેમને કેટલી ફીકર થશે ? અરે ! કૃતઘ્ન મનુ ! શું તારી ફરજ નથી કે, તારી હૈયાતીને માટે ફીકર ન થાય, તેટલી ખાત્રી આપી જવા દુ;ખમાં દીલાસો મળવા એક પત્ર પણ લખવા જરૂર નથી ? જરૂર લખવો જોઇએ. એમ વિચારી તેણે એક પત્ર પોતાનાં માજીને લખી ટપાલમાં નાંખ્યો.

મનુભાઇને દૂધ લેવા જવાને ઘણી વાર થઇ છતાં પાછો આવ્યો નહિ. તેથી ચંપુને ઘણી ફીકર થઇ. દાવણીમાં તપાસ કરાવી પણ મનુભાઇનો કંઇજ પત્તો નહિ. આખો દિવસ વાટ જોઇ પણ મનુભાઇ આવ્યો નહિ. તેથી ચંપુને ઘણી ફીકર થઇ. મદન અને વામનને ત્યાં તપાસ કરાવી ખબર કહડાવી. પરંતુ ત્યાં પણ તે હતો નહિ. તપાસ કરતાં આખરે પતો નજ લાગ્યો. જેથી એક પીડા પતી, એમ વિચારી તેણે મનને વાર્યું.

મદન અને વામન મનુભાઇની શોધમાં પડયા. પણ તેને કંઇ પત્તો લાગ્યો નહિ. હળવે હળવે તે વાત કમળા શેઠાણી સુધી પહોંચી. તેણે ઘણી શોધ કરાવી, પણ મનુભાઇનો પત્તો ન મળે મનુભાઇનું શું થયું ? ક્યાં છે ? જીવતો હશે કે કોઇએ તેને દગો કર્યો ? આમ ઘણી જાતના ઉચાટથી તેની શોધ કરાવી. પરંતુ કંઇજ પતો લાગ્યો નહિ, આખા શહેરમાં હો હા થઇ રહી. જેમ જેને ગમે તેવા વાતો સૌ કરવા લાગ્યા. માધવદાસનું ઘર ને મનુભાઇ લોક બત્રીસીએ ચડયા પણ તે બધું કમળા શેઠાણીનેજ સાંભળવાનું રહ્યું હતું. તેનેતો દીકરા જેવો દીકરો જતો રહેવાથી સાંભળવાની શુદ્ધી પણ રહી નહોતી. તથાપિ દીવસ પર દીવસ જતાં તે વાત વિસારે પડવા લાગી.

આખા શહેરમાં મનુભાઇ ચાલ્યા જવાની વાત બહાર પડવાથી તેના મિત્રોને મુસ્કેલી ઊભી થઇ. એમ. વી. ઠાકરની કું. ની સાથે ધીરધાર કરનારાઓને તે મનુભાઇની કંપની છે એવું મદન અને વામન સમજાવતા. તે તેઓને આજે આડું આવ્યું. મનુભાઇના ચાલ્યા જવાની ખબરથી તે કંપનીનાં માંગનારાઓ એકદમ ચડી આવ્યા. હવે તે કંપનીને સહાય કરનાર કોઇ નહોતું. તેમાં નફોતો મૂળથીજ નહોતો. પરંતુ ઘણી ખાધ હતી. એટલે મદન અને વામન માંગનારાઓના દરોડાને પહોંચી નહિ શકવાથી માગનારાઓએ તેની દુકાન બંધ કરાવી નાદાર ઠરાવ્યા. તે વાતમાં મદન અને વામનને શરમાવા જેવું કશું નહોતું. તેમની એવી ધારણાતો મૂળથીજ હતી. પણ તેથી તેમને અનેક મુસ્કેલી ઊભી થઇ. વાંચનાર ! એવા નઠારા મિત્રોનાં નઠારાં કાર્યોનું નઠારૂં વર્ણન કરવું તે અમને નઠારૂ લાગે છે તેથી માત્ર ટુંકામાંજ જણાવવાનું કે, તેને ત્યાં ઘણાક આસામીઓએ દાગીના ઘડાવવાને અર્થે સોનું તથા ચાંદી આપેલ હતાં તેમજ તેને સારાં માણસો સમજી પોતાનાં [illegible]ાં સચવાઇ રહેવાને અર્થે કોઇએ રોકડ નાણું અને બીજી ચીજો અનામત મૂકેલી હતી, તે મદન અને વામન હજમ કરી ગયા હતા. તેના કેસ ફોજદારી સેશન્સમાં ચાલ્યા. ત્યાં એ બન્ને મિત્રોને સાત સાત વર્ષનાં સખત કેદખાનાની સજા થઈ. ને જેલમાં ગયા. જેલમાં ગયા પછી વામનને રક્તપિત્તનો રોગ લાગુ પડયો, તેથી તેને લેપર એસાઇલમમાં મોકલવામાં આવ્યો. અનેમદનને કંઠમાળ થઇ આવી, નાસુરનો રોગ થયો ને તેનું નાકસડી જઇ તેમાં જીવડા પડી લગભગ અરધું નાક ખવાઇ ગયું જેથી તેને હોસ્પીતાલમાં મોકલવામાં આવ્યો. અને એ રીતે બન્ને મિત્રો તેનાં પાપકર્મનો તાત્કાલિક બદલો ભોગવતા દુઃખથી રીબાઈ રીબાઇ મરણ પામ્યા.





# પ્રકરણ ૪૩ મું.



## પત્રરૂપી સંદેશો.





સૂર્યદેવ અસ્ત થવાની તૈયારીમાં હતા. સંધ્યાકાળ થવાને થોડીજ વાર હતી ભાનુમતિ સ્કુલમાંથી છુટી ઘેર આવી ગઇ હતી, ને પોતાની મા સાથે મધુર શબ્દોમાં વાત વિનોદ કરતી હતી. પરંતુ માનું દીલ ઉદાસ હતું. થોડાક દીવસથી મનુભાઇ ઘર છોડી ચંપુને ત્યાં રહેલો હોવાથી તેનું ચિત્ત સ્વસ્થ નહોતું. પરંતુ ઉચ્ચાટમાં હતું. પદમાવતી વહુ શાણી અને ગંભીર હતી, જેથી પ્રત્યક્ષ પોતાના દીલનો ભાવ જણાવા દેતી નહી. પરંતુ તેનું ગુહ્ય રૂદન ઘણું હતું. તેના ચ્હેરા પરથી પ્રફુલિતપણું ઉડી જઇ ફીકાશ આવવા લાગી હતી. તેનું દયામણું મોં કોઇનાં દીલને દુઃખી બનાવવા આદર્શ- રૂપ હતું. અને તેથી કમળા શેઠાણીને અહર્નિશ એની મહાન ફીકર થયા કરતી. જેથી ભાનુની વાતમાં તેનું ચિત્ત લાગતું નહોતું. તથાપિ નિર્દોશ ભાનુનો વાત પ્રસંગ ચાલુ હતો. તેવામા એક નોકરે મનુભાઇ ચંપુને ત્યાંથી જતા રહેવાની અને તેનો પતો ન લાગવાની સાંભળેલી ખબર કમળાશેઠાણીને કહી સંભળાવી. આ ખબર મોટા ધડાકારૂપ થઈ પડી. તેનો સખત આંચકો કમળાશેઠાણીને લાગ્યો. તે બેઠાં હતાં ત્યાં સન્જડ થઇ રહ્યાં. ભાનુમતિ ઘણીજ ગભરાઇ ગઇ. પદમાવતીવહુ પોકેપોકે રોવા લાગી. આ બધાંને આસનાવાસના કરનાર પાકટ માણસ ઘરમાં કોઇ ન હોવાથી કલ્પાંત ઘણું વધી પડયું.

કમળાશેઠાણીની આંખોમાંથી અશ્રુધાર વહેવા લાગી. અને તે રડતા અવાજમાં બોલવા લાગ્યાં કે, શું મારો મનુ ગયો ? તે કયાં ગયો ? કોણ

કહે છે કે ગયો ? તે ક્યાં જાય ? શું મનુ આટલો કઠોર થાય ? અરે દીકરા ! તું ક્યાં ગયો ? શું તું તારી મા અને બીજાઓને વિલાપ કરાવવા ચાલી ગયો. હવે હું તુંને ક્યાં શોધું. કહે, કહે, હું તુંને ક્યાં જોઉં. તું મને ક્યાં મળે દીકરા ! તું દયાળુ થા. પણ દયાહીન ન થા. હવે તારા બાપ બેઠા નથી. જો ! જો ! ! તું જો ! ! ! તારા વિના અમારૂં કોણ છે. અરેરે ! તારા બાપા મરી ગયા. પણ હું કમ ભાગિની ન મૂઇ. દીકરા ! મારાથી આ નજરે નથી જોવાતું. મારાથી આ નથી ખમાતું. મારાથી તારા વગર જરા જીવતું નથી રહેવાતું. તું અમને આવીને મળ. તું અમારો થા. ને તું અમારી સામે જો.

હાય ! આજે મારૂં અમુલ્ય નંગ ક્યાં ગુમાયું ? અરેરે ! મારી આંખોનું કીમતી નુર ક્યાં ગયું ? તેના વગર બધું સૂનું થયું. અરે ! તુંને આવી મતિ કોણે સુઝાડી. એવો પાપી દુરાત્મા કોણ હતો ? બેટા ! તુંને શાની ખોટ હતી. તારા બાપનો એકલો એકજ વારસ તું ક્યાં ગયો. જો સ્વર્ગમાંથી પણ તારા બાપા શું કહે છે ? જો. મને ઠપકો આપે છે. લોકો શું કહે છે ? જો મને નીંદે છે. સૌ સાવકી મા કહી મને ઉતારી પાડે છે. અરે દીકરા ! તુંને દયા કેમ ન આવી. તુંને માની દયા ન આવી ? તુંને તારી સહચારીણીની દયા ન આવી ? તુંને બાળક ભાનુની દયા ન આવી ? તારા વિના ભાનુ કોને ભાઇ કહી બોલાવશે. અરે ! અમારો બધાંનો શું અપરાધ થયો ? તું આટલો કઠોર કેમ થયો. મનુ ! વ્હાલા મનુ ! ! કુળની વંશવેલી મનુ ! ! ! વંશ વધારક મનુ ! ! ! ! તું આજે ક્યાં ગયો. તુંને આ કોણે ભમાવ્યો. તુંને કોણે ચડાવ્યો. દીકરા ! તું આવ. આવ, આવ, તું જ્યાં હો ત્યાંથી આવ. આવીને તલ્ન પાપડ થતી તારી તરફડતી માતાને ભેટ. તારૂં મુબારક દર્શન આપ. એકવાર તારૂં ચંદ્રવદન બતાવ. બેટા ! હવે હું તુંને કંઇપણ નહી કહું. હવે હું તુને કંઇ કહેવા નહી દઉં. તું એકવાર મારી ઉપર વિશ્વાસ રાખ. તું ક્યાંય ન જા. અરે! તું બીજે ન જા. આ તારૂં ને તારા બાપનું છે. તેને તું ભોગવ. ને તેનો માલીક થા. અમને દુઃખી ન કર ને તું દુઃખી ન થા. પણ અરે ! હું આ કોને કહું. ક્યાં છે ? મારો મનુ ક્યાં છે ? જાઓને ! મારા મનુને કોઇ લાવોને ? " ભૈયા ! તુંમકુ કુચ્છ નહિ લગતા હે. ? ક્યા બેઠકે દેખતા હો. જાઓ, કહાંસે બી મેરા મનુકું ઢુંઢકે લાઓ. મનુભાઈ કહાં જાયગા ? કીદર બી હોગા. તુમ ઇતના બરસકા હમારા નિમકહલાલ નોકર જબ આજ કામ નહી લગેગા, તબ કબ લગેગા ? " આમ

આવરી આવરી બની જઇ બ્હેં બાકળાંની માફક કમળા શેઠાણી ઘણુંજ કલ્પાંત કરતાં હતાં. ભાનુમતિ રોઇ રોઇને અરધી થઇ ગઇ, પદ્માવતી વહુનું રૂદન અસહ્ય હતું. તથાપિ તેના સંસ્કાર ઘણા ઊંચા હતા. તેના જેવી આર્યબાળા આ આર્યાવર્ત ઉપર જવલેજ થઈ છે. પોતાની સાસુનું હૃદય દ્રવીત કલ્પાંત મગજનું સમતોલપણું ખોઇ દેવા સરખું જણાયાથી તે બિચારી ઢીળકી ગઇ. આજે તેનાં દુઃખનો પાર નહોતો. તે છતાં ધીરજ ધરી હિમતવાન બની સાસુજી પાસે આવી તેમને વિનવવા લાગી. પહાડ ફાટી પડે તેવા ગદ્દગદિત કંઠે હૃદયભેદક અવાજે તે કહેવા લાગી કે, માતુ તુલ્ય સાસુજી ! આપ આટલું કલ્પાંત ન કરો. આપનાં દીલને દુઃખી ન કરો. આપ ના રડો. તમારા દીકરાજી જ્યાં હશે ત્યાંથી પાછા આવશે. તે કયાંય જશે નહી. આપ ધીરજ ધરો, અદેખી વિધાતાએ આવું નિર્માણ કરેલું તો આપણે તે ભોગવીશુ. તે આપણે સહન કરીશું. અને તેના માટે બની શકશે તેટલી શોધ કરીશું. અને આખર ! આખર જે આપણાં છે તે આપણાંજ રહેશે. તે જ્યાં હશે ત્યાંથી પાછા આવી આપણને મળશે. આપણી પાસે રહી આપણાં થઇને રહેશે. આપણાંમોં હસતાં કરી આપણું દુઃખ ટાળશે. માટે આપ ઘણું કલ્પાંત ન કરો. ઘણાં દુઃખી ન થાઓ. અને ત્વરાથી તેમની શોધ કરવાના ઉપાય યોજો. એટલે તેનો તાકીદે પતો મળશે. એમ કહેતાં કહેતાં તે બોલતાં અટકી ગઇ. તેનું ગળું રૂંધાઇ ગયું. તે બોલતી બંધ થઇ ગઈ. અને મુર્છા આવી તેથી પડી ગઈ.

અમૃત વર્ષાવ જેવી વાણીથી કમળા શેઠાણી શાંત થઇ શુદ્ધિમાં આવ્યાં. અને જોય છે તો પદ્માવતી વહુ બેશુદ્ધ પડેલાં જણાયાં. તરતજ બેઠાં હતાં ત્યાંથી ઊઠીને વહુ પાસે આવ્યાં. વહુને મોઢે ફીણુ ચડી આવ્યાં. પડી જવાનાં ધબકારાથી નોકર ચાકરો સૌ દોડી આવ્યા. વહુને બીમારી ગંભીર થઇ પડી. તેની આ સ્થીતિ જોઇ કમળા શેઠાણી અત્યંત ગભરાઇ ગયાં. તરતજ દુકાનપર ટેલીફોન કરાવી મુનીમ અને દાકટરને બોલાવ્યા. પદ્માવતીને પિયર પણ ખબર કહેવડાવી. અને દોડાદોડ થઇ રહી. કમળા શેઠાણી વહુનું માથું ખોળામાં લઇ અત્યંત આક્રંદ કરતાં બોલવા લાગ્યાં કે, સુકુળવતિ પ્રિય વધુ ! અહા ! અમૃત વર્ષાવ જેવાં તમારાં મધુર વચનો મને ઘણાંજ પ્રિય લાગવાથી હું બેહોશ થયેલી શુદ્ધીમાં આવી પણ હું આ શું જોઉંછું ? બેટા ! મારાથી તમારૂં દુઃખ જોવાતું

નથી. તમે બેઠાં થાઓ. એક ઘડી પહેલાં મને શુદ્ધિમાં લાવનાર; મને સમજણ આપનાર, મારા ઘરને શોભાવનાર, મારા ઘરને દીપાવનાર, મારા પ્રિય બેટા ! ઓચિંતું તમને શું થયું ? અહાહા ! ભાગ્યવંત પતિ—તમે એક જતાં અમારૂં સર્વસ્વ ગયું. તમારો મનુ જતાં અમારૂં સદાનું સુખ ગયું. અને આજે મારો પ્રાણ આધાર મારા મનુની જગ્યા શોભાવનાર, આ આર્યબાળા, અખંડ પ્રેમનું સ્વરૂપ, ખુલતું પુષ્પ કરમાઇ જવા લાગ્યું, તે જતું રહેવા લાગ્યું. દીકરી ! બ્હેન ! ! તું આ તારી અભાગણી સાસુની દયા ખાતાં ખાતાં કેવી હાલતનો ભોગ થઇ પડી ? અરેરે ! હું કયાં જાઉં. મને કોઇ રસ્તો બતાવોને ? હે, અંતરિક્ષ દેવો ! તમે આ મારાં બાળ બાલુડાંનું દીર્ઘાયુ કરો, તેનું સૌભાગ્ય અખંડ રાખો. તેને સુખ સંપન્ન રાખો. અને તમે દયાનાં સાગર બનો. હા... ! મારે જીવવું નથી જોઇતું. મારે સંપતિ નથી જોઇતી. મારે કંઇ નથી જોઇતું મને ? મને મારો મનુ જોઇએ છે. મને મારી પ્રિય વધુનું આનંદ સ્થાન જોઇએ છે. લાવો. લાવો. અરે ! કોઇ મારા મનુને લાવો. શું અત્યારે મારૂં કોઈ નથી ? કેમ કોઇ બોલતા નથી !

નોકર ચાકરો આવી દુઃખમય સ્થીતિથી એક એકથી અધિક દુઃખી બનતા હતા. તેઓ બિચારા દરેક પ્રકારની સારવાર કરવામાં રોકાઇ ગયા હતા. એક ધાટણે આવી પદમાવતી વહુની આંખો દબાવી રાખી. એકે પાણી લાવી મોંપર છાંટયું. કોઇ સુગંધિક પદાર્થો લાવ્યું. કોઇ કસતુરી અને બીજી દવા લાવ્યું. આમ પોતપોતાથી બનતી સારવાર કરવા મંડી પડયા. મુર્છાથી પદમાવતી વહુનું શરીર અકડ બની ગયું હતું. તે જરા હાલવા લાગ્યું. તેણે પડખું ફેરવ્યું, ને તેથી બધાં આશાવંત બન્યાં. ઇશ્વર કૃપાથી થોડીવારમાં તે શુદ્ધિમાં આવતી જણાઇ, અને બેઠી થવા સાસુજીનાં ખોળામાંથી માથું ઊંચકયું. ધાટણે મદદ આપી તેમને બેઠી કરી. પરંતુ થોડી વાર પહેલાં જે સાસુજી સચેત હતાં તે અચેત જણાયાં. શરીર પાષાણવત જણાયું. ખુલ્લી આંખો ડરામણી જણાવા લાગી. અને નિર્જીવ સરખાં થઇ પડયાં.

માધવદાસ શેઠના મરણ પછી તરતજ મનુ ચંપુને ત્યાં જઇ રહેલો હોવાથી કમળા શેઠાણીનો દુઃખસાગર ભરતીમાં આવ્યો હતો. તેમાં વળી વાવાઝોડાનાં તોફાનરૂપ મનુભાઇ ચંપુને ત્યાંથી કોણ જાણે કયાં જતો રહ્યો, તેની સમજ ન પડવાથી એ દુઃખસાગર ઉછળી પડયો હતો. તેમાંથી

પાણીરૂપ દુઃખનાં ઉછળતાં મોજાંઓ શરીર રૂપ કીનારાથી બહાર જઇ પડતાં હતાં. અને તે મસતાન બની જોરથી પાછાં ઘસડાઈ જતાં હતાં. અને તે પુરી અકળામણુ કરાવતાં હતાં. આ એક ખરેખરો દુઃખમય પ્રસંગ હતો, અને તે અવર્ણુનીય હતો.

પદ્માવતી વહુ સાસુજીની આ સ્થીતિ ઝાઝીવાર જોઇ શકી નહીં. તે વધુવાર ત્યાં રહેશે, સાસુજીની પાસે ઊભી રહેશે, તો આજે તેનાં શરીરમાં ઘણી બીમારી પેસી જશે, એવી ધારતી ઘાટણને લાગવાથી બાઇઓની મદદથી તેને જુદા રૂમમાં લઇ જઇ ત્યાં બિછાનું કરી સુવડાવી. બીજા નોકરો કમળા શેઠાણીની સારવાર કરવામાં રોકાયા. અને તેની સારવારમાંજ હતા, તેટલામાં મુનીમ દાકટરને લઇ ત્યાં આવ્યો. દાકટરે તરત દવા આપી શુદ્ધિમાં આણ્યાં. પદ્માવતી વહુની તબિયત તપાસી તેને ઘણો સધ્યારો આપ્યો. અને ઉદ્વેગ ન કરવા કહ્યું. તે પછી તે ત્યાંથી રવાના થયો. અને મુનીમ ત્યાં રોકાયો.

માધવદાસ શેઠનાં ઘરમાં આજે શોક છાયા છવાઇ રહી હતી. બંગલામાં ચોમેર શોક પ્રસરી રહયો હતો. જ્યાં નજર નાંખો ત્યાં શોક જણાતો હતો. અને બધું શોકમય દીસતું હતું. કમળાશેઠાણીની આંખોમાંથી આંસુનાં નીકળેલાં ગરમ પાણી નાકની બન્ને બાજુ જ્યાંથી રેલો થઇ વહેલાં તેટલો ભાગ કાળાશ પડતો જણાતો હતો. નાક રાતું થઈ ગયું હતું. આંખો લાલ થઈ હતી. પાપણો સુઝી આવી હતી. અને મુખનો બીજો ભાગ રડવું અને આક્રંદનાં શ્રમથી વારંવારે પસીનો આવી તે લુંછાઇ લુંછાઇને સાફ થયેલો જેથી ચોખ્ખો સફેદ જણાતો હતો. તેનો દેખાવ તદ્દન દયામણો હતો. ઘણાં ઉદ્વેગ પછી અત્યારે શાંતિમાં હતાં. પરંતુ ઉદ્વેગ થયાનો ભાસ હજુ ખુલ્લોજ હતો.

મુનીમ પોતાના માનીતા શેઠના ઘરની આ થઇ ગયલી શોકમય સ્થીતિ જોઇ ઘણોજ ખિન્ન થયો. માધવદાસ શેઠની હૈયાતિનાં વખતનાં સુખી દીવસો સાંભરી આવ્યા. હમેશનાં આનંદી અને પ્રફુલ્લિત ચહેરે શોભાયમાન જણાતાં કમળાશેઠાણીનું દયામણું દુઃખી મોં જોઇ તેને ઘણો આઘાત થયો.

ઘણીજ નરમાશ, ઘણીજ શાંત, અને ઘણીજ દીનવાણીથી શોકાગ્રચિત્તે મુનીમ બોલ્યો કેઃ—

શેઠાણી

અહાહા ! કુદરતની પણ શી અકળ કળા છે. જે માધવદાસશેઠનું ઘર હમેશાં આનંદ સાગરથી ઉછળતું હોય, તે આજે કેવું શોકમય દીસે છે. ગમે તેવો પાષણહૃદયનો મનુષ્ય પણ આ સ્થીતિ જોઇને પીગળ્યા વગર રહે નહી. માત્ર એજ માસ પહેલાં માધવદાસ શેઠની હૈયાતિમાં આજના દીવસની કલ્પના સરખી પણ નહોતી તે પછી દુષ્ટ કાળ માધવદાસ શેઠને હરી ગયો. દુઃસંગીઓની સોબતે કુચ્છંદી બની મનુભાઇચાલ્યો ગયો ને હું કમભાગી એ બદનામીનાં કારણ રૂપ થયો. હે અંતર્યામી સાક્ષાત્ પ્રભુ ! તમે સર્વજ્ઞ છો, તમે સર્વ વ્યાપક છો. તમે સચરાચર છો. આ દુનિયામાં બનતાં દરેક કાર્યોના તમે જાણકાર છો. એટલે તમોને સાક્ષીરૂપ રાખી સોગન પુર્વક હું જણાવું છું કે, તેમાં મારી જરા પણ ખોટી ધારણા હોય તો મારૂં સત્યાનાશ જજો. પરંતુ મેં શુદ્ધ ભાવનાથી, શુદ્ધ વૃત્તિથી, તીવ્ર લાગણીથી, મનુભાઇને શુદ્ધ થવા જે રીતિ અખત્યાર કરી તેનું આ પરીણામ મને સમજાયું હોત તો જરૂર હું આવાં પગલાથી દૂર રહેત. ને એ રીતિ અખત્યાર ન જ કરત. મનુભાઇ જતા રહે તેનું કુટુંબ ટળવળે, આખું ઘર શોકમય થાય ને તે મારે જોવુ પડે: તે મારાથી જોઇ શકાય નહિ.

હે પવિત્ર માતા ! તમારો બાળ પુત્ર મનુ જતો રહ્યો તેનો જે શોક તમને થાય છે, તેથી ઓછો શોક મને નથી. તે મારો પણ બાળ પુત્ર, મારો લઘુ બંધુ, મારો એક મુરબ્બી ચાલ્યો જવાથી મને ઘણોજ શોક થાય છે. તેના વગર મને ઘણુંજ દુઃખ થાય છે. હું તે જ્યાં હશે ત્યાંથી પતો મેળવીશ. તેને માટે ગામે ગામ અને શહેરે શહેરમાં તપાસ કરાવીશ. ગિરનાર અને હિમાલયના ડુંગરો, પવિત્ર અને પ્રાચીન સ્થળો, રાજમહેલો અને ગરીબોની ઝુંપડીઓમાં સુદ્ધાંત તેની તપાસ કરાવ્યા વગર રહીશ નહિ. તે જ્યાં હશે ત્યાંથી તેનો પતો મેળવીશ. હું હવેથી એજ કાર્યમાં રોકાઇશ હું એજ કાર્યને અગત્યનું લેખીશ ને એમાંજ મચ્યો રહીશ. પદમાવતી વહુને સંબોધીને હે સુકુળ વધુ ! તમારી મારા તરફ કેવી લાગણી હશે ? મારે માટે તમો કેવા વિચારો ધરાવતાં હશો ? તમારા દુઃખનો કારણભુત આજે હું પાપી કહેવાઉં છું. પરંતુ તમારી ધીરજને ધન્ય છે. મારા જેવાને ધીરજ રહેતી નથી. તે તમારા જેવી આર્યબાળામાં ધીરજ રહેલી જોઈ હું મારૂં દુઃખ ભૂલું છું. અને હજુ મુનીમનું

બોલવું ચાલુંજ હતું. પરંતુ તેટલામાં પોસ્ટમેને આવી એક બંધ પત્ર મુનીમના હાથમાં આપ્યો. મુનીમે પત્ર હાથમાં લઇ શીરનામું જોયું તો મનુભાઇના અક્ષરો ઓળખ્યા. અક્ષર ઓળખતાંની સાથ મોં ઉપર નૂર જ નુર ચડી આવ્યું. આશાની ઉર્મિ આવી. તેથી તે પોતાની શોકાગ્ર વૃત્તિ ભૂલી ગયો ને ઝડપથી બોલી જવાયું કે, જુઓ ! જુઓ ! ! આપણા મનુભાઇનો કાગળ આવ્યો. અહાહા ! શી શુભ વધાઇ ? બધાં શોક ભૂલી ગયાં. મુનીમે ઝટ દઇને તે પરબીડીઉં ફોડી અંદરનો કાગળ હાથમાં લઇ વાંચવો શરૂ કર્યો. અને બધાં એક ચિત્તે સાંભળવા લાગ્યાં.

પુત્ર વત્સલ માતા !

દુરાચારથી અધમ થયેલો આપનો પુત્ર મનુ આજે લોટાચાર્ય ગુરૂના પ્રતાપે પવિત્ર થઇ આપને વંદન કરતાં અરજ કરૂં છું કે, હે પવિત્ર માત ! આપના સદ્‌વચનનો અનાદર કરી, સુજ્ઞ ભ્રાતા મુનીમજીએ કહેલાં હિત વચનોનો ઉલટો અર્થ કરી હું આપ સર્વથી વિખુટો પડ્યો તેનું કારણ મારી દુર્બુદ્ધિનુંજ હતું. એ વખતે દુઃસંગિઓની સોબતમાં કુચ્છંદમાં પડેલો દુરાચારી હતો. દુરાચારનો પુજારી હતો. દુર્ગુણીઓનો સેવક હતો. ને તેથીજ હું તેનું સત્ય સ્વરૂપ પીછાણી શકયો નહિ. પરંતુ માતા ! લોટાચાર્ય મારા ગુરૂ થયા ને હું પવિત્ર થયો. મારાં જ્ઞાન ચક્ષુ ખુલ્યાં ને હું સચેત થયો. સત્ય તરી આવ્યું ને હું દુરાચારી ઠર્યો.

અહાહા ! મારા પુજ્યનીય સ્વર્ગવાસી પિતાશ્રીનો હું કેવી રીતે પાડ માનું ? એનો ગુણ ઓશીંગણ કેવી રીતે થાઉં ? અરર ! તેની નજરમાં હું કૃતઘ્ની ઠર્યો. મારે લીધે તેને ઉદ્વેગ થયો. પણ અહા ! મારે માટે કેવી તેની સરસ કાળજી. જીવ્યા ત્યાં સુધી મારી કઈ પેરે સરસ સંભાળ લીધી ? કેવું મારૂં સરસ જતન કર્યું ને મને કેટલો સરસ સુખી રાખ્યો. તે મારી જીંદગીમાં પણ ભૂલાય એમ નથી. પણ તેનો ઉપકાર તેટલેથીજ અટકી જતો નથી. જે કાળજી તેણે જીવતા રાખી હતી તેવીજ કાળજી તેના મરણ પછીની પણ તે રાખી ગયા. અને તેથીજ આપ સર્વ સુખી છો. આપ સંપત્તિમાં છો. આપ બેફિકર છો. પરંતુ જો એ વખતે તેમણે મારી મૂર્ખતા ઉપર અંધ શ્રદ્ધા રાખી હોત, મારા ઉપર વિશ્વાસ રાખ્યો હોત, ને તે જે બંદોબસ્ત કરી ગયા તે જો ન કરી ગયા હોત અને એકલા વારસ તરીકે બધું મને સુપ્રત કરી ગયા હોત તો હું દુરાચારી થયેલો અંધ છતી આંખે અંધજ હતો. તે અંધકારમાં ગોથાં ખાઇ એ સર્વસ્વ બરબાદ કરત. અને બધાંને ભૂખ મરતાં કરત.

સારૂં થજો મારા પિતાશ્રીનું, ભલું થજો મુનીમજીનું અને શ્રેય થજો આપનું; જે ઇશ્વરે આપ સર્વેને સદ્‌વિચાર આપ્યો કે જેને પરીણામે મારા પિતાશ્રીનું નામ અમર રહ્યું, તેનું ઘર આબાદ અને સુખી રહ્યું અને હું અંધ થયેલો મૂર્ખ ઠોકર ખાઇ દેખતો અને સચેત થયો.

માતુ ! મારાં પુજનીય વહાલાં માતુ ! ! તમે મને ઘણાંજ યાદ આવો છો. બહેન ભાનુ મારી નજર સામેજ ચોંટી રહી છે, ને મેં જેને ઘણોજ અન્યાય કર્યો છે એવી તમારી પુત્ર વધુ માટે પણ મને ઘણુંજ લાગી આવે છે. મેં તેને અત્યંત દુઃખી કીધી છે. હું મૂર્ખ, પારસમણીને પિછાણી ન શકવાથી કાચનો કટકો ગણી ફેંકી દીધી છે અને તેનો મને અત્યંત પશ્ચાતાપ થાય છે. પશ્ચાતાપનો તાપ મને બાળે છે.

મારાં વહાલાંઓ ! મારાં પ્રેમીજનો ! આપની દયામણી પ્રતિમાઓ મારી સન્મુખ આવી મારા હૃદયને પીગળાવે છે. કાલાવાલા કરી કરગરે છે. વિનોદ કરી વીનવે છે. આપનું પ્રેમાકર્ષણ મને આપની પાસે ખેંચે છે. આપનો વિયોગ વધારે વધારે સતાવે છે તે છતાં મારૂં ભાગ્ય મને ભમાવે છે. મારૂં નસીબ મને નસાડે છે. વિધાતા વલખાં મરાવે છે ને તેથીજ હું લોહ જેવોકઠણ થઇ, વજ્ર જેવો કઠોર થઇ, આપ સર્વથી વિખુટો પડી, આપ સર્વને તજીને જાઉંછું. લખતાં જડ બની જાઉંછું. જાઉંછું જાઉંછું કહેતાં જળજળી જાઉંછું.

મારી વહાલી માતા ! પ્રેમાળ માતા ! મારા વિષે બિલકુલ ફિકર કરશો નહિ. ચિત્તમાં ચિંતા કરશો નહિ. હૃદયમાં રૂદન કરશો નહિ. કાયાને કષ્ટ આપશો નહિ. મનને મુંઝાવશો નહિ. દિલથી દુઃખી બનશો નહિ. પરંતુ આપ સર્વ નિશ્ચિંત અને સુખમાં રહેજો. આપને પ્રતાપે હું જ્યાં જઇશ ત્યાં સુખમાં હોઇશ. પરાક્રમી બાપના પરાક્રમી પુત્ર તરીકે નામ અને કીર્ત્તિ સંપાદન કરી, મારા ઉપર ચોંટેલા કલંકને હું દૂર કરીશ, તેના કટકે કટકા કરીશ, ભાંગીને ભૂકો કરીશ. બાળીને ભસ્મીભુત કરીશ. અને ઉજવળ કીર્ત્તિ મેળવી હું આપ સર્વની સેવામાં હાજર થઇશ.

માતા ! મને ખાત્રી છે કે, આપની પુત્ર વધુનો અખંડ પ્રેમ, અરે, એ પ્રેમનો અખંડ ઝરો, તેની અખંડ જ્યોતિ, તેનું અખંડ સ્વરૂપ, તેમાં રહેલો લોહચુંબક જેવો આકર્ષક ગુણ, હું જ્યાં હોઇશ ત્યાંથી મને આપની પાસે ખેંચી લાવશે. પ્રેમની અખંડ જ્યોતિ મને પ્રકાશમાં લાવશે પ્રેમનો અખંડ ઝરો મને પવિત્ર કરશે. અને એજ પ્રેમનું સ્વરૂપ મને શાંતિ પમાડશે.

બ્હેન ભાનુ ! તારા મીઠડા બોલોની મીઠાશ, ભાઇ ઉપરનું તારૂં અથાગ હેત, વારી જાઊં કરીને લેતી ઓવારણા અને મારા ઉપરનું તારૂં અત્યંત વ્હાલ અને મમતા મારાથી જરાવાર ભુલાય એમ નથી બ્હેન ! મને ખ્યાલ આવે છે કે, હું ચાલ્યો જવાના કારણથી તમો બધાંની આંખો-માંથી નીકળતાં આંસુનો એક મોટો મહાસાગર બનશે, અને તે આંસુનું એક એક ટીપું એક એક સરોવર જેવડું થઇ મને મહાન દુઃખમાં ડુબાવવાની કલ્પના કરાવે છે.

અહાહા ! દુનિયામાં માજાયા ભાઇ કે બ્હેન કયાંય પણ થવાના નથી. હું કમનશીબે દુનિયામાં ભાઇ વગરનો છું. તું એક બ્હેન છે તેને પણ છોડીને ચાલ્યો જાઊં છું. એવા મારા નિષ્ઠુર હૃદયને ધિઃકાર હોજો

બ્હેન, તું શાણી છે. તું હમેશાં માજીનાં કહ્યામાં રહેજે. માજીનાં જીવને આનંદ મળે તે રીતે વર્ત્તજે. અને માજીનાં જીવને જરા કલેશ કે દુ;ખ ન થાય તેની સંભાળ રાખજે, વળી માજીની ભાનુ અને મનુ થઇને તું રહેજે. કદી કદી બિચારી નિર્દોષ તારી ભાભીની પણ આસનાવાસના કરજે.

માજી ! હવે હું જાઊંછું. જતાં જતાં મારો હિતકારક, મારો વડીલ, મારો મુરબ્બી, મારા પિતાશ્રીનો સાચો સબંધી, સાચો સ્નેહી, મારા સુજ્ઞ ભ્રાત મુનીમજીની હું માફી માગું છું. અરર ! વગર કારણે, વગર સમજ્યે મેં ઘણું કટુ વચન કહી તેને દુભાવ્યા. તેને ક્રોધિષ્ટ બનાવ્યા. તેનો મને ઘણોજ પશ્ચાતાપ થાય છે. વડીલ ભ્રાતા ! તમે મને માફી આપશો. તમે મારા, અરે ! મારા વ્હાલા બાપનાં ઘરની સંભાળ રાખશો. તમે પણ મારા પિતાશ્રીનાં પુત્રવત મારા જ્યેષ્ટ ભ્રાત છો.

ઘરમાં સર્વેને મારાં યથા ઉચિત કહેશો. ને મારા થકી આપ સર્વને થયેલો રોષ, થતો શોક, થતી ચિંતા, થતો ઉદ્દવેગ, એ બધું ભુલી જશો, અને મારે માટે સ્હેજ પણ કલ્પાંત કરશો નહી.

માતુશ્રી ! હવે છેવટની એકજ બાબત કહેવાની છે તે એકે, હું જ્યાં હોઇશ ત્યાં સુખી ને આબાદ રહીશ. તમે મારી પાછળ શોધ કરા-વશો નહી. તમને મારો પતો મળી શકશે નહી. હું આત્મ હત્યા કરીશ નહી. પરંતુ એવો ખ્યાલ પણ મને આવશે નહી. એજ.

**લી. પાષાણ હૃદયનો મનુ.**

પત્ર પુરો વંચાઇ રહ્યો. બધાંએ એકાગ્ર ચિત્ત સાંભળ્યો હતો. તેનાં ભણકારા કાનમાં વાગતા હતા. મનુભાઇ ઉપર જે ભાવ હતો, તે પત્ર

વાંચ્યા પછી અધિક ગણો વધ્યો. જે મનુભાઈ બગડી ગયાની ફીકર થતી હતી. તે સુધરી ગયો જણાયો. રખેને આત્મહત્યા કરે એવી જે ભીતિ ઉદ્‌ભવી હતી તે નષ્ટ થઈ ગઈ, અને સારો સધ્યારો મળ્યો. તથાપિ તેની શોધ કરવાનુ વાસ્તવિક લાગવાથી તેની તજવીજ કરવા ઠરાવ્યું. તે વાતચીત ચાલતી હતી, તેટલામાં પદમાવતીનાં પિયર ખબર કહેવડાવેલ જેથી પદમાવતીની મા ખબર કહાડવા ત્યાં આગળ આવ્યાં તેને પણ સર્વ હકીકતથી વાકેફ કર્યાં. મનુભાઇનો પત્ર તેમને વાંચી સંભળાવ્યો. તેથી તેણે પણ વખતને અનુસરી ઘટતી સુચના ને યોગ્ય સલાહ આપી. તે પછી પદમાવતીને મળ્યાં તેની સ્થીતિ જોઇ ઘણું લાગી આવ્યું, ને તેથી તેને થોડા દીવસ પોતાને ઘેર તેડી જવાની કમળા શેઠાણી પાસે વાત કરી.

કમળાશેઠાણી પદમાવતીને જોઇ ધીરજ ધરતાં. તેની અમૃત વાણી, તેનું ડહાપણ, તેની સજ્જનતા કંઇ ઓર પ્રકારનીજ હતી. તેને જોઇને કમળાશેઠાણી પોતાનું બધું દુઃખ વિસરી જતાં, અને એ જો જતી રહે તો તે ઘણાં દુઃખનું કારણ હતું. તથાપિ તેની નહાની ઉમર, મનુભાઈની ગેરહાજરી, અને તેનો જીવ પણ મુંઝાતો હોય—તેવા સમયમાં તેની મા તેને ઘેર તેડી જઇ આસના વાસના કરે અને તેનું ચિત્ત પ્રસન્ન થાય, એ પણ એક ઉત્તમ પ્રકાર હતો. અને તેથી ખુશીથી તેમણે રજા આપી. પરંતુ શાણી પદમાવતી વહુએ પીયર નહી જવા યોગ્ય સમજી તેની માને જણાવ્યું કે,

માજી ! તમે મારાં જન્મદાતા છો. તમે મારાં કલ્યાણકારો માતા છો તમે પુત્રી વત્સલ માતા છો. તમારૂં હેત અથાગ છે. પરંતુ આજે તમારે ઘેર આવવા જેવા મને સમય અનુકુળ નથી. માતા ! માતા !! હવે મારાં ખરાં માતુશ્રી તે મારાં સાસુજી છે. એ આજે મહાન દુઃખમાં છે. મોટા ઉદ્દવેગમાં છે. મારા પુજ્યનીક સસરાજીનાં ઘરમાં રોજ આનંદની રેલો ચાલતી ત્યાં આજે ઉદાસી છવાઇ રહી છે. ગમગીની ફેલાઇ રહી છે. તેવાજ સમયમાં મારા સાસુજીને હું એકલાં મૂકી તમારે ત્યાં કેમ આવું ? એ મારો જીવ માને નહી. મારૂં મન કબુલ કરે નહી. મારૂં હૃદય રૂડું સમજે નહી. એતો જ્યાં મારાં સાસુજી ત્યાંજ હું. એ મારી માતા ને હું તેની પુત્રી. તેમને સુખે સુખ ને તેમને દુઃખે દુઃખ. હું એમની સાથે દુઃખમાં હોઉં છતાં સુખમાં છું. એની સાથે રહેવામાં મારૂં દુઃખ વિસરૂં છું. માટે માજી ! મારાં વ્હાલાં માજી !! હું તમારી સાથે નહી આવું. તેમ તમે એવો આગ્રહ પણ કરશો નહી.

અલૌકીક ભાસ આપે એવાં પદમાવતીનાં વચનોથી તેની માતા આનંદસાગરમાં ઉછળી રહી. પ્રેમ ઉર્મિ બહાર નીકળી આવી, શાબાશ ! મારા બેટા, શાબાશ ! ! ધન્ય છે. આર્યબાળા ! તુંને ધન્ય છે. તારા જેવી વીરબાળા આ આર્યાવર્તમાં ઘણીજ થોડી જન્મી છે. તેં મારી કુખને દીપાવી છે. તેં તારા બાપનું નામ શોભાવ્યું છે. અને તેથી મારા હર્ષનો પાર રહેતો નથી. તારો પતિ વિદેશ જવાનાં કારણથી હું અત્યંત શોકાતુર છું. શોકતાપમાં બળું છું. પણ બ્હેન ! તારી ધીરજ. તારી દ્રઢતા, તારી અમૃતમય વાણી, તે મધ્યેની શીતળતા મને શાંત પમાડે છે. બ્હેન ! દીકરી ! ! ખરેખર આ તારાં દુઃખની કસોટી છે. તું તેમાંથી પસાર થાય છે. તું શુદ્ધ સોનું છે. તું અમુલ્ય રત્ન છે. અને તે આનંદની પરિસીમા છે.

બેટા ! સુખેથી તું તારાં સાસુજી પાસે રહે. તેની સેવા ચાકરી કર. તેને આસનાવાસના આપ. તેનાં દુઃખમાં ભાગ લે. અને સર્વ પ્રકારે તેને સંતુષ્ટ રાખ. દીકરી ! મને પણ એવી ખાત્રી થાય છે કે, કૃપાળુ ઇશ્વર, દયાળુ પિતા, તારૂં કલ્યાણ કરશે. તારો પતિ તારા અખંડ પ્રેમનાં બળે તારી પાસે આવશે. તારા મનનાં મનોરથ સિદ્ધ થશે. અને તું સર્વ પ્રકારે સુખી થશે. લે. બ્હેન ! હવે હું જાઉંછું. તે પછી કમળાશેઠાણી સાથે કેટલીક વાતચીત કરી તે ત્યાંથી રવાના થયાં.

ત્યાર બાદ મુનીમ કેટલીક વાતચીત કરી શેઠાણીની રજા લઇ રવાનો થયો. અને મનુભાઇની શોધ કરવા ચોતરફ માણસ મોકલ્યાં, કાગળો લખ્યા, તાર કર્યા અને ઘણો યત્ન કર્યો. પરંતુ તેનો કશો પતો લાગ્યો નહી.

---

# પ્રકરણ ૪૪ મું.

## માનું શિક્ષણ.



વાંચનાર ! તું કુદરતનો ચમત્કાર જો. તેની અજબ શક્તિ જો. તેનું મહાન પ્રબળ જો. માધવદાસ જેવા મહાન, પ્રખ્યાત અને બહોળી સમૃદ્ધિવાળા વૈભવશાળી ગૃહસ્થનો લાડકો પુત્ર મનુભાઇ, જેને ખમા ખમાના અવાજથી સૌ વધાવી લેતા, જેના મુખમાંથી

જરા અવાજ નીકળતાંની સાથે "હાજી હાજી" કરી અનેક નોકર ચાકરો સેવામાં હાજર થતા. જેનો માન મર્તબો લોકો એક રાજા મહારાજાના જેવો જાળવતા. એવી ઉચ્ચ લાયકાત વાળા, ઉચ્ચ દરજ્જાના મનુભાઇને મદન અને વામનના જેવા નઠારા મિત્રોના દુઃસંગથી ઉચ્ચ સ્થાનથી ભ્રષ્ટ થઇને તદ્દન હલકી પંક્તિમાં આવેલો જોયો. જેણે કોઇનો તુંકારો સરખો સહન નહિ કરેલો તેને એક નાયકાના હુકમને તાબે થતો જોયો, તે છતાં રંડાને ત્યાં તે ન પોષાતાં તેને જતો રહ્યો જોયો.

ઉપરથી સારા દેખાઇ, દુનીઆની નજરમાં શાહ થઇને ફરનારા પરંતુ અંદરખાનેથી નીચ કૃત્યો કરનારા ને મિત્રના રૂપમાં રહી સત્યાનાશ વાળનારા મનુભાઇના મિત્ર મદન અને વામન કેવી અધોગતિમાં રીબાઇ રીબાઈને મરણ પામ્યા, તે પણ ગત પ્રકરણમાં તારા જોવામાં આવ્યું.

જગતમાં જેઓ સારાં આચરણોથી વર્તવા જેવું બાહ્ય આડંબર દેખાડનારા પરંતુ અંદરખાનેથી ભોળા, નિર્દોષ અને વિશ્વાસુ જનોને લૂંટી ખાવાની, તેનું બધું બરબાદ કરી નાંખવાની વૃત્તિ ધરાવનારાના હાલ મદન અને વામનની પેરે થાય તેમાં કંઈ નવાઇ જેવું કે વધારે પડતું નથી.

રંડા ચંપુને માટે કશું કહેવા જેવું છેજ નહિ. તેનો તો એ ધંધો છે. ને તે જગ જાહેર છે. તેનાં કૃત્યો, આચરણો અને સ્વાર્થથી લોકો માહીતગાર હોય છે તે છતાં તેના ફંદમાં ફસાવા જાય તે જનારની મૂર્ખતા, અજ્ઞાનતા અને નિચતા છે. તેનો દોષ રંડાને દેવા કરતાં તેની પાસે જનારને દેવો વધારે ઘટિત છે. ને તેનું પરિણામ જનારે ભોગવવુંજ જોઇએ. તે કંઈ સાધ્વી તરીકે જણાવી દુનિયાને ભોળવતી નથી. જેવીછે તેવાજ રૂપમાં રહી, તે પોતાનું કાર્ય કર્યે જાય છે ને સાધ્યે જાય છે. માત્ર તેનામાં જે કૃત્રિમપણું છે તે એટલુંજ કે, જ્યાં સુધી તેની પાછળ પૈસા ખરચાય ત્યાં સુધી તે ઘણુંજ હેત દેખડાવી, ઘણી અતિશયોક્તિ ભરી અલંકારિક ભાષાના સ્નેહભાવ યુક્ત શબ્દોથી સંબોધી, મીઠાશ ભરી વલણુથી વર્ત્તે છે. પણ જ્યારે પૈસા ખરચાતા બંધ થાય એટલે તેનો સંબંધ તૂટે છે. અને તે છતાં કોઇ મૂર્ખતાથી તેને વળગી રહે તો તેને મનુભાઈની પેઠે હડધુત થવું પડેછે. માટે એતો ખુલુંજ છે કે, તે પૈસાની સગીને પૈસાની ગુલામ છે. એ એનો અભ્યાસને એ એનો વિષય છે. તેમાં તે જરા પણુ કચ્ચાસ કે શરમ રાખે તો તેની નિપુણતા કહેવાયજ નહિ.

વાંચનાર! માધવદાસનું એક સંતાન—મનુભાઇ ગયો. તે ક્યાં ગયો, તેની ઘણી શોધ કરતાં પતો લાગ્યો નહિ. અમે પણ તેની શોધમાં

છીએ. જ્યારે અમને તેનો પતો લાગશે, ત્યારે અમે તને જણાવીશું. પણ ત્યાં સુધી તેને વિસારે પાડી, માધવદાસશેઠનાં બીજાં સંતાન –ભાનુમતી તરફ તારી નજર ફેરવ.

આગલા એક પ્રકરણમાં આપણે જોઇ ગયા પ્રમાણે ભાનુમતી અને તેનો વર ચિનુભાઇ એકજ સ્કૂલમાં અભ્યાસ કરતાં હતાં. એ બન્નેમાં પ્રેમભાવ ઉદ્ભવી એકબીજાં પ્રત્યે તેઓ સ્નેહ ધરાવતાં થયાં છે. અને દીન પ્રતિદીન તેમાં વૃદ્ધિ થતી રહી છે. તે પછી ચીનુભાઇ ઊંચા અભ્યાસ માટે હાઇસ્કૂલમાં દાખલ થયા. અને ભાનુમતીનો અભ્યાસ હજુ એજ સ્કૂલમાં ચાલુ હતો. તથાપિ તેઓ બંન્નેમાં એવો સ્નેહ બાઝયો હતો કે, દરરોજ એકબીજાને તેઓ મળ્યા વગર રહેતાં નહિ. અને જે દિવસે તેમનાથી મળવાને બની શક્યું ન હોય તે દિવસે તેમને ચેન પણ પડતું નહિ. હાઇસ્કૂલમાંથી છુટી ચીનુભાઈ સ્કૂલ આગળ આવી, ભાનુમતીની ખબર લેતો. સ્કૂલમાંથી છુટી મળ્યા પછી ભાનુમતી ચીનુભાઇની રાહ જોઈ સ્કૂલ આગળ ખોટી થતી. અને સ્કૂલમાંથી છુટી વહેલી મળી હોય તો તે હાઇસ્કૂલ આગળ આવી ચીનુભાઇને મળવા ગાડીમાં ખોટી થતી. અને ત્યાંથી તેઓ ફરવાને જતાં, વાર્તા વિનોદ કરતાં અને એવી રીતે આનંદ મેળવી પાછાં ઘેર આવતાં. તેઓમાં એક બીજાંને મળવાની કાળજી એવી હતી કે, જ્યારે તેઓ ભેગાં થતાં ત્યારે, બીજે દિવસે ક્યાં મળવું તે તેઓ નક્કી કરી લેતાં, અને તે ઠરાવેલે ઠેકાણે જરૂર ભેગાં થતાં. એટલે તેઓમાં એક પણ દિવસ મળવામાં ભૂલ થઇ જતી નહિ.

આજે ભાનુમતીને સ્કૂલમાંથી વહેલી છુટી મળી હતી. જેથી તે ચુનીભાઇને મળવા હાઇસ્કુલ આગળ આવી રાહ જોતી પોતાની ગાડીમાં ખોટી હતી. હાઇસ્કૂલના વિદ્યાર્થિઓને વખત થતાં છુટી મળી. ચીનુભાઇ સ્કૂલમાંથી બહાર આવ્યો તો ભાનુમતીની ગાડી આવલી જોઇ તરત તે ગાડી તરફ વળ્યો. ગાડી પાસે આવતાં અંદર ભાનુમતીને બેઠેલી જોઈ, તેનું મોં ઉદાસ ને ઝાંખુ જોવામાં આવતાં ચીનુભાઇએ પ્રશ્ન કર્યો કે, કેમ? ભાનુ ! આજે તું આટલી વહલી અને ઉદાસ કેમ જણાય છે? તને શું થયું છે? તે મને કહે જોઇએ? ચાલો હું પણ હવે તૈયાર છું ને આપણે ફરવા જઇએ.

ભાનુ બોલીકે, આજે મારે ફરવા આવવા ઇચ્છા નથી. હું માત્ર તમને મળવા વાસ્તેજ અત્રે આવી છું. આજે મારે ઘેર જલદી જવું છે.

ચીનુ—એમ કેમ?

ભાનુ—આજે એક ઘણીજ ગંભીર બાબત બની છે. મારા મનુભાઇ ક્યાંક જતા રહ્યા છે. માગં માજીએ તેની ઘણી શોધ કરાવી પણ તે શોધ્યા મળતા નથી. ને તેથી અમારા ઘરમાં બધાં દિલગીર છે.

ચીનુ—પણ એ તો ઘણી ગજબ વાત. મનુભાઇ શું કામ જતા રહ્યા? તેઓ પોતાના મિત્ર દોસ્તોને ત્યાં નહિ ગયા હોય? ચાલ આજે હું પણ ફરવા નહિ જતાં તારી સાથે તારે બંગલે આવું છું કે તેની ખરી હકીકત શું છે તે જાણવામાં આવે.

તે પછી ચીનુભાઇ ભાનુમતીની ગાડીમાં તેને બંગલે આવ્યો. દીકરી જમાઇને સાથે આવેલાં જોઇ, કમળા શેઠાણીને આનંદની ઉર્મી આવી. પણ આજ તેને ઘણી ઉદાસી હતી. ઘણી ચીંતા હતી જેથી તેની ઉર્મીનો ઉછાળો બહાર ન નીકળતાં મનમાંજ સમી ગયો.

ચીનુભાઇએ મનુભાઇ વિષેની બધી હકીકત પોતાનાં સાસુજીને પૂછી વાકેફ થઇ દીલગીર થયો ને તે કહેવા લાગ્યો કે, આ ઘણી દીલગીરી ભર્યો બનાવ છે. તથાપિ તમે ધીરજ રાખશો. હિંમત હારશો નહિ. ને ઘણા દિલગીર થઇ ઘરમાં બધે ને કચવાવા દેશો નહિ. હું પણ મારા બાપાની પાસે આ વાત કરીને મનુભાઇની શોધ કરાવીશ ને તેનો પતો જરૂર લાગી જશે.

તે પછી ફ્રૂટ, ચહા, દૂધ વિગેરેથી કમળા શેઠાણીએ જમાઇનો સત્કાર કર્યો ને ચીનુભાઇ ત્યાંથી રજા લઇ પોતાને ઘેર ગયો.

ભાનુમતીને ગુજરાતી ચોથી ચોપડી પૂરી થયા પછી તેને ઇંગ્રેજી પ્રાઇમરનું શિક્ષણ શરૂ થયું હતું. પોતાનો મિત્ર ચીનુભાઇ ઘણું વધારે શીખી જઇને તે વધુ અભ્યાસ કરવા માટે હાઇસ્કૂલમાં દાખલ થયો હતો. તેથી તેના જેટલું ઝડપથી શીખી જવાની ઉલટ પોતાને આવી હતી. જેથી તે શીખવામાં ઘણી ચીવટ રાખીને પોતાનો અભ્યાસ ઝડપબંધ આગળ વધાર્યે જતી હતી. જેમ જેમ તે અભ્યાસમાં આગળ વધતી ગઇ તેમ તેમ તેનું લેસન પણ વધતું જતું હતું. અને તે સ્કૂલમાંજ બેશી, ત્યાં શીખીને પૂરૂં કરવાને તેને ઘણી મહેનત પડતી. તેમ અઘરૂં પણ લાગતું. તે છતાં તેની શીખવાની ઉલટ જેવીને તેવીજ હોવાથી તે કદી પણ પોતાનો નંબર નીચે આવવા દેતી નહિ.

ચાલાક માબાપની ચાલાક છોકરી શીખવામાં ઘણી ચાલાક હોવાથી આખી સ્કૂલમાં તે ચાલાક ગણાતી પરંતુ તે ગમે તેટલી ચાલાક, તેની

ગમે તેટલી શીખવાની ચીવટ, તે શીખવામાં ગમે તેટલી કુશળતાથી મહેનત કરી પોતાનું રોજનું લેસન પૂરૂં કરતી, તથાપિ તે તેને ઘણું અઘરૂં લાગતું ને તેમાં તેને ઘણીજ મુશ્કેલી પડતી, જેથી તેના શિક્ષકે તેને ઘેર લેશન કરવા માટે એક માસ્તર શીખવવા આવે એવી ગોઠવણુ કરવા કહ્યું. ચીનુભાઇએ પણુ તેવીજ સલાહ આપી હતી જેથી ભાનુમતીએ પોતાને ઘેર શીખવવા આવે તેવો માસ્તર રાખી આપવાને તેની માને કહ્યું. તે કહેવા લાગી કે, માજી ! જુઓ, ચીનુભાઇને પણુ એક પ્રોફેસર ઘેર શીખવવા આવે છે. આપણા મનુભાઇને પણ માસ્તર ઘેર શીખવવા આવતા હતા. હવે મારો અભ્યાસ એટલો બધો આગળ વધી ગયો છે કે, તે ઉપર ઘણી ચીવટ રાખી મહેનત લઉંછું. છતાં સ્કૂલમાં બેસીને શીખી પૂરો કરવાનું મને ઘણુંજ અઘરૂં લાગે છે. તેથી મારાં મોટાં મિસ્ટ્રેસ પણુ મને કહેવા લાગ્યાં કે, ભાનુ ! તું ઘેર માસ્તર રાખી શીખતી જા. ને તે એમ પણ કહેતાં હતા કે, જો તારાં માજી મારો પગાર ખરચવાને તૈયાર હોય તો હું પોતે આવીને તને શીખવતી જાઉં. અમારાં મોટાં મિસ્ટ્રેસ ઘણા હુશીયાર છે ને તે સારૂં શીખવે છે. માટે માજી ! મને તેની ગોઠવણુ કરી આપો.

ભાનુમતીને બીજી કોઈ પણુ બાબતમાં નારાજ ન કરે, તે કમળા શેઠાણી તેને ભણવાની બાબતમાં આવેલી ઉલટને ઘેર માસ્તર રાખી શીખવાની ના કહીને તેને ઉલટ ભંગ કરે, એવાં નહોતાં જેથી ભાનુમતીને તેનાં મોટાં મીસ્ટ્રેસ ઘેર ભણાવવા આવે એવી ગોઠવણુ કરી આપી અને તે મુજબ, મોટાં મીસ્ટ્રેસ ભાનુમતીને રોજ ઘેર ભણાવવા આવતાં હતાં.

મોટાં મીસ્ટ્રેસ એક કાઠિયાવાડી વિધવા બ્રાહ્મણી હતાં. તેનાં માબાપ કાઠિયાવાડના એક શહેરના વતની હતાં. જેથી તેને નહાનપણથીજ ભણવા બેસાડી તેને ઠીક વિદ્યાભ્યાસ કરાવ્યો હતો. તે ઉમરમાં આવ્યાથી તેને પોતાની ન્યાતના એક યુવક સાથે લગ્ન કરી પરણાવી દીધી. પણુ તેના કર્મયોગે તે વિધવા થઇ. બ્રાહ્મણોમાં વિધવા સ્ત્રીઓને મોટી હેરાન ગતી ભોગવવી પડે છે! તેનાથી બીજું લગ્ન થઇ શકતું નથી. તેમ સાસરામાં તેનું કોઇ ગુજરાન કરે તેવું આ જમાનામાં બનવું અસંભવિત હતું. બધા વાતો કરી વિધવાઓથી ફરી લગ્ન ન થાય તેવી દલીલો કરનારા હતા. પણુ વિધવાઓને ગુજરાન વગર પોતાનું વૈધવ્ય કેમ જાળવવું તેનો ખ્યાલ સરખો કરતા નહિ. સારાં નસીબે આ વિધવા સારૂં ભણેલી હતી. અને કન્યાઓને કેળવણી આપવાની જાગૃતિ સારી આવેલ હોવાથી સ્ત્રી શિક્ષકો

મેળવવાને કેળવણી ખાતાંને ઘણી અગત્ય હતી કેળવણી ખાતાં વાળાઓ વર્તમાન પત્રોમાં તેની જાહેર ખબરો આપી સ્ત્રી શિક્ષકો મેળવતા હતા. તેની એક જાહેર ખબર ઉપરથી અરજી કરી આ બાઇ મુંબઇની કન્યા-શાળામાં મિસ્ટ્રેસ તરીકે દાખલ થઈ. દાખલ થયા પછી કંઇક પોતાની હોંશીયારી અને વગવશીલાથી તે પોતાના હોદ્દામાં વધવા લાગી ને છેવટે તે હેડમિસ્ટ્રેસનો ઉંચો અને માનવંતો હોદ્દો મેળવવા ભાગ્યશાળી નીવડી હતી.

હેડ મિસ્ટ્રેસનું નામ ઉમેદગૌરી હતું. ઉમેદગૌરી વિધવા હતી. તથાપિ સૌભાગ્યનાં વસ્ત્રાલંકારો ધારણ કરવાને ઉમેદી હોવાથી તે તેવા વેષમાં રહેતી હતી. માત્ર એક કપાળમાં કંકુ સિવાય બીજાં બધાં ચિન્હો સધવા નારીનાંજ હતાં. જેથી અજાણ્યું જોનાર તે વિધવા છે એમ સમજી શકતું નહિ. તે બીજી ઘણી બાબતોમાં પણ ઉમેદી હતી. સ્ત્રી કેળવણીના વિષયમાં પણ ઉલટમંદ હતી. તેમાં તે આગળ પડતો ભાગ લઇ સારી હીલચાલ કરતી હતી. જેથી જાહેરમાં તે પ્રખ્યાત હતી. તેને મુંબઇમાં આવ્યા પછી સંગીતનો શોખ થઇ આવ્યો હતો. ને તેથી થોડું ઘણું સંગીતનું જ્ઞાન પણ તેણે મેળવ્યું હતું. તેની વક્તૃત્વશક્તિ સારી હતી. જેથી તે કોઇ કોઇ જગ્યોએ ભાષણ પણ આપતી હતી. ઘણીક વખતે તે પુરૂષોના મેળાવડામાં હાજરી આપી સ્ત્રીઓમાં સુશિક્ષિત પણાનો થયેલો સુધારો બતાવી આપતી. જેથી લોકોમાં તે જલદીથી જાણીતી થવા પામી હતી.

ભાનુમતીને સ્ત્રી કેળવણીમાં આગળ પડતો ભાગ લેનાર પ્રખ્યાત હેડ મિસ્ટ્રેસ ઉમેદગૌરી ઘેર શીખવવા આવે, તેનાં શીખવવામાં શાની ખામી હોય ! ભાનુમતી જેવી ચાલાક, વાચાળ અને વિનોદી શિષ્યાને ગમેતેવો શિક્ષક હોંસથી ભણાવવા તૈયાર થાય, ત્યારે આતો ખુદ સુશિક્ષિત ગણાતી હતી. તે પોતાની બધી કળા ભાનુમતીને શા માટે ન શીખાવે ? તે તો કમળા શેઠાણીને ખુશી કરવા, તેની આગળ પોતાનું માન વધારવા, તેનાં ઘરમાં પોતાનો ઊંચો દરજ્જો કરવા ઘણાં ચીવટથી ભાનુમતીને શીખવતી હતી. ને તે કમળા શેઠાણીને એમજ કહેતી હતી કે, હું તમારી ભાનુને મારી બધી વિદ્યામાં પ્રવીણ કરીશ, તમારી ભાનુ પણ એવી ચકોર ને હોશીયાર છે કે તે બધું તરતમાં સારૂં શીખી જશે. તે પોતેજ તેને ભણાવતાં હોંસ થાય એવી ચાલાક છે. તમારી ભાનુ ઘણીજ સુશિક્ષિત થઇ બધી સ્ત્રીઓમાં નામ કહાડે એવી થશે. અને તે વખત સુધી ઈશ્વર

આપણુ બધાંને કુશળ રાખશે તો મારી આજની વાતની સચ્ચાઇની ખાત્રી થશે. કમળા શેઠાણી તેથી ઘણાંજ સંતોષ પામતાં. અને ભાનુમતી માટે જે પુસ્તક, જે વાજીંત્રો કે જે ચીજો તેની હેડમિસ્ટ્રેસ લેવાનું કહેતાં તે વગર વિલંબે લઇ આવતાં.

ઉમેદગૌરીએ પોતાના વિચારો પ્રમાણે ભાનુમતીને કેળવણી આપવામાં કાંઇ કચાસ રાખી નહિ. ભાનુમતીને સંગીતનું પણ થોડુંક જ્ઞાન આપ્યું. તેની વાચાળ શક્તિ સારી હતી. તે વધારે ખીલવી તેનું વાંચન ઘણું ઉત્તમ બનાવ્યું. નવી ફેશનના કેટલાક સુધારાનું દિગ્દર્શન કરાવી, થોડાક ગ્રહણ પણ કરાવ્યા. અને પોતે જ્યાં જ્યાં સભાઓમાં જતી, ત્યાં ત્યાં ભાનુમતીને પણ સાથે લઇ જતી. ત્યાં ભાનુમતીને આગળ પડતો ભાગ લેવડાવતી. વાજીંત્રો વજાડવાનું તેની સાથે ગાવાનું મંગળાચરણ તેની પાસે કરાવવાનું અને બાળક તરીકે સભાના કાર્યક્રમમાં જ્યાં તે દીપી નીકળતી તેવું કાર્ય તેની પાસે કરાવી તેને પણ આનંદ લેવડાવતી. જેથી ભાનુમતીને પણ ઘણી ગમત પડતી, હેડમિસ્ટ્રેસ જેવી ઘણીક ભેગી થયેલી સ્ત્રીઓ ભાનુમતીને કાર્યકુશળ જોઇ આનંદ થતી. ને ભાનુમતીનાં વખાણ કરતી.

એક દિવસે સ્ત્રીઓનો મોટો મેળવડો હતો. ને તેમાં હેડમિસ્ટ્રેસ ઉમેદગૌરીનું ભાષણ હતું. ભાનુમતી તે મેળાવડામાં હાજર હતી અને તેમાં ઉમેદગૌરીએ કરેલું ભાષણ સાંભળ્યું હતું. તેનું ભાષણ છટાદાર ને બોધદાયક હતું. વર્તમાનપત્રોએ પણ તેના ભાષણની પ્રશંશા કરી હતી. ભાનુમતીએ તેનું ભાષણ સાંભળ્યું હતું, વાંચવામાં પણ આવ્યું, જેથી બીજે દિવસે જ્યારે તેની હેડમિસ્ટ્રેસ ઘેર ભણાવવા આવ્યાં ત્યારે તેને ભાનુમતીએ કહ્યું કે, તમે જે તમારા ભાષણમાં કુશળ ગૃહિણી તરીકે દીપી નીકળવાને શીખવાં જોઇતાં કાર્યોના વિષય ઉપર દરેક સ્ત્રીએ રાંધનકળાનું ભરત ગુંથણનું, વૈદ્યકીય જ્ઞાન મેળવવાનું અને ઘરગતુ તમામ કામકાજ શીખવાનો ભારોભાર આગ્રહ કર્યો હતો, તો તમે એ બધુ મને કેમ શીખડાવતાં નથી. હું આજથી હવે રોજનું શીખવાનું ન શીખતાં તમારા ભાષણમાં કહ્યા પ્રમાણેનું શીખીશ ને તે તમે મને શીખવો.

મીસ્ટ્રેસ—ભાનુ! આજે તને એ શું ઘેલું વળગ્યું? તારે એ ભાષણ ઉપર કંઈ ખ્યાલ કરવાનો નથી. એ ભાષણ તારે માટે નહોતું. એ ભાષણ તો છાપામાં છપાઈ ડફાંસ મારવાનું હતું. એવાં ભાષણો તો છાપામાં છપાઈ બહાર પાડવા માટેજ, કંઇ તેવાં વર્તન કરવા માટે હોતાં

નથી ! મોટા મોટા પુરૂષો પણ મોટી મોટી મિટિંગોમાં મોટાં મોટાં ભાષણો આપે છે. અને શું તે પ્રમાણે તેઓનાં વર્ત્તન હોય છે કે ? આજ કાલ તો આચાર, વિચારથી તદ્દન ભિન્ન દીસે છે. જાહેર મેળાવડામાં ભાષણો કરવાં તે, અને ખાનગીમાં વર્ત્તન કરવું તે એક જૂદીજ બાબત છે. મોટા ગૃહસ્થો અને નામીચા શેઠીઆઓ જુગાર નિષેધ ઉપર ભાષણ આપે પણ ખરૂં જુઓ તો રેસના રાજાઓતો તેઓ પોતેજ હોય છે. દારૂ નિષેધક મંડળીના મેમ્બરો અને પ્રમુખો થઇ મોટાં મોટાં ભાષણો આપે, પણ સારા અને ઉંચા વિલાયતી દારૂનાં ઘરાક તો તેઓ પોતેજ હોય છે. વ્યભિચાર નિષેધ વિષેનાં વિધ વિધ તરેહનાં ભાષણો મોટા મોટા ધર્માચાર્યો સુદ્ધાં આપે છે, પણ ખરૂં જોતાં તો એવા મોટા મોટાઓજ મોટી મોટી વેશ્યાઓ અને ગાનારીઓના પોષણ કર્તા અથવા તો શેઠો તેઓ પોતેજ હોય છે. માટે જાહેરમાં ભાષણ કરવું તેની મુખ્ય મતલબ આજ-કાલ તો છાપાવાલાઓ માટેજ કહીએ તો ચાલે ! આથી તું સમજીશ કે તે માત્ર લોકોમાં સારૂં કહેવડાવવા માટેનુંજ હતું ! તારે રાંધવાનું, ભરવા ગુંથવાનું અને વૈદકીય જ્ઞાન મેળવવાનું શીખીને શું કરવું છે ? તારે જે શીખવાનું છે તે જૂદુંજ છે, હું તને તે શીખવાડું છું ને એ તું જેમ શીખે છે તેમ શીખતી જા !

ભાનુ—પણ તમે ભાષણમાં જે શીખવાનું કહ્યું, તે મારે ન શીખવાનું કંઈ કારણ ? **આપણે સ્વાર્થની સાથે પરમાર્થ કરવાને પણ બંધાયલાં છીએ.**

મિસ્ટ્રેસ—હા. કારણ ઘણાં છે. બહેન ભાનુ ! તારા જેવી શ્રીમંત પુત્રીઓ જો તારા જેવા વિચાર ધરાવે તો તેની ઉદાર વૃત્તિ કંઇજ ન કહેવાય. ઉલટું પરમાર્થનાં કાર્યો ઉપર કાપ મૂકયો કહેવાય. આપણે સ્વાર્થની સાથે પરમાર્થ કરવાને પણ બંધાયલાં છીએ. તો પછી તારામાં અને ગરીબમાં ફરક શું રહ્યો કહેવાય ? તમે મોટાની પુત્રીઓ એવું નથી શીખતાં તેનું કારણ એ કે, એકતો તમારી મોટાઇ ને બીજું પરગજુ-પણાનો મોટો ગુણ રહ્યો છે તે. ને તે ગુણથીજ બીજા ઘણાઓને પાળી પોષી શકાય છે.

ભાનુ—હું એમાં નથી સમજી શકતી કે, તેમાં શું પરગજુપણાનો ગુણ રહ્યો છે. ને તેથી કોને પાળી પોષી શકાય છે. મને તે સમજાવો તો માલુમ પડે.

મિસ્ટ્રેસ—જો, જયારે તુ રાંધતાં શીખે તો બિચારા ગરીબ અને અભણ રસોઇયા બ્રાહ્મણોનું શું થાય? તેનો કોઈ ભાવ પૂછે કે? ને તેથી તેઓનાં પોષણ ઉપર શું ઓછો ત્રાપ પડે? વળી તું ભરતાં સીવતાં શીખે તો બિચારા ગરીબ દરજીઓ અને કારીગરોની કેવી હાલત થાય, તેને કામ કોણ સોંપે? ને તે બિચારા કેવા રઝળી મરે? તું વૈદકીયજ્ઞાન મેળવે તો તારા ઘરમાં નાનું છોકરૂં માંદુંસાજું થાય, કોઈ જરાતરા સીક થાય તો તું વૈદ ડાકટરને ત્યાં ન જતાં તારી ઘરની દવાથી ચલાવી લે તો રખડતા વૈદ–ડાકટરો કયાં જાય? મોટાં મોટાં પાટીયાં મારીને બેઠેલા વૈદ ડાકટરોની શી દશા થાય? તેને ઘેર મોટી સંખ્યાની ભીડ રહે છે, તે પછી કોણ જાય? અને તેથી તેઓ ભૂખે ન મરે? અને શું તેનું પાપ ન લાગે? જો બધી તારા જેવી થાય તો પછી એ બધા પરવારીજ રહે. બહેન! તારે રાંધવાની. ભરવા ગુંથવાની અને બીજી એવી કંઇજ કડાકુટ ન હોવાથીજ તું હૈ'ક કલાસના સાક્ષર વર્ગને ઉત્તેજન આપી શકે. તે લોકો આપણે માટે કેવી સતત્ કાળજીથી 'ચાંપલા ચાંપલીની વાર્તા' 'પેમલા પેમલીની વાર્તા,' 'મફતીયો ઢોંગી' 'બે બદામની ડોશી,' 'બૈરી વેચીને બાઇસીકલ લીધી,' 'મામા મામીનો ઝગડો,' એવી એવી ઉમદા નોવેલો રચીને આપણાં જ્ઞાનમાં વૃદ્ધી કરવાને કેવું મથન કરી રહ્યા છે? પણ જો તુંજ ઘરનાં બધાં કામકાજની કડાકુટમાં પડેલી હોય તો તેવાં જ્ઞાનનો લાભ મેળવવાની તને ફુરસદ જ કયારે મળે? જ્યા તને ફુરસદજ ન મળે ત્યાં વાંચવાનો અવકાશજ કયાંથી? વાંચવાનો અવકાશ નહિ તેથી તું ઉપર જણાવેલાં પુસ્તકો ખરીદેજ શું કામ? અને તેથી બિચારા આપણા એ હૈ'ક કલાસ સાક્ષરોને અથાગ હુશિયારીના અથાગ શ્રમનો બદલો ને ઉત્તેજન કેમ મળે? ઉલટો તેઓમાં વ્યાપેલો ઉત્સાહ અને આવેલી ઉલટ તદ્દન જતી રહે. ને તેનાં પરિણામમાં આપણો આ આર્યાવર્ત અંધકાર સ્થિતિમાં આવી પડે!

વળી જ્યારે તું ઘરનાં બધાં કામકાજમાંથી નીરાળીને નવરાશ વાળી હોય તોજ સુશિક્ષિત સ્ત્રીઓની સભામાં હાજરી આપવાનું તારાથી બની શકે, તોજ તેનો લાભ તારાથી લઇ શકાય, તોજ તું તારૂં મગજ અને બુદ્ધી ખીલવી તેનો લાભ બીજાઓને આપી શકે. નહિતર જ્યાં તને ફુરસદ જ નહિ, ત્યાં તું શું કરી શકે? તુંજ કહે જોઇએ કે, તારા ઘરનાં કામકાજમાં તું આખો દહાડો ગુંથાયલી ને લચીપચી પડેલી હોય, તો

તારાથી બીજે ધ્યાન આપી શકાય કે ? એનો ઉત્તર તું આપ કે ન આપ પરંતુ નકાર સિવાય છેજ નહિ. તો પછી તારા જેવી મોટાંના ઘરની છોકરીએ એવા વિચાર લાવવાજ ન જોઇએ. તારા જેવીએતો બીજું ઘણું વિશેષ કરવાનું છે. તારા જેવી ઉપરજ આ આર્યાવર્તની સ્ત્રીઓને સુશિક્ષિત બનાવી દેવાનો મોટો આધાર રહેલો છે ને જ્યારે તમેજ ઉઠીને આવા વિચાર ધરાવશો તો જે જમાનો ચાલ્યો જતો જોયો ને જશે, તેમાં ફરક શું રહેશે ?

વળી બહેન ભાનુમતી ! જેમ મેં હમણાં જણાવ્યું તેટલીજ બાબતો માં તમારે ફુરસદ કે નવરાશની જરૂર છે, એમ નથી. તમારે તો એથી પણ એક અધિક કામ કરવાનું છે. તમારે તમારા સ્વામીને રીઝાવવાનો છે. તમારે તેનું મન મનાવવાનું છે. તમારે તેના શરીરને સંતોષવાનું છે. ને એ પણ જો તમે ફુરસદમાં હોવ તોજ તમે તેમ કરી શકો. તમારે વાસ્તે તમારે લાયકનો, તમારા ઘર શોભતો, તમોને લાડ લડાવે એવો, તમારા મનના બધા કોડ પૂરા પાડે એવો, તમે જોડીમાં દીપી નીકળો તેવો, દેવાંશી નર જેવો વર શોધી કાઢી તેની સાથે તમારો સંબંધ તમારાં માત પિતાએ તમારાં નહાન પણથીજ જોડી દીધો છે. ઇશ્વરે સરખી જોડ સુજીને સરખાં ભાગ્યશાળી બનાવ્યાં છે. તો તેની સાથે હરવા ફરવામાં, તેનું મન રીઝાવી તેને તમારા પ્રેમ પાસમાં બાંધી લેવા, તમારે આજના જમાના પ્રમાણેની, આજના ફેશન મુજબની, પેર ઓઢ, ઢબ છબ, બોલ ચાલ, વાક્ચાતુરી અને તેને રીઝાવી લેવાની કળા ન શીખતાં બીજું શા માટે શીખવુ જોઇએ ?

કંઇ અમે ભાષણમાં જે બોલીએ તે બધાને શીખવા માટે નહિ. બધાને કરવા માટે નહિ. બધાને એક સરખું વર્તવા માટે નહિ એતો જેનો જેવો દરજ્જો, તેણે તે પ્રમાણે કરવાનું છે. લોકોમાં જો અમે એવાં ભાષણ ન કરીએ તો અમારી પ્રસંસા ન થાય. અમારી કદર ન કરે, અમને સુધારા વાળાનાં બેજાં ગણી કાંકરાની માફક બહાર કાઢી નાંખે ને તેથી અમારો એક હેતુ ન સરે. અમારે તો લોકોને જેમ સારૂં લાગે તેવું બોલીને, તેવાં ભાષણ કરીને, તેમની રૂચીને અનુસરીને અમારે અમારી આંતરિક ઇચ્છા પ્રમાણે કરાવવાની કોશીશ કરતા રહેવું છે. ને તેથી બહેન ! તારે તેવાં ભાષણો ઉપર ભોળવાઇ જવાનું નથી ! તને ખબર નથી કે, યુરોપખંડની સ્ત્રીઓ રાંધવાનું શું તે સમજતીજ નથી. ભરવા

ગુંથવાનું શું તે જાણતીજ નથી. દળવું ખાંડવું ને ઘેર કપડાં ધોવાં તેમાં તે બિલકુલ સમજી શક્તી નથી. બસ, તેઓને તો ફક્ત વિદ્યાભ્યાસ કરવો, સુશિક્ષિત થવું, સ્ત્રી પુરૂષે અરસ પરસ હળી મળી હેત પ્રીતથી વર્તવું, અને મોજ શોખ માણવી, તેટલુંજ સમજે છે. રાંધવાનું, ભરવા ગુંથવાનું અને ઘરગતુ બીજું કામકાજ તો જે અભણ હોય, ભણે નહિ, લાચાર હોય તેઓનેજ કરવાનું છે. તે છતાં પણ યુરોપના રાંધનારા બબરચીઓ અને બચ્ચાંઓને સાંચવનારી દાઇઓ પણ આપણાં જેટલાં ભણેલાં હોય છે. પરંતુ તે દેશ તો સુધારાનાં ખરા શિખરપર છે. વિદ્યાનો સાગર છે. અને તેથી ત્યાં તેમનું એટલું ભણેલું કંઇ ગણત્રીમાં ગણાતું નથી. પરંતુ આપણા દેશમાં તો ગણ્યાં ગાંઠયાં ભણેલાંઓની સંખ્યામાં "ઝાડ ન હોય ત્યાં એરંડો ભૂપ" એની માફક થોડું ભણેલાં ઘણું ભણેલામાં ખપે.

હવે તમે વિચાર કરો કે, યુરોપ દેશ જે આખી સૃષ્ટી ઉપર પોતાની સત્તા ચલાવે છે, તે દેશની સ્ત્રીઓને રાંધવાનું કે ભરવા ગુંથવાનું ન આવડવાથી શું તે ગૃહિણીઓ તરીકે ગણાતી નથી? ના તેમ નથી. પરંતુ તે આપણા કરતાં હજાર દરજ્જે લાખ દરજ્જે સારી કહેવાય છે, માટે તું પણ બહેન! બીજા ત્રીજા કંઇ પણ વિચાર ઉપર ન જતાં હું જે શીખાવું તેજ તું શીખતી જા.

આટલાં મોટાં લેકચર જેવા વિષયથી બિલકુલ બિન વાકેફ એવી બાળક ભાનુમતી આજે તેનાં હેડમિસ્ટ્રેસની હુશીયારી આગળ હતાશ થઈ ગઇ. તેના મનમાં જે વિચારો ઉદ્ભવ્યા હતા, તે જ્યાં ને ત્યાંજ સમાઇ ગયા. હવે તો એ તેનાં હેડમિસ્ટ્રેસના કહેવા પ્રમાણે કરવા લાગી. શીખવવા પ્રમાણેજ શીખવા લાગી અને તેનેજ તે સારૂં માનવા લાગી.





# પ્રકરણ ૪૫ મું.



## કેળવણીનો પ્રકાર.





હેડ મિસ્ટ્રેસે પોતાના વિચાર પ્રમાણેની કેળવણી ભાનુમતીને આપી. પોતાને જેટલું જ્ઞાન હતું તેટલું ભાનુમતીને શીખવતી ગઇ. ભૂમિતિ પર ભમરડો ને ભૂગોળ ઉપર ગોળો ફેરવતાં ભાનુમતીને શીખવાડયું. યુરોપનાં મોટાં શહેરો, નદીઓ ને નામાંકિત શહેરો ભાનુમતીને મોઢે કરાવ્યાં. ત્યાં શું શું બને છે, શાની શાની પેદાશ છે, તેની માહીતી આપી. પારીસ શહેરની ખુબ સુરતી ને બાંધણીનું વર્ણન કહી બતાવ્યું. ત્યાંના નામીચા લોકોની ટીપ મોઢે કરાવી. ત્યાંનો સુધારો, ત્યાંનો પહેરવેશ ને ત્યાંની રીતભાત તેમજ એટીકેટથી વાકેફ કરી. ત્યાંના આચાર વિચાર ત્યાંની મોજ શોખ, અને ત્યાંની જાહોજલાલીનું જ્ઞાન આપ્યું. એટલુંજ નહિ પણ તેમાંથી બની શકે તેનો પુરેપૂરો વર્ત્તાવ કરવા મનપર ઠસાવ્યું. પરંતુ ત્યાં જે જે બને છે તે કેમ, શીરીતે ને શેમાંથી બને છે, ત્યાંની જે જે પેદાશ થાય છે તેની મૂળ ઉત્પત્તિ શેમાંથી થઇ, ને તે આપણા દેશમાં નીપજે છે કે નહિ? ભાનુમતીના પોતાના દેશમાં કયાં કયાં મોટાં શહેરો, નદીઓને નામાંકિત સ્થળો છે? પોતાના દેશમાં શુ બને છે ને શાની પેદાશ છે? પોતાના દેશમાં ત્યાંના દેશ જેવી વસ્તુઓ ન બનવાનાં શું કારણો ને અડચણો છે? પોતાના દેશની સ્થીતિ, પહેરવેશ, રીતભાત, આચાર વિચાર, મોજ શોખ અને જાહોજલાલી કઇ પ્રકારની છે? ત્યાંના દેશોના પહેરવેશ, રીતભાત, આચારવિચાર, મોજ-

શોખ અને પોતાના દેશમાં તેવાજ પ્રકારમાં શું તફાવત ને તે શાને માટે છે? કયું અનુકરણ કરવા જેવું છે ને કયું નહિ? કયું તજવા જેવું છે ને કયું નહિ? તેની કંઇ સમજ પાડી નહિ. પરંતુ વાંચનાર! તેના વિષે હેડ મિસ્ટ્રેસને બધો દોષ દેવા જેવુ છે કે નહિ તે વિચાર કરીને તારે નીર્ણય ઉપર આવવાનું છે. અમે તો ધારીએ છીએ કે, તેને જેટલી ખબર યુરોપ દેશને લગતી હતી, તેટલી પોતાના દેશને લગતી નહોતી. અને તેને જેટલી કેળવણી મળી હતી, તેમાંથી તે જાણતી હતી તેટલું શીખવ્યું. અને વળી બીજું, યુરોપ દેશના લોકો અને પોતાના દેશના લોકોના રીતરિવાજ અને આચારવિચારની સરખામણીમાં કયું સારૂં ને કયું ખોટું? તેની તુલના કરવાની શક્તિ તેમજ બુદ્ધિ તેનામાં નહોતી. માત્ર તેની પસંદગી યુરોપ દેશના રીતરિવાજ અને આચારવિચાર તરફ વધારે ઢળેલી હોવાથી સ્વાભાવિક રીતે તે તેને ચહાતાં શીખી હતી. તેની હકીકત જાણવા પામી હતી. ને તેથીજ તેને તે વિષય ઉપર બોલવું ને સમજાવવું સ્હેલ થઇ પડયું હતું. જેથી તે ઝટદઇને તે ઉપર ઘણું બોલીને સમજાવી જતી ને તે પ્રમાણે વર્ત્તાવ કરવાને કહેતી.

કમળા શેઠાણી પણ પોતે તેમજ તેનાં સાસરાંનાં ઘરની સુખી અને સારી સ્થીતિ હોવાને લીધે પોતાની છોકરીને રાંધવાનું અને ઘરગતુ બીજું કામકાજ શીખીને શું કરવું છે? એવા વિચાર ઉપર મુસ્તાક રહીને પોતે પણ તેવાં કામથી તેને માહિતગાર કીધી નહિ. તેમજ હેડ મિસ્ટ્રેસ જે શીખાવે છે, તે સારૂં છે કે નહિ, તેની તુલના કરવી તે પોતાની શક્તિ બહારનું કામ સમજીને તેમાં કંઇ અડચણ લીધી નહિ ને હેડ મિસ્ટ્રેસ ભાનુમતીને જે ભણાવતાં તે ભણવા દીધું. તેથી તે બિચારી ઘરગતુ કામ-કાજથી બિલકુલ અજાણ રહી.

ઘરમાં બે માણસને વાસ્તે ચાહ મૂકવી હોય, તો તેમાં કેટલું પાણી ને કેટલી સાકર જોઇએ તેની સમજ આવી નહિ. પાંચ માણસનું રાંધવામાં કેટલો લોટ, કેટલા ચોખા ને કેટલી દાળ જોઇએ તેની ખબર પડી નહિ, ખીચડી રાંધવામાં કેટલું પાણી મુકવું જોઇએ, ને તેમાં કેટલી દાળ, કેટલા ચોખા ને કેટલું મીઠું જોઇએ તે આવડયું નહિ. વ્યવહારિક બાબતમાં પણ જે ફેશનેબલ કપડાં પહેરે, અપ ટુ ડેટ રહે, યુરોપ અને અમેરિકાની વાતો કરે, સારી વાચાળ શક્તિ દાખવે, તેને માન આપતાં શીખી. જેને સાદાં કપડાં હોય, સાદી રીતે રહેતું હોય, યુરોપ અમેરિકાની વાતો કરી

ન જાણતું હોય, વાચાળ શક્તિ ઓછી હોય તેને માન આપવામાં પોતાની હલકાઇ સમજવા લાગી. આટલો ફેરફાર હેડ મિસ્ટ્રેસનાં શિક્ષણથી તેમાં થવા પામ્યો. છતાં તેનામાં એક ખુબી એ સરસ આવી હતી કે, હેડ મિસ્ટ્રેસ બિચારી નહાનપણથી રંડાઇ વિધવા થઇ હતી. તેનો બધો રંગ ને મનની અભિલાષાઓ મનમાંજ રહી હતી. જો કે તે સાત્વીક વૃત્તિવાળી રહી નહોતી. તેણે અવારનવાર પોતાના રંગ બદલ્યા હતા. ઘણા ખેલો ખેલી હતી. તે છતાં પણ તેની પ્રેમવૃત્તિ ભાનુમતી તરફ જેટલી ઢળી તેટલી બીજે ક્યાંય પણ ઢળી નહતી. તે પોતાનો પ્રેમરસ ભાનુમતીમાં સીંચન કરવા લાગી હતી. પ્રેમની સરસ છાપ ભાનુમતીમાં ઉતારી હતી પ્રેમને બરાબર પિછાનતા ભાનુમતીને શીખવી હતી. ને તેથી તેનામાં તે ગુણ વધારે ખીલીને વધારે દ્રઢ બન્યો હતો. ભાનુમતીને પોતાના પ્રેમનું સ્થાન નક્કી થઈ ચૂક્યું હતું. થઇ ચૂક્યું હતું એટલુંજ નહિ પણ તે પોતાની પસંદગીનું પાત્ર નીવડ્યું હતું. તેમ હવે તે પોતે પણ સમજણી થવા લાગી હતી. વળી તે શુદ્ધ બીજથી શુદ્ધ ભૂમિમાં પાકેલી હતી, જેથી તે પ્રેમના સુદ્રઢ થયેલા વિચારો તરફ વધારે ને વધારે આકર્ષક થઈ પરિપક્વ થતી જતી હતી.

કંઇ નહિ તો આજે અર્ધા સૈકાથી ભારતવર્ષમાં કન્યાઓને કેળવણી આપવાની જાગૃતિ આવી છે તે દરમ્યાન ઘણી કોશીશ ને ઘણા યત્ન કરવામાં આવ્યા છે. છતાં કન્યાઓને કેળવણી આપવાથી જીવ જેવું સારૂં પરિણામ આવેલું જોવામાં આવતું નથી. ઉલટું ઘણે ઠેકાણેથી ઘણી ભણેલી સ્ત્રીઓથી સંસાર બગડી જવાનો ભય બતાવવામાં આવે છે. તેથી એમ સમજવાનું નથી કે, લોકો કન્યા કેળવણીથી વિરૂદ્ધ છે, કન્યાઓને કેળવણી આપવામાં નારાજ છે, કન્યાઓને અભણ રાખવામાં ખુશી છે. ના તેમ નથી, લોકો તો પોતાની છોકરીઓને કેળવણી અપાવવામાં હવે ઘણાજ ઉત્સુક બન્યા છે. પરંતુ તેઓ જે કહેવા માગે છે તે એટલુંજ કે, જે કેળવણીથી પચાસ વર્ષના અનુભવમાં કંઇ જીવ જેવો સુધારો ન થયો, તે કેળવણીમાં કંઇ દોષ હોવો જોઈએ. તેમાં સુધારો થવો જોઇએ. ને તે એવા પ્રકારની હોવી જોઇએ કે, તે આપણા દેશને અનુસરતી, અનુકુળ પડતી ને બંધ બેસતી થઈ પડે.

સ્ત્રીઓને એક ગૃહિણી તરીકે શોભે એવા ગુણો શીખવવા જોઈએ. જાત જાતના પાકશાસ્ત્રમાં નીપુણ કરવી જોઈએ. નીતિ રીતિના પાઠો

શીખવવા જોઇએ. છોકરીઓને છોકરાઓના જેવા પાઠો શીખવવા એથી કંઇ ફાયદો થતો જણાતો નથી. સ્ત્રીઓને લગતા વિષયોનુંજ જ્ઞાન સ્ત્રીઓને મળવું જોઇએ. ધર્મ, દાન, તપ, વૃત અને શીળ; વિગેરેનું જ્ઞાન મળવું જોઇએ. સ્ત્રીઓનાં શિક્ષણનો ક્રમ સ્ત્રી શિક્ષણ સમાજમાં ચરચાઇ, સ્ત્રી રચીત હોવો જોઇએ. તોજ તેમાં સુધારો થઇ શકશે. નહિતો હાલની કેળવણીનો સાર હેડ મિસ્ટ્રેસનાં શિક્ષણ જેવો થઇ પડશે.

---

# પ્રકરણ ૪૬ મું.

## પ્રેમ સ્ફુરણ.

કુદરતનાં દરેક કાર્યો નીયમિતપણે થતાં જોઇએ છીએ. એ તેની મહાન ખુબી છે. તેણે સ્થાપિત કીધેલો નિયમ કે નિયમીતપણું અચુક અને તેનો વર્ત્તાવ બરાબર થતો રહે છે. જે ભાનુમતી આજ સુધી બાળક હતી, તે વખતના વહેવા સાથે ઉમરે મોટી થઇ બાર વર્ષની વય પૂરી થતાં બાળાના રૂપમાં આવી હતી. વખતના ફેરફારની સાથે તે બાળક મટીને બાળા થઇ. તેમ તેનાં તન અને મનની સ્થીતિમાં પણ ફેરફાર થવા પામ્યો હતો. વિચારોની સ્ફુર્ણા અને શરીરની સૌંદર્યતા ખીલી નીકળવા લાગી. તેનું શરીર ભરેલું અને ઘાટીલું બનવા લાગ્યું. તમામ અવયવો ઘાટદાર અને સુંદર હતાં. તેમાં ભરાતાં તાજાં લોહીથી મજબુત અને સ્વચ્છ બની અતી સુંદર જણાવા લાગ્યાં. તેમ તેનું રૂપ અને સૌંદર્ય પણ ખીલવા લાગ્યું. તેનો ચહેરો હસમુખો, મોહક અને ખૂબસુરત હતો. તેનું મુખ ગોળ અને નાસિકા ઘાટદાર હતી. ભરાયલાં લોહીથી લાલાશ મારતા ઉપસેલા ગાલો ગુલાબી દેખાતા હતા. તે જ્યારે મંદ સ્મિત કરતી ત્યારે ગાલની વચમાં જરા ખાડો પડી તેના મોહકપણામાં વૃદ્ધિ થતી હતી, તેના અધરોષ્ટ પાકેલાં ટીંડોળાની માફક લાલ અને દીવસનાં કમળ માફક બીડાયલાં હતાં. પણ તે જ્યારે હસતી

કે વાત કરતી ત્યારે તેના મોંમાં છુપાઇ રહેલા દાંત દાડમની કળીઓ જેવા શોભી નીકળતા હતા. તેનું કપાળ ભવ્ય ને શોભાયમાન હતું. કપાળમાં કુંકુમની કરેલી ઝીણી ટીલી લોહ ચુંબક જેવી આકર્ષક હતી. તેની આંખો તેજસ્વી, ચપળ ને અણીયાળી હતી. સોનાની ન્હાની સરખી દાબડીમાં પૂરી મૂકેલા એ તેજસ્વી હીરાની માફક તેની આંખોમાં ચમકતું તેજ જોનારની દ્રષ્ટીને ખેંચી લઇ તેનું અંતઃકરણ વીંધી નાંખતું હતું. આંખો ઉપરની ભમરો ધનુષ્યાકારની હતી ને તેની અણીયો કાન સુધી લાંબી ને ગળું પારદર્શક હતું. તે જો જરા પાણી પીતી તો કાચની નળી માફક તેનાં ગળામાંથી આરપાર દેખાતું હતું. તેનો માથાં ઉપરના વાળ કાળા, રેશમ જેવા સુંદર ને લાંબા હતા. માથાના મધ્ય ભાગમાંથી તેનો સેંથો પાડી કપાળ ઉપરથી તેમાં વાંકીયાં પાડી તેને ભમરની નજીક સુધી લંબાવી જઇ, કાનની પાછળના ભાગ આગળથી તેનો ગુંથેલો ચોટલો બેલડીયા કાળા નાગની માફક શોભા આપતો હતો. તેનો વર્ણ ગૌરને રૂપ અથાગ હતું. તેની છાતી પહોળી અને ખભાં મજબુત થવા લાગ્યાં હતા. કેડ સિંહના જેવી પાતળી હતી. તેની ચાલ હંસના જેવી હતી. તેનો અવાજ અપ્રતિમ હતો. તેનું બોલવું મધુર, મીઠું ને વીણાના નાદ જેવું હતું. તે જ્યારે વાતો કરતી ત્યારે તેના મુખમાંથી મોતી સરી પડતાં હોયની ! તેવો ભાસ થતો હતો. રૂપેરી ઝાલરપટ્ટો મૂકાવેલ સોનાની ઝીણી ઘુઘરી વાળો, ઉંચા કીનખાબનો પગની પેની સુધીની લંબાઇ વાળો પહેરેલો ઘાઘરો રાજકુંવરી સમાન શોભાવતો હતો. સોનેરી લેસ મુકાવેલ, કરમચી રંગની માથે ઓઢેલી રેશમી ઓઢણી તેના ગૌર વદન સાથે ઓતપ્રોત થઇ જઈ તેની સુંદરતામાં અત્યંત વધારો કરતી હતી. સોનેરી કસબી જીક ભરેલું ઝાલર મુકાવેલું ફેશનેબલ પોલકું તેના બદનને ઢાંકી શોભામાં ઘણીજ વૃદ્ધિ કરતું હતું તેણે હાથમાં પહેરેલી ચાર નાજુક બંગડીઓ, આંગળીમાં પહેરેલી મગીઆ વીંટીઓ, કાનમાં પહેરેલાં એરીંગો, ગળામાં પહેરેલી સોનાની માળા ને પગમાં પહેરેલાં ઝીણી ઘુઘરીનાં નેપુરો તેના શરીરને સાંગોપાંગ શોભાવતાં હતાં. તે એક ખરેખરી દેવકન્યા હતી. જોનારને મન તે સાક્ષાત રંભાનો અવતાર લાગતી હતી.

વળી આ વખતે તનની બાહ્ય સ્ફુરણા જેમ તેનામાં થઇ આવી હતી, તેમ તેની મનેન્દ્રિયો પણ વિકાશ પામવા લાગી હતી. જેમ સવાર

પડતાં રાત્રિ શાંત થઇને દિવસ ઉદીત થાય છે, તેમ આપણા ઉષ્ણદેશની કન્યાઓને તેરમું વર્ષ બેસતાં તેનું બાલ્યપણ શાંત થઇને મુગ્ધાબાળા રૂપે ઉદિત થાય છે. જેમ દિવસનો ઉદય થયા પછી તે તેની કળામાં વિસ્તાર પામતો જાય છે, તેમ મુગ્ધબાળા રૂપે થયેલી કન્યાની મનેન્દ્રિયો પ્રકાશ પામતી જાય છે. જેમ જેમ તે પ્રકાશ પામતી જાયછે, તેમ તેમ તેને નવા વિકારોની સ્ફુરણા થતી જાય છે. નવા વિકારોની સ્ફુરણા થતાં તેને જૂના તજવા પડે છે. ને તે ત્યજતી વખતે તે તેના ઉપર નજર કરે છે તો પોતાનું બાલ્યપણું ચાલી ગયાનો તેને શોક થાય છે. પોતે કંઇ પણ વિકાર વગર, કંઇ પણ મર્યાદ વગર, નિર્દોષપણે ગમે ત્યાં રમી શકતી. રમતમાં કોઇ સાથે વઢવાડ થાય તો તેનું કંઇ પણ વેર મનમાં વસ્યા વગર ક્ષમા દ્રષ્ટીથી વર્ત્તતી. ચાહે ત્યાં હસતી, રમતી, બોલતી ને વિનોદ કરતી. પરંતુ તે કશામાં તેને બાધ લાગતો નહિ તે તેને નવા વિકારોની સ્ફુર્ણતાથી બધું બાધકારક જણાવા લાગે છે. તેની મર્યાદ સમજવામાં આવે છે, તે ગંભીર થવા લાગે છે, ને તેમાં ઘણા ફેરફારો થવા લાગે છે. એજ તેર વર્ષની ઉમર તેનામાં મોટો ફેરફાર કરનારી ચમત્કારીક વસ્તુ છે. એજ તેર વર્ષની વયે તેના શરીરના અવયવો વિકાસ પામી સૌંદર્યતા પકડે છે. એજ તેર વર્ષની વયે તેનું મન વિકાસ પામીને પ્રફુલ્લિત બને છે, અને એજ તેર વર્ષની વયે તેનામાં નવા વિકારો જન્મ પામે છે. તે તેનામાં મહાન શક્તિ પ્રેરે છે. મસ્ત બનાવે છે અને તેના વેગને છુટો મૂકી તે મનને ચલિત કરે છે. હ્રદયતંત્ર છાતીના પટ સાથે અથડાય છે. બધું ચલાયમાન થવા માંડે છે. રૂવાં ફરકે છે. ને તે બધું શું થાય છે તેનો વિચાર કરતાં જ્યારે કશું તેને સમજાતું નથી ત્યારે તે ગભરાય છે ને તેનો ઉપાય શોધવા ચોમેર નજર ફેંકે છે. પરંતુ અનેક જગ્યોપર નજર ફેંકતાં છતાં તે બિન વાકેફ બાળાને શાંતિકારક ઉપાય જો નથી મળી શકતો તો તે ઘણી મુઝાય છે ને જ્યારે મુંઝાઇને ઘણી અકળાય છે ત્યારે તેનામાં ઉત્પન્ન થયેલા નવા વિકારોનાં ભેગાં બળથી તેના હ્રદયપટ રૂપી ભૂમિમાં વિચારોનાં આંદોલન રૂપી બીજ રોપાઇ તેના અંકુરો ફુટે છે. તે અંકુરો તે પ્રેમ યા પ્રીતિ છે. અને પ્રેમ એક પાણીમાંનાં માછલાં જેવી વસ્તુ છે. જેમ પાણીનું માછલું પાણી વગર એક મિનિટ પણ રહી શકે નહિ. છતાં કોઇ રાખવા ધારે તો તે જેવું તરફડીયાં મારે, તેવીજ સ્થીતિ તેર વર્ષની ઉમરની બાળાની પ્રેમ ઉદ્ભવતાં થઇ પડે છે. પ્રેમ

ઉદ્ભવ્યા પછી તે કોઇ રસીક પ્રેમીની શોધમાં જ ફરે છે. તે પોતાની નજર સામે પ્રેમ, પ્રેમ ને પ્રેમજ દેખે છે. પ્રેમથી મસ્ત બને છે પ્રેમથી પ્રફુલ્લિત થાય છે. અને તેથી તે પ્રેમનું પાત્ર—તેને લાયકનો સોબતી શોધવા લલચાય છે. તેમ કરવા મથે છે ને આણીગમ તેણીગમ ફાંફાં મારે છે. ને આખરે તેનું ઇચ્છિત પરિણામ મેળવીનેજ તે શાંત પામે છે. તેટલા વાસ્તેજ આપણામાં કન્યાઓનાં લગ્નની હદ તેર વર્ષની રાખવામાં આવી છે. અને એજ વયે ઘણી કન્યાઓ ઋતુમતી થાય છે. તેથી તેને પતિને લાયકની લેખી તેટલી ઉમરે તેને પરણાવી દેવામાં આવે છે

ભાનુમતીને તેનાં પ્રેમાંકુરો ફૂટે તે અગાઉજ તેને વાસ્તે પ્રેમી તૈયાર જ હતો. તેને પ્રેમી શોધવા જવું પડે તેમ નહોતું. તેના પ્રેમવૃક્ષની છાયા તેના પ્રેમી તરફ વળેલી હતી. પ્રેમરસમાંથી નીકળતું સ્વચ્છ ઝરણું તેના અંતઃકરણ વાટે તેના પ્રેમીપર ઢળતું હતું તે તેનો બાળ સંગાથી ને બાળ પ્રેમી હતો, તે તેનો માનીતો ને મનગમતો હતો. તે અરસ પરસ પ્રેમમાં ગાઢ બની ગયેલી જોડી હતી. તેવી પ્રીતિ પૂર્ણતામાં શાની કચાસ હોય?

વળી ભાનુમતી સુખી માબાપની સુખમાં ઉછરેલી લાડકી છોકરી હતી. શરીર તંદુરસ્ત ને નિરોગી હતું. પહેર ઓઢને ખાનપાનાદિક જલદી વિકારો લાવે તેવાં હતાં. જેથી તે તેરમા વર્ષની શરૂઆતમાંજ યોગ્ય તરૂણીને લાયક બની હતી. તેનું શરીર કોમળ, કદ ઉંચું, બાંધો મજબુત ને શોભે તેવો હતો. એવી એક તરૂણ બાળાને તરૂણાવસ્થાના વિચારો સિવાય બીજા કોઈપણ વિચાર આવવાને તેના હૃદયમાં સ્થાન નહોતું.

આજે શનીવારનો દિવસ હોવાથી ભાનુમતીને અરધા દીવસની રજા હતી. પરંતુ આગલે દીવસ નક્કી કરી રાખેલી ગોઠવણ પ્રમાણે સાંજના પાંચ વાગે ચીનુભાઇ સાથે તે ફરવા જવાની હતી. ચીનુભાઇ પોતાની ગાડી લઇને ભાનુમતીને તેને બંગલેથી સાથે લઈ જાય તેવો ઠરાવ કરી મૂકયો હતો. માટે તે ટાઇમની થોડીવાર આગળથી ભાનુમની ફરવા જવાને તૈયાર થતી હતી. તે જ્યારે તૈયાર થઇ ગઇ એટલે ચીનુભાઇની રાહ જોતી હતી. તેના મનમાં તેનાજ વિચાર રમી રહ્યા હતા. તેટલામાં તેને વિચાર આવ્યો જે, આજે પોતે સજેલો શૃંગાર મોહક છે કે નહિ ? તે જોવાને વાસ્તે દીવાનખાનામાં ટાંગેલા કાચના મોટા તકતા આગળ જઇને ઊભી રહી. અને પોતાનું સુંદર શરીર ને સજેલો શણગાર નીરખવા લાગી પોતાના શરીરમાં અચાનક અજબ જેવા થયેલા ફેરફારો તેના જાણવામાં આવ્યા.

તે પોતાની ડોક વાંકી વાળીને પોતાની પાછળનો ભાગ ને ગુંથેલો ચોટલો આડી નજરે જોવા લાગી. ને જેમજેમ તે પોતાના શરીરના દરેક અવયવોને નીરખીને જોતી ગઇ તેમતેમ તેને પોતાની ઉપર મોહ ઉપજતો ગયો. પોતાની નજર સામે પોતાના પ્રિય ચીનુભાઇની આકૃતિ ખડી કરી, પોતાની સાથે તેની તુલના કરવા લાગી. તો ત્રાજવું કોઇ બાજુ ઊંચું નીચું ન નમતાં બરાબર થયું. તેનું ચિત પ્રસન્ન થયું આનંદની ઊર્મિ આવી. ઇશ્વરનો પાડ માન્યો. તે હર્ષિત બની જઇને પોતાના પ્રિય ચીનુને હૃદયમાં સ્થાપિત કીધો. આજે તેના મનને જુદો રંગ ને જુદોજ ભાવ હતો. તેના આ નવા સમાચારની વધાઈ તેની નસોમાં વહેતા લોહીના ઉછળતા ઝરાએ તેનાં આખાં શરીરમાં ફરીવળી બધી ઇન્દ્રિયોને કહી દેવાથી તેઓ એકદમ જાગૃત થઇ. તેમાં નવું જીવન આવ્યું. ને તે સતેજ થઇને ખુશખુશાલ બની જઇ તેની મુબારકબાદી આપવા બધી ઇન્દ્રિયો એકઠી થઇને તેનાં હૃદય સ્થાન આગળ ગઇ. હૃદયસ્થાને બધી ઇન્દ્રિયોને પોતાની આગળ આવેલી જોઇ તેને આવકાર આપવા હૃદયતંત્રને આજ્ઞા કરી. તો ત્યાં મહાન ચમત્કાર થતો જોયો. હૃદયતંત્રને પરાધિન થતું જોયું. ચીનુભાઇની અદૃશ્ય છાયા તેને ખેંચી જવા લાગી. જેમ જેમ તે છાયા જોર કરીને ખેંચવા લાગી તેથી તો તે પોતે પણ ખેંચાઇ જવા લાગી. એ શું થાય છે એની તેને કંઇ સમજ પડી નહિ તથાપિ તેમાં રસ પડવા લાગ્યો ને જરાવારમાં તો તે ચીનુભાઇની અદૃશ્ય છાયા સાથે હર્ષભેર રમણ કરવા લાગી. રમણમાં રસબોળ થયેલી ભાનુમતીને બીજું કંઇ ભાન હતું નહિ. ટાઇમ કેટલો થઇ ગયો તેની જાણ રહી નહિ. અને તે જેની અદૃશ્ય છાયા સાથે રસભેર રમી રહી છે તે પ્રત્યક્ષ સન્મુખ આવી ઉભો છે તેને જોઇ શકી નહિ. જેથી ચીનુભાઇએ તેનો હાથ પકડી હલાવી. એટલે એકદમ તે ચોંકી ઉઠી. પોતે આજે શું કરતી હતી તેનું ભાન આવ્યું. રખેને કોઈના જાણવામાં તો નહિ આવ્યું હોય ? તેવી ભીતિ થઇ આવતાં તે હૃદયને ઠપકો આપવા લાગી. અને જેની અદૃશ્ય છાયા સાથે પોતે છુટથી રમતી હતી, તેનીજ પ્રત્યક્ષ મૂર્તિને જોઇ તે શરમાઇ ગઈ. હળવેથી પોતાનો હાથ ચીનુભાઇના હાથમાંથી તેણે સેરવી લીધો. ને સહેજ નીચું જોઇને તે આઘી ખસી ગઈ.

ઝડપથી આઘે ખસી જતાં ભાનુમતીએ ઓઢેલી ઓઢણીનો છેડો માથાપરથી ખસી જઇને તેના ખભા ઉપર આવીને અટકયો.

માથામાં નાંખેલાં સુવાસિક તેલની સુગંધી ખુશબો ચોમેર પ્રસરી રહી. ચીનુભાઇએ પોતાની જૂની આંખોએ આજે નવું કૌતુક જોયું. રોજની ભાનુમતીને આજે નવા રૂપમાં જોઈ. નીચું જોઇને સામી ઉભેલી ભાનુમતીનું ગોળ મુખાર્વિંદ ચંદ્રમા સમાન શોભા આપતું હતું. તેના મુખ ઉપરનું તેજ ચંદ્રમાના પ્રકાશ મારતા કીરણો સમાન દીપી નીકળતું હતું. તેનો ગુચ્છાદાર ચોટલો ઓઢણીની અંદર સંતાતો છુપાતો સાન કરતો જણાતો હતો. કપાળમાં કરેલી ઝીણી ટીલી જોનારનું દ્રષ્ટી બિંદુ તપાસતી હતી આંખોમાં ચમકતું તેજ હાવ ભાવના ઇસારા કરતું હતું. રસીકચંદ્રમાનાં દર્શન થતાં તેનું આતુર બનેલું કમળ હર્ષાવેશમાં આવી જઇ તેને આવકાર આપવા જેમ ખીલવા માંડે છે તેમ ભાનુમતીના અધરોષ્ટ પોતાના પ્રિયતમને આવકાર આપવા ખુલ્લા થતા જતા હતા. પરંતુ પોતાના પ્રિયતમને મળવા આતુર બનેલી અને પ્રેમમાં મસ્ત થયેલી ઉત્તરાને જ્યારે તેનો પ્રિય અભિમન્યુ એકાંતમાં મળ્યો ત્યારે જેને ઘણો વિનોદ કરવાની ઉત્કંઠા હતી એવી ઉત્તરા પોતાના પતિને જોતાંજ જેમ શરમાઇ ગઇ ને કંઇ બોલી શકાયું નહિ તેવીજ દશા આજે ભાનુમતીની થઇ. ચીનુભાઇને જોતાંજ તે લજ્જિત થઈ ગઇ. તેનાથી કશું બોલી શકાયું નહિ.

ચકોર ચીનુભાઈ આજનો રંગ સમજી ગયો. પોતાના મનમાં ઘણોજ પ્રસન્ન થયો. જે પોતાની સહગામિની થનાર છે, તેની સુંદરતા પર લુબ્ધ બની ગયો. મનમાં તેની પ્રશંસા કરવા લાગ્યો. અને પોતાને પૂર્ણ ભાગ્યશાળી માનવા લાગ્યો. તેણે ભાનુમતીને મૌન રહેલી જોઇ, પોતેજ પ્રશ્ન કર્યો કે, ભાનુ! આથી ખરી જઇ હવે બોલતી પણ નથી, શું આજે તને કાંઇ રીસ ચડી છે?

જેમ સ્વીચનું એક બટન દાબવાથી ઇલેકટ્રીક લાઇટનો પ્રકાશ થાય તેમ ભાનુમતીની શરમ ચીનુભાઈના આ બોલવા ઉપરથી જતી રહી. તે પ્રકાશમાં આવીને એકદમ બોલી કે, જે માણુસ ભોળવીને બીજાને છેતરનું હોય, તેની સાથે વાત કરવા જેટલો પણ વિશ્વાસ શા માટે રાખવો?

"પણ મેં તને ક્યાં ભોળવી છે કે છેતરી છે, જે મારી સાથે વાત કરવા તારે વિશ્વાસ નહિ રાખવો!"

"મને ભોળવનાર ને છેતરનાર તમે પોતેજ છો. ને હવે તમે તેમાં ઇનકાર જઇ જૂઠું બોલતાં શીખો છો તે સારું ન કહેવાય!"

"તું આવો ખોટો આરોપ મૂકતાં ક્યારથી શીખી ? હું સાચું કહું છું કે, મેં તને ભોળવી નથી, છેતરી નથી ને હું તારી આગળ જૂઠું બોલ્યો નથી. તો પછી શા માટે તું મારી ઉપર આમ ખોટો આરોપ મૂકે છે ?"

"હા, તમે તમારા મનથી કદાચ તેવા પવિત્ર હશો, પણ મારા મનમાં જેવું મેં તમને જણાવ્યું તેવાજ છો એટલુંજ નહિ પણ તમે કોઈની ચીજને ચોરી જનારા પણ છો."

"ભાનુ ! ભાનુ !! આજે આ તું શું કહે છે, તે મારાથી સમજાતું નથી. શું તને મારે માટે કાંઈ વહેમ ગયો છે ? જો એમ હોય તો તું તેવું કહે, એટલે મને તેની સમજ પડે."

હું શું કહું ? મારે જે કહેવાનું હતું તે મેં તમને કહ્યું. મને કંઈ વહેમ પડેલો નથી. પણ જે સાચું હતું તેજ કહ્યું. પરંતુ તમે અવિશ્વાસુ છો, જેથી મારા બોલવાને સાચું માનતા નથી."

"અવિશ્વાસુ તો તુંજ છે. ને વળી મને શા માટે કહે છે ? તેં મને પ્રથમજ કહ્યું કે, ભોળવીને છેતરનાર ઉપર વિશ્વાસ શા માટે રાખવો ? હવે તુંજ કહે જોઈએ કે, મેં તને શું ભોળવી, ને શું છેતરી ?"

"કોઈ ભોળવનાર ને છેતરનાર કદી પણ પોતાને મોંઢે કબુલ થયો છે જે તમે પણ કબુલ થાઓ ? ત્યારે હવે સાંભળો કે, સ્કૂલમાંથીજ ભોળવીને તમે મારા મિત્ર થયા. તે મિત્ર થવામાં તમારો જે હેતુ હતો તે મને ન જણાવતાં છૂપો રાખીને મને છેતરી. ને એમ કરી છેવટે તમે ચોરી કરતાં પણ શીખ્યા, ને આજે મારૂં ચિત્ત પણ તમે ચોર્યું. તો હવે તમેજ કહો જોઈએ કે શું તમે મને ભોળવી નહિ? છેતરી નહિ કે મારી ચીજ ચોરી નહિ ?"

ચીનુભાઈ તો એ સાંભળીને સ્તબ્ધ બની ગયો. ભાનુમાં ઓચિંતો આ શું ફેરફાર ? ભાનુ ! મારી ભાનુ !! તું આ બધું ક્યારથી સમજી ?

"મારા વહાલા ! હું ગમે ત્યારથી સમજી. પણ તમે ભોળવનાર, છેતરનાર ને ચોરી કરનાર ખરા કે નહિ ? તે તમે મને પહેલાં કહો ને પછી પ્રશ્ન પૂછો !"

"હત ! તારીની !! ભાનુ ! તેં તો મને ફસાવ્યો !"

"ખરી વાતે કબુલ થવામાં ફસાવાનું શું હતું ?

" હું નહોતો જાણતો કે તું મને આમ ફસાવીશ."

" પણ ઠીક, ઠીક, હવે હવે કબુલ થાઓ જોઈએ! આપણે ખોટી થઈએ છીએ."

" પણ ભાનુ! જ્યારે તું મને એવો ગણે છે, તો તું ક્યારની સાહુકાર છે? તારાં કર્મ પણ એવાંજ છે ને? તો પછી મને એકલાને શામાટે કબુલ કરાવે છે. તું પણ સાથે કબુલ થા, એટલે હું પણ કબુલ થાઉં."

" શું હું પણ એવીજ છું?

" હા. "

" તેનો કંઇ પુરાવો?"

" મનોમન સાક્ષી, તેજ પુરાવો. એમાં બીજા પુરાવાની જરૂરજ શી છે?"

" ત્યારે આપણે બેઉ ચોર! કબુલ?"

" હા, કબુલ."

આથી ભાનુમતીના હર્ષનો પાર રહ્યો નહિ, તે પ્રેમ ઘેલી બની ગઇ. એકીટસે ચીનુભાઇ સામે જોઇ રહી. તેનો મદન વિકાર ઉછાળા મારવા લાગ્યો, મનોરાજ્યપર અનંગ આરૂઢ થવા લાગ્યો. નાડીઓ ધબકવા લાગી. આંખોમાં છળ ભરાયું તેથી અંધારાં આવ્યાં. આજુબાજુ અંધકાર વ્યાપ્યો. મદને હૃદયવીણા હાથમાં લઇ, તેનાં તંત્રો પર આંગળી ફેરવી. તરતજ ટંકારાએ હૃદયપટ પર ધ્વની કર્યો. હૃદયાકાશમાં તેના પડઘા પડયા. છાતી ફરકવા લાગી ને તેમ તેમ મદન મસ્ત થતો ગયો તેથી પ્રેમઘેલી શુદ્ધ ભૂલી. એકદમ દોડીને પ્રિયતમને ગળે બાઝી પડવા હર્ષભેર તત્પર થઇ, તેટલામાં તેની પવિત્રતાએ તેની શુદ્ધતા જાળવવા બુદ્ધીને સતેજ કરી સચેત કરવા સૂચન કર્યું. બુદ્ધિએ મસ્તકના પવિત્ર ભાગમાંથી " ચેત, ચેત." નો અવાજ કર્યો. અવાજ સાંભળી બાળા ચેતી. ચેત્યાની સાથે શરમીંદી પડી ગઇ. વિસરી ગયેલો ધર્મ સંભાર્યો. ને તેથી તે સાવચેત થઇ.

તેની સામે ઉભેલા ચીનુભાઇની હાલત પણ એવીજ હતી. તે કામ-જ્વરથી પીડાતો હતો. તેનું શરીર સુસ્ત બની ગયું. માથું દુઃખવા આવ્યું. આળસ મરડવા લાગ્યો ને માથામાં ચકરી આવવાથી તે જમીનપર બેસી ગયો.

ભાનુમતીને ઉત્પન્ન થયેલા વિકારો બધા સમી જઇને તે શાંત બની હતી. સ્વચ્છ અને નીર્મળ થઇ હતી. પરંતુ ચીનુભાઇની હાલત જોઇને તેને દયા આવી. ચીનુભાઇને જાગૃત ને સાવચેત કરવા તે બોલાવવા

લાગી. પરંતુ તેની કંઇ અસર ચીનુભાઇને ન થવાથી તે ગભરાઇ ગઇ. શુદ્ધ મને દોડી આવી તે ચીનુભાઇનાં શરીરને ઢંઢોળવા લાગી, ત્યારે ચીનુભાઇ શુદ્ધીમાં આવ્યો. ચીનુભાઇને શુદ્ધીમાં આવેલો જોઇ તે જરા દૂર ખસી જઇને પૂછવા લાગી કે, તમને શું થઈ આવ્યું હતું? તમારે માટે પાણી લાવું? ચીનુભાઇએ પાણીની ઇચ્છા બતાવી તેથી તે દોડતી જઇને પાણીનો એક ગલાસ ભરી લાવી ચીનુભાઇને આપ્યો. તેણે તે પીધું. ને પછી તે શાંત થયો.

ભૂત રૂપે શરીરમાં ભરાયલા વિકારો ચાલ્યા જવાથી ભાનુમતી અને ચીનુભાઇને શાંતિ થઇ. તેઓ જેવાં નિર્મળ અને શુદ્ધ હતાં, તેવાંજ રહ્યાં. તેઓ બન્ને વિચારવંત હતાં. જેથી આજના બનાવ પછી તેઓ વિચારવા લાગ્યાં કે, હવે આપણે અરસપરસ આવા સમાગમમાં આવવું ભયકારક છે. બરફના ચોસલા જેવી બંધાયેલી કાયાનો પ્રેમાગ્નિ રૂપી તાપમાં પીગળી નહિ જવાનો શું ભરોંસો છે? આપણે સ્થુળ દેહે અરસપરસ સંબંધથી જોડાયા છીએ, તે પરીપૂર્ણ છે. તથાપિ આપણો લગ્ન સંસ્કાર બાકી છે, ને તે જ્યાં સુધી થયો નથી ત્યાં સુધી શાસ્ત્રની મર્યાદ તૂટી જવા જેવું આપણાથી એક પણ કાર્ય તન અને મન ઉપરનો કાબુ ખોઇ દઇ પરવશ સ્થીતિમાં ન થઇ જાય તે વિષે ઘણું સાવચેત રહેવાનું છે. આપણે કલીયુગના પ્રાણીઓ છીએ. આપણી ટેક, આપણી શુદ્ધતા અને આપણું સત્ય જાળવી રાખવા આપણે ગમે તેટલા સાવચેત રહી, ગમે તેટલી કાળજી રાખીએ તથાપિ તે જાળવી શકવું તે આપણી હદની બહાર અને આપણી ગુંજાશ ઉપરાંતનું કાર્ય છે. તેનો સહેજ પણ ભરોંસો રાખવો તે મિથ્યાભિમાન રાખવા જેવું છે, તે કુદરતના મહાન કાર્યના સામે બાથ ભીડવા જેવું છે. ચેતેલા અગ્નિને વગર પાણીએ શાંત કરવા જેવું છે. તે કદી બન્યું નથી, બનતું નથી ને બનશે પણ નહિ. ચેતેલો અગ્ની એવો પ્રબળ હોય છે કે, તેના સમાગમમાં આવનારને તે બાળીને ભસ્મ કરી નાંખ્યા વગર રહે નહિ. તેથી આપણે આજના બનાવને અર્થ સૂચક ગણી: હવેથી આપણે સાવધપણે ચાલવું.

થોડીવાર બન્ને મૌન રહ્યાં. ટાઇમ પણ સાડા પાંચનો થવા આવ્યો હતો. ગાડી વાળો બહાર રાહ જોતો બેસી રહ્યો હતો. હવે આજે ફરવા જવું કે નહિ તેનો નિર્ણય કરવાનું આવી પડયું. થોડીવાર વિચાર કર્યા પછી આજે ફરવા જવાનું ઠરાવ્યું ને તે પ્રમાણે જવા તૈયાર થયાં. જતાં

જતાં ભાનુએ જરા ઉભા રહેવા કહ્યું. પોતાનો કબાટ ઉઘાડી એક બાકશમાંથી બે ઉંચી જાતના રૂમાલો કાઢયા. બાજુપર પડેલી સેંટ લવંડરની બાટલીઓમાંથી સેંટ લવંડર લઇ રૂમાલોપર છાંટયાં. કેવડાનાં ઊંચા અત્તરમાંથી રૂની સળીઓ કરી તે ભીંજાવીને એક રૂમાલ અને અત્તરનું પુંબડું હર્ષ પૂર્વક આજની ખુશાલીમાં પોતાના પ્રિયતમને ભેટ કર્યું. પ્રિયતમે માનપૂર્વક તેનો સ્વીકાર કર્યો. તે પછી ભાનુમતીએ કબાટ બંધ કરી, તેઓ બંને એકમેકથી ખુશી થતાં બહાર ફરવા જવાને નીચે ઉતર્યા.

કમળા શેઠાણી નીચેના રૂમમાં બેઠેલાં હતાં. તેણે દીકરી જમાઇને નીચે ઉતરતાં જોયાં. સરખી જોડ જોઇને તેનું હૃદય પ્રફુલ્લિત થયું. તેની આંખો ઠરી. મનુભાઇ ચાલ્યા ગયા પછી તેને પોતાના જમાઇ ઉપર શ્રદ્ધા આવી હતી. જમાઇને જોઇને મનુભાઇની વાત વિસરી જતાં. પોતાના જમાઇ ઉપર ઘણું વહાલ રાખી, તેને ઘણુંજ માન આપતાં ને તેના માટે ખર્ચ કરવામાં જરા સંકોચ ન રાખતાં. તેને પોતાના ઘરમાં ગમે ત્યાં જવા આવવા છૂટ હતી, ને દીકરી જમાઇ હળી મળીને ખુશી રહેતાં, તેમાં તે કંઈ હરકત લાવતાં નહિ. ભાનુમતી અને ચીનુભાઇએ નીચે ઉતરી ફરવા જવા કમળા શેઠાણીની રજા માગી. રજા આપતાં વહેલાં આવજો કહી કમળા શેઠાણીએ રજા આપી. ને તેઓ બન્ને ફરવા જવા ગાડીમાં બેઠાં.

ગાડીમાં બેઠા પછી ગાડી પાલવા રસ્તે ચાલવા લાગી. રસ્તે ચાલતાં ચીનુભાઇને વિચાર થયો કે, આજના બનાવની યાદગીરી રહેવા કંઇ કરવું જોઇએ. આજની સ્થીતિને આજનો દેખાવ કાયમ રહેવો જોઇએ. જેથી તેણે સજોડે ફોટો પડાવવાની પોતાની ઇચ્છા ભાનુમતીને જણાવી.

ભાનુમતીએ કહ્યું કે, આપણે ફોટો પડાવીને શું કરવું છે? રોજતો આપણે ભેગાં થઇએ છીએ તો પ્રત્યક્ષ ભાવ કરતાં ફોટો શું વધારે છે?

જો ભાનુ! તું જરા વારમાં કેમ ભૂલી જાય છે? હવે આપણે સમાગમમાં નહિ આવવું, એવો હમણાંજ આપણે નિશ્ચય કીધો છે. પણ તું સમજે છે કે, સમાગમમાં નહિ આવવું કહેવું તે સહેલું છે, પણ તેથી આપણને પડતો વિયોગ કેવી પીડા કરશે તેનો ખ્યાલ સુદ્ધાં પણ તને આવ્યો નથી. એકમેકની ગેરહાજરી, એકમેકનું વિયોગીપણું શું કરાવશે તે જ્યારે તું અનુભવીશ, ત્યારે સમજાશે. માટે તે વખતે આપણા જીવને

શાંતિ રહેવા, દીલને ટાઢક વાળવા જો અરસપરસ એકબીજાનો ફોટો આપણી પાસે હોય, તો તેને જોઈને એ ઘડી આનંદ થાય; ને મન પણ વળે. વળી આજેજ ફોટો પડાવવાથી આપણા આજના બનાવની યાદગીરી ઠેઠ સુધી જળવાશે ને તે કદી ભૂલાશે નહિ. ભાનુ ! આજે તું કેવી મોહક લાગે છે? તને આજે જેવી મોહક જોઉંછું, તેવી તને કદી પણ જોઈ નથી. માટે આજે આપણે જરૂર ફોટો પડાવીએ આપણને ફરી હવે આવો સંયોગ મળશે કે નહિ, તે આજે આપણે કરેલા વિચાર ઉપરથી કહી શકાતું નથી, તો પછી ભવિષ્યના આધાર ઉપર શા માટે થોભી જવું ?"

"તમારી એવી ઇચ્છા છે તો મને તેમાં કંઇજ અડચણ નથી. પણ હેં ! તમે કહ્યું તેમ શું આપણે અમસ્થાં પણ રોજ ભેગાં નહિ થઇએ ? આપણને વિયોગ ઘણો પીડશે ? શું કામ પીડશે ? તે મનેતો સમજાવો."

"એમાં સમજાવવાથી સમજાય તેમ નથી તેતો અનુભવથીજ સમજાય. પણ ચાલો વખત ઘણો થઇ ગયો છે, માટે હવે આપણે ફોટોગ્રાફરને ત્યાં જઈ પહેલાં ફોટોગ્રાફ પડાવવાનું કામ કરી લઇએ."

એમ જણાવી ચીનુભાઇએ કોચમેનને કાલબાદેવીના એક ફોટોગ્રાફરને ત્યાં ગાડી લેવા કહ્યું. ફોટોગ્રાફરને ત્યાં ગાડી આવી પહોંચવાથી ફોટોગ્રાફરને ત્યાં જઇ ભાનુમતી અને ચીનુભાઇએ પોતાનો સજોડે ફોટો પડાવ્યો. ને તે પછી બજારમાંથી કેટલુંક સેંટ, લવંડર, અત્તર, રૂમાલ વિગેરે ખરીદીને ચીનુભાઇએ ભાનુમતીને આપ્યાં. ભાનુમતી તેથી ઘણીજ ખુશી થઇ ગઈ. તે પછી તે વિનોદી જોડું ગાડીમાં બેસી વિનોદ કરતું ઘેર આવવા રવાના થયું.

રસ્તામાં ભાનુએ પૂછ્યું કે—આપણે જે ફોટો પડાવ્યો તે ક્યારે તૈયાર થઇને આપણને મળશે ?

"ઘણું કરીને તે પરમ દિવસે મળશે. એમ તે કહેતો હતો. જેવો તૈયાર થશે કે, હું લાવીને તને આપી જઇશ."

"વારૂ ! પણ ત્યાં સુધીમાં તમે મારી પાસે આવી જશોને ?"

"નહિ, જ્યારે તૈયાર થશે ત્યારે આવીશ. આજેજ આપણે નક્કી કર્યું જે હમણાં આપણે રોજ સમાગમમાં આવવું નહિ. તે છતાં તું વગર કારણે આવી જવાને શા માટે કહે છે ?"

"સમાગમમાં ન આવવું એટલે એમ નથી ઠરતું જે, આપણે

અમસ્થા પણ ન મળવું. "

"સમાગમનો અર્થ એજ થાય કે, હવે આપણે એક બીજાના સહવાસમાં વધારે ન આવવું તે, તો પછી તેમાં અમસ્થાંનો સમાવેશ ન થયો કે ?"

"વાહરે, મ્હારા વહાલા ! ! તમે પણ મને ઠીક ઉંઠા ભણાવો છો. સમાગમને અમસ્થાંને એક મેક સાથે ઠીક ભેળી નાંખતાં સમજાવો છો. પણ કંઈ એમ નથી. સમાગમનો અર્થ તો એકે, હવે આપણે એકાંતમાં ન મળવું તે. અને અમસ્થાંનો અર્થ એકે, તમે બધાની વચમાં મુલાકાત આપી જાઓ તે. તો એ છેલ્લી રીતે આપણે મળવામાં શાની હરકત છે ? ના, રે તમે દિવસમાં એક વખત જો મને ન મળો, તો તે મારાથી ન ખમાય."

"હરકત આપણાં લગ્ન થાય ત્યાં સુધીની છે. એમાં ન ખમાવાનું શું હતું ?"

"વાહ ! વળી ઠીક વાત ફેરવી. હું પૂછું છું એકને તમે જવાબ આપો છો જૂદો. પણ ઠીક. પરંતુ એતો કહો કે આપણા લગ્ન હવે ક્યારે થશે ?"

"જો હવે આપણે લગ્નના વખતની પાસે પહોંચ્યાં છીએ, પણ તે આપણાં માબાપના હાથમાં છે. તે ધારે તો ઘણું જલદીથી પણ કરી શકે. પણ તેમાં તને શાની અધીરાઇ ?"

"મને શાની અધીરાઇ ? જુઓ ! જેમ બ્રાહ્મણને લાડુ જમવાની અધીરાઈ હોય, તેમ મને મારા પ્રિયતમને ભેટવાની અધીરાઈ છે. જેમ આવતી ધેનુ પોતાના વત્સને મળવાને અધીરી હોય તેમ મને મારા પ્રિયતમનાં આલીંગનની અધીરાઇ છે. જેમ રેસના ઘોડાના જોકીને પોતાનો ઘોડો પહેલો લઇ જવાની અધીરાઈ હોય તેમ મને મારા પ્રિયતમની સંયોગી થવાની અધીરાઈ છે. મને તેનાથી અલગ રહેવું જરા ગમતું નથી. જેમ વૃક્ષ વેલી વૃક્ષથી અલગ ન રહેતાં સદાકાળ તેની સાથે ઓતપ્રોત થઇને રહેલી છે, તેમ હું પણ મારા પ્રિયતમથી અલગ ન રહેતાં તેની સંગાથે ઓતપ્રોત થઇ જવા અધીરી છું. મહારા પ્રિયે ? હવે સમજ્યા કે, મને શાની અધીરાઈ છે તે."

"હા. હું સમજ્યો. પણ અધીરી ન થા-ધીરજ ધર. ઇશ્વર સર્વે

સારાં વાનાં કરશે. ને હવે આપણાં લગ્ન થવાને ઝાઝો વખત જશે નહિ. અને તારો પ્રિયતમ તારોજ રહેશે. તે ક્યાંય જવાનો નથી. વધારે શું કહું, તારા પ્રિયતમની દશા તારા જેવીજ છે. વહાલી ! તું એક નિમિષ પણ મારી નજરથી અળગી થતી નથી. અળગી કરવા ગમતું નથી. પણ આપણામાં રીવાજ રૂપી સંસારીક બંધનોને અનુસરી વર્ત્તવું જોઇએ. તેમ ન વર્ત્તીએ તો લોકાપવાદના ભોગ થઇએ. ને ઇર્ષાખોરો આપણી નીંદા કરે. ”

હજુ એની વાતો તો ચાલે છે, તેટલામાં ગાડીવાળે બંગલા આગળ આવી ગાડી ઉભી રાખી. જેથી તેઓ વાતો બંધ કરી નીચે ઉતર્યાં ને ભાનુમતીને ત્યાં મૂકી ચીનુભાઇ પોતાને ઘેર આવ્યો.

ટુંકામાં એટલુંજ કે, એકમેકથી એ દૃઢ થયેલું જોડું એક બીજાથી એટલું વહાલ ધરાવતું થયું હતું, કે તે એક બીજાથી જરાવાર અલગ રહેવા ખુશી નહોતાં. તેઓને જરાવાર અલગ રહેવું ગમતું નહોતું. તેથી હવે તેઓ પોતાનાં લગ્ન થવાની આતુરતા ભરી રાહ જોતાં હતાં. દરપળે તેઓ લગ્નનો સંદેશો સાંભળવા ઇંતેજાર હતાં. અને લગ્ન થવા માટે હવે તેઓ તલપાપડ થઇ રહ્યાં હતાં.

તેઓ ઘણાં સમજદાર હતાં. વળી તેઓ ઉમરે પહોંચ્યાં હતાં. જેથી તેનું કંઇ વર્ત્તન લોકાપવાદમાં ન આવે તેવી રીતે સંભાળીને વર્ત્તવા લાગ્યાં. બે ત્રણ દિવસ પછી ફોટો તૈયાર થયો. એટલે કબુલાત આપ્યા પ્રમાણે ચીનુભાઇએ લાવીને ભાનુમતીને આપ્યો. ફોટામાં તે જોડી આબે-હુબ શોભી નીકળતી હતી.

---

# પ્રકરણ ૪૭ મું.

## મીઠાભાઇનો પ્રપંચ.





રસપરસ આશાવંત બનેલું ગર્ભશ્રીમંત પ્રેમી જોડલું આશાના પૂરમાં તણાતું જતું હતું. પણ તે બિચારાંને ભાગ્યેજ ખબર હતી કે, રસ્તામાં ક્યાં ટીંબો ટેકરો આવશે ને અટકી જવું પડશે. ક્યાં તોફાનનું વાવાઝોડું આવશે ને છિન્ન ભિન્ન થઇ જવું પડશે. તે તો બિચારૂં પ્રેમમાં મગ્ન રહી લગ્નની

આશાભરી રાહ જોતું હતું. પરંતુ કુદરતની અકળ કળા છે. તેની ગતી વિચિત્ર છે. તેના ભેદને કોઇ જાણી શકતું નથી. જ્યારે વરસાદનાં અથાગ પાણીથી સરિતાઓ મદમાતી બનીને સમુદ્રની ભરતી વધારવા ચ્હાય, ત્યારે સમુદ્રનાં પાણી ઘટીને ઓછાં થાય છે, અને જ્યારે સૂર્યના તાપથી નદીનાં પાણી સૂકાઇ જાય, ત્યારે વૃક્ષો નવ પલ્લવ થઇ મનહર બને છે. તેમ મનુષ્યની ગમે તેવી આશા પાર પાડવામાં દૈવ ઇચ્છા પૂર્ણ હોવી જોઇએ. તે વગર કંઇ બની શકતું નથી. જેમ એક બાજુ આ પ્રેમી જોડું પ્રેમ પ્રવાહમાં તણાતું જતું હતું તેવાજ વખતમાં બીજી બાજુ શું સંજોગો બનતા જાય છે તે આપણે તપાસીએ.

કમળા શેઠાણી અને ગુમાન વેહવાણ પૈસે ટકે સુખી ને સરખી સ્થીતિના હતાં, પરંતુ માધવદાસ શેઠને રોજની કમાણી ઘણી હતી ને તેથી તેના ઘરનો ખર્ચ મોટો ને ઉદાર રીતે ચાલતો. જેથી કમળા શેઠાણીનો હાથ ખરચવામાં છૂટ હતો. માધવદાસ શેઠ ગુજરી ગયા પછી પણ ખર્ચ હમેશના જેવુંજ હતું. એટલે કમળા શેઠાણી કંઈ પણ સંકોચ વગર પોતાનો હાથ ખરચવામાં છૂટ રાખી શકયાં હતાં. મનુભાઇના ચાલ્યા જવા પછી તેનું દિલ ઘણું અકળાઈ જતું. પરંતુ તેની જગ્યાએ તેને પોતાના જમાઇ ઉપર નજર કરવાથી તે તેમને ઘણું ચહાતાં હતાં. તેમના વાસ્તે ઘણુંજ ખર્ચ કરતાં. ને તેને અત્યંત રાજી રાખતાં. માધવદાસ શેઠનું ઘર ન્યાતમાં માન મર્તબા વાળું ને શ્રેષ્ઠ ગણાતું હતું. તેથી માધવદાસ શેઠના ગુજરી ગયા પછી કમળા શેઠાણીને તેની મોટાઇનો અંકુર અભિમાન રૂપે ફુટી નીકળ્યો હતો. અને તેથી જરા મિજાજી થયાં હતાં.

ગુમાન વહેવાણ શ્રીમંતાઇમાં કમળા શેઠાણીથી ઉતરે તેવી નહોતી. પરતુ તેના ધણીને કંઇ વ્યાપાર રોજગાર નહોતો. તે મીલકતો ધરાવતા હતા ને તેમાં વળી નરસીદાસ વહેવાઇ ભોળા ભટાક જેવા હતા. જેથી મૂળથીજ ઘરનો કાર્યભારને વ્યવસ્થા ગુમાન વહેવાણને હાથ આવ્યો હતો. ને તેજ બધું ચલાવતાં હતાં. તેની કમાણી ભાડાની આવકની હોવાથી અમુક નિર્માણ થયેલી હતી. ને તેમાંથી પોતાના ઘરનો ખર્ચ ચલાવી થોડી થોડી રકમ ફાજલ પણ પાડતાં. આથી તેમાં કરકસરનો ગુણ વધારે હતો. તેમ થોડાં લોભી વૃત્તિનાં પણ હતાં એટલે જેવું ખર્ચ

તેના છોકરા ચીનુભાઇ માટે જમાઇ તરીકે કમળા શેઠાણી કરતાં, તેવું ખર્ચ કમળા શેઠાણીની એકની એક લાડકી છોકરી ભાનુમતીને માટે ગુમાન વહેવાણ કરતાં નહિ ને તેથી તેમનામાં અસંતોષ ઉત્પન્ન થવાની શરૂઆત થઈ હતી.

જ્યારે જ્યારે એક બીજાંએ પોત પોતાને ઘેર બાળક વરકન્યાને તેડતાં, ત્યારે ત્યારે સ્પર્દ્ધાની લાગણીવાળાં કમળા શેઠાણી પોતાની ભાનુમતીને પૂછી જોતાં તો ખર્ચ કરવાની બાબતમાં હમેશાં ગુમાન વહેવાણનો નંબર નીચો રહેતો અને તે સાંભળી કમળા શેઠાણીને તેની વહેવાણની એવી લોભી વૃત્તિ માટે તિરસ્કાર આવતો. સાથે એવો પણ ખ્યાલ આવતો કે, હું મારા જમાઇ માટે કેટલું ખર્ચ કરી તેને રાજી રાખું છું. તે તે લોકો જોય છે, જાણે છે, છતાં મારી એકની એક દીકરી વાસ્તે તેઓ પુરો પ્યાર ધરાવી સારૂં ખર્ચ કરી શકતાં નથી. એ તદ્દન તેની બેવકૂફી છે અને તે વિચારથી કદી કદી કચવાટ પણ તેના મનને થઇ આવતો.

જે વખતે વહેવાણ વહેવાણમાં આ રીતે ચાલતું હતું, તે વખતમાં મીઠાભાઇની મુરલીનો નાદ ગમન કરવા લાગ્યો હતો. મીઠાભાઇ નામેજ મીઠા હતા, પરંતુ ગુણમાં તે હળાહળ ઝેર હતા. જે તેના પંજામાં આવતું તેનામાં પોતાનો ગુણ પ્રસારવાને સ્હેજ પણ તે ચૂકતા નહિ.

મનુભાઇને પોતાના બાપનું ઘર છોડવું પડયું ને પાછો તેનો પતો ન લાગવાથી ન્યાત જાતમાં ને આખા શહેરમાં તે બાબતની જેમ ફાવે તેવી લોકો વાતો કરતા હતા. લોકોને એવી વાતો કરવાની ટેવ હોય છે. તેઓ ભાગ્યેજ વિચાર કરે છે કે, આપણી વાત સત્ય છે કે નહિ, તેમજ એવી વાતોથી જેને લાગે વળગે છે તેને કેટલું નુકશાન છે, તેતો માત્ર એકે કરી, બીજે સાંભળી, તેણે ત્રીજા પાસે કરીને આમ સાંભળેલી વાતના રૂપને રૂપાંતર કરી, તે આખા શહેરમાં ફેલાવવાનો લોકોમાં જાણે રવૈયો પડી ગયો હોયની? તેમજ અસત્ય વાતોને સત્ય ઠેરાવવા પોતાની વાકચાતુર્યવાળી ખોટી દલીલો કરવાને પણ ચૂકે નહિ.

એવી વાતોએ ઘણું ગંભીર રૂપ લીધું. તેમાં પણ પુરૂષ વર્ગ કરતાં સ્ત્રીઓમાં તે વાત ઘણી ચર્ચાવા લાગી. મુંબઈની નિરૂદ્યમી સ્ત્રીઓ દેવદર્શન જવાને બહાને હવેલીમાં જઈ તેનો નવરાશ પડતો વખત આવી રીતની સાચી ખોટી વાતો કરવામાં તલ્લીન થઇને ગાળતી.

કોઇ કહેવા લાગ્યું કે, બાઇ ! ગમે તેવી સારી દેખાતી, સગી માની માફક હેત દેખડાવતી પણ આખરે તે ઓરમાન જ. ઓરમાયાં તે સગાં થાય ? કમળા શેઠાણીએ મુનીમની સાથે મળી જઈ, મનુને કહાડી મૂકવાનો પ્રપંચ રચ્યો. ને માધવદાસનો એક નો એક છોકરો ઓરમાન માની ઇર્ષાથી બીચારો ક્યાં જતો રહ્યો, તેનો પતો પણ નથી. બાઇ ! આજે સંસારમાં કોઇ કોઇનું સગું નથી, સગાં સહુ કહેવાનાં છે. બાકી ખરૂં સગપણુ સ્વાર્થમાંજ રહ્યું છે. મુવો–પીટયો મુનીમ પણ ભગતડા જેવો દેખાતો, પરંતુ મહા ઠગનો ઠગ જણાય છે ! માધવદાસ શેઠની બધી મીલકત પચાવી પાડવા જોયું કે, કેવો તાગડો રચ્યો ? માધવદાસ શેઠ બધું તેને બક્ષિસ કરી ગયા. માધવદાસ શેઠ એવા મૂર્ખ હતા જે, પોતાના એકના એક છોકરાને ભૂખે મારી ભીખ માગતો કરે, ને મુનીમ તેનો લાડકો જે તેને બધું સોંપી જાય ! જગતમાં પણ શું ન્યાય ચાલે છે ! કોણ કોઇનું સાંભળે છે ? બાઇ આજતો જેના હાથમાં સત્તા, તે તેનો રાજા. છડે ચોક કમળા શેઠાણી અને મુનીમનો આ પ્રપંચ છે. અને પોતાની છોકરીને બધું આપી દેવાનું આ તોફાન છે. પણ કોઇ તેના આગળ ખરી વાત કરી શકતું નથી. સહુ તેનાથી ડરે છે. ને કશું કોઇ તેને કહેતાં નથી. ઉલટાં તેને મોઢે રૂડું મનાવવા તેને રૂચે તેવી વાતો કરે છે.

આમ મનની ઉડતી વાતો રજનું ગજ કરવા લાગી. ને હળવે હળવે તે વાતો કમળા શેઠાણી અને મુનીમને કાને પણ આવવા લાગી. તેઓ બિચારાં મનુભાઇનો પતો મેળવવા ઘણોજ યત્ન કરતાં હતાં, પણ લોકોની ખોટી વાતો સાંભળવાને તેમના કર્મમાં સૃજાયલું જેથી તેમનો ઘણો યત્ન પણ જરા સફળ થતો નહિ.

લોકોની આવી આવી વાતોથી મીઠાભાઇને ઠીક ફાવી ગયું. જ્યારથી માધવદાસ શેઠે મુનીમને બક્ષીસપત્ર લખી આપ્યું ને તેમાં પોતાનું નામ જોયું નહિ ત્યારથીજ મીઠાભાઇ પોતાના મનમાં દાઝી ઉઠયો હતો. પણ તે વખતે તેની દાઝ વળે એવી તેની એક પણ કળા માધવદાસ શેઠ આગળ ચાલી શકે એવી તેને ખાત્રી નહોતી. ને તેથી તે વખતે મૌન રહ્યો હતો, પરંતુ તે તેનો લાગ શોધતો હતો. તે તેને આવી વાતોથી મળી આવ્યો.

તે દુષ્ટ હરામનુંજ હજમ કરનારો હતો તે ઉપરથીજ સારો દેખાવાનો યત્ન રાખી તે પ્રમાણે રહેતો, પરંતુ અંદરખાનેથી મહા નીચ હતો.

અને જો માધવદાસ શેઠ તેના નામનું બક્ષિસ પત્ર કરી ગયા હોત તો ખરેખર તે તેનો લાભ સીધી કે ઉલટી રીતે લેત. ગમે તે પ્રપંચ કરીને પણ લેત, અને તેમાં તે પોતાની કંઈ પણ કોશીશ કરવામાં પછાત રહેત નહિ. પરંતુ સદ્ભાગ્યે માધવદાસ શેઠે તેના નામનું તો શું પણ બક્ષિસ પત્રમાં મુનીમના નામ સાથે પણ તેનું નામ જોડ્યું નહોતું. એટલે એ ચંડાળનું તેમાં જરા પણ ફાવી શકે તેમ નહોતું પરંતુ તે ઈર્ષાથી બળી ગયો હતો. નીચના વિચારજ નીચ હોય છે. તે પોતાની પેઠે સર્વ કોઇને નીચ વૃત્તિ વાળા જ સમજે છે ને તેથીજ તે એ બક્ષિસ પત્રથી એમ સમજવા લાગ્યો કે, હાય! હું રહી ગયો, ને માધવદાસની મીલકત મુનીમને હાથ જઈ પડી.

ઘણીક બાબતોમાં સારાં માણસો સારી ધારણાથી અમુક કાર્યને સારૂં સમજી, તે કરે છે. પરિણામે તે તદ્દન સારૂં હોય છે, તથાપિ પરિણામ વાદીઓ જ્યાં સુધી તેનું પરિણામ નિશ્ચિત પણે ન જોય ત્યાં સુધી તો જે તાત્કાળિક પ્રસંગ હોય, તે ઉપર ખ્યાલ રાખી તેનેજ પરિણામનું રૂપ આપી, તેવાં કાર્યોને અતિ નીંદે છે. તેમ મુનીમે સારી ધારણાથી મનુભાઇ સાથે જેવો વર્ત્તાવ રાખવો જોઇએ તેવો રાખીને તે વર્ત્યો, તે છતાં તેમાં મનુભાઇની અસમજથી તે ચાલ્યો જવાથી એ બિચારો લોકાપવાદમાં આવી પડ્યો, ને તે લોકાપવાદે કમળા શેઠાણીને પણ છોડયાં નહિ. એથી કરી તેઓને દિલમાં ઘણું ડંખતું. તથાપિ તેના સામે બીજો કશો ઉપાય નહોતો.

આવી થતી નિંદ્ય વાતોથી મીઠોભાઇ કમળા શેઠાણીને જ્યારે ત્યારે ટકોર કરતો. કમળા શેઠાણીને રાજી રાખવા તે તેનો જરા પણ દોષ કહાડતો નહિ. પરંતુ બધા દોષ મુનીમ ઉપર ઢોળતો. વળી મુનીમ ઉપર શક જાય તેવી વાતો કરતો. મનુભાઇના જવાથી જાણે તેને ઘણી દાઝ થતી હોય, તેની બહુ દયા આવતી હોય તેમ ઘણીજ દીલગીરીનો દેખાવ કરી જુસ્સો બતાવીને વાતો કરતો કે, મુનીમ કેવો બેખબરો માણસ છે. તેને એટલી પણ સમજ નહિ આવી કે બચ્ચાંઓ સાથે કેમ વર્ત્તવું? તેને કેમ ફુલાવી ફુલાવીને રાખવો અને કદાચ તેને ખોટી ટેવ પડેલી પણ હોય તો તેને કેવી યુક્તિથી છોડાવવી? પરંતુ આતો શેઠ તેને મોટો કરી માની ગયા, તેના નામનું બક્ષિસ પત્ર કરી ગયા, એટલે એક તો ઊંટ ને વળી ઉકરડે ચડે! એટલે તેની ઊંચાઈની માફક મુનીમ સાહેબ પણ

મિજાજ ખોઇને છોકરા સાથે વર્ત્યો. છોકરો ભલે ન્હાનો, પણ આખર તો સિંહનુંજ બચ્ચું. તે મુનીમજેવાં મેંઢાંની સરદારી ને તેની અપમાન ભરી વર્તણુંક કેમ સહન કરે. જેથી બનવા જોગ છે કે, તેને ક્રોધ ચડયો હોય ને તેથી બંગલામાંથી ચાલી ગયો. જો કે, બચ્ચાંઓ એવી રીતે વર્તે એવો વખત બચ્ચાંને આવવા દેવો તે મોટાંની મૂર્ખાઇ છે. તથાપિ કોઈ અક્કલમંદ ને શાણો હોય છે, તો વાતને તેટલેથી વાળીને છોકરાને સમજાવી લે. પણ મુનીમ સાહેબ તો ઘણા મોટા, તે એમ શા માટે કરે ? જો એમ કરે તો તેમાં તેની મોટાઇ ઓછી થઇ જાય ! બળ્યું એમ તેનાથી ન બન્યું. પણ જો મુંગો બેસી રહ્યો હોત, તો પણ મનુભાઇને છેક આટલો ક્રોધ ન ચડત. ભલે મનુભાઇની ગમે તેટલી સામટી કસુર થઇ ગઇ હોય, તથાપિ આખર માનો જીવ તે છેક તેના તરફ ખેંચાયા વગર કેમ રહે ? જ્યારે મનુભાઇ રીસાઇને ચાલવા લાગ્યો, ત્યારે તમારૂં દીલ ઘણું ઉંકળી આવ્યું. તમે મનુભાઇને સમજાવવા લાગ્યાં પરંતુ બદદાનત વાળા મુનીમથી તે દેખી શકાયું નહિ. ને તેથી અગ્નિ ઉપર ઘૃત રેડવા જેવું બોલ્યો. એટલે જેને રીસ ન ચડતી હોય તેને ચડે. એવું બેવકૂફીનું કામ તેણે કીધું અને એજ કારણે મનુભાઇ ચાલ્યો ગયો. તે ગયો જ. પાછું તેનુ શું થયું તેનો પણ પતો નથી.

મુનીમને માટે જેવું મીઠાભાઇ બોલતા હતા, તેવી ઉતરતી પંક્તિનો કમળા શેઠાણી મુનીમને ધારતાં નહોતાં. એટલુંજ નહિ પણ મુનીમે મનુભાઇ જતો રહેવામાં કંઇ ખોટી ધારણાથી કામ લીધું હતું તેવો પણ શક તેના માટે નહોતો. જેથી તેણે ખુલ્લા શબ્દોમાં મીઠાભાઇને જણાવ્યું કે, મનુભાઇ જતો રહ્યો, એ અનાયાસે તેમ થઇ જવા પામ્યું પણ મુનીમની તેવી ઈચ્છાથી કે, ખોટી ધારણાથી તેમ બન્યું નથી. મુનીમે જે કર્યું તે સારી ધારણા રાખીને કર્યું. તેમાં મુનીમને દોષ દેવા જેવું હું કંઇ જોઇ શકતી નથી.

મીઠાભાઇએ તેની ઉપર વિવેચન કરતાં જણાવ્યું કે, એક વાર આપણે એ પણ કબુલ રાખીએ કે, મુનીમની એમાં સારી ધારણા હતી, તથાપિ સારૂં કરવાની પણ હદ હોય છે. આપણે એમ માની લઇએ કે, મનુભાઇને ખોટી ટેવો પડી હતી, ને તેથી તે નાણાંની બરબાદી કરત. પણ તે કેટલી કરત ? પાંચ પચીસ હજાર કરત તેટલામાં તો ઠાકર

બાઈને તે સુધરી જાત. પણ આ કાળી ટીલી, હડહડતો કલંક, માધવદાસ શેઠનું નામ રાખનાર એકનો એક લોકરો રીસાઈને ચાલી ગયો, તે શું ઓછી ગજબની વાત છે? તે એના બાપનું નામ સાચવત. અને પોતાનું કુળ દીપાવત. લોકોની વાતો જે સાંભળવી પડે છે, તે ન સાંભળવી પડત. અને આપણે હાથે કરીને એકનો એક છોકરો ખોઈ બેઠા તે ન ખોઈ બેસત. જુઓ હું તો સાચું કહીશ. તમે ગમે તેટલાં શાણાં પણ આખર સ્ત્રી જાત તેથી ભોળવાઈ જાઓ. તમને મુનીમ ઉપર વિશ્વાસ ઘણો તેથી તેનો પ્રપંચ તમારા સમજવામાં ન આવ્યો. પરંતુ બેઈએ તો મારૂં માનો યા ન માનો પણ મારી તો ફરજ છે તેથી કહેવું પડે છે કે, તેના ઉપર ઘણો વિશ્વાસ રાખી કામ લેવા જેવું નથી પછી મરજી ચ્હાય તેમ કરજો.

માધવદાસ શેઠ જેવા શાણા ને સાચા સલાહકાર ચાલ્યા જવાથી કમળા શેઠાણીને જે સદ્‌વિચારોનો સત્સંગ મળતો તે બંધ પડયો અને હવે મીઠાભાઈ જેવા બેઈમાની અને અક્કલ હીનના સંસર્ગથી રોજ રોજ ખોટા વિચારોનું વાતાવરણ તેની પાસે ફેલાવવા લાગ્યું જો કે મુનીમ સદાચારી ને સદ્વિચારી હતો પરંતુ તેને મનુભાઈની બાબતમાં ઠોકર વાગવાથી તે ઘણો ધીમો પડી ગયો. વળી લોકાપવાદમાં તે દોષિત ઠર્યો હોવાથી મીઠાભાઈ તેના દોષનું દીગ્દર્શન હમેશાં કમળા શેઠાણીને કથાકારની માફક જણાવતો. એતો ખુલ્લું છે કે, દરરોજ એકની એક વાત કરવામાં આવતી હોય અને તે પણ સ્ત્રી જાત આગળ, જેને પોતાનાં પૂર સુખમાં હોવાને લીધે પ્રપંચી માણસને ઓળખવાનો વખત આવ્યો નહોતો, તેવી સ્ત્રીને આવી વાતોથી કંઈ પણ અસર થયા વગર રહે, એ બનવા જોગ નથી. જેથી કમળા શેઠાણીની નજરમાં મુનીમ જે આજ દીવસ સુધી સારો માણસ જણાતો હતો, તે હવે શક પડતો જણાવા લાગ્યો. અને મીઠાભાઈ વજનદાર અને સારાં માણસ તરીકે કમળા શેઠાણીની નજરમાં ઠસવા લાગ્યો. તેથી તેનું ચડી વાગ્યું, ને તે તેનો ભાવ ભજવવા લાગ્યો.

મીઠાભાઈનાં શરીરનો રંગ પીળો હતો. મૂંછો માંકડા રંગની હતી. આંખો માંજરી હતી. છાતીમાં એક પણ વાળ નહોતો. અને એથી કરી તે ખરેખરો અપશુકનિયાળ હતો. તેટલા વાસ્તે એની ઉપર એક એવી કહેવત ચાલે છે કેઃ—

માંકડ મૂંછો ને માંજરો. જેને હૈયે નહિ વાળ;
જો તે શુકને સામો મળે, તો નિશ્ચે આવે કાળ.

ખરૂં કહીએ તો માધવદાસ શેઠ સાથે તે જોડાયા પછી જ તેને ત્યાં બધો ફેરફાર થવા લાગ્યો, ને મનુભાઈ બગડવા પામ્યો. એ તેનાં શુકનની શરૂઆત હતી. પણ હવે એ અપશુકનીયાળ શયતાનજાદો શું કરે છે, તે આપણે જોઇએ. અને માધવદાસ શેઠે દુર્બળ સગો જાણી તેના ઉપર કરેલી મહેરબાનીઓનો બદલો તે કેવો વાળે છે, તે પણ આપણે જોઈશું.

---

# પ્રકરણ ૪૮ મું.

## ચીનુભાઇની વરસગાંઠ.

આજે ગુમાન વહેવાણને ત્યાં નહાની સરખી ધામધુમ જણાતી હતી. થોડાં ઘણાં સગાં સંબંધીઓ પણ ઘેર આવ્યાં હતાં. સર્વેના મનમાં આનંદ ઉછળી રહ્યો હતો. મિષ્ટાન જમણ ઘરમાં રંધાઇને તૈયાર થતું હતું. બીજી પણ ભાત ભાતની સામગ્રીઓ જમવાને માટે તૈયાર થતી હતી. ગુમાન વહેવાણ દરેકને આમકરો તેમકરો એવી રીતના હુકમ આપીને સર્વે પાસેથી ઘટતું કામકાજ લેતાં હતાં. ને ઘટતી સૂચના કરી બધું કામ સારૂં કરાવતાં હતાં. આ બધું થવાનું કારણ આજે ચીનુભાઇની વરસગાંઠ હોવાને લીધે હતું. ચીનુભાઇની આજે વરસગાંઠ હોવાથી સગાં સંબંધીઓને ઘેર બોલાવ્યાં હતાં, ને તે દરેકને જમાડવા વાસ્તે ઉમદા ભોજન તૈયાર થતું હતું.

જે દીકરાની વરસગાંઠ નિમિત્તે બીજાં સગાં સંબંધીઓને પોતાને ઘેર તેડે ને તેજ દીકરાની વહુને તે ન તેડે એમ બનવા જોગ ન હતું. જેથી પોતાની ઘરની ગાડી સાથે એક માણસને મોકલી ભાનુમતીને તેડવા

મોકલ્યો. માણસે આવી કમળાશેઠાણીને તે હકીકત કહી અને ભાનુમતીને મોકલવા કહ્યું.

બનાવ એમ હતો કે તેજ દીવસે કમળા શેઠાણીને ત્યાં માધવદાસ શેઠનાં વર્ષ સંવત્સરનો દીવસ હતો. જેથી તે નિમિત્તે તેમને ત્યાં પણ થોડાક બ્રાહ્મણો અને સગાં સંબંધીઓને જમવા નોતર્યાં હતાં. અને તે પોતાના જમાઇને જમવાનું નોતરૂં મોકલવાની તૈયારીમાં હતાં; તેટલામાં સામેથી જમાઇના બાપ તરફથી જમાઇનીજ વરસગાંઠ નિમિતે ભાનુમતીને તેડું આવ્યું.

માધવદાસ શેઠના ફરજંદમાં હવે એકને એક ભાનુમતીજ હતી. રનુભાઈ હતો તેનો તો પતો નથી. અને એકલી ભાનુમતી છે તે તેના બાપનાં મરણનાં વાર્ષિક દીવસે બીજાં બહારનાં સગાંઓ અને માણસો જમવા આવે ને તેજ વેળાએ લાડકી ગણાતી એકની એક છોકરી પોતાને ઘેર ન હોય; તેમ કેમ બને? તેથી વિચાર કરીને કમળા શેઠાણીએ તેડવા આવેલા માણસને પોતાને ત્યાંના આજના પ્રસંગનું કારણ કહીને જણાવ્યું કે જો બની શકશે તો હું ભાનુમતિને મોડેથી તમારે ત્યાં મોકલાવીશ. આજે તેના બાપના વર્ષ સંવત્સર નિમિત્તે બહારનાં લોકો મારે ઘેર જમવા આવે ને તેજ વખતે મારી એકની એક છોકરી મારે ઘેર ન હોય તેથી મને ઘણું ઓછું આવે. હું હમણાંજ ચીનુભાઇને જમવાનું કહેવા માણસને મોકલનાર હતી. પરંતુ તેટલામાં તમે આવ્યા તો, હવે હું આ નિમિતે જમવાનું કહેવાને ચીનુભાઇની વરસગાંઠનો શુભ દીવસ છે માટે કહેવડાવીશ નહીં. અને તમે પણ ગુમાન વહેવાણને કહેજો કે મનમાં કશું ખોટું લાવે નહીં. ભાનુમતીને તેડવા આવેલો માણસ કમળા શેઠાણીને ત્યાંથી જવાબ લઈ ગુમાન વહેવાણ પાસે આવ્યો. ને સર્વે હકીકત તેને કહી. ગુમાન વહેવાણ મુળથીજ ગુમાની ને તેમાં વળી આજે ચીનુભાઇની વરસગાંઠના કારણે ગુમાનથી ભરપુર થઇ બેઠાં હતાં. તે પોતાને ત્યાં જરા જેવું કંઇ ખર્ચ કરે, કે થોડું ઘણું વાવરે તો તેમાં તેને ઘણું અભિમાન ચડી આવતું. અને તે વખતે તે એમજ માનતી કે દુનિયામાં મારા જેવું ઉદાર ને ખર્ચાળ બીજું કોઇજ નથી! આજે તે ચીનુભાઈની વરસગાંઠ નિમિત્તે ખર્ચાળ ને ઉદાર બન્યાં હતાં. સગાંઓને જમવા બોલાવ્યાં હતાં.— થોડાં ઘણાં સગાંઓ પણ આવી પહોંચ્યાં હતાં. એટલે ગુમાનીપણું બરાબર પ્રકટી નીકળ્યું હતું. ને તેજ વખતમાં માણસે આવીને કમળા શેઠા-

ણીનો સંદેશો કહી સંભળાવ્યો.

સંદેશો સાંભળી ગુમાની ગુમાન વહેવાણનું ગુમાન ઊંચે ગયું ! આજે મારા છોકરાની વરસગાંઠ ! બીજાં સગાંઓ મારે ત્યાં આવે, ને મારા છોકરાની વહુજ મારે ત્યાં ન આવે: એવી મારી વહેવાણની મોટાઇ મારે શા કામની ? બસ. મારી વહુ મારે ત્યાં આજે આવવીજ જોઇએ ! જે માણસ સંદેશો લઇને આવ્યો હતો, તેનેજ ફરી વખત મોકલ્યો ને કહ્યું કે, જા, જઇને કમળા વહેવાણને કહે કે, ભાનુમતીને તારી સાથેજ મોકલાવે. ને તું પણ તેને તેડીનેજ આવજે. ઝાઝો ખોટી થઇશ નહિ ને વેળાસર આવજે. કહેજે કે, અમારા સારા દિવસે પણ તમે બહાનાં કરીને મોકલો નહિ, તે સારૂં ન કહેવાય.

માણસ બિચારો ગુમાન શેઠાણીનો હુકમ માથે ચડાવી પાછો કમળા શેઠાણી પાસે આવ્યો. તેને પોતાની શેઠાણીનો સંદેશો કહી, ભાનુમતીને પોતાની સાથેજ તાકીદે મોકલવા કહ્યું.

કમળા શેઠાણીને ગુમાન વહેવાણની વર્તણુંક જરા જેટલી પસંદ નહોતી. તથાપિ પોતે દીકરીનાં માતેથી પોતાનો દરજ્જો સંભાળી મોટું મન રાખી સહન કરી જતાં. પરંતુ આજે તેનાં વાજબી અને ખરાં કારણને એક બહાનાનું રૂપ ગણી ગુમાન વહેવાણે તેના માણસ સાથે જે કહેવડાવ્યું તે કમળા શેઠાણીથી સહન થઇ શક્યું નહિ. તેના દીલને ઘણું લાગી આવ્યું. માધવદાસ શેઠ યાદ આવ્યા ને આંખોમાં પાણી ભરાઇ આવ્યાં. જરા વારે શાંત થયા પછી આવેલા માણસને કહ્યું કે, તમારાં શેઠાણી અમારા ખરા કારણને ભલે બહાનાં રૂપ ગણતાં હોય, પરંતુ તમે તો નજરે જુઓછો કે, અમારૂં ખરૂં કારણ છે, કે તે એક બહાનું છે. તે છતાં તમારાં શેઠાણી ભાનુમતીને તરત ને તરત મોકલવાની જીદ કરે છે, તે એવું તેણે ન કરવું જોઇએ. તમે જઇને એમને કહેજો કે, મારે ત્યાં થોડાક માણસો જમવા આવનાર છે. તે જમી જશે એટલે તરત હું ભાનુમતીને મોકલી આપીશ.

માણસ બિચારો ચીઠ્ઠીનો ચાકર. તે વધારે શું કહી શકે ! જેવો ગુમાન વહેવાણનો પાછો સંદેશો કમળા શેઠાણી પાસે લાવ્યો, તેવોજ સંદેશો કમળા શેઠાણીનો મેળવી તે પાછો ગુમાન વહેવાણ પાસે આવ્યો ને તેને કમળા શેઠાણીનો સંદેશો કહી સંભળાવી કમળા શેઠાણીની આંખોમાં પાણી આવી ગયેલાં તે પણ કહી સંભળાવ્યું.

ભાનુમતીને તેડયા વગર માણુસને આવેલો જોઇ ગુમાન વહેવાણને ગુસ્સો ચડી આવ્યો. માણુસ પાસેથી હકીકત સાંભળી ભાનુમતીને તેડી ન લાવવામાં જાણે તે માણુસનીજ કસુર હોય તેમ ગુસ્સાથી તેના સામે મોઢું ચડાવી છણુકામાં બોલી કે, ઠીક! જાઓ બીજે કામે લાગો. એમ કહી બડબડતી ફડફડતી આંટા મારતાં બકવા લાગી કે, મુઇ વહેવાણ! સારા દિવસમાં પણ આંખોમાં પાણી લાવ્યા વગર રહે નહિ. બળ્યું આવી વહેવાણ કરતાં તો વગર વહેવાણે સારાં! તેને પોતાના જમાઇનું જરા પણ સારૂં જોવાને ગમતું નથી! જે તેનો સારો દિવસ વિચારી આંખોમાં પાણી ન લાવે! પણ તેને શાનું સારૂં સુઝે? જેને પોતાના દીકરાનું સારૂં ન સુઝયું; તેને જમાઇનું શું સારૂં સુઝવાનું હતું? આમ બકવાદ કરી, પોતાનું બોલવું પૂરૂં કીધું.

મનુભાઇ ચાલ્યો જવાથી જાણે કમળા શેઠાણીએ મહા પાપ કીધું હોય, તેમ હાલતાં ને ચાલતાં તે વાતને વચ્ચે લાવી, ગુમાન વહેવાણ પોતાના ઘરમાં તેના વગોણાં કરતી. મનુભાઇ ચાલ્યો જવાથી માધવદાસ શેઠનું ઘર જાણે નીચી પંક્તિમાં આવી ગયું હોય, તેવો ખ્યાલ મનમાં રાખી ગુમાન વહેવાણ પોતાના ઘરની વડાઇ લેતી. અને આ રીતે પોતાના ગુમાનને પાળી પોષી તે વધારે ને વધારે ખીલવતી ગઈ.

કમળા શેઠાણી પોતાની વહેવાણની છેક આવી વૃત્તિથી જાણકાર નહોતાં. તે તો માત્ર તેની લોભ વૃત્તિ અને ઓછું માયાળુપણું સમજવાનો ખ્યાલ ધરાવતાં. ને તેથી તે તેની વહેવાણનાં બોલવા ઉપર ઝાઝું ધ્યાન કે વધારે વજન આપતાં નહિ. તેને એવી ટેવ પડી છે એમ સમજી તેનાં બોલવાંને મનમાંથી કહાડી નાંખતાં. તે તો માત્ર પોતાના જમાઈ સામે જોતાં, અને તેને જોતાંજ પોતાને ટાઢક વળી જતી.

આજે મોડેથી પણ ભાનુમતીને સાસરે મોકલવા કમળા શેઠાણીનો વિચાર હતો. પરંતુ પોતાને ઘેરથીજ પરવારતાં ઘણું મોડું થઇ જવાથી છેક સાંજ પડવા આવી. તે વખતે ભાનુમતીને સાસરે જવા તૈયાર થવા કહ્યું પરંતુ આજે તો તેણે પોતેજ જવા ના પાડી. એટલે કમળા શેઠાણીએ તેને સાસરે જવા ઘણો આગ્રહ કર્યો નહિ. અને તેમાં કશું ખોટું થાય છે, એવો કશો ખ્યાલ પણ તેના દીલને આવ્યો નહિ. તેતો એવાજ ખ્યાલમાં રહ્યાં કે, આજે જમાઇની વરસગાંઠ છે માટે તે નિમિત્તે જમાઇને કંઈ મોકલવું જોઇએ. એવો વિચાર કરી, પોતાને ત્યાંથી

ઉમદા પોષાક એક માણુસની સાથે જમાઇ માટે ગુમાન વહેવાણુને ત્યાં મોકલાવી આપ્યો. ને તેની સાથે કહેવડાવ્યું કે, આજે ભાનુની તબીયત સ્હેજ નરમ છે, તેથી આવી નથી.

પોષાક લઇ માણુસ ગુમાન વહેવાણુને ત્યાં આવ્યો. પણ ગુમાન વહેવાણુ કંઇ બહાર ગયાં હતાં. જેથી તે ઘરનાં બીજાં માણુસને પોષાક આપી તથા ભાનુ વિષેના સમાચાર કહી, પાછો કમળા શેઠાણી પાસે આવ્યો. ને જે હકીકત થઈ હતી તે કહી.

પોષાક આપીને માણુસ ચાલી ગયા પછી ગુમાન વહેવાણુ બહારથી આવ્યાં એટલે તેને પોષાક આવ્યાની ખબર પડી આજે તો સવારથી તે તેની વહેવાણુ સામે ઉખડી પડી ને તેમાં વળી પોષાકને જોઇ, છંછેડાઇ પડી. પોતાને ફાવે તેવું બબડી, ભાનુને કમળા શેઠાણીએ મોડેથી મોકલવા કહેલું છતાં મોકલાવી નહિ તેથી ઘણી રીસ ચડી. ને ગુસ્સામાં ને ગુસ્સામાં તાબડતોબ પોષાક પોતાનાં માણસની સાથે કમળા શેઠાણીને ત્યાં પાછો મોકલાવી આપ્યો.

ગુમાન વહેવાણનો માણુસ પોષાક લઇને જે વખતે પાછો આવ્યો તે વખતે કમળા શેઠાણીને મીઠોભાઇ આજના બનાવની વાતો કરતાં બેઠાં હતાં ત્યાં આગળ આવી માણુસે પોષાક પાછો આપ્યો ને કહ્યું કે, તે અમારી શેઠાણીએ તમને પાછો મોકલાવ્યો છે. શા માટે મોકલાવ્યો તેનું કશું કારણુ પૂછતાં પણ જણાવ્યું નહિ. કમળા શેઠાણી જીવનાં લહેરી હતાં. જેથી જ્યારે તેની વહેવાણુને ત્યાંનું માણુસ કે બીજું કોઇ પોતાને ઘેર આવતું ત્યારે તેને હાથમાં રૂપીયો આઠ આના આપી રાજી કરતાં. તેથી તેની વહેવાણુને ત્યાંનાં બધાં માણુસો કમળા શેઠાણી ઉપર ઘણાં પ્રસન્ન રહેતાં. અને તેનો માન, મર્તબો ને મર્યાદ જાળવતાં. આવેલાં માણુસને કમળા શેઠાણી એ ફરીવાર પૂછ્યું કે, કેમ ? અલ્યા ! ત્યારે તું ખરૂં કહેવાનો નહિ ? કમળા શેઠાણીનું પૂછવું એવા ભાવયુક્ત હતું કે, તેથી આવેલો માણુસ તેની શરમમાં આવી જઇને બોલ્યો કે, જુઓ, બાઇ ! હું આપને શું કહું ? હું ગરીબ માણુસ. હું આપની પાસે વાત કરૂં ને તે મારાં શેઠાણીના જાણુવામાં આવે તો મારી પૂરી કમબખ્તી થાય.

કમળા શેઠાણી બોલ્યાં કે, ગાંડાભાઈ ! એવી વાત તે વળી તારાં શેઠાણી પાસે અમારે કરવાની હોય ? એક તો તું અમને વાત કરે, ને વળી તારે નામે તે વાત ઉઘાડી પાડી તારાં શેઠાણી આગળ તને હલકો પાડ

વાનું કામ અમારૂં નથી. માટે તું નચિંત રહીને જે ખરી વાત હોય તે કહે.

નોકરે જણાવ્યું કે, હું વિશેષ શું કહું? પણ અમારાં શેઠાણીની બુદ્ધિ ફરી ગઇ છે. એનામાં માણસને ઓળખવાની જરા જેટલી શક્તિ નથી. આજને માટેજ નહિ, પરંતુ જ્યારે ત્યારે તે આપને અમારા ઘરમાં વગોવે છે! ને ફાવે તેવું બોલે છે. આજે સવારથીજ આપની બાબતમાં એનું માથું ફરી ગયું છે. ને આખા દિવસમાં તો નહિ એટલું બોલી છે. તેમાં વળી આપને ત્યાંનો પોષાક આવેલો જોઇ, તેને કારણ રૂપ ગણી આગના સળગતા ભડકાની જેમ તે ભડકી ઉઠી છે. અને ન બોલવાના બોલ બોલી છે. બીજું કંઇ નહિ પણ બાઇ એમાં અક્કલજ નથી.

કમળા શેઠાણી—પણ ન બોલવાના બોલ તે શું બોલી છે! એ તો મને કહે, શા માટે છુપું રાખે છે?

નોકર—બાઇ! તે કહેવામાં જરા સાર નથી.

કમળા શેઠાણી—તે વિષે ફિકર નહિ અમે અમારી વહેવાણનો સ્વભાવ જાણીએ છીએ. એટલે અમને તેના માટે જરા પણ ખોટું લાગે તેમ નથી. માટે જે હોય તે કહે.

નોકરે બિચારે જે ખરી વાત હતી, તે નિષ્કપટથી કમળા શેઠાણીને કહી. તે બિચારો પોતાની શેઠાણીનું બુરૂં ઇચ્છીને કે નિંદા કરવા માટે બોલ્યો નહોતો. જે વાત ખરી હતી તેજ કહી. પણ તેને એટલી પૂરી સમજ ન પડી કે તે વાત કરવાથી તેનાં કેવાં પરીણામ આવશે.

નોકરે વાત કરી અને તે કમળા શેઠાણી અને મીઠાભાઇએ સાંભળી. તે પછી નોકર ત્યાંથી રજા લેઇ ચાલી ગયો.

નોકર પાસેથી વાત સાંભળ્યા પછી કમળા શેઠાણી મહા વિચારમાં પડી ગયાં. પોતાની વહેવાણ માટે હવે પૂરેપૂરો તિરસ્કાર ઉપજવા લાગ્યો ને પોતાના આખા શરીરમાં ક્રોધ વ્યાપી ગયો.

મીઠાભાઇ એ બધું અવલોકન બગભગત માફક કર્યો જતો હતો. તેને એવી ટેવ હતી કે, પાસે જે કોઇ માણસ બેઠું હોય, તેને રૂચે તેવી વાતો કરવી. હાજી હાં, કરવી. અને તેમ કરી પોતાનો સ્વાર્થ સાધવો. સિવાય બીજી જરાપણ દરકાર કે જરા જેટલી ગણત્રી કરતો નહિ.

નોકરે કરેલી વાત પછી કમળા શેઠાણીને ગુમાન વહેવાણ ઉપર ચડેલો ક્રોધ તેના જોવામાં આવ્યો, તે સમયનો રંગ સમજ્યો અને તેને અનુસરી

કમળા શેઠાણીને રૂચે એવો ઇરાદો રાખીને તે બોલ્યો કે, જોયું કે ? ગુમાન વહેવાણની નીચતા કેવી છે ? તેણે કેવી ઉદ્ધતાઇ વાપરી છે ? નોકરના કહેવાથી સાફ સમજાઇ આવે છે કે, આપણે ત્યાંથી મોકલાવેલો પોષાક પાછો મોકલવામાં ગુમાન વહેવાણનો ઇરાદો આપણે ત્યાંનું વેવીશાળ કાયમ રાખવાનો નથી. અર્થાત્ તે તોડી નાંખવા ઇચ્છે છે, ગુમાન વહેવાણના વિચાર ને સમજ પ્રમાણે આપણો મનુ ચાલ્યો જવાથી આપણું ઘર કંઈ હલકું થઇ ગયું હોયની ? દુષ્ટ બુદ્ધિવાળા મુનીમનાં ખોટાં કર્ત્તવ્યથી મનુભાઇને તેના બાપનું ઘર તજવું પડ્યું, તેમાં તમારો સ્હેજ પણ દોષ નહોતો. પરંતુ હલકાં હોય તે બીજાને પણ હલકાં સમજે. હું પોતે તો ગુમાન વહેવાણને હલકીજ સમજું છું ને તે હલકી હોવાથી તમને પણ હલકાં તરીકે ગણે છે, પણ તેને પુરી ખબર નથી કે, કમળા શેઠાણી તે કોણ ને તેનું ઘર તે કેવું છે ?

કમળા શેઠાણી ઘણાજ ક્રોધમાં હતાં. આજે તેનો ક્રોધિષ્ટ પિત્તો બરાબર ઉછળી આવ્યો હતો. આજે તેને કોઈની પણ દરકાર નહોતી. વહેવાણે પોષાક પાછો મોકલવામાં તે પોતાનું અપમાન થયા બરાબર સમજ્યાં હતાં ને તેમાં વળી પોષાક પાછો મોકલવાનો ગુમાન વહેવાણનો ઇરાદો સમજાવીને મીઠાભાઇએ બળતા અગ્નિમાં ઘૃત રેડવા જેવું કર્યું. તેથી તો મોટો ભડકો થયો. તે ક્રોધમાં રાતાં પીળાં થઇ ગયાં. ક્રોધિષ્ટ અવાજમાં તે ગર્વિષ્ટ પણે બોલ્યાં કે, કાંઇ ફીકર નહિ મીઠાભાઇ ! જેમ તમે કહો છો તેવોજ ઇરાદો જો ગુમાન વહેવાણનો હશે તો હું તેને બરાબર પહોંચું એમ છું. હું તેની બીધેલી નથી. હું તેની દબાયલી નથી. છોકરી તેને ત્યાં આપવાથી વેચાણ થઇ ગયેલી નથી. માત્ર હું મારી શોભાનેજ વળગી રહી, તેની ઉદ્ધતાઇ ભરી વર્ત્તણુક સાંખી જાઉં છું, પરંતુ બીજાં કોઇ પણ કારણથી નહિ.

મીઠોભાઇ—હાસ્તો. હું પણ એ વાતને ક્યાં નથી જાણતો ? તમારે એની શી પરવા પડી છે ! ક્યાં તમે ને ક્યાં એ ! "ક્યાં રાજા ભોજ ને ક્યાં ગાંગો તેલી !" એ બેની તે કંઇ સરખામણી હોય ? તેના જેવીજ આ વાત છે. તમારે ત્યાં જેટલું ઘી ખર્ચાયું હશે, તેટલું પાણી પણ ગુમાન વહેવાણને ત્યાં નહિ ખર્ચાયું હોય ! પરંતુ હલકાં હોય તે અધુરા ઘડાની માફક ઘણું છલકાઈ પોતાની હલકાઇ બતાવ્યા વગર રહે નહિ. તમારે આવાં હલકાં સગાંથી ઘણું ચેતીને ચાલ-

વાનું છે. જો આગળથી નહિ ચેતશો તો પાછળથી પસ્તાશો, એવો તેનો રંગ ઢંગ અત્યારથીજ જણાય છે.

કમળા શેઠાણી—પણ હવે એમાં બીજું શું ચેતીને ચાલવાનું હતું? જે બનવાનું હતું તે વહેલુંજ બની ગયુ છે. એ બીજું શું કરવાની હતી? એ જેમ એની હલકાઇ બતાવતી રહેશે, તેમ તે પોતેજ વધુને વધુ લોકોની નજરમાં હલકી દેખાશે. આપણે એના હલકા વિચાર શામાટે ધ્યાનમાં લેવા જોઇએ?

કમળા શેઠાણીનું એ બોલવું મીઠાભાઇને એવી ઢબનું જણાયું કે, મારી પોતાની આવી વાતથી ડર લાગે એવા સ્વભાવનાં કમળા શેઠાણી નથી. પરંતુ તે કદાચ મારી આ રીતની વાતોથી રખેને મારી પોતાની ઉપર છેડાઇ પડે એવી તેને બ્હીક લાગી. મીઠાભાઇ જો તેનું કોઈ માન રાખીને યા તેનાથી દબી જઇને તેની વાતો સાંભળ્યા કરે અથવા ડર્યા કરે તો તેવાની પાસે તે પોતાનું જોર ઘણું બતાવવાને ચૂકતો નહિ. પરંતુ જો તેની સામે કોઇ જરા પણ ગુસ્સો બતાવે તો તે એટલા બ્હીકણ સ્વભાવનો હતો કે, તે તરત દબી જાય. ને પોતાનું બધું શાણપણ ને બધું જોર ત્યાં આગળ મૂકી દે. તેમ કમળા શેઠાણીનું છેલ્લું બોલવું સાંભળી તે ડરી ગયો. ને તેટલેથીજ પોતાની વાત આગળ ચલાવવી બંધ કરી અટકાવી દીધી. ને બીજી ત્રીજી વાતો કરી, તે ત્યાંથી છૂટો પડયો.

---

# પ્રકરણ ૪૯ મું.

## વહેવાણોનો ઝઘડો.



જે મોટી એકાદશીના ઉત્સવ પ્રસંગે મંદીરોમાં ઘણી ધામધુમ થઇ રહી હતી. ભાવિક જનો મોટી સંખ્યામાં દર્શનાર્થે આવવા લાગ્યા હતા. આડે દહાડે જે સ્ત્રી પુરૂષો દર્શન કરવા ન નીકળી શકતાં, તેવાંઓ પણ ફુરસદ મેળવી આજે

આવેલાં હતાં, ને તેથી લોકોની ઘણી ભીડ થઇ હતી. દર્શન થવાને હજુ વાર હતી. જેથી આવેલાં લોકો મંદિરના ચોતરા અને પડથારમાં બેસી વાતોનાં ગપ્પાં મારતાં વખત ગાળતાં હતાં. કોઈ સેવા સામગ્રીમાં તો કોઇ હાથમાં માળા ફેરવતાં દર્શનની રાહ જોઈ બેસી રહ્યાં હતાં. જોકે તેવાંઓની સંખ્યા ઘણી જુજ હતી પરંતુ મોટો ભાગ ગપ્પાં મારવામાં ને નિંદાની કુથલી કરવામાં રોકાયો હતો. જેમ જેમ વખત જતો ગયો તેમ તેમ લોકોનો વધારો થતો ગયો. અને તેથી એટલી તો ગીરદી થઇ ગઇ કે, એક તલ મૂકવા જેટલી પણ જગ્યા રહી નહી. જો કોઇને ઘેર જઇને મુલાકાત કરવાનું બની શકતું ન હોય તો મંદિરમાં જવાથી તેની મુલાકાત થઈ શકતી. અને તેથી એક કાર્ય કરવા જતાં બેવડો લાભ મળતો. એક તો જેની મૂલાકાત કરવા ધારી હોય તે પણ બની શકતું ને બીજું શ્રી ઠાકોરજીનાં દર્શનનો અમુલ્ય લાભ પણ મળતો. એટલે કે, મંદિર એક મેકની મુલાકાત લેવાનું સ્થળ પણ ગણાતું.

આજે કમળા શેઠાણી દર્શને આવ્યાં હતાં. અને થોડી વાર પછી ગુમાન વહેવાણ પણ દર્શને આવ્યાં. કમળા શેઠાણીએ પોતાની વહેવાણને આવતાં જોઇ તેને 'આવો' કહી આવકાર આપ્યો. પ્રત્યુત્તરમાં ચડેલે મોઢે ગુમાન વહેવાણે હા કહી. ચીનુભાઇની વર્ષગાંઠના દિવસ પછી બન્ને વહેવાણો આજેજ ભેગી થઈ હતી. જેથી ગુમાન વહેવાણ જરાવાર બેઠાં પછી કમળા શેઠાણીએ કહ્યું કે, વહેવાણ ! ચીનુભાઈ માટે પોષાક મોકલ્યો, તે તમે પાછો કાં મોકલાવ્યો ?

" મારા ચીનુભાઇએ પોષાક જોયેલા છે, દીઠેલો છે, પહેરેલો છે, ને પહેરે છે, જેથી પોષાક પાછો મોકલ્યો. જો તેની પાસે પહેરવાને પોષાક ન હોત તો રાખી લેત. તમે પોષાક પાછો મોકલવાની બાબતમાં મને કહો છો પણ તમારો તો વિચાર કરો કે, માણસને બબે વખત ધક્કા ખવડાવ્યા, તેની સાથે તો ભાનુમતીને ન મોકલી ને હું મોઢેથી મોકલાવીશ કહી પાછી બિલકુલ મોકલાવી નહિ. વહેવાણ ! જ્યારે ને ત્યારે તમારાં કંઇ ને કંઇ બહાનાં હોય ! શું જાણે, તમારી નજરમાં શું એ આવી ગયું છે, પણ એ દીકરી છે. નથી દીકરો કે ઘેર રાખ્યો પોષાય."

" નજરમાં બીજું શું આવવાનું હતું ? ને મેં કયે દહાડે કંઇ ને કંઇ બહાના કરી ભાનુને નથી મોકલી ? અમારૂં તમને ખોટું લાગતું હોય, પણ પોતાનાં માણસને તો પૂછી જુઓ કે તે બહાનું હતું કે ખરૂં કારણ ?

તમારો માણસતો નજરે જોઇ ગયો હતો, મોડેથી ભાનુને મારે મોકલવી હતી ને મેં તેને તમારે ત્યાં આવવા તૈયાર થવા કહ્યું, તો તેની તબીયત સ્હેજ બગડી આવી જેથી તેણે પોતેજ ના કહી. પછી હું શું કરૂં ?"

વાંચનાર! એ વાત તેની બિલકુલ સત્ય હતી. ભાનુમતી સાસરે જવા તદ્દન ઉત્સુક હતી. પરંતુ ત્યાં જવાથી તે ચીનુભાઇને જોઇ ગાંડી ઘેલી થઇ જાય! એ પણ એક કારણ હતું. ને બીજું આજે પોતાના સ્વર્ગસ્થ પિતાશ્રીની યાદ તાજી થઇ આવી હતી.

જો કે કમળા શેઠાણીનાં કારણો વાસ્તવિક ને સત્ય હતાં, પરંતુ ગુમાન વહેવાણને કમળા શેઠાણી માટે ખોટો ખ્યાલ બેસી ગયો હતો ને તેથી તેનું કંઈ સાચું માનવામાં આવતું નહિ. જેમ કોઇની આંખોમાં કમળો હોય ને તે સામા માણસને પીળું દેખે, તેમ ગુમાન વહેવાણ પોતાના જેવી ટેવ દરેકમાં સમજતી. કમળા શેઠાણીએ પોતાનું બોલવું આગળ ચલાવ્યું.

"ચીનુભાઈ માટે પોષાક મોકલ્યો તે કંઇ ચીનુભાઇએ જોયો નથી, દીઠો નથી, પહેર્યો નથી, ને પહેરવા નથી, એટલા વાસ્તે નહિ. પણ ચીનુભાઇ મારા જમાઈ છે ને તેની વરસગાંઠ નિમિત્તે મારે કંઇ મોકલવું જોઇએ, એમ સમજીને મેં મોકલાવ્યો. તેમાં તમારે 'જોયેલો છે, દીઠેલો છે, પહેરેલો છે ને પહેરે છે,' આમ કહેવું તે તમારી મોટાઇ છે! હું મારા જમાઇ વાસ્તે પોષાક તો શું પણ ઈશ્વર મારી પાસેથી અપાવે તો એક લાખ રૂપિયા પણ મોકલું."

"અહોહો!!! આ તો મોટાં ઉદાર! રૂપિયા માત્ર તમારે ત્યાંજ છે! શું બીજા કોઇએ રૂપિયા જોયા છે? વહેવાણ! જરા જરા વારમાં તમને રૂપિયાનું ગુમાન બહુ આવે છે! ને તેની જોરમાં વાતો તો કરી નાંખો છો, પરંતુ હૈયેથી તો વિચારો કે, તેજ રૂપિયા વાસ્તે તમે શું કર્યું છે? અમારા વહેવાઇનો એકનો એક રાજાના કુંવર જેવો છોકરો, તેનું કાસળ તો તમે રૂપિયા માટેજ કઢાવ્યું! ને વળી અમારી પાસે ક્યાં ઉદાર થાવા આવો છો?"

ગુમાન વહેવાણની ઘણી ઉદ્ધતાઈ ને ન સાંખી શકાય તેવી તેની વર્તણુક કમળા શેઠાણીએ ઘણા દિવસ સહન કરેલી પણ આજે તેનાથી સાંખી શકાયું નહિ. સહન થઇ શક્યું નહિ. તેથી આંખોની ભ્રકુટિ ચઢા-

વીને બોલ્યાં કે-જેવી તમારી બુદ્ધી છે, તેવું બોલો છો. ગુમાન તો તમારા નામ સાથેજ ભળેલું છે. તેથી તમારી નજરમાં બીજું કંઇ જોવામાં આવતુંજ નથી. વહેવાણુ ! આજસુધી તમારૂં સહન કર્યું છે. ને હમણાં આ છેલ્લી વાર પણ સહન કર્યું, પણ હવે બોલો તે મોઢામાંથી સંભાળી, વિચારીને બોલજો. તમે એમ સમજતાં નહિ કે, મેં તમારે ત્યાં દીકરી આપી એટલે કંઇ તમારી તાબેદાર થઇ ગઇ છું. ખબરદાર ! જો વધારે બોલશો તો જે તોલનાં તમે છો, તે તોલનાં કરવાં પડશે. મનુભાઇ જતો રહ્યો તેમાં કંઇ મારો દોષ થોડોજ છે. તેના સારાં માટે બે વેણ કહેવા જતાં તે તેની અસમજથી જતો રહ્યો. તેથી તો અમારા દિલને જરા પણ સુખ નથી. શું કરીએ. ઘણી તેની શોધ કરાવી. પણ તેનો પતો મળતો નથી. તે જ્યાં હશે ત્યાં ઇશ્વર તેને સુખી રાખશે. તે એક પરાક્રમી બાપનો બેટો છે. આખર તે સિંહ છે. તે જ્યાં હશે ત્યાં સુખીજ હશે ને ઇશ્વર કરશે તો તે થોડા દિવસમાં આવી પણ જશે તેમાં તમારે ખોટાં મેણાં ટોણાં ને ખોટો બકવાદ શા વાસ્તે કરવો જોઇએ ?"

ગુમાન વહેવાણનું ગુમાની સ્વરૂપ આ શબ્દોથી બરાબર પ્રકટી નીકળ્યું. અરે ! વળી તેઓને માથે કંઇ ચાબુક હોય તેને તો કમળા શેઠાણીનું આ બોલવું પોતાને પાછી પાડવા જેવું લાગ્યું. તેથી અતિ ક્રોધમાં આવી જઇને તુંકારાથી તે બોલવા લાગી કે, જા ! જા ! ! તું મોટી ખબરદાર કહેનારી આવી ! માધવદાસના ઘરમાં આવી એટલે થઇ પડી મોટી શેઠાણી ને થઇ પડી સારૂં માણસ ! પણ મૂળતો તપાસ ! કે તું કોણ અને કઈ બિસાતમાં છે ! બિચારો નોકરી ચાકરી કરીને પોતાનો પેટ ગુજારો માંડ કરીને ચલાવનારો મનોહર ! તેની તું છોકરી. તેમાંથી થઇ પડી શેઠાણી. એટલે મિજાજ તે શાનો હાથ રહે ? તારામાં તે બીજું શું જોવાનું હોય ? કંઇ ધુળમાં કાંકરા જોવાના હોય તો તારામાં પણ જોવાપણું હોય. તને કંઇ શરમ છે, કે સગાં સગાંઓમાં કેમ બોલાય ? પણ ના. તારામાં મુદ્દલ બુદ્ધિજ નથી. તો પછી એમાં બીજું શું જોવું ?"

આજે તો કમળા શેઠાણીનો મિજાજ પણ ખરેખર ફરી ગયો હતો. તેણે પોતાની વહેવાણનું જરા જેટલું પણ સાંખ્યું નહિ. જો તે એક બોલતી તો તે સામે બે બોલતી. ને રોકડેરોકડું પરખાવી આપતી ! તે ગુસ્સાના આવેશમાં ઘણીજ ઉશ્કેરાઇને બોલી કે, બીજાંને તું શું જાણીને કહે છે ? પહેલાં તું તારાં લક્ષણ તો તપાસ ! ને પછી બીજાંને કહે !

પગમાં બળતું જોતી નથી ને ડુંગરે લાગેલી આગ જોવા ક્યાં જાય છે? શા માટે અમારા મોઢેથીજ કહેવડાવવા ઇચ્છે છે. મારો બાપ ગમેતેવો ગરીબ ને ગમે તેવી રીતે પોતાનું ગુજરાન ચલાવતો હતો પણ તારે ત્યાં તો આવતો નહોતો. તેણે તારૂં શું ખાધું છે, જે વચ્ચે તેનું નામ લાવે છે. પણ હડકાયાં કૂતરાંની માફક જે તેની હડફેટમાં આવે ત્યાં બચકાં ભરે. તેમ તને પણ હડકવા લાગ્યો છે કે શું? નફ્ફટ તારી નફટાઇ હવે ઓછી દેખાડ. હું તને ખરૂં કહું છું કે, નહિતર પછી હવે તું એમાંથી કંઇ પણ સાર કહાડીશ નહિ."

ઝઘડો ઘણો વધી પડયો. જેમ જેને ફાવે તેમ બોલવા લાગી. હાથ લાંબા કરી કરીને ઝઘડવા લાગી. જોસભેર થતો ઝઘડો જોવાને લોકોની ગીરદી તે તરફ ભેગી થઇ. કેટલાંક બૈરાંઓએ વચ્ચે પડી, મહા મહેનતે તેઓને છુટાં પાડયાં. પરંતુ તેઓતો એક બીજી સામે બોલતીજ રહી. લોકોને તેથી જોવાનું ને હાંસી કરવાનું મળ્યું. તેમને જોઇતું હતું તે મળ્યું! તેટલામાંતો, દર્શન ખુલ્યાં એટલે "જે—જે" ની બુમો પાડતાં સૌ ઠાકોરજીનાં દર્શન કરવાને દોડયાં. દર્શન થયાં ન થયાં, પણ લોકોની ગીરદીની ભીડાભીડમાં એક બીજાથી કચરાઇ, દબાઇ, ચંપાઇ, ઝાપટી-યાની ઝાપટો ખાઇ, એક છેડેથી બીજે નીકળી જવા માંડયા ને દર્શન થયાનું કામ પૂરૂં થયું સમજી સહુ ત્યાંથી પોતપોતાને સ્થાનકે જવા લાગ્યાં.

---

# પ્રકરણ ૫૦ મું.

## ઝઘડાનું સ્વરૂપ.



વહેવાણ વહેવાણનો ઝગડો મંદિર જેવાં જાહેર સ્થળમાં હજારો માણસની મેદનીમાં થયો, જેથી તે વાતને પ્રસરી જતાં વાર લાગી નહિ. લોકોમાં તેનીજ વાત થવા લાગી. અને જેમ જેને ભાવે તેવી વાતો કરવા લાગ્યાં. ગુમાન વહેવાણ ક્રોધથી

ગાંજેલી નહિ, કોઇનો પણ ટુંકારો સહન કરેલો નહિ, તેને આજે પોતાની વહેવાણના બોલો સાંભળી પોતાના ગુમાનને નીચે નમી ગયું જોવું પડયું. જોકે તેમાં કસુર તેનીજ હતી. આડાઇથી ને ચીડ ચડે એવા બોલો બોલવાની પહેલ તેણેજ કરી હતી. પરંતુ તેના બધા બોલને દબાવી દે તેવા કમળા શેઠાણીના બોલોથી તે હારી ગઇ એવું તેને પોતાને લાગ્યું. ને તેથી તે ઘણાજ ગુસ્સામાં આવી ગઇ. મંદિરમાંથી નીકળી તે બીજે ક્યાંય ન જતાં સીધી ઘેર આવી. નરસીદાસ વહેવાઇ બીચારા ગવારફળી વીણતા બેઠા હતા. તેની ઉમર વૃદ્ધ થવા આવી હતી. શરીરે જાડા ને માથું ઘણું મોટું હતું. તે તદ્દન ભોળા ભટાક હતા. જેથી તે બીજું કામકાજ ન કરતાં માત્ર શાક ભાજી લાવી આપવાનું કામ કરતા. ને તે કામમાં તે પૂરા કુશળ હતા. તે કામ કરી તે ગુમાન વહેવાણની તાબેદારી બરાબર સાચવતા. તે બીજા કોઇ કામમાં માથું મારતા નહિ. તેમ ગુમાન વહેવાણ પણ તેને બીજા એકે કામમાં માથું મારવા દેતી નહિ. જેથી તેનો ઘરસંસાર કંઇ પણ કંકાશ વગર સરળપણે ચાલ્યો જતો.

નરસીદાસ વહેવાઇએ ગુમાન વહેવાણને આજે ઘણાજ ગુસ્સામાં ચડેલે મોઢે આવતી જોઇ. તેથી તે સમજી ગયા કે આજે કંઇ નવાજુની થયેલી છે. કારણ કે એવા પ્રસંગ કંઈ તેના ઘરમાં નવા નહોતા. ગુમાન વહેવાણ પણ ઘરમાં આવતાંની સાથે છંછેડાયલી વાઘણની માફક છેડાઈ પડી. બહારનો ક્રોધ ઘરમાં જે હાથ આવ્યું તેની ઉપર ઉતારવા લાગી. થોડીવાર તો નરસીદાસ વહેવાઇએ તે બધું ચુપચાપ જોયા કર્યું. ને ગુમાન વહેવાણનો ઘણો ગુસ્સો નીકળી જવા દીધો. પછી હળવેથી તે બોલ્યા કે, અરે! એ ? આજે આવડું છે શું ? આજે આટલાં કેમ બધાં ઉપર ચીડાઓ છો ? એ બધાં એ તમારી શું કસુર કરી જે નકામાં તેઓને ધમકાવો છો. ગુમાન વહેવાણ તો એજ વાટ જોતી હતી કે જો કેમે કરી મારા પતિ બોલે તો તેને વાતમાં વળગી પડું. ને તે તક નરસીદાસના બોલવાથી તેને મળી આવી. તેણે બીજાં બધાંને પડતાં મૂકી તે હવે તેની સામે ઉછળી. ને બોલવા લાગી કે, તમને અહીં બેઠાં બધી શાંતીની વાતો ઉકલે છે. પણ આજકાલ ઓલીનો શું રંગઢંગ ચાલે છે. તેની તમને થોડીજ ખબર છે. તેનોતો મિજાજ ફરી ગયો છે. તેને બીજી કોઇ નથી જડતી તે હું જડી. મારી પાસેથી તે શું કાંદો કઢાડી લેવાની છે ? હું બધો સ્વાદ તેને ચખાડીશ. મંદિરમાં તો ઘણાં માણસોની શરમ આવી.

તેથી તેની સાથે વધારે બોલી નહિ. પણ અલી ! તું એ મારો રંગ જોજો!

નરસીદાસને સીધો જવાબ દેવો તો ત્યાંજ રહ્યો, સીધી વાત કરવી! પણ ત્યાંજ રહી, પરંતુ આતો મંદીરની રહી ગયેલી દાઝ પોતાના ઘરમાં મનમાનતો બકવાદ કરીને ગુમાન વહેવાણુ કહાડવા લાગી. નરસીદાસ બોલ્યા કે, પણ અરે ! તમે કોને આ બધું કહો છો ? કોની સાથે તમે લડી આવ્યાં છો ? એ તો કહો. એટલે મને તો સમજણ પડે.

"વળી બીજું તે કોણ હોય ? પેલી તમારી ગોતી કહાડેલી વહેવાણ ! તેના વિના બીજું કોણ બેશરમ છે ? જે જ્યાં ત્યાં ઝઘડા કરતું ફરે.

તેથી નરસીદાસ સમજ્યા કે, આજે કંઇ વહેવાણુ સાથે ઝપાઝપીમાં આવી જણાય છે. નરસીદાસ જો કે ગુમાન વહેવાણને કોઇ દિવસ કશુ કહેતા નહિ, પણ તે જ્યારે ઘરમાં તેની સ્ત્રીને મ્હોંડેથી કમળા વહેવાણનું વગોણું સાંભળતા ત્યારે તેનો જીવ અંદરથી કચવાતો. તે મનમાંને મનમાં વિચાર કરતા કે, આણે વહેવાણનો પીછો ઘણો પકડ્યો છે, તે એક દિવસ નવું જુનું કરવાની ને તેજ તેની ભવિષ્યની અટકળ આજે ખરી પડી. તેથી તેને ગુમાન વહેવાણ ઉપર ક્રોધ ચડ્યો. ક્રોધાવેશમાં જરા મોટા અવાજે ગુમાન વહેવાણ સામે નજર રાખીને કહેવા લાગ્યા કે, હવે ઘણું થયું. અહીં કમળા વહેવાણ બેઠાં નથી, જે તમારે તેને સંભળાવવાનું છે. આખો દહાડો તેનીને તેની બોદણી કરતાં રહો તો એ તે કંઇ તમારાં દબાયલાં છે ? પોતે જ સભ્યતા પૂર્વક ન વર્તીએ ને પછી શા માટે કોઇનો વાંક જોવા જવું ? તમે તમારૂં તો જરા વિચારો કે, તમારો બડબડાટ કઈ દિશા ઓળંગી જાય છે. હું સાફ કહું છું કે, તમારે કમળા વહેવાણનું જરા જેટલું પણ ખોટું નામ લેવું નહિ. તે બિચારાં પોતાના દુઃખમાં પડેલાં છે. તેનો શા માટે પીછો છોડતાં નથી ને તેનીજ પાછળ મંડી પડયાં છો. તમને બીજું કંઇ કામ નથી ? તમને તમારી ઇજતની દરકાર નથી ? તમને તમારો મોભો જોઇતો નથી ? તમને તમારા મર્તબાની મતલબ નથી ? કે જેમ ન છાજે તેમ વર્ત્યે જવું !

નરસીદાસ તદન જૂના વિચારના અને આબરૂની ઘણીજ દરકાર વાળા, વળી માયાળુ લાગણીના હતા. જેથી આજે તેને પોતાની સ્ત્રીને મોંઢેથી કમળા શેઠાણીને ઘણાજ અપશબ્દો બોલતાં સાંભળી ઘણી રીસ ચડી આવી, ને ચડેલી રીસના આવેશમાં તે ઉપર પ્રમાણે બોલ્યા. હજુ તે વધારે બોલવાના હતા, પરંતુ તેટલામાં વચ્ચેથીજ છેડાઇ પડીને ગુમાન

વહેવાણે તેની વાત તોડી પાડી. પોતાનો બકવાદ શરૂ કરતાં તે બોલી કે, અહો હો ! આતો જાણે તમે પણ કમળીના વકીલ ! ઘણુંય કમળીનું પેટમાં બળે છે !! તો જાઓને જઇને તેની પાસે બેસો. તેથી તમારી કમળીને પણ ટાઢક વળશે. તમને મારી શી જરૂર છે ? બળ્યું ઘરમાં પણ સુખ નહિ ! 'વનની બળી ઘરમાં આવી તો ઘરમાં લાગી આગ !' ઇશ્વર મને મોત પણ નથી આપતો જે, આ ઘરમાંથી ને કમળીના પનારેથી છુટાય. એમ કહી રડી પડી. આંખોમાંથી ટપટપ પાણી પડવા લાગ્યું. ને જાણે તે ઘણીજ અકળામણમાં આવી પડી હોય, તેવી હાલત તેની થઇ પડી. તે ઘણુંજ રડવા લાગી. ને આંખોમાંથી આંસુના રેલા ધોધમાર વહેવા લાગ્યા.

નરસીદાસ બિચારાની કમબખ્તી થઇ પડી. પોતાનું બોલવું પોતાની સ્ત્રીને રૂચ્યું નહિ, તેતો ઠીક પણ આ સ્ત્રી ચરિત્રની રીતમાં તેને કંઇજ સમજ પડી નહિ. તેથી તે હાથમાં માળા લઇ, એક ખુણામાં આસનીયું ગોઠવી પલાંઠો વાળી માળા ફેરવવા મંડી ગયા. એટલે ગુમાન વેવાણ સામે હવે કોઇ રહ્યું નહિ. તે રડી રડીને થાકી એટલે પોતાની મેળે શાંત રહી. ઘણું રડવાથી પોતાનો ગુસ્સો પણ ઉતરી ગયો, તેથી તરત વેળા તે વાતને પોતાના દિલમાંથી કહાડી નાંખી કામકાજ સંભાળવામાં રોકાઇ.

કમળા શેઠાણી ઘણાજ દુઃખાયલાં દિલે મંદિરમાંથી ઘેર આવ્યાં. તે પોતાના દિલ સાથે અત્યંત વિચાર કરતાં ચિંતાગ્રસ્ત બેઠાં હતાં. મુનીમને આજની વાતની ખબર દુકાન ઉપર પડી હતી. તેથી તે આજે વહેલો કમળા શેઠાણી પાસે આવ્યો હતો. તેણે કમળા શેઠાણી પાસેથી સર્વ વાત સાંભળીને તેને ઘણી આસના વાસના કીધી. કંઇ ફિકર ન કરવા દિલાસો આપ્યો. પોતાની મોટાઇ સંભાળવા જણાવ્યું, ને ઘણાજ ધીરજનાં વચનો બોલીને તે બોલ્યો કે, આ બાબતમાં હું નરસીદાસ વહેવાઇ પાસે જઇશ.

મુનીમનાં કહેવાની સારી અસર કમળા શેઠાણીને થઇ. તે કંઇ પણ મેલ પાપ રાખ્યા વગર નિષ્કપટપણે ખરી વાત કરતો. વળી તે સુજ્ઞ હતો, જેથી તેનું બોલવું સામા માણસને સારી અસર કર્યા વગર રહેતું નહિ. કમળા શેઠાણીને ધીરજ મળે તેવાં તે શીખામણનાં વચનો કહી, તે ત્યાંથી રવાના થયો.

મુનીમના ગયા પછી થોડીવારે મીઠોભાઇ આવ્યો. મીઠાભાઇની હાલ-

ચાલ ફાતડા માણસના જેવી હતી. પરંતુ તે માધવદાસ શેઠ જેવા સારા સગાની ઓથથી સારી પાયરી ઉપર ચડી ગયેલો જેથી તે જરા રોફમાં રહેતો હતો. રોફ મારતો મારતો તે ગુમાન વહેવાણનું બુરૂં બોલતો કમળા શેઠાણી પાસે આવી કહેવા લાગ્યો કે, કાં મેં તમને કહ્યું નહોતું કે, તે તદ્દન હલકી છે. હવે તમને તેની પક્કી ખાત્રી થઇ હશે. હલકાંના સહ-વાસથી આપણે પણ હલકાં કહેવાઇએ તેની સાથે આપણી પણ સાચી ખોટી વાત થાય. તેટલા વાસ્તેજ મેં તમને કહ્યું હતું કે તેનાથી ચેતીને ચાલવું.

કમળા શેઠાણી—પણ મીઠાભાઈ! હવે આપણે બીજું શું ચેતીએ. આપણે આપણું પેટ આપ્યું છે. તે કપાળ સાથે કાન જડયા બરાબર છે. તે હલકી છે તો આપણા કહેવાથી સારી થનાર નથી. અને એક હલકું હોય તેથી બધાં હલકાં થઇ જવાનાં નથી. લોકોને તો સાચી ખોટી વાત કરવાની ટેવ પડેલી હોય છે. તેને આપણે શું કરીએ?

મીઠાભાઇ જરાક મોઢું પલકાવીને બોલ્યો કે, નારે! એતો હું એમ કહું છું કે, હજુ તો આ કુંવારે સગપણે વહેવાણ આમ કરે છે, તો તે પરણાવ્યા પછી શું ન કરે? હજુ તમે એના રંગ તો જુઓ! તે કેટલાએ રંગ બદલશે. મને તો એ વિચાર થાય છે કે, આપણી ગરીબડી ભાનુનું તેને ત્યાં કેમ નીભશે! જે તમને ઘડી ઘડી કેવું કેવું સંભળાવે, તે બચ્ચાંને કંઇ છોડશે!

કમળા શેઠાણી—પણ જુઓ, મીઠાભાઇ! હોય. કોઇનો સ્વભાવ હલકો પણ હોય ને તેથી તે હલકાઈ બતાવે, પણ આપણે ખરૂં કામતો દીવા સાથે છે. દીવો જો સીધો હોય તો કોડીયું ગમે તેવું વાંકું ચુકું હોય, તેની સામે આપણે શા માટે જોવું જોઇએ? આપણે આપણા જમાઈ સામે જોવાનું છે. તે બિચારો કેવો ઉમદા સ્વભાવનો છે? આપણી બાળ-કીનાં નશીબમાં ચાર દીવસ સાસુનાં કલાંઠપણાનું દુઃખ સરજેલું હશે, તો તે ખમી લેશે. સંસારમાં સાસુ વગરે કોઇકજ છોકરી હશે. માટે આપણે સાસુ સામે જોવાનું નથી. જમાઇ સારો છે, તો ભાનુની શી ફીકર છે?

મીઠાભાઇ—હા. પણ તમે શાણાં છો તેથી જ એમ બોલો છો. પરંતુ એ કંઇ ઓછી નફ્ફટ નથી. એ એના ઘરમાં ભારે નફ્ફટ નીકળી. બાકી ઘરનાં બીજાં બધાં માણસો કેવાં મજાનાં છે?

નરસીદાસ વહેવાઇ તો જાણે ખરેખરા નરસીંહ મહેતાના જ અવતાર ! ન કોઇ સાથે બાઝવું, ન કોઇને વળગવું, ન કોઇની સાથે તકરાર ને ન કોઇની પંચાત. એના સામે જોઇનેજ આપણે માધવદાસ શેઠની હૈયાતીમાં ભાનુનો સંબંધ જોડયો. પણ આ વહેવાણે કંઇ ઓછો ભવાડો માંડયો છે ? તે ડગલે ને પગલે તમારો પીછો પકડીને ઉભીજ છે. તમે મોટાં મનવાળાં છો. એટલે મનમાં કશું નથી લાવતાં. પણ તમારી જગ્યાએ કોઇ બીજું હોય તો શું વહેવાણનું સાંભળીને બેશી રહે કે ? દીકરી તેને ઘેર દેવાથી શું આપણે તેના વેચાણ થઇ ગયાં, કે એ નફટ જેમ બોલે તેમ સાંખ્યે જવું ? શું કંઇ દુનિયામાં જમાઇ મળવાના ટોટા છે કે છોકરો એણે એકલીએજ જણ્યો ? જો એમ હોત તો દુનિયા આટલી વસી ક્યાંથી ? ખરેખર ! મેં ઘેર આવીને બૈરાંઓ પાસેથી આજની વાત સાંભળી, ત્યારથી તો મને ઘણું લાગી આવ્યું. બીજે ક્યાંય ન જતાં સીધો તમારી પાસે આવ્યો. પણ હું તો મૂળથીજ તેને જાણતો હતો કે, એ બાવળનું ઝાડ છે. તેમાંથી કાંટાજ નીકળવાના. ને હજુ પણ કાંટાજ નીકળશે. પણ હશે રે ! તેને માટે તમારે ઘણું શોચવાનું નથી. એતો આપણે બધાં સાથેજ છીએ. વખત આવ્યે થવાનું તે થઇ રહેશે. હું પણ મને ફુરસદ મળશે તો વહેવાણને ત્યાં જઇશ ને બે વચન કહીને સમજાવીશ. આપણે તો એને વતાવીએ પણ નહિ. પણ શું કરીએ જે તેની સાથે સંબંધનો પનારો પડયો તેમાં પણ જો થોડું ઘણું બોલીને બેસી રહેતી હોય તો આપણે ગણકારીએ પણ નહિ. પણ આતો સાળુ છેક જ હદ ઓળંગી જાય, તે કેટલું સહન થાય ?

મીઠોભાઇ આ રીતે પોતાના બોલવામાં જુદા જુદા પ્રકારનું થોડું થોડું મિશ્રણ કરી કમળા શેઠાણીને રાજી રાખવા તેના વખાણ કરતો અને ગુમાન વહેવાણનું બુરૂં બોલતો તેમાં પણ પોતાનો હેતુ હતો.

જ્યારથી કમળા શેઠાણીને ગુમાન વહેવાણ ઉપર ધિઃકાર છુટયો હતો, ત્યારથી તે એવી ગણત્રી કરવા લાગ્યો કે, મનુષ્ય ધારે તો તે શું ન કરી શકે ? માત્ર તેણે સતત્ પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ. પ્રયત્ન ચાલુ રાખતાં વખતે નઠારાં કાર્ય પણ કરવાં જોઇએ ! તે વગર પોતાનું કાર્ય સિદ્ધ થતું નથી. તેમાં પણ વળી મારા જેવો બાહોશ માણસ શું ન કરી શકે ? મુનીમે ભલેને ઘણી હુશીયારી વાપરી માધવદાસ શેઠ પાસેથી બક્ષિસ પત્ર લખાવી લીધું. પણ તેમાં તેને બિલકુલ ફાવવા દઇશ નહિ. કમળા શેઠાણી

પાસેથી તો તેને ખસતો કરી દીધો. જો કે તે આવે જાય છે, પણ આગળ જેવું રહ્યું નથી. કમળા શેઠાણી તેનું માન પણ રાખતાં નથી. તેમ તેના ઉપરથી તેનો વિશ્વાસ પણ ઉઠી ગયો છે. એટલે એ કંઈ જેવી તેવી ફતેહ નથી. એ એક સારી ફતેહ સમાન છે. મનુ હતો, તેને તો મુનીમેજ પલાયન કરી દીધો. અને તે આ દુનિયા પર હશે કે નહિ, તે પણ કોણ જાણે છે? એટલે તેના વાસ્તે કંઇ કરવા જેવું રહ્યું જ નથી. હવે એક આ ભાનું છે ને તે જો મારી તરફેણમાં આવી જાય, તો પછી કમળા શેઠાણી ક્યાં જવાની છે? તે આખરે મારેજ આધારે. અને પછી માધવદાસ શેઠની મોટી મીલકત મારે જ હાથ આવવાની! એવી તેની ધારણા હતી. તેથી હવે તે ભાનુને પોતાની તરફેણમાં લેવાની વેતરણમાં હતો. તેને એવી ઇચ્છા હતી કે, જો ગુમાન વહેવાણ અને કમળા શેઠાણીનો ઝઘડો ઘણો વધી પડે, તો ભાનુનું થયેલ વેવીશાળ તોડાવી નાંખવું અને તેમ કરી ભાનુને પોતાના વગમાં ગોઠવવી કે, જેથી પોતાનું ધાર્યું સિદ્ધ થાય. એવું વિચારીને તે પોતાની ગણત્રી પ્રમાણે પોતાનું કાર્ય કર્યે જતો હતો.

કમળા શેઠાણી તેનો એ હેતુ જરા પણ સમજી શકતાં નહોતાં, તે તો બિચારાં માધવદાસ શેઠનાં મરણ પછી, મનુ ચાલ્યો જવાથી અને એકલી ભાનુ હતી, તેની સાસુ કલાંઠ નીકળવાથી ને તે ખોટા ઝઘડા ઉભા કરતી હોવાથી તે બિલકુલ ડગાઇ ગયાં હતાં. તેને કોઇ પોતાના માણસ તરીકેની ઘણી જરૂર હતી, ને મીઠાભાઇ પોતાની બહેનનો વર થતો હોવાથી તેને પોતાનો સમજી તેના બોલવાને વજન આપતાં હતાં. તેમ તેને માન પણ આપતાં હતાં જેથી તે નીચનું ચઢી વાગ્યું હતું! મુનીમ સાથે તેને કંઇજ દ્વેષ નહતો. માત્ર મનુ ચાલ્યો જવાના કારણથી મીઠાભાઇએ તેનો ઉપર શક ઉપજાવી દીધો હતો, જેથી તે મુનીમનાં બોલવાં ઉપર ઝાઝું વજન આપતાં નહિ. કે ઝાઝો વિશ્વાસ મૂકતાં નહિ તેટલા ઉપરથી નીચ મીઠાભાઇએ છેક નીચી પંક્તિની ગણત્રીઓ કીધી હતી. પણ તેને ખરાં રૂપમાં કમળા શેઠાણી ન સમજી શકતાં હોવાથી તેની આજની વાતને ખરી લાગણી પૂર્વકની માની તેનો ઘટતો ઉત્તર વાળ્યો.



# પ્રકરણ ૫૧ મું.



## મુનીમ ગુમાન વહેવાણને ઘેર.





રાત્રે વાળુ કરીને નરસીદાસ પોતાના ઘરનાં માણસો સાથે વાતો કરતા બેઠા હતા. ગુમાન વહેવાણને પણ કમળા શેઠાણી સાથે મંદિરમાં થયેલા ઝઘડાની રીસ ઉતરી હતી. ને આજે શા ઉપરથી ઝઘડો થયો તેની વાત શાંતિથી ગુમાન વહેવાણ તેના ઘરનાં બધાં માણસો પાસે જણાવતી હતી. સ્ત્રીઓની રીત પ્રમાણે પોતાનો વાંક છુપાવી કમળા શેઠાણી માથે ઝઘડાનો વાંક ઢોળતી હતી. ઘરનાં બધાં માણસો તે વાતને એક ચિત્તે સાંભળતાં હતાં. ચીનુભાઇને તેની માની આ વર્તણુક બિલકુલ પસંદ પડતી નહોતી. પણ તે બિચારો વડીલોની આમન્યા લોપી શકે તેવો ઉદ્ધત કે હિમતવાન નહોતો. જેથી તે મુંગે મોઢે પોતાની માનો વાંક જોતો જતો હતો. બાળપણને લીધે તેવી વાત ઉપર ઘણું ધ્યાન પણ આપતો નહોતો. વાત રસ ભેર ચાલી રહી હતી. તેટલામાં માધવદાસ શેઠનો મુનીમ ત્યાં આવી પહોંચ્યો. ચાલતી વાત બંધ રહી ને નરસીદાસે ઘણા આદરપૂર્વક મુનીમને આવકાર આપી યોગ્ય આસને બેસાડયો. અરસપરસ કુશળ અંતર પુછાયા બાદ નરસીદાસે મુનીમને જણાવ્યું કે, કહો મુનીમજી ! આજે તમે કંઈ મહેરબાની કરી ! બોલો અમારા જેવો શો હુકમ છે, તે ફરમાવો.

મુનીમ—નહિરે, શેઠ સાહેબ ! એમાં મહેરબાની શું કરવાની હતી ? ને વળી અમારે આપને શા હુકમ કરવાના હોય ! એતો અમસ્તો આપને ઘણા દિવસ થયા મળાયું નહોતું જેથી મુલાકાત લેવાને આવ્યો છું. હમણાં હમણાં તો ચીનુભાઇ શેઠ પણ કદી આવતા નથી. તેથી વિચાર થયો કે જરા આંટો મારી આવું. પણ હું ધારૂં છું કે, મારા આવવાથી આપની ચાલતી વાતમાં વિક્ષેપ પડયો હશે ?

નરસીદાસ—નહિરે, મુનીમજી ! એ તમે શું બોલો છો ? તમારા આવવાથી વાતમાં કંઈ વિક્ષેપ પડયો નથી. એ તો જરા તમારાં શેઠાણી અને અમારા ઘરમાંથી મંદિરમાં કંઇ વઢવાડ થઇ હશે. તેની વાત ચાલતી હતી. પણ એ તો બૈરાંની જાત છે તેને કંઇ લાંબી સમજ છે કે, સગાં સગાંઓમાં કેમ વર્ત્તવું ?

મુનીમ—હોય ! બૈરાંઓની સ્વભાવ પ્રકૃતિજ એવી હોવાથી તેનામાં સહન શક્તિ ઓછી હોય છે. તેથી તે કોઇ કોઈનું સાંખી ન શકવાથી ઝઘડાને વધારી મૂકે છે. પણ તે આપણા ઘરને શોભે નહિ. ભૂલથી કદાચ એમ થઈ ગયુ, તો હવેથી એમ ન થવા અમારાં શેઠાણીને પણ સમજુત આપી છે, ને અમારાં વહેવાણને પણ હાથ જોડીને મારૂં એજ કહેવું છે કે, મોટું મન રાખીને ક્ષમાનો ગુણ રાખવો. પણ ઝઘડો કરવો નહિ.

ગુમાન વહેવાણ આ બધું સાંભળતી હતી. તેને ઉતરેલી રીસ પાછી ચડી ને મંદિરનો રહી ગયેલો ખંગ અત્રે વાળવા તેને ઠીક તક મળી ! મુનીમની વાતને ઝડપી લઇને તે કહેવા લાગી કે, એમાં અમને શીખામણ દેવા જેવું કંઇ નથી. હું તો એક શબ્દ પણ બોલી નથી. મને તો ઘણાં માણસોની વચ્ચે બોલતાં પણ શરમ થાય. મારી તો જીભે ન ઉપડે ! પણ તમારી શેઠાણીતો કટકનો ઘોડો ! તેને ઉલળતાં વાર નહિ ! તેમ હમણાં હમણાં તો કંઇ મિજાજ એટલો વધી ગયો છે કે, ઝઘડો કરતાં કશી વાર નહિ ! ડાચેફાટ બોલતાં શરમાય પણ નહિ. અમારાથી તો તેના જેવું થવાય નહિ. નહિતર શું તેના મોંમાં જીભ છે ને સામે કોઇ મુંગું હોય ? પણ પોતાની લાજને વિચારી બધા બોલ સહન કર્યા. પણ મુનીમજી ! માધવદાસ વહેવાઇનાં ઘરની રીત પ્રમાણે આમ ન શોભે. તમેજ કહો કે, તેમાં મારો વાંક તમે શું જોયો ?

" વાંક ? વાંક દાતરડાંનો ! વહેવાણ ! કંઇ એકલે હાથે તાળી પડે છે? હું કંઇ તમારો વાંક કાઢવા નથી આવ્યો. પણ હવે એમ છે કે, સ્વભાવને ગરમ ન રાખવો જોઇએ. તમે પોષાક પાછો મોકલ્યો, ને તે વાત તમને કહી, તેમાં તમારે ગરમ નહોતું થાવુ. "

" ના ! ના ! તમે વાંક કાઢવા નથી આવ્યા ત્યારે આ મશ્કરી કરવા આવ્યા છો ! હું તેની સાથે શું ગરમ સ્વભાવ રાખીને બોલી, તેતો મને કહો ? ગોળ ગોળ જેવી વાત કરીને વાંકતો મારી ઉપર ઢોળ્યે જાઓ છો ! ને ઉપરથી વળી શાણપણ કરો છો કે, " તમારો વાંક કાઢવા

નથી આવ્યો." તો મુનીમ સાહેબ! ઘણું નામું લખી લખીને તમે ઘણા હોશિયાર થયા હશો તો અમે થોડું પણ જાણતાં હઇશું. કંઇ ઘાસ નથી ખાતાં. જે સમજવામાં ન આવે! તમે પણ ઘણાં સારાં માણસ છો તે જાણ્યું! બધી બાધી મૂકી રાખો. એતો માધવદાસની મહેરબાનીથી તમે માણસની હારમાં આવ્યા, એટલે અહીં શાણપણું કરવા આવ્યા છો. વાંક કોણનો છે તે જોતા નથી. વાંક તમારી શેઠાણીનો છે. તેતો કંઇ બોલતા નથી. ને મને કહો છો કે, તમારે ગરમ નહોતું થવું પણ હું શું ગરમ થઈ તે તમે કાં બોલતા નથી? જો બોલો તો મને સમજતો પડે, કે તમારાં શેઠાણીએ તમારી પાસે શું મગ ભરડયા છે!"

"મારાં શેઠાણીએ મને કાંઇ ખોટું સમજાવ્યું નથી, અને તે ખોટું બોલે એમ પણ નથી. તેમ તમે ખોટું બોલો છો એમ પણ મારૂં કહેવું નથી. વાંક જોઇએ તેનો હોય, તે પણ મારે નક્કી કરવું નથી. માત્ર ઝઘડો થયો છે, તેજ ખોટો થયો છે, તે ઝઘડો કરી દુનિયાની હાંસીમાં આવવું ને અંદર અંદર કલેશ કરવો તે માધવદાસ શેઠ અને નરસીદાસ શેઠનાં ઘરને છાજતું નથી. એટલું કહેવાનેજ આવ્યો છું. ને તમને મારી અરજ એજ છે કે, તે બિચારાં દુઃખાયલાં છે. તેનું ઓછું મન છે. મનુભાઇ ચાલ્યા જવા પછી તેનું ચિત્ત પણ બરાબર સ્વસ્થ નથી. તો તમારે તેના સામું દીલાવરપણું દાખવવું, તેના દુઃખમાં ભાગ લેવો, ને તેને ધીરજ મળે તેમ વર્તવું એ તમારાં જેવાં સારાં સગાંની લાયકાત છે."

"અહો હો! મુનીમજી!!! શું તમારાં શેઠાણીનું દીલ દુઃખાયલું છે? જે તમે પણ ઉલટાનું સુલટું કરી સમજાવો છો. જેનું 'દિલ દુઃખાયલું હોય તેને ઝઘડો કરવો ઉકલેજ નહિ. જો તેનું દિલ દુઃખાતું હોત તો તે મનુભાઇને કહાડી મૂકતે પણ નહિ. કેવો અમારા વહેવાઇનો રાજાના કુંવર જેવો પરાક્રમી છોકરો તેને છંછેડીને ઘર તજવા દેત નહિ. અને તમે પણ સાચા શાણા હોત તો મનુભાઇને ઘર તજાવવામાં શામેલ કંઇ થાત નહિ. માટે હવે ઝાઝી શાણપણ રહેવાદો. "સૂયાણીથી વેતર છાનાં ન હોય" તેમ અમે પણ થોડી થોડી તમારી ગત સમજીએ."

વચ્ચે નરસીદાસ જરા ક્રોધ કરીને બોલી ઉઠયા કે, એતો સમજ્યા, સમજ્યા; હવે છાનાં બેસી રહો. કોઇ માણસ ઘેર આવે તેની સાથે કેમ બોલવું, કેમ વર્તવું, કેવો વિવેક રાખવો, તેનું તો ભાન નથી રાખતાં અને કોઇના ઉખેડા કહાડવા હોય તો તૈયાર! કયારનાં બડબડાટ કરી રહ્યાં

છો તે શું સારૂં લાગે છે ?

ગુમાન વહેવાણ—કોના ઉખેડા કહાડયા ને શું બડબડાટ કીધી ? એતો જે સાચું હતું તે કહ્યું. તેને ઉખેડા કહાડવા અને બડબડાટ કીધાં કહેવાય નહિ. તમે નજરેથી જોતા નથી કે તેની શેઠાણીનું કેવું ઉપરાણું લઇને મુનીમ અત્રે આવ્યા છે ને તે શું બોલે છે ? તમને તમારા ઘરનું જરા જેટલું પણ અભીમાન કયાં છે ? જો તમે તેનો સીધો ઉત્તર આપતા હોય તો વચ્ચે મારે બોલવું પણ શું કરવા જોઇએ ? પણ આ ઘરમાં આવીને સુખતો જોયુંજ નથી !

વહેવાઇ વહેવાણની બોલચાલ વધી જાત. પણ વચ્ચેથી મુનીમે તે વાતને અટકાવતાં જણાવ્યું કે, વહેવાણ ! આપણે સગાં છીએ, આપણે ગાઢ સંબંધથી જોડાયાં છીએ ને હવે આપણામાંજ જો ઝઘડો ઉભો થાય, તો આપણાં બાળકોનાં દિલને કેવું થાય ? તેઓ બિચારાં અરસપરસ હસતાં રમતાં રહી એક બીજાને પ્રેમની નજરથી જોતાં શીખ્યાં છે. તેને આપણા ઝઘડાથી કેવો વિક્ષેપ પડે ? હું તો એટલા વાસ્તેજ તમારી પાસે આવ્યો છું. મેં મારાં શેઠાણીને પણ એજ કહ્યું કે, એ વચન સાંખી લેવાં સારાં પણ ઝઘડો વધારી કલેશમાં ઉતરવું નહિ ને તમને પણ એજ કહું છું. મનુભાઇની બાબતમાં તમે કહોછો, તો ઠીક છે. તમે મોટાં છો. પણ હું સાચું કહું છું ને ઇશ્વરને વચ્ચે રાખીને કહું છું કે, અમે તો ખોટી રીતે લોકાપવાદમાં આવ્યાં છીએ. અમે કંઇ મનુભાઈ જતો રહે તેમાં ખુશી નહોતાં. તેમ અમે એવું પણ ન ધાર્યું કે, મનુભાઇને એ વચન હિતનાં કહેવા જતાં તે જતા રહેશે. પરંતુ બનવા કાળ મોટી વાત છે, ને ભાવી મિથ્યા થતું નથી. તેમ આ પ્રસંગ પણ બન્યો.

મારે મનુભાઇને ઘર તજાવી શું હાંસલ મેળવવાનું હતું ? કોઇ કહેશે કે, માધવદાસ શેઠની મીલકત પચાવી પાડવાની ધારણાથી થયું હશે. પણ મને માધવદાસ શેઠની મહેરબાનીથી અત્યારે કયાં ઓછું છે, હું પણ પાંચ પૈસે સુખી છું. મારે ત્યાં કોણ ખાનાર છે, જે તેના વાસ્તે હું એમ પણ કરૂં ? અમે ધણીધણીયાણી એજ છીએ. તેમાં પણ હવે ઘરમાંથી તો તબીયત સારી રહેતી નથી. રોજ રોજ ક્ષીણ થતી જાય છે. ને જેમ ભગવત્‌ની ઇચ્છા હશે તેમ થશે. પણ વહેવાણ ! લોકોને તો ખોટી વાતો કરવાની ટેવ પડી છે. તેમાં જ તેને મજા પડે છે. તો

જેમ બીજા લોકો બોલે કરે છે, તેમ તમારે બોલવું કરવું ન જોઇએ. અત્યારે તમારીજ કોઇ ખોટી વાત કરે, તો તમને કેવો ગુસ્સો લાગે? તેવું દરેકને માટે સમજી લેવું. મનુભાઇની શોધ કરવામાં અમે જરા જેટલી પણ ક્યાશ રાખી નથી. દરેક દેશાવરોમાં કાગળો લખ્યા છે, માણસો મોકલાવ્યાં છે, અને રોજ ઉઠીને તેનો પ્રયત્ન ચાલુ છે. પરંતુ હજુ સુધી તે સફળ થયો નથી. હવે તો હું પોતે તેની તપાસમાં જવા ઇરાદો રાખું છું. આ મારૂં કંઇ પણ છે, તે હું મનુભાઇનું લેખું છું. જો તે અમને મળી આવે તો અમારૂં જીવતર સુધરી જાય.

ગુમાન—મુનીમજી ! તે ગમે તેમ હોય. જોઇએ તો મનુ પોતાની મેળે ચાલી ગયા હોય, યા તો કોઇના પ્રપંચથી જતા રહ્યા હોય. અમારે તેની સાથે શી મતલબ છે? અમે તો એના વાસ્તે એક અક્ષર પણ બોલતાં નથી. અમારે બોલવાની શી મતલબ પડી છે? પણ એતો આખા શહેરમાં એમ જ વાત થાય છે, તેથી મેં જરા તમારા મોં પર કહ્યું. સગાં છીએ તેથી પોતાના સમજી તમારા મોં પર વાત લાવી. નહિતર જોઇએ તે થાઓની ! તેમાં અમારે શું ? પણ તમારે છે તે કમળા વહેવાણનેમૂ સ્વભાવ શાંત રાખવા કહેવું જોઇયે. ઘણોજ કડક સ્વભાવ રાખવો તે સારૂં નથી એમાંથી તો કદી મોટો ઝઘડો થઇ પડે ને ઝઘડાનું પરીણામ સારૂં આવેજ નહિ.

મુનીમ—વહેવાણ ! એ વાત અક્ષરે અક્ષર તમારી ખરી છે. આપણી વચ્ચે ઝઘડો શોભે નહિ. ને તેથી તો હું ઝઘડાની વાત સાંભળી તમારી પાસે આવ્યો. તમે સમજુ ને શાણા છો. તો આખર ઝઘડાનું પરીણામ સમજી શકયા ને તેથી સમજાય છે કે, હવે ઝઘડો થવાનો સંભવ જતો રહ્યો.

ગુમાન—ઠીક ઠીક. તમે આખર મારીને મારી ઉપર ઝઘડાનું ટોપલું મુકયે જાઓ છો, પણ જાઓ હું તમને કબુલાત આપું છું કે, હું તમારી શેઠાણીનાં એ વચન સાંખી લઇશ. પણ સામે બોલીશ નહિ. હવે તમારાં શેઠાણીને તમારે શું સમજુત આપવી તે તમારૂં કામ છે.

મુનીમ—શાબાશ ! હું ઘણોજ ખુશી થાઉં છું કે, નરસીદાસ શેઠનાં ઘરને શોભે એવી વાત તમારાં મોઢાંમાંથી નીકળતી જોઇ. આ કાંઈ જેવા તેવા આનંદની વાત નથી. વહેવાણ ! આખર તમે કંચન રૂપે જણાઈ આવ્યાં છો. અમારાં શેઠાણીને અમારે શું કહેવું તે અમે બરાબર સમજીએ છીએ. ને જાઓ હું તેની વતી તમને કબુલાત આપું છું કે, એ

તમારાં એ શું પણ ચાર વચન સાંખી લેશે પણ સામે બોલશે નહિ. બોલો, પછી કાંઇ છે ?

કમળા શેઠાણી સાથે મંદીરમાં ઝઘડો થયા પછી ગુમાન વહેવાણ પોતાના દિલથી સમજી જવા પામી હતી કે, ઝઘડો કરવાથી કમળા શેઠાણીને બોલ્યે પહોંચાય તેમ નથી ને હવે તે મારૂં બોલવું સહન કરે એમ પણ નથી. તેથી જ તેણે મુનીમની વાતને ગ્રહણ કરવા યોગ્ય લેખી પોતાનું વલણ નરમાશ પર લાવી હતી. મુનીમ પણ તેથી ખુશી થયો. નરસીદાસને પણ ધીરજ મળી. અને એ રીતે ઝઘડાનાં પ્રકરણનો અંત આવેલો જોઇ ચીનુભાઈ પણ ઘણો હર્ષમાં આવી ગયો. તે પછી મુનીમ વહેવાઇ વહેવાણની રજા લઇ ત્યાંથી ઉઠયો. તે ચાલીને દાદરનાં બેજ પગથીયાં હજુ ઉતર્યો હશે, તેટલામાં ગુમાન વહેવાણે પાછી હાંક મારીને કહ્યું કે, કેમ ? મુનીમજી ! ગયા કે શું ?

“ના, રે ! હજુ તો છું. કેમ ? શું કામ છે ?

“અરે એ તો બધું ઠીક ચાલોને હવે પત્યું. પણું હું તમને એક કહેવાની વાત ભુલી જાઊં છું. તે હમણાજ યાદ આવી. જરા એમ કહું છું કે, હવે તમારાં શેઠાણીને કહીને લગ્ન કરાવી નાંખો. જુઓને હવે છોકરાં પણ મોટાં થયાં છે. અને લગ્ન થઇ જાય તો અરસપરસ ઘણું સારૂં.”

“હા. એમાં શું ખોટું છે ? હું અમારાં શેઠાણી પાસે વાત કરી તમને તેનો ખુલાસો કહેવડાવીશ. વાહ ! એતો ઘણીજ સારી વાત છે.”

“જરૂર. ખુલાસો તાકીદે કહેવડાવજો.”

“જેમ બનશે તેમ તાકીદે કહેવડાવીશ.”

તે પછી મુનીમ ત્યાંથી રવાના થયો.





# પ્રકરણ ૫૨ મું.

## વિજયા દશમીનો તહેવાર.

મુનીમની મુલાકાત પછી ગુમાન વહેવાણ સારી રીતથી વર્ત્તવા લાગી. થોડાક દીવસ એમ શાંતિથી પસાર થયા હશે, તેટલામાં વિજયા દશમીનો તહેવાર આવ્યો. જેથી ગુમાન વહેવાણે ભાનુમતીને પોતાને ઘેર તેડી. ભાનુમતીની ઉમર મોટી થવાથી તેને પહેર ઓઢની હોંસ વધી હતી. વળી વ્યવહારીક રૂઢીને અનુસરી ગુમાન વહેવાણે તેની નાની ઉમરમાં કપડાં લતાં અને દાગીનાનો જે વર વહેવાર કર્યો હતો, તે બધાં ટુંકાં ને નહાનાં પડવા લાગ્યાં હતાં, જેથી તે બદલીને બીજાં કરાવી આપવાને બહાને તે પોતાને ઘેર પાછાં મંગાવી લીધાં હતાં. તેમાંથી થોડાંક તેણે મોટાં તૈયાર કરાવ્યાં હતાં, ને બીજાં વધારે આપવાં જોઇએ તે ઘરમાંથી જે જુની ફેશનનાં પડેલાં હતાં, તેમાંથી આપવા વિચાર કીધો હતો. તે આજે ભાનુમતીને પસંદ કરવા વાસ્તે દેખડાવવા લાગી. જે દાગીના મોટાં કરાવ્યાં હતાં, તે નવી ફેશનનાં નહોતાં. વળી જે જુનાં હતાં તે તદ્દન બેડોળ જેવાં અને ઘાટ વગરનાં જણાયાથી ભાનુમતીને પસંદ પડયાં નહિ. જેથી ભાનુમતીએ કહ્યું કે, સાસુજી! ભલેને એ દાગીના અહીંજ પડયાં હોય. હું દાગીના પહેરવા વગર કયાં બેસી રહી છું? વળી મોટી થઇશ ત્યારે પહેરીશ. મને આ દાગીના પસંદ નથી.

સાસુજી—અહોહો! આતો એની માથીએ વધારે મિજાજી છે. શું નહાની સરખી છોકરીનો મિજાજ છે! આ દાગીનામાં શું જીવડા પડી ગયા છે? કે તને પસંદ નથી. તેનાથી સારા દાગીના વળી બીજા કેવાં

થાય ? જે એ તને પસંદ નપડે ! એમાં તારે કંઇ બોલવા જેવું નથી. અમે અમારી રીત પ્રમાણે કરીએ છીએ.

ભાનુ બીચારી ચુપજ થઇ ગઇ. સાસુજી સાથે વધારે વાત કેમ કરવી ? તેની સાથે બોલાય કે નહિ ? તેની સમજ ન હોવાથી તે કંઇજ બોલી નહિ. પરંતુ તેને સાસુના બોલનું દુઃખ ઘણુંજ લાગ્યું.

ગુમાન વહેવાણે પોતાના માણસની સાથે દાગીના અને કપડાં આપ્યા વગર ભાનુમતીને તેની માને ઘેર મોકલાવી દીધી. ભાનુમતી માને ઘેર આવી. તેજી માબાપની તેજવાન છોકરીએ કદી કોઇનું ઉછળતું વેણ સરખું સાંભળેલું નહિ તે આજે સાસુજીને મોઢેથી સાંભળ્યા પછી તેનું મોં ઉતરી ગયેલું હતું. ભાનુમતી જ્યારે સાસરેથી આવે ત્યારે ઉમંગમાં હોય ને આજે તેમ નહિ પણ ઉલટી ઉદાસ જણાતી હતી. કમળા શેઠાણી ભાનુમતીને જરાક ઉદાસ જોય કે, તેનું મોં ઉતરી ગયેલું જોય, તો તેના દિલને કંઇ ને કંઇ થઇ આવતું. ને તેને પ્રસન્ન કરવા અનેક પ્રયત્ન કરતાં. તેની સાસુના સ્વભાવને હવે તે પીછાની ગયેલ હોવાથી અને આજે ભાનુને સાસરેથી ઉદાસ થઇ આવેલી જોઈ તેણે એવીજ અટકળ કરી કે, વહેવાણ છોકરીને કંઇ બોલી હશે. અને એ વિચારથી તેનું દિલ ઉકળી આવ્યું. પણ ખરી હકીકત જાણવા તેણે હળવેથી પ્રશ્ન કર્યો કે, ભાનુ ! બેટા ! ! આજે આમ કેમ તું ઉદાસ જણાય છે ? શું તારે સાસરે તને કોઇ બોલ્યું ? જે હકીકત હોય તે મને કહે એટલે સત્વર તેનો ઉપાય થાય.

ભાનુ—માજી ! મારે કંઈ કહેવાનું નથી. એતો સાધારણ મારો જીવ ગભરાઇ આવ્યો ને તેથી તમને એમ લાગતું હશે. એમ કહેતાં કહેતાં તો તેની આંખોમાં આંસુના ઝળઝળીયાં ભરાઇ આવ્યાં.

એકની એક લાડકીને આનંદી સ્વભાવની હસમુખી છોકરી જેની આંખમાં પાણી તો શું પણ જરા મોઢું પણ કદી કસાણું ન થાય તેની આંખમાં પાણી આવેલાં જોઇ કમળા શેઠાણીના જીવને ઘણુંજ દુઃખ થઇ આવ્યું. એકદમ ઊભાં થઇ પાસે ઉભેલી ભાનુને પોતાની ગોદમાં લઇ આંખોમાંથી પાણી લુછતાં કહેવા લાગ્યાં કે, ભાનુ ! દીકરા ! ! આ શું ? તને શું થયું ? કહે જોઇએ. તને કોઈ વઢયું ? તને કોઇ બોલ્યું ? તને કંઇ ઓછું આવ્યું ? શું છે. બોલતી કેમ નથી ? જે હોય તે તરત મને કહી દે. હજુ તો કમળા શેઠાણી બોલતાં હતાં તેટલામાં તો ભાનુમતીથી મોટેથી રડી જવાયું. તેને સાસુજીના બોલનું ઘણું લાગી આવ્યું હતું. તે પોતાના

દીલમાં સમાવી શકી નહિ. અને ધ્રુસ્કે ધ્રુસ્કે રોવા લાગી. તેમ તેમ કમળા શેઠાણીનો જીવ અધીરો થવા લાગ્યો. તેનાથી ભાનુમતીનું રડવું દેખી શકાયું નહિ. તે અતી આતુરતાથી પૂછવા લાગ્યાં કે, દીકરી! બેટા!! તું આજે શા માટે રડે છે? આજે આપણો મોટો તહેવારનો દીવસ છે. ને તું શા માટે કચવાય છે? તું રોમાં ને સાચું કહે. તું શાને રડે છે? તેથી મારા જીવને મુદ્દલ ચેન પડતું નથી. પણ કંઇને કંઇ થાય છે. બોલ. જલદી બોલ તને શું થાય છે? મારા સમ, સાચું બોલ. તું શા માટે રોય છે? તું મને નહિ જણાવીશ તો કોને જણાવીશ? જલદી કહે જોઇએ. દીકરી! તને શું થયું છે? આમ આકુળ વ્યાકુળ થઇને દીકરી પાસેથી ખરી હકીકત જાણવા કમળા શેઠાણી કાલાવાલા કરવા લાગ્યાં.

રોષનો ચડેલો ઉભરો રડીને ખાલી થઇ જવાથી ભાનુમતી રોતી બંધ થઇ પણ રોવાના કારણે આંખો લાલ થઇ આવીને ડુંસકાં આવી જતાં હતાં. જરા વધુ શાંત થવા દીધા પછી કમળા શેઠાણીએ પૂછવું પાછું શરૂ કર્યું કે, દીકરી તું કેમ રોતી હતી? હવે મને કહે જોઇએ. ઘેલી! ઓચીતું એમ રડાય? તું રડવાથી મારા દીલને કેવું થાય?

ભાનુમતી હવે સમજદાર થઇ હતી. તે પોતાની મા અને સાસુ વચ્ચે થયેલા ઝઘડાથી જાણીતી થઈ હતી. એટલે આજની વાત કરવામાં તે સાર જોતી નહોતી, તેથી તેણે અત્યાર સુધી છુપી રાખી. પરંતુ રોષ ઘણો ચડેલો તે તેનાથી સમાવાઇ ન શકાયાથી રડી જવાયું, ને હવે તે રડીને શાંત થઇ હોવાથી ખરી વાત નજ કરવા પોતાના મનથી વાજબી લેખી ઉડતો જવાબ આપતાં તે બોલી કે, માજી! મેં તમને કહ્યું ને જે મારો જીવ ગભરાઇ આવ્યો હતો તેથીજ રડી જવાયું. બીજું શું હોય જે હું તમને કહું?

માને તે વાત ખરી ન લાગવાથી તે બોલ્યાં કે, કોઇ દીવસ નહિ ને આજે તારો જીવ ગભરાઈ આવવાનું શું કારણ? મને તે સાચું માનવામાં નથી આવતું. મેં સાચું કહેવા તને મારા સમ દીધા છતાં તું સાચું નહિ બોલે કે? દીકરી! જે સાચું હોય તે કહે.

ભાનુ માના સોગનથી વિચારમાં પડી ગઇ. માના સોગનને ઉડાવી દેવા તેનું દીલ માન્યું નહિ. જેથી તે વિચાર કરીને બોલી કે, માજી! તેમાં કંઇ બોલવા જેવું નથી. તેમ સાર પણ નથી. તમારે તે જાણીને શું કરવું છે! જે જાણવામાં સાર ન હોય, તે પૂછવાથી પણ શું ફાયદો

છે ? માટે તે આગ્રહ છોડી દો.

કમળા શેઠાણીએ કહ્યું કે, હું ફાયદો મેળવવા વાસ્તે તને નથી પૂછતી. પણ તું રડતી હતી શા માટે, તેજ પૂછું છું અને તેનો તું જવાબ ન આપતાં જે વિલંબ કરે છે, તેથી મને જરા પણ ઠીક લાગતું નથી માટે બેટા ! હવે જે હોય તે જલદી કહી દે.

પોતાની માને વધારે વિચારમાં ન રાખતાં ભાનુમતીએ જે હકીકત સાસુજીને ત્યાં બની હતી, તે કહી સંભળાવી. કમળા શેઠાણીને તે સાંભળી મનમાં તો ઘણુંજ ખોટું લાગ્યું પણ મુખપૃષ્ટ ઉપર જરા પણ તેનો ભાવ ન લાવતાં હસીને બોલ્યાં કે, વાહ રે દીકરી વાહ ! તું પણ એમાં શું રડવા લાગી ! આપણે ત્યાં કપડાં લત્તાં અને દાગીનાનો ક્યાં તોટો છે જે તારા મનને ઓછાપણું લાવવાનું હોય ! તને જેવાં પસંદ હોય તેવાં હાલને હાલ બનાવરાવી આપું. તારાથી વિશેષ મારા ઘરમાં બીજું શું છે ? જો દીકરી ! તેમાં કચવાઇને પોતાનું દીલ બાળીએ નહિ. તેથી કરી અમારા દિલને પણ ચેન પડે નહિ. તારી સાસુનો તો સ્વભાવ જ એવો છે. તેના બોલવા સામું જરા પણ જોવું નહિ. તું બાળક છે, ને હજુ સાસુનો આ પહેલીજ વારનો તને અનુભવ છે. તેથી મનને સ્હેજ કલ્પાંત થઇ આવ્યો હોય, પણ હવે તારા મનમાં તેવું કંઇ પણ આવવા દઇશ નહિ. આમ દીકરીને શાંત કરવાને તેના મનમાં વસેલું દુ:ખ ને તેની થયેલી અસર કહાડી નાંખવા કમળા શેઠાણીએ ઘટતાં વચન કહ્યાં ને તેથી ભાનુમતીને જે અસર થઈ હતી તે નીકળી જવા પામી.

---

# પ્રકરણ ૫૩ મું.



## લગ્નની તજવીજ.





દીવસ પર દીવસ જતાં વાર લાગતી નથી. ચીનુભાઇ તથા ભાનુમતીનાં લગ્નનું કમળા શેઠાણીને પૂછી ખુલાસો આપવાને મુનીમ ગુમાન વહેવાણને કહી આવેલ પણ તે થોડા દીવસમાં ખુલાસો ન મળવાથી ગુમાન વહેવાણે પોતાના તરફથી માણસ

મોકલી કમળા શેઠાણી પાસેથી ખુલાસો પુછાવ્યો. કમળા શેઠાણીએ મીઠાભાઇ તથા મુનીમની સલાહ લઇ જવાબ આપ્યો કે, મનુભાઇની હજુ ચાર છ મહિના રાહ જોવાની છે. જો તેટલા વખતમાં તે આવી જશે તો ઘણી સારી વાત છે. નહિ તો પછી અમે લગ્ન કરી આપશું. માણસે ગુમાન વહેવાણ પાસે આવી તે ખુલાસો કહી સંભળાવ્યો.

ખુલાસો સાંભળી ગુમાન વહેવાણ દિલ સાથે વિચાર કરવા લાગી કે, જોયું? વહેવાણ કેવી માથાની મળી છે! મનુભાઇ આવ્યા પછી લગ્ન કરશે! મનુભાઇ દુનિયામાં છે કે નહિ, તેનો તો કંઇ પત્તો નથી. તેની રાહ જોઇને અમારે ક્યાં સુધી બેસી રહેવું? ખચિત આ એની બનાવટનો ઢોંગ છે. પણ એના મનના વિચાર કંઈ જુદા હોવા જોઇએ નરસીદાસ વહેવાઇ પાસેના રૂમમાં બેઠા હતા, ત્યાંથી સાદ કરીને બોલાવ્યા. જેથી નરસીદાસ ગુમાન વહેવાણ પાસે આવી પૂછવા લાગ્યા કે, હેં શું છે? કેમ બોલાવ્યો?

"બીજું શું હોય? આ તમારી વહેવાણે લગ્નનો ખુલાસો કહેવડાવ્યો તે સાંભળ્યો કે નહિ? તે કહે છે કે મનુભાઇ આવશે એટલે લગ્ન કરી આપશું. મનુભાઇ દુનિયામાં બેઠેલો છે.જો એ આવશે ને વહેવાણ લગ્ન કરી આપશે! શું એની પણ લુચ્ચાઇ છે!"

"એમાં શાની લુચ્ચાઇ થઇ? મનુભાઇના સમાચાર તે લોકોને કંઇ મળ્યા હશે, તો તેની રાહ જોવી અલબત વાજબી છે. એમાં તેણે શું ખોટું કહેવડાવ્યું છે જો આપણે કંઇ બોલવાપણું હોય!".

"અહાહા!!! તમે પણ તેનુંજ ખેંચોછો! જાણે તે બોલે તે બધું સાચું. પણ તમને એની પૂરી ખબર નથી. હું તમને સાચું કહું છું જે તેના ભરોસા ઉપર જરાપણ રહેવા જેવું નથી તમે નજરે જોતા નથી કે, તમારો છોકરો યુવાન થયો, એની છોકરી પણ ઉલળગોળા જેવડી મોટી થઇ છે ને હજુ કેવડી મોટી કરશે! આપણે પણ દુનિયામાં સૌની સાથે રહેવું છે કે નહિ? એતો જેમ વહેવાણ કહે તેમ કબુલ! એતો આપણો છોકરો સારો છે. એના ઉપર આપણી ધાક છે તો સીધો ચાલ્યો આવે છે. પણ હવે લગ્નની ઢીલ થાય ને બગડી જવા પામે તો એમાં છોકરાને પણ શું દોષ દેવો! નજરે જોયું નહિ, કે આપણા વહેવાઇના મનુભાઇની શી દશા થઇ? વળી ચીનુની વહુ પણ હવે નહાની નથી. ખાસ્સાં ચૌદ વર્ષ થવા આવ્યાં છે. શરીરમાં તો આમ ફાલતી ફુટતી

જાય છે ! તો એ બધી વાતનો વિચાર કરવા જેવું શું નથી ? કે બસ, એતો વહેવાણે કહ્યું તે સત્તર આના ! પણ જુઓ મારૂં પણ જરા સાંભળવું જોઇએ. હું તમને એમ કહું છું કે, તમે પોતે વહેવાણને ત્યાં જઇને લગ્નનો દીવસ નક્કી કરી નાંખો. હું પોતે જાઉં પણ એ ખોટા બોલી વહેવાણનો કંઈ ભરોસો નહિ. વળી સાચાં ખોટાં કરીને આખાં શહેરમાં બુમાટો કરે ! માટે તમે પોતેજ ત્યાં જાઓ, ને લગ્નનું નક્કી કરાવો. શું સમજ્યા કે ?"

"હા. હું સમજ્યો. પણ હવે છ મહિનામાં શું ખાટું ખારૂં થઈ જવાનું કે બગડી જવાનું હતું ? તમને તો બધી વાતમાં ઉતાવળ ઘણી. જે કામ કરવાનું હોય તેમાં તમને ઉતાવળ ઘણી આવે, પરંતુ જરાપણ થોભી શકો નહિ. તો આ કામ એવું નથી કે, ઉતાવળે પાર પડે. થોડું થોભવું પણ પડે."

"હા. પણ આપણે ક્યાં નથી થોભ્યાં ? શું હવે તમને છોકરાં નહાનાં લાગે છે ? હવે તેને બગડી જવામાં વાર પણ શી ? આજે કળીયુગનો સમય છે. એમાં કાંઈ ભરોસો રાખવા જેવું નથી. જુઓ ! મેં કહ્યું એમજ કરજો. તમે પોતે વહેવાણ પાસે જઇ લગ્નનું નક્કી કરો."

નરસીદાસને આજે તેની સ્ત્રીનું બોલવું તદ્દન જૂઠું જણાયું નહિ. કેમ જે છોકરાં હવે મોટી ઉમરનાં થયાં હતાં માટે તેમનાં લગ્ન થઇ જાય તો સારૂં. તેની ઇચ્છા પણ એવી હતી જે, મારી હૈયાતીમાં ચીનુનાં લગ્ન થઇ જાય તો ઘણું સારૂં. પોતે વૃદ્ધાવસ્થામાં હતા જેથી બધા સંજોગો જોઇ, પોતે પોતાની સ્ત્રીની વાતને મળતા થયા, ને લગ્ન માટે વહેવાણ પાસે જવા કબુલ થયા. બીજે દીવસે નરસીદાસે પોતે મળવા આવનાર છે એવી ખબર કમળા શેઠાણીને આગળથી કહેવરાવી મૂકી. બરાબર ટાઈમસર તેને ત્યાં ગયા. કમળા શેઠાણીએ મીઠાભાઇ તથા મુનીમને વહેવાઈનું સન્માન કરવા બોલાવી રાખ્યા હતા. જેવા વહેવાઇ પોતાને ત્યાં આવ્યા કે, તેને લાયકનું ઘટતું સ્વાગત સર્વેએ કર્યું. વહેવાઇના આવવાથી પોતાને ઘણો સંતોષ થયાનું જણાવ્યું. અને જે કામકાજ હોય તે ફરમાવવા કહ્યું. નરસીદાસે શરૂઆતમાં કુશળ સમાચાર ને ખબર અંતર પૂછ્યા બાદ જણાવ્યું કે, જુઓને ભાઇ ! હવે મારી ઉમર વૃદ્ધ થઇ છે. છોકરાંઓની ઉમર પણ મોટી થઇ છે. માટે જો તેમનાં લગ્ન થઈ જાય તો સારૂં. એમ સમજી તમારે ત્યાંથી ખુલાસો પૂછાવ્યો હતો, પણ મા-

ગુસો મારફતે ખુલાસો મેળવવા જેવું આ કામ નહોતું. જેથી મેં વિચાર્યું કે હું પોતે જઇ આવી તેનું નક્કી કરી આવું. તેથીજ આપ સર્વને આ તકલીફ આપવા જેવું થયું છે.

નરસીદાસ બોલ્યા પછી જરાવાર સૌ ચુપ રહ્યાં. મુનીમ અને મીઠાભાઇએ એક બીજા સામે જોયું. તે પછી કમળા શેઠાણીની ખાનગીમાં સલાહ લીધી. સૌના જુદા જુદા મત થયા. મુનીમનો મત એવો થયો કે, લગ્ન કરી આપીએ તો સારૂં. મીઠાભાઇની બાજી તદ્દન ઉલટી હતી. જેથી તેનો મત લગ્ન કરી આપવાની તદ્દન વિરૂદ્ધ ગયો. તેણે જણાવ્યું કે આપણાથી મનુભાઈ વગર લગ્ન થાય જ નહિ. તેના વગર લગ્ન કરીએ તો લોકો શું કહેશે કે, માધવદાસનો એકનો એક છોકરો, તેની કોણ જાણે શી દશા હશે? અને આ લોકોને લગ્નનો આનંદ અને ધામધુમ સૂઝી છે. આપણને સૌ ફીટકારશે. આપણે દુનિયામાં ચાલવું છે. માટે હજુ મનુભાઇને માટે રાહ જોવી જોઇએ. હજુ કાંઈ ભાનુ એવડી મોટી થઈ ગઇ નથી! આજના વખતમાં સૌ છોકરીને મોટી કરીને પરણાવે છે. તો આપણે ૭ મહિના, બાર મહિના થોભી જઇએ, એમાં કશું ખોટું નથી. એક ઉતાવળીયું કામ કરી નાંખીને લોકોની હાંસીમાં ને રોજના ઉચાટમાં મનુભાઇ ચાલ્યો જવાથી આવ્યા છીએ. વળી આમાં પણ ઉતાવળ કરવી તે મારી સલાહ નથી. પછી તમારૂં ધ્યાન પહોંચે તેમ કરો.

મુનીમ તેનો સંપુર્ણ જવાબ આપી શકે તેમ હતો. મીઠાભાઇની ગતથી જરા પણ હઠે તેમ નહોતો. પરંતુ મનુભાઇ વિષે લોકાપવાદનો તે ભોગ થઇ પડેલો હોવાથી આ બાબતમાં તેણે બિલકુલ જીદ લીધી નહિ. કમળા શેઠાણી અત્યારે એકે મતનાં નહોતાં. તેનાથી કંઇ નિર્ણય થઇ શકતો નહોતો. જેથી તે ચુપકીદીથી મુનીમ અને મીઠાભાઇની સલાહ ભરી વાતો સાંભળતાં બેઠાં હતાં. મુનીમે મીઠાભાઇના મતને તોડવાની કંઇ કોશીશ ન કરવાથી તેનો મત મજબુત થયો. અને ઘણા વાદવિવાદ થયા પછી લગ્નને માટે હાલ થોભી જવાનો ખુલાસો વહેવાઇને આપવા ઠરાવી તે પ્રમાણે વહેવાઇને કહ્યું.

નરસીદાસે ઘણો આગ્રહ કરી ફરીવાર કહી જોયું. પણ મીઠાભાઇના મત આગળ તે મિથ્યા કોશીશ કરવા જેવું થયું. જેથી તેણે નીરૂપાય થઇ ત્યાંથી રજા લઇને જતાં જતાં પણ છેલ્લીવાર કહી જોયું. પરંતુ તે વ્યર્થ ગયું. તેના જવાબમાં મીઠાભાઇએ કહ્યું કે, નરસીદાસ શેઠ! તમારા

જેવા ગૃહસ્થ અમારા વાજબી કારણો સામે લગ્ન કરી આપવાને ઘડી ઘડી કહે, તે અમને સારૂં લાગતું નથી. અમે અમારા છોકરા વગર કેવી રીતે લગ્ન કરી શકીએ? તે મોટો ભાઇ છે. કન્યાદાન આપવામાં તે હોય તોજ સારૂ લાગે. લગ્નનો લ્હાવો લેવાનું ને ધામધુમ કરવાનું તોજ બની શકે. અમે તેની શોધ મેળવવાની પેરવીમાંજ છીએ. માટે તમે ઉતાવળ ન કરો. થોડાક માસ થોભી જાઓ. ને ત્યાં સુધીમાં બધું ઠીક થઇ રહેશે. મનુભાઇ વગર લગ્ન કરવા અમારૂં મન જ કેમ માને? તો તેની અમારે માટેની તમને એટલી પણ લાગણી નથી થઇ આવતી કે, તમે ઘડી ઘડી લગ્નની બાબત આગ્રહ કરો છો? શું તમારે એ ખ્યાલ રાખવાની જરૂર નથી? જો એમ હોય તો તે ખચિત દિલગીરી ભર્યું કહેવાય.

મીઠાભાઈના બોલનો આંચકો નરસીદાસને જબર લાગ્યો. પરંતુ તે ભોળા હોવાથી તેની અસર એક મિનિટમાં તો જતી રહી. તેણે હસીને જવાબ આપ્યો કે, ત્યારે જેવી આપની મરજી. જે વારે આપ કહેશો તે વારે અમે તૈયાર છીએ. મીઠાભાઈ શેઠ! અમારે માટે કશું ખોટું લાવશો નહિ. એમ કહી ત્યાંથી છુટા પડી પોતાને ઘેર આવ્યા.

ગુમાન વહેવાણુ પોતાના પતીને આવવાની રાહ જોઈ બેસી રહી હતી. તેણે નરસીદાસને આવતાંને વાર એવો સવાલ કર્યો કે, કાં, શું કરી આવ્યા? "ઠીક કરી આવ્યા."

"લગ્નનું નક્કી કરી આવ્યા?" "હા."

"ક્યારનું?" "જ્યારે મનુભાઇ આવે ત્યારનું!"

"મોટી ઉમરે પણ તમને મશ્કરી કરતાં શરમનથી આવતી? ત્યારે એમ શું કહો છો કે, ઠીક કરી આવ્યા! હું તો મૂળથી જ જાણુતી હતી કે તેમાં કંઇ શુકરવાર વળવાનો નથી. પણ તમને ઉમેદ રહી જાત તેથી તમને પોતાને મોકલાવ્યા. જો, વહેવાણુ સારી છે, સારી છે, તેની ખબર હવે પડી? તમારૂં પોતાનું માન કેટલું રહ્યું?"

"સારી નહિ ને શું ખોટી છે? તેણે કેવો સરસ વિવેક કરીને સન્માન કર્યું. પણ જ્યાં તેને વાજબી કારણ હોય ત્યાં તે શું કરી શકે? લગ્નની ફીકર મોડા વ્હેલે તેને છે. છોકરી તેની મોટી થાય છે. તમારે શું છે? તમે તો છોકરાની મા છો. તમારે છોકરો મોટો થાય તેથી ફીકર જેવું શું છે?"

"એમાં તમે બહુ સમજો ! શું છોકરો બગડે નહિ ? તમારા વહે-વાઇના મનુભાઇની હકીકત નજરે જોતા નથી ? તે બગડી ગયો તો કેવું પરિણામ આવ્યું ? બગડ્યો છોકરો પછી હાથ ન રહે ને તેનું પરીણામ ખરાબ આવે. ભલે તેને લગ્ન મનુભાઇ આવ્યા પછી કરવાં હશે તો ત્યારે કરે. પણ હું તો મારા છોકરાને બીજી છોકરી પરણાવીશ. મારા છોકરાના નશીબમાં બે સ્ત્રીઓ હશે જેથી આમ બને છે તેમાં આપણે શું કરીએ ?"

"શું તમારે છોકરાને બીજી છોકરી સાથે પરણાવવો છે ? ખબરદાર ! એવો વિચાર કદી પણ લાવશો નહિ. આજે તમારૂં બધું ડહાપણ કયાં ગયું ? તમે એ શું બોલો છો ? એ તમારા ઘરને શોભતું છે ? માધવદાસ જેવા સારાં સગાંનાં ઘર સાથે કામ પાડીને હવે તમે આવું ધારો છો ? શું આપણે દુનિયામાં ચાલવું નથી ? હું તદ્દન તમને એ બાબતમાં ના કહું છું, એટલું જ નહિ પરંતુ એ વાતજ મારી પાસે કરવા તમને સાફ ના કહું છું."

નરસીદાસ ડોસા આજે એવા રૂવાબથી બોલ્યા કે, ગુમાન વહેવાણ કોઈ દિવસ નહિ પણ આજે તેના રૂવાબ આગળ ડરી જઇને તરત વેળા તે વાતને પડતી મૂકીને બીજી વાતે વળગી. પરંતુ તેના દિલને કશું ચેન પડયું નહિ

ગુમાન વહેવાણે પોતાના પતીની ઇચ્છા જાણ્યા પછી પોતાના મન સાથે એવો વિચાર કર્યો કે, હવે હું તેને પૂછવા ઉપર રહીશ કે તેને પૂછીને કરવા ધારીશ તો કંઈ બનવાનું નથી. માટે ગુપચુપ બીજી છોકરી મેળવવાનું નક્કી કરી તે પછી એ વાત બહાર પાડવી. એટલે પછી તેનાથી બીજું શું થનાર છે? પછી કંઇ થોડીજ ના કહેવાય એમ છે? જરાવાર કહી વઢીને તે બેસી રહેશે. પણ એક નક્કી થઇ ગયેલી વાતને તોડી શકશે નહિ એમ વિચારી તેણે ગુપચુપ એક બીજી છોકરી સાથે ચીનુભાઇનું વેવીશાળ ગોઠવ્યું.

ગુમાન વહેવાણ પોતાના છોકરા ચીનુભાઇનું વેવીશાળ બીજી છોકરી સાથે ગોઠવી હર્ષાવેશમાં હાંફળી ફાંફળી થતી ઘેર આવી, તેની વધાઇ પોતાના પતીને કહેવા લાગી. જો, કમળા વહેવાણે તમારૂં માનીને લગ્ન કરી આપ્યું નહિ તો ચીનુભાઇનું વેવીશાળ બીજે ગોઠવવું પડયું. નહિ તો આપણે એવું કરવાની જરૂર હતી નહિ.

નરસીદાસ—પણ તમે એ શું કહો છો? કોનાં વેવીશાળની વાત કરો છો? કહેવામાં તમારી ભૂલતો નથી થતી? મારાથીતો કંઈ સમજાતું નથી.

ગુમાન—ના, ના. કહેવામાં કંઇજ ભૂલ નથી થતી. મેં તમને કહ્યું નહોતું જે, હું ચીનુભાઇનું વેવીશાળ બીજે ગોઠવીશ. તમે એ વખતે જરા ખીજાઇ પડયા એટલે મેં વધુ વાત કરવી પડતી મૂકી. પણ ત્યાર પછી હું તેની તજવીજમાં રહી આજે ચોક્કસ કરી આવી. એટલે તે વાત તમારી પાસે કરૂંછું. એમાં તમે અજાણ્યાની માફક કેમ પૂછો છો? જુઓ, આ વહેવાઇ વહેવાણ બંને ઘણાંજ સારાં અને મજાનાં માણસ છે. કન્યા પણ રૂપરૂપનો અવતાર રંભા જેવી ને પૂરાં ચૌદ વર્ષની છે. એતો આપણા ચીનુભાઇનાં નશીબ જોગેજ મળી. નહિતો એકદમ એવું મળે ક્યાંથી?

નરસીદાસ—મળે ક્યાંથી? પણ તે તમારો છોકરો તે વગર બેસીજ ક્યાં રહ્યો હતો? શું અટકી રહ્યો હતો? અરર! તમે ઘણુંજ ખોટું કામ કીધું. કલંક લાગે તેવું કામ કીધું. ઇજતને ન શોભે તેવું કામ કીધું. ઘણો ખેદ ઉપજાવે તેવું કામ કીધું. તમને જરા સરખો સારો વિચાર ન આવ્યો? માધવદાસ જેવા સારા સગાંના ઘરની શરમ ન આવી? ચીનુ અને બાળક ભાનુમતીની દયા ન આવી? તમે આ શું કીધું.? તમને આવું ડાહ્યલું થવાને કોણે કહ્યું હતું? અરે! ગમેતેવી શાણી કહો તો પણ આખર તો સ્ત્રી. તેની બુદ્ધી પાનીએજ હોય. તેને વધારે અક્કલ હોતી નથી. તેને શરમ હોતી નથી. તે માત્ર પોતાના લવારાનેજ સમજે છે. બુદ્ધીહીન સ્ત્રીઓને ઈજતની સ્હેજ પણ દરકાર હોતી નથી. આ શું સારી વાત છે જે, મારી પાસે હર્ષભેર કરો છો. જાઓ! અત્રેથી મારી પાસેથી જાઓ. મને તમારી એ વાત સાંભળવી નથી. મને સાંભળવી ગમતી પણ નથી. તમે જાણોને તમારાં કામ જાણે. એમ કહેતાં કહેતાં ક્રોધથી તેનું શરીર કંપી ઊઠયું. પોતાની સ્ત્રી ઉપર ઘણો ગુસ્સો ચડયો પણ બીજો કશો ઉપાય નહોતો. આ બાબતથી તે ઘણા દીલગીર થયા અને તે ઘણાજ વિચારમાં પડી ગયા. લોકો આ બનાવથી શું કહેશે? મારા ઘરની વાત લોકોમાં ચર્ચાશે. હરી, હરી! મારા ઘરમાં આવું કૃત્ય મારી હૈયાતિમાં થાય. તે પણ મને પૂછ્યા વગર થાય. હવે મારે જીવીને શું કરવું છે. ઇશ્વર મને મોત આપો. હું હવે મારી સ્ત્રીનું મોં જોવા જરાપણ રાજી નથી. એમ કહી ઘણું કલ્પાંત કરવા લાગ્યા. જીવને જરા શાંતિ

પમાડવા હાથમાં માળા લઇને બેઠા. પણ આજે તે કામમાં પણ ચિત્ત લાગ્યું નહિ અને દીલગીરીથી મોકળા થયા નહિ. ગુમાન વહેવાણ પણ આથી ઝંખવાણી પડી ગઇ. તે ઘણીજ ગર્વિષ્ઠ ને ક્રોધી હતી. નરસીદાસે તેને અપમાન આપ્યું તેથી ઘણું સખત લાગી આવ્યું. પણ પોતે કરેલું કામ કેવા પ્રકારનું છે તેની પૂરી સમજ ધરાવતી ન હોવાથી તે ચૂપ રહી સાંભળ્યા કર્યું. ઇજતનો અર્થ પોતાનો કક્કો ખરો ઠરાવવામાં સમજતી. અને તેમાંજ તે પોતાની મોટાઇ ને ઇજત સમજતી, એટલે તેમાં તેને વિશેષ વિચારવાનું નહોતું.

નરસીદાસ બિચારા શરમવાળા અને આબરૂની દરકારવાળા હતા. તેને આ બનાવથી ઘણું ખોટું લાગ્યું. પોતાની સ્ત્રી ઉપર અભાવ થયો. ઘર ઉપર અરૂચી આવી. જીંદગી અકારી લાગી, ને ઘણોજ અફસોસ કરવા લાગ્યા. તેણે પ્રેમપૂર્વક ખાવાનું છોડી દીધું. ઘણા અફસોસથી ને ખોરાક બરાબર ન લેવાથી તે સીક પડી ગયા. અવસ્થા પણ થવા આવી હતી તેથી માંદગી વધી જતાં વાર લાગી નહિ. જેથી ચીનુભાઇનું બીજી વખતનું વેવીશાળ કર્યાની વાત હાલ ગુપ્ત રાખી. નરસીદાસની સારવાર કરવામાં રોકાયાં પણ નરસીદાસને આ છેલ્લીજ માંદગી હતી. ઘણા ઉપાય કરાવ્યા, પણ અંદરથી તેનું મન મરી ગયેલું હોવાથી સાજા થયા નહિ ને એક અઠવાડિયાંની માંદગીમાં તેણે પોતાનો પ્રાણ તજી દીધો.

નરસીદાસનાં મરણથી સગાં સ્નેહીઓ લૌકિક વ્યવહાર કરવા તેને ઘેર આવવા લાગ્યાં. તેનાં ઉઠમણાને દીવસે ઘણા લોકો ભેગા થયા. સ્ત્રીઓ પણ ઘણી ભેગી થઇ હતી. ગુમાન વહેવાણને દિલાસો આપવાને તેની જૂની અને નવી વહેવાણો પણ ત્યાં હાજર થઇ હતી. સ્ત્રીઓની ઠઠમાં જેમ હમેશ બનતું આવ્યું છે તેમ ગામ ગપાટા ચાલવા લાગ્યા. કેટલીક સ્ત્રીઓ અરસપરસ વાત કરતી કહેવા લાગી કે, જો બાઈ! ગુમાનબાઇએ હમણા બીજી વારનું તેના છોકરા ચીનુભાઇનું વેવીશાળ કર્યું, તે જો આની છોકરી સાથે. જો આ એની નવી વહેવાણ—આ ચીનુભાઇની નવી સાસુ થાય. એમ આંગળી કરી એક બીજીઓને બતાવવા લાગી. કમળા શેઠાણી પણ ઉઠમણામાં આવ્યાં હતાં તે બિચારાં તો આ વિલક્ષણ વાત સાંભળીને વિસ્મય થઇ ગયાં. કોની વહેવાણ! શું વાત! કોનું વેવીશાળ. થોડી વાર તો તેને કંઇ સમજ પડી નહિ. પણ ભેગી થયેલી સ્ત્રીઓ તો

બાઇ, આ નવી વહેવાણને આ જૂની વહેવાણ એમ કમળા શેઠાણી અને નવી વહેવાણની તરફ આંગળી કરીને બીજીઓને બતાવવા લાગી. કમળા શેઠાણી તરફ આંગળી બતાવીને—જો, આ ચીનુભાઇની જુની વહુ ભાનુની મા, અને નવી વહેવાણ તરફ આંખ ફેરવીને—જો, આ ચીનુભાઈની નવી વહુ ચંચળીની મા. આ માધવદાસનાં ધણીયાણી અને આ અર્થદાસની વહુ. એમ વાતો કરવા લાગી. કમળા શેઠાણીતો આશ્ચર્યથી ચકિત થઇ ગયાં કે, આ શાની વાતો કરે છે? શું ગુમાન વહેવાણે ચીનુભાઇનું બીજે ઠેકાણે વેવીશાળ કર્યું? તે પૂરેપૂરૂં જાણવા વાસ્તે પાસેની સ્ત્રીઓને પૂછી જોયું. તેથી તેમજ કેટલીકે એમ પણ કહ્યું કે, શું કરે? જ્યારે તમે લગ્ન નજ કરી આપો તો પછી ગુમાનબાઇ પણ કેટલુંક જાળવે? આમ ધડ માથાં વગરની થતી વાતોથી કમળા શેઠાણીને ચીનુભાઇનું વેવીશાળ બીજે ઠેકાણે ગોઠવાયાની ખબર થઇ.

---

# પ્રકરણ ૫૪ મું.

## ચીનુભાઇની દીલગીરી.

આખા શહેરમાં ચીનુંભાઇનું બીજી વખત વેવીશાળ થયાની વાત ફેલાઇ ગઇ. લોકોમાં હો હા થઇ રહી. સર્વે લોકો ગુમાનને ધિક્કારવા લાગ્યા ને તેના કૃત્યને વખોડી નીંદવા લાગ્યા નરસીદાસનું મરણ પણ અજબ પ્રકારે થયેલુ જોઇ લોકો અનેક તરેહની વાતો કરવા લાગ્યા. ચીનુભાઇને આથી ઘણું ખરાબ લાગ્યું. એક તો તેની વહાલી ભાનુમતીને આથી સખત પ્રહાર કરવા જેવું થયું. બીજું પોતાને તેની માએ બીજે વેવીશાળ કર્યું તેની ઇચ્છા તો નહોતી પરંતુ તેને કશી ખબર પણ ન પડવાથી વધારે અચંબો પમાડનારૂં થયું. જો મારી માએ મને એ બાબતની સ્હેજ પણ ખબર પડવા દીધી હોત તો હું એમ બીલકુલ ન કરવા દેત. એવો તેના દિલને વસવસો રહી ગયો. ત્રીજું એજ કારણથી પોતાના

પિતાનું થયેલું મરણ દુઃખમાં ઉમેરો કરવા સરખું થઈ પડયું. ચોથું હવે શું કરવું તેની કશી સૂઝ ન પડવાથી તે ચોતરફનાં દુઃખમાં ઘેરાયલો ચીનુભાઈ અત્યંત રડવા લાગ્યો. તેને જરા પણ શાંતિ વળતી નહોતી. તેને પોતાની પ્રિય ભાનુ યાદ આવી. અરે ? હવે હું તેને શું મોઢું બતાવીશ ? તે મને શું કહેશે ? તે બિચારીનાં દિલને કેવું થતું હશે ? તેના કોમળ હૃદય પર કેવો અસહ્ય આઘાત થયો હશે ? અહાહા ! શું તેની મનોરંજક વાણી ! કેવો તેનો અદ્વિતિય પ્રેમ ! શું તેના મનનો આનંદ ! કેવો તેના દિલનો હર્ષ. એ બધાંનું છેદન કરનાર અરે ! અવિચારી માતા ! ! તને સ્હેજ પણ દયા ન આવી ? અરે, અજ્ઞાન્ માત ! તારા આ અવિચારી કૃત્યથી કેટલાંકને દુઃખ થશે તેનો સ્હેજ પણ વિચાર તને ન આવ્યો.

હઠીલી માતા ! તેં આ સાહસ કૃત્ય કરીને શું પરિણામ મેળવ્યું ? તે તું જો. પણ અબુદ્ધ અને ઇર્ષાળુ સ્ત્રીઓને તેની થોડીજ ખબર હોય છે. એવી રીતે એ જેમ જેમ બોલતો ગયો, તેમ તેમ તેના દિલમાં વધારે ને વધારે ઉભરો આવતો ગયો. પોતાના વહાલા પિતા યાદ આવ્યા. તેના સદ્ગુણોને સંભારી સંભારી તે રોવા લાગ્યો. તે અતિ રૂદન કરીને રોયો. પણ કશું ચેન તેને પડયું નહિ. આખરે રડી રડીને થાકયો એટલે વિચાર આવ્યો કે, હું તદ્દન નિર્દોષ છું, પણ તેનો ખ્યાલ ભાનુને શું આવશે ? ચાલ, જીવ ! તેને એક દિલાસાનો કાગળ લખી નાંખું. જેથી એ પણ ખરી હકીકતથી વાકેફ થાય. એમ કહી તેણે એક કાગળ લખ્યો ને તે તેને હાથોહાથ પહોંચાડી આવવા પોતાના વિશ્વાસુ નોકરને આપ્યો. જે તેને બરાબર રીતે પહોંચાડી આવ્યો.

ઘણું રડવાથી ને ઘણો ઉદ્વેગ કરવાથી તે જરા સુઇ ગયો. સુતા પછી ઊંઘ આવી ગઇ. ઊંઘમાં પણ એના એ વિચાર તરી આવ્યા. ઉંઘમાં તે સ્વપ્ન જોવા લાગ્યો. પોતાની પ્રિય મૂર્ત્તિ ભાનુમતી પ્રત્યક્ષ આવી ઠપકો દેતી હોય તેમ કહેવા લાગી કે, મારો શું અપરાધ થયો જે તમે મને તરછોડી. કદાચ મારાથી કાંઈ અપરાધ પણ થયો હોય તો તમારામાં એટલો પણ ક્ષમાનો ગુણ ન વસ્યો જે તમે મને તરછોડીનાંખવા વાજબી લેખ્યું. અરે રે ! શું પુરૂષ તે નિર્દયતાની પ્રતિમા હશે ? આ જેને તમારી કહીને બોલાવતા તે ભાનુનું હવે શું થશે ? શું તમે મારી કસોટી કરવા ધાર્યું ? અરે ! આ વાતની તે કસોટી હોય ? શું તમે આટલા વાસ્તેજ મને ભોળવી, છેતરીને ફસાવી. એક નિર્દોષ બાળા ઉપર આવો ઘાત કરતાં તમને સ્હેજ પણ દયા ન આવી ? હું તમને હવે શું કહું ?

એમ કહીને ભાનુ ઘણું રડવા લાગી. તેની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. તેનાથી વધારે બોલી શકાયું નહિ. પણ તેણે કરેલાં ઘણાં આક્રંદથી મૂર્છા આવી જવાથી તે ચત્તીપાટ પડી ગઇ.

અત્યાર લગી ચીનુભાઇ મુંગે મ્હોડે નીચું જોઇ પોતાની વહાલી પ્રિયાના ઠપકાનાં વેણ સાંભળ્યે જતો હતો. પણ ભાનુને મૂર્છિત થઇ પડી ગયેલી જોઇ તેના હોસ કોસ ઉડી ગયા. તે આવરો બહાવરો બની ગયો. જ્યાં ભાનુ પડી હતી ત્યાં ઝટપટ દોડી ગયો. ભાનુને શાંતિ વળવાને આવેલી મૂર્છા ઉતરવા ઘણી આસના વાસના કરવા લાગ્યો. ભાનુનું માથું પોતાના ખોળામાં લઇ તેની આંખો દબાવી માથે પવન ઢોળવા લાગ્યો ને તેને વીનવતો કહેવા લાગ્યો કે, ભાનુ! મારી ભાનુ! તું જેને ઠપકો આપે છે, તે તદ્દન નિર્દોષ છે. નિર્દોષ છે એટલુંજ નહિ પરંતુ તેને ખબર પણ પાછળથી પડી છે. ખબર પડયા પછી એ તારાજ વિચારમાં ને તારીજ ફિકરમાં હતો. તેટલામાં તો તું આવી. તેં આવીને તારા મનનો ઉભરો ખાલી કરવા ભલે મને ઠપકો આપ એમ સમજી મેં તને બોલવા દીધું. પણ વ્હાલી! ઠપકો આપતાં તને આટલો આઘાત થશે એમ હું સમજી ન શકવાથી મેં મારી નિર્દોષતા તને એકદમ ન જણાવી. હું સાચુ કહું છું કે, હું તદ્દન નિર્દોષ છું. હું ઇશ્વરને વચ્ચે રાખીને કહું છું કે, હું તદ્દન નિર્દોષ છું. હું મારી કુળદેવીના સોગન ખાઇને કહુ છું કે, હું તદ્દન નિર્દોષ છું. વહાલી! તેં મારો જરા પણ અપરાધ કીધો નથી. તું મારા સુખી જીવનનો સાથી છે. ભાનુ! મારી વહાલી ભાનુ!! તું મારી છે. મ્હારી ને મ્હારીજ છે. અને હું ઇચ્છું છું કે, તું મ્હારીજ રહેશે. તું ઉઠ ને શાંત થા. તારા જીવને ઉદ્વેગ ન કર. ચારે બાજુના દુ:ખથી ઘેરાયલા આ તારા સાચા સોબતીને સુખનો સથ્થારો આપ, અને તેની સામે જો.

આ બધું બોલતી વખતે ચીનુભાઈની આંખોમાંથી સરતાં આંસુ ભાનુનાં મોં ઉપર પડતાં હતાં. તેના કારણે તેમજ વખત પણ વધારે થવાથી ભાનુને મૂર્છા વળી તે વખતે તેના મોં ઉપર આંસુના ગરમ પાણીનાં પડેલાં ટીપાં ચીનુભાઇ લુછતો હતો તે ભાનુ સાવધ થવાથી તેના હાથ દૂર કરી, ખોળામાંથી માથું ઉંચકી લઇ તરત દૂર થઇ ગઇ. ચીનુભાઇ જે બોલી ગયો તેમાંનું જરાપણ તેણે સાંભળ્યું નહોતું. આજે ભાનુને સ્હેજ પણ વિશ્વાસ ચીનુભાઇ માટે નહોતો. તેતો માત્ર ઠપકો આપવાજ આવી હતી. તેમાં તે અસાવધ થઇ જવાથી ચીનુભાઇએ તેના શરીર સાથે સ્પર્શ

કર્યો. પણ તે સાવધ થતાં તેને જરાપણ સારૂં ન લાગવાથી તરતજ તે ખસી ગઇ. તેની આંખોમાં રોષ ભર્યો હતો. પોતાના ન્હાનપણથીજ થયેલા સોબતીએ દગો દીધા જેવું લાગવાથી તેનું અંતઃકરણ ચીરાઈ ગયું હતું. આજે તેના દિલને દુઃખનો પાર નહોતો. તે વધારે વાર ત્યાં થોભી શકે એવી પોતાની હાલત નહિ જણાયાથી ત્યાંથી ઉઠીને ચાલવા લાગી. ચીનુભાઇ તેને વીનવતો–કાલાવાલા કરતો, તેની પાછળ સમજાવવા દોડયો. ભાનુ! ભાનુ!! તું ક્યાં જાય છે? આમ કેમ કરે છે? શાને માટે તું ઘણી દીલગીર થાય છે? તું જોતો ખરી. તને મારૂં જરાપણ નથી લાગી આવતું? આમ બોલતો બોલતો તેણે તેને પકડવા હાથ લાંબો કીધો. તેટલામાં તો તેની આંખો ઉઘડી ગઇ. સ્વપ્ન હતું તે જતું રહ્યું. અને તેની નજરમાં કંઇ જણાયું નહિ. જેથી વિચાર કરવા લાગ્યો કે, અરેરે! આ સ્વપ્નું આવ્યું હતું તે પણ ચાલ્યું ગયું! હવે મારો આ સંદેશો ભાનુ પાસે કોણ લઈ જાય? મારો પત્ર તો તેને પહોંચ્યો હશે. તેથી તે જાણશે કે, હું દોષિત નથી–મારો અપરાધ નથી–મેં કંઇ ખોટું કીધું નથી.

એવા એવા વિચાર કરી, ભાનુને બદલે હવે તે પોતાના મનને સમજાવવા લાગ્યો.

---

# પ્રકરણ ૫૫ મું.

## ભાનુની મુંઝવણ.

પણ, દીકરી! તું શાને ઘણું રૂવે છે. રોઇ રોઇને તારી આંખોતો સુજી આવી. ઘણું કલ્પાંત કરવાથી શું વળનાર છે? તું ઘણું કલ્પાંત કરે છે, તેથી મારૂં કલેજું કપાઇ જાય છે. અરે? નીચ વહેવાણ! તને આ કુમળાં બાળક પર દયા ન આવી? એણે તારો શું અપરાધ કીધો હતો જે, તેં કોમળ કળીપર પ્રહાર કર્યો. એમ

કહેતાં કહેતાં તો કમળા શેઠાણીની આંખોમાંથી અશ્રુધારા વહેવા લાગી. ભાનુમતી પાસે જઇ તેનો વાંસો પંપાળતાં રડતે અવાજે–દીકરી, તું રો માં હશે ! નસીબમાં એવું લખાએલું તો હવે તું ધીરજ રાખ. ઈશ્વર સારાં વાનાં કરશે. એમ કહી કમળા શેઠાણી ભાનુની આસના વાસના કરવા લાગ્યાં. તેને ધીરજ મળે એવાં વચનો કહેવા લાગ્યાં. પણ દીકરીનું ચિત્ત આજે બધી વસ્તુ ઉપરથી ઉઠી ગયું હતું. પાછું કોઇ જગ્યોએ ચિત્ત લાગતુ ન હોવાથી એબાકળી જેવી બની ગઈ હતી તેનું ગુપ્ત રડવું ઘણું વધારે હતું. પળે પળે ડુસકાં ભરતી હતી, ને નિશ્વાસ મૂકતી હતી. તેની માનો જીવ એ બધું જોઇને કકળી ઉઠતો હતો, પણ કંઇ ઉપાય નહોતો. ઘણું સમજાવીને દીકરીને ધીરજ આપવા ઘટતાં વચન કહેવા લાગ્યાં. પણ તેની કંઇ અસરજ નહિ. આથી કમળા શેઠાણી મુંઝાઇ ગયાં–ગભરાઇ ગયાં. ને પોતાની વહેવાણને સંબોધીને ઘણું કકળવા લાગ્યાં. પણ શાંતિનો રસ્તો એકે નહોતો. જો ભાનુ કંઇ બોલતી થાય, તેનું ચિત્ત પ્રસન્ન થાય, તોજ તેના જીવને પણ શાંતિ હતી. નહિતો આજે તેને મોટી વીમાસણનો દીવસ હતો. ઘણા પ્રકારે સમજાવ્યા પછી ભાનુ હળવેથી બોલી કે,

માજી ! મને કંઇ ગમતું નથી. હું ક્યાં જાઉં ? હું કેમ કરૂં ? એમ મારા મનને ઘડી ઘડી પ્રશ્ન થયા કરે છે. પરંતુ તેનો કંઇ નિર્ણય થઇ શકતો નથી. માજી ! માજી ! ! મને કંઈ રસ્તો બતાવોને.

“ઘેલી દીકરી ! અમે બેઠાં તારે શાની ફિકર કરવી જોઇએ. વખત આવતાં તે સર્વે થઇ રહેશે. પણ તું જુવે છે તારૂં મોઢું કેટલું ઉતરી ગયું. રડી રડીને તારી આંખો લાલ થઇ ગઇ. દીકરી ! તારે એટલી વીમાસણ શા માટે રાખવી પડે ? તું દુઃખી ન થા. અમે તેનો ઉપાય કરશું.”

“માજી ! હશે. અત્યારે હવે મને કંઇ ગમતું નથી. પણ મારાં સાસુજીએ આમ કરવું જોઇતું નહોતું. તમે પણ લગ્ન કરી આપવામાં હઠ લઇને બેઠાં તો આ પરીણામ આવ્યું. હવે બીજું શું થાય ને શું થવાનું હતુ ?”

“પણ તેની ફિકર તું અત્યારથીજ શા માટે કરે છે ? અમે તેનો ઉપાય કરીશું. દીકરી ! રડીએ નહિ. તેથી તો મારો જીવ કળીએ કળીએ કપાઇ જાય. જો બેટા ! હવે શાંત રહેજે.”

એ પ્રમાણે કમળા શેઠાણીએ ભાનુમતીને સમજાવી શાંત પાડી. તે પણ ઘણું રડી રડીને થાકી હતી. હૃદયનો ઉભરો પણ ખાલી થયો હતો. જેથી તુરત વેળા તે વાત વિસારે પાડવા એક સારૂં પુસ્તક તેણે વાંચવા હાથમાં લીધું.

કમળા શેઠાણીના જીવને હવે કંઇક ટાઢક વળી. ભાનુમતીએ પુસ્તક વાંચવું શરૂ કર્યું એટલે તે પણ ત્યાંથી બીજાં કામપર ગયાં.

ભાનુમતી પુસ્તક વાંચવામાં લીન થઇ ગઇ હતી. આજુબાજુનું તેને કંઇ ધ્યાન નહોતું. તેવામાં એક માણસે આવી તેને બોલાવી. ભાનુમતીએ પુસ્તકમાંથી નજર ફેરવી તેના સામે જોયું તો તેને ઓળખ્યો. આવનાર માણસે તરતજ પોતાની પાસેનો કાગળ ભાનુમતીના હાથમાં આપ્યો. ને કંઇ પણ ઢીલ કર્યા વગર તરત ત્યાંથી રવાના થઇ ગયો. ભાનુમતીએ કાગળ હાથમાં લીધા પછી તે ઉપરનું શીરનામું જોયું તો અક્ષર ઓળખ્યા. અને ઝટપટ તે કાગળનું પરબીડીયું ફોડી અંદરનો કાગળ અધીરી થઇને વાંચવા હાથમાં લીધો.

" પ્રિયતમની પ્રિય ભાનુ !

આપણે જ્યારે લગ્નની વાતો કરતાં તેની આશામાં રહ્યાં હતાં, ત્યારે સ્હેજ પણ ખ્યાલ નહિ હતો કે, આપણી ઉપર દુઃખવાદળ ઘેરાઇ જઇ આપણે અંધકારમાં ગોથાં ખાઇશું. એવી કલ્પના સરખી પણ નહોતી કે, આપણી ઇચ્છિત આશા વિઘ્નમાં પડવાની છે. એવો વિચાર સરખો પણ નહોતો કે, જે આપણાં છે તેજ વૈરીનાં સરખું કાર્ય કરશે.

અહાહા ! દૈવે શુ સૃજેલું હશે ? જે મારી માતાના હૃદયમાંથી આપણા માટેનું દયાનું ઝરણ સૂકાઇ ગયું. તેને દુષ્ટ કાર્યમાં પ્રવર્તતાં સ્હેજ પણ કંપારી ન આવી. અને તે લોભવશ થઇને આપણાં આશારૂપી વૃક્ષમાં કાપ મૂકીને ખુશી થઇ. હિતેચ્છુએ હિતશત્રુનું કાર્ય બજાવ્યું. જ્યાં સ્ત્રીઓને સ્વતંત્ર સત્તા હોય, અને તેમાં પણ તે અણસમજુને અવિચારી હોય ત્યાં ભાગ્યેજ સારૂં કૃત્ય થતું જોઇ શકાય. અણસમજુના હાથમાં સત્તા જવાથી તે ગુમાની થાય. અને ગુમાની થયા પછી તે ખુની થાય; એટલી ઇર્ષા તેનામાં ભરાય છે.

એ ઇર્ષાનાં પરીણામે તારા અને મારા દિલને થયેલી વ્યથાની વાત રહી. મારી અવિચારી માતાનાં નીચ કૃત્યથી મારા દિલને સખત આટકો

વાગી અંદરથી મારો અંતરાત્મા સપડાઇ ગયો છે. તેની વ્યથા ઘણી ભારે છે. હું ખરેખર જીવી ન શકું પણ જો જીવવાની આશા હોય તો માત્ર તારેજ લીધે.

અરેરે! અલ્પબુદ્ધિની મારી માતાએ એ દુષ્ટ કાર્ય કરી નાંખતાં સુધી મને સ્હેજ પણ ખબર ન પડવા દેતાં તે કાર્યમાં તે પૂર્ણ થઇ ત્યાં સુધી હું બિનવાકેફ રહ્યો. તેનો મને ઘણો શોક થાય છે.

ભલે! મારી અજ્ઞાન માતાએ પોતાની મંદમતીથી એ કાર્ય કર્યું, પણ હું તદ્દન નિર્દોષ છું. હું તેમાં જરાપણ સહભાગી નથી. હું તે ઇચ્છતો નથી, ને મને તેની રૂચી પણ નથી. મારા મનમાં તો જે વસેલી છે એજ મારીજ છે, મારીને મારીજ છે ને તે મારીજ રહેશે. એજ મારૂં જીવન ને એજ મારા સુખની સાથી છે.

પ્રિયા! તારૂં મને ઘણુંજ લાગી આવે છે. તારા દિલને થતું દુઃખ મારૂં હૃદય તારી પાસે હોવાથી હું પિછાની શકું છુ. તારી પાસે ન છતાં મારી નજર તારા સામેજ હોવાથી હું તે જોઇ શકું છું. જો તારી આંખોમાંથી પડતી અશ્રુધારા મારા હૃદયને પીગળાવી નાંખશે. તારૂં કલ્પાંત મને કકળાવી નાંખશે. તારૂં રૂદન મને રડાવશે. તારૂ અથાગ આક્રંદ મને દુઃખમય બનાવશે. અને તારો પ્રેમ મને પ્રજ્વાળશે.

ચંદ્રવદની! જેમ રાહુથી ઘેરાયલો ચંદ્રમા શ્યામ થઇ જાય છે, તેમ શોકરૂપી રાહુથી ઘેરાયલું તારૂ ચંદ્ર સમાન વદન શ્યામ પડી ગયેલું જોઇ મારૂં અંતઃકરણ ચીરાઇ જશે.

ચકોરી! તારી હમેશની ચપળ આંખો અમીથી ભરપૂર હોય તે આજે રોષથી ભરપૂર થઇ તેમાંથી નીકળતો અગ્નિ મારા હૃદયને સળગાવી મૂકશે.

કોકિલાસ્વરી! કોયલના સૂર સમાન તારો હમેશનો ઝીણો ને મધુર સ્વર આજે રડી રડી અંદરથી મુંઝાઇ મુંઝાઇ જાડો ને કડક થઈ મારૂં કલેજું કાપી નાંખશે.

તારા હમેશના ગુલાબી ગાલ આજ રડવાના પરિશ્રમથી ડુસકાં ખાઈ ખાઇ અત્યંત લાલ બની જશે.

તારૂ હમેશનું હસતું મોં આનંદના સાગરમાં રમતું ઉછળતું હોય, તે આજે શોક સાગરમાં ડુબેલું હશે.

જો ! જો ! ! તારી વહાલી મા તને કાલાવાલા કરી સમજાવશે, શાંત પાડશે, ને ધીરજ આપશે. પણ તેમ તેમ તું વધારેને વધારે રોઇ પડી દુઃખી બનશે.

તારો રોજનો વિશ્વાસુ, માનીતો અને પ્રેમી સંગાથી તને રીઝવવા તે પોતે દોષિત નથી એવું જણાવવા અને તને શાંત પાડવા તારી પાસેજ ભમ્યા કરશે. પણ તેણેજ તને દગો દીધો હોય એવું તું માની લઇને તેના ઉપરથી વિશ્વાસ ઉઠાવી લઇ વૃથા કલ્પાંત કરીશ ત્યારે એ તારો નિર્દોષ પ્રેમી બીજુ શું કરે ? દુઃખથી દબાઇ જશે.

તારી દયા ખાવાને, તને આસના વાસના કરવાને તારી વહાલી મા તૈયારજ છે પણ ભાનુ ! મારી વહાલી ભાનુ ! ! મને તારા વગર બીજું કોણ છે ? ભાનુ વગર અંધકારમાં ગોથાં ખાતો તારો પ્રેમી મુસાફર ભાનુ-થીજ પ્રકાશમાં આવશે.

મને થયેલી સખત વ્યથાને રૂઝાવનાર એકલી ભાનુ જ છે.

માટે હે કુળવંતી ! તું કંઇ પણ ચિંતા ન કરતાં, તું જરા પણ શોક ન કરતાં, તું નચીંત અને સુખમાં આનંદથી રહેજે. તારા સાચા સોબતી ઉપર હમેશના જેવો પ્રેમ અને પ્યાર રાખજે, અને તેથીજ મારૂં દીલ પ્રસન્ન રહેશે.

લી. શોકાગ્રસ્ત ચીનુ.

પત્ર પૂરો વંચાઇ રહ્યો ત્યાં સુધી જેમ જેમ તે પત્ર વાંચતી ગઇ તેમ તેમ ભાનુના મનને શોક ઓછો થતો ગયો, ને અભિલાષા આવતી ગઈ. પત્ર વંચાઇ રહેતાં તે પોતાનું બધું દુઃખ ભૂલી ગઇ. કાગળ એકવાર વાંચ્યો, ફરીવાર વાંચ્યો, વળી વાંચ્યો; આમ ત્રણવાર વાંચ્યા પછી જરા હસવું આવ્યું અને પછી પોતાના મન સાથે તે બોલવા લાગી કે, અરે ! પણ હું એ કેવું ભૂલી ? મેં તેના માટે કેટલી શંકા કરી ? તે બિચારા કેવા નિર્દોષ છે ? તેનો પ્યાર કેવો સાચો છે ? ખરેખર ! અત્યારે એની દશા દુઃખમય છે ! તે સુડી વચ્ચે સોપારી જેવા છે. અરરર ! મા ! ! મારાથી તેનું દુઃખ ન જ ખમાય. ના રે ! તે મારાથી નજરે પણ ન જોવાય. મારે માટે એમને કેટલી કાળજી છે ? એનો જરા પણ

દોષ નથી. તે શું કરે? માતા પિતાને આધિન તેમાં અવિચારી માતાએ નિર્દય થઇ ખોટું કામ કીધું. ખોટું તે ખોટુંજ. એને તે સાચું કોણ કહે? ભલેને મારાં સાસુજીએ એવી મૂર્ખાઇ કરી. પણ મારા પતિને એમાં શું લાગે વળગે છે? હુંજ એવી! જે મેં એમના માટે શંકા કરી. મનથી પણ દોષિત થઇ. મને તો આસના વાસના આપનાર મારાં માજી છે. પરંતુ એમને કોણ છે? અરે! મારે એમની માફી માગવી જોઇએ. મારે એમના જીવને થતો ઉદ્વેગ શાંત કરવો જોઇએ. અને તેટલા ખાતર મારે એમના પત્રનો જવાબ જરૂર આપવો જોઇએ. એવો નિશ્ચય કરી તે પત્ર લખવા બેઠી. પત્રમાં હું શું લખું? કેમ લખું? શું લખવાથી સારૂં કહેવાય? તેને કેમ સારૂં લાગે? આમ ઉપરા ચાપરી અનેક વિચાર તેના દિલમાં આવ્યા પછી, તેણે પત્ર લખવો શરૂ કર્યો. અને તે પૂરો કરી, એક પરબીડીયામાં બંધ કરી, ચીનુભાઇને સ્કૂલને શીરનામે મોકલી આપ્યો.

---

# પ્રકરણ ૫૬ મું.



## પ્રેમ પત્રિકા.





ચીનુભાઇ પોતાના વર્ગમાં બેસી અભ્યાસ કરતો હતો. ત્યાં પોસ્ટમેને આવી તેના નામનો કાગળ આપ્યો. ચીનુભાઇએ હાથમાં કાગળ લઇ ઉપરનું શીરનામું જોયું, તો અક્ષરો ઓળખ્યા. એ અક્ષરનો તેને ઘણા વખતથી પરિચય હતો. અક્ષર જોવાથી તેના મનને અનહદ આનંદ થયો. પણ વર્ગમાં અભ્યાસ ચાલતો હોવાથી તેજ વખતે તે કાગળને વાંચી શકાય તેમ ન હોવાથી જાળવીને ખીસામાં મૂકયો, ને છુટીની રાહ જોવા લાગ્યો. જ્યારે છુટી મળી કે તરતજ તે હાઇસ્કૂલમાંથી બહાર નીકળી પોતાની ગાડીમાં આવી બેઠો, ને કોચમેનને ગાડી પાછવા તરફ લેવા કહ્યું.

ગાડીમાં બેઠા પછી ઝટ દઇને કાગળ ખીસામાંથી કહાડી પરબીડીયું ફોડી અંદરનો કાગળ તિવ્ર ઇચ્છાથી વાંચ્યો.

પ્રિય પ્રિયતમ !

મારા પુજ્યનીય સસરાજીના ગમખ્વાર બનાવની ગમગીની ભારે થતી હતી. આપના વહાલા પિતાના મરણનો આપને થતો શોક અને તેથી આપનું થયેલું ઉદાસ મન મારી કલ્પના શક્તિએ મને જણાવતાં મને ઘણું દુઃખ થવા પામ્યું. શોકમાં ટળવળતા આપના આત્માની સહભાગિની થઇ આપને થતો શોક ટાળવા હું જો આપની પાસેજ હોઉં તો કેવું સારૂં ? એવો વિચાર મારા દિલમાંથી ઘડીભર છૂટયો નથી.

આપના વહાલા પિતાજીનાં ઉઠમણાની ક્રિયામાં મારાં માજી આવેલાં હતાં. ત્યાં ઘણી સ્ત્રીઓના સમૂહમાં ગુપ ચુપ થતી વાતોએ મારાં માજીનાં દિલમાં કાંઇક શંકા ઉત્પન્ન કરી. જેથી તેનું ખરૂં કારણ જાણવા જીજ્ઞાસા થઇ આવતાં પૂછપરછ કરવાથી ખરી હકીકત મારાં માજીના જાણવામાં આવી. ત્યારથીજ તેમને અત્યંત દુઃખ ઉપજ્યું છે. અમારા ઘર સુધી પહોંચવું તેમને ઘણું ભારે થઇ પડયું હતું અને માજી એવી સ્થીતિમાં ઘેર આવ્યાં કે, તેમનું દયામણું મુખ જોઇ કોઇને પણ દયા આવ્યા વગર કે દુઃખ થયા વગર રહે નહિ. એવી તેમની શોકમય સ્થીતિ જોઇ મેં તેનું કારણ જાણવા તેમને ઘણા પ્રશ્નો કર્યા. પરંતુ તેનો ખરો ખુલાસો તેમની પાસેથી મને મળી શકયો નહિ. પરંતુ તેટલામાં એક પાડોશણે આવી તેમની પાસે એ વાત કરવી શરૂ કરી. ને તેથી મારા જાણવામાં એ દુઃખદાયક પ્રસંગ આવ્યો.

ત્યાર પછીના વખતની ને મારી દુઃખમય સ્થીતિની હું શી હકીકત આપને લખું ? ટુંકામાં એટલુંજ કે, મારી દુઃખમય સ્થીતિ આગળ મારા માજી પોતાને થતું દુઃખ ભૂલી ગયાં, ને મને શાંત કરવા અનેક પ્રયત્ન કરવા લાગ્યાં. પણ વહાલા ! આપ પણ એ કાર્યમાં શામેલ હશો કે શું ? તેનો કંઇ નિર્ણય ન થઇ શકવાથી આપની આ દાસીને કાંઇ શાંતિ વળી નહિ. મારાં માજીએ ઘણા પ્રયત્ન કરી જોયા. પરંતુ તે સર્વે વ્યર્થ. મારા માજીની ઘણી સમજાવટ પછી મને જરા શોક ઓછો થયો. મનને બીજી બાજુપર વાળવા પુસ્તક લેઇ હું વાંચવા બેઠી એટલામાં મને આપનો પત્ર મળ્યો. મેં તેને તિવ્ર ઇચ્છાથી શાંતપણે વાંચ્યો, એક વાર વાંચ્યો.

ફરી વાર વાંચ્યો. વળી પણ વાંચ્યો અને તેથી મારાં દિલને ઘણોજ સંતોષ થયો. તેથી મને ઉપજેલી શંકા દૂર થઇ ને આપની શુદ્ધ નિર્દોષતા મારા જાણવામાં આવી. વહાલા ! આપ હવે મારા વિષે કશી ચિંતા કરશો નહિ. તેટલાજ વાસ્તે દુઃખી બનશો નહિ. આપના માતુશ્રીએ અવિચારપણે સાહસ કર્યું તો ઠીક, પણ તેનો ઉપાય થશે એમ મારાં માજી બોલતાં હતાં. વળી મારા સાંભળવામાં એમ પણ આવ્યું છે કે, આ બનાવ ઘણાઓને રૂચ્યો નથી. અને તેઓ વચ્ચે પડી તેનો નિર્ણય કરશે. વહાલા ! હું એમાં વધારે સમજી શકતી નથી, પણ એતો મેં સાંભળ્યું તે ઉપરથી લખ્યું છે, વળી મારાં માજી પણ આ બનાવથી હબકી ગયાં છે. તે ઘણાંજ દીલગીર થયાં છે, ને એમ પણ બોલતાં હતાં કે, જો લગ્નને વાસ્તેજ આટલી ખટપટ ઉભી થશે, એમ મારા જાણવામાં આવ્યું હોત તો લગ્ન કરી આપવા તૈયારજ હતી. લગ્ન કરી આપવામાં કંઈ ના થોડીજ હતી. પણ મારા મનુભાઇ વગર એમને લગ્ન કરી આપવામાં ઘણું ખોટું જણાતું હતું ને તેથીજ થોડો વખત થોભી જવાને કહ્યું.

આપ બીજા કશાપર ચિત્ત ન લગાડતાં તેમ રતીભાર શોક ન કરતાં આપ આપના અભ્યાસમાંજ કાળજી રાખશો. ઈશ્વર કરે ને આપ પરીક્ષામાં પહેલે નંબરે પાસ થાઓ. એવી મારી મનોવાંચ્છના છે.

મને લખવા ઘણું મન થાય છે પણ વહાલા ! હું શું લખું ? કેમ લખું ? તેની મને કશી સમજ પડતી ન હોવાથી મારા મનમાંજ રહી જાય છે, પણ આપે યથાર્થ લખ્યું છે કે, "મારા મનમાં વસેલી એજ મ્હારી છે, મ્હારી ને મ્હારીજ છે ને તે મ્હારીજ રહેશે" એવી જે પ્રેરણા ઇશ્વરે આપને સ્ફુરાવી છે તે હમેશાં કાયમ રહેશે; એવી આ દાસીને પુરી ખાત્રી છે. વળી આ દાસી બીજું શું ઇચ્છે છે કે, જેણે મારા આ હૃદયમાં સ્થાન કીધું છે, મારા હૃદયમાંથી પ્રેમના ઉગતા અંકુરોને પોષણ કરી ખીલવ્યાં છે, એટલુંજ નહિ પણ ન્હાનપણથીજ જેણે પ્રેમનું બીજ રોપેલું છે, એવો મારા બાળપણનો સાચો સંગાથી, સાચો સોબતી, સાચો સ્નેહી સાચો પ્રેમી તે મ્હારો ને મ્હારોજ છે, ને હમેશાં તે મ્હારોજ રહેશે. તે કદી બીજાનો થનાર નથી. ભલેને બીજા ચાહે તે કરે, તેથી આપણને શું છે ? એતો દુનિયામાં નરને નારાયણ તે એકજ ! હરીને હર તે એકજ તેમ આપણુ બન્નેનું જોડલું તે એકજ. એ નથી કદી છૂટનાર કે નથી કોઇથી તૂટનાર, પણ વહાલા ! આપણા ચડતાના માર્ગ પર આ કાર્યથી

કાંટાનું વૃક્ષ રોપાયું છે. માટે તેના કાંટા ન વાગે તેવી સંભાળ રાખશો. આપણી આશાનાં વેગ આડે પાળ બાંધવામાં આવે છે, માટે અટકી જવું ન પડે તેની સંભાળ રાખશો. મીઠાં સરોવરમાં તરતાં પ્રાણીઓને સપડાવવાની જાળ પથરાઇ છે. તેમાં સપડાઈ ન જવાની સંભાળ રાખશો. ભીમસેને જરાસંધને મારી તેના શરીરના બે ભાગને છુટા પાડવા વચ્ચે શીવલીંગને ગોઠવ્યો, તેમ આપણને છુટા પાડવાને આપણી વચ્ચે આ ગોઠવેલાં કાર્યથી છુટાં નહી પડી જવાની સંભાળ રાખશો અને વહાલા! **गतं न शोचामि** તેમ હવે થઈ ગઇ વાત ઉપર ઘણો શોચ ન કરતાં હવે ભવિષ્ય માટેની સભાળ રાખશો.

**લી. વીરહીણી ભાનુ.**

ચીનુભાઇ ઝપાટાબંધ કાગળ વાંચી, ગયો. ફરી વાર વિચાર પૂર્વક વાંચ્યો. ભાનુના કાગળથી તેને ઘણી હિંમત આવી. ભાનુમતિનો મનોભાવ તેના જાણવામાં આવ્યો. હવે તેનું ચિત્ત પ્રસન્ન થયું મન સાથે વિચાર કરી બોલવા લાગ્યો કે, અહા! કેવી પ્રેમ વાત્સલ્ય છે? કેવી ડાહી છે? અરે! બિચારીને મારી માજીનાં અવિચારી કૃત્યથી કેવું દુઃખ થયું? તેનાં માજીનો જીવ કેટલો કચવાયો? ખરેખરૂ! મારાં માજીએ ઘણુંજ ખોટું કર્યું. પણ હશે મારે તેની સાથે શું લાગેવળગે છે? એતો જેમ ભાનુએ જણાવ્યું તેમ તે કાર્યથી હું અગલ. હું ને ભાનુ તે એક. અમે બે એકત્રતાનું પુતળું! હું ભાનુને કદી પણ દુઃખી જોવા રાજી નથી હું તેને કદી પણ દુઃખી થવા દઇશ નહિ, એ મ્હારી ને હું એનો. ભલે, મારાં માજી તે કૃત્ય કરીને રાજી થયાં. પણ વખત આવ્યે તે થઇ રહેશે.

આમ બોલતો કોચમેનને ગાડી ઘર તરફ લેવા કહી તે પોતાને ઘેર આવ્યો.




---

**બીજા ભાગને માટે ત્વરાથી નામ નોંધાવો.**

# અગાઉથી ગ્રાહક થનારાઓનાં મુબારક નામની ટીપ.

| | | |
|---|---|---|
| ૫૦ | રા. રા. શેઠ ખેરાજભાઇ બોઘાભાઇ લાદીવાળા | મુંબઇ |
| ૫૦ | રા. રા. શેઠ જીવણજી ડાહ્યાભાઇ દેસાઇ | કરાંચી |
| ૨૫ | રા. રા. શેઠ ગુલાબચંદ દેવચંદ ઝવેરી | મુંબઈ |
| ૨૫ | રા. રા. શેઠ દોલતચંદ અમીચંદ ઝવેરી | „ |
| ૨૫ | રા. રા. શેઠ ત્રીભુવનદાસ વીઠલદાસ ભગત | „ |
| ૨૫ | રા. રા. શેઠ રણછોડદાસ ગોરધનદાસ | „ |
| ૨૫ | રા. રા. શેઠ મુળજીભાઇ આશારામ ઓઝા | „ |
| ૨૫ | રા. રા. શેઠ છબીલદાસ લક્ષ્મીદાસ ભીમજી | „ |
| ૨૫ | રા. રા. દેસાઇ મકનજી ડાહ્યાભાઇ | કઠોર |
| ૧૦ | રા. રા. શેઠ નરોતમદાસ મગનલાલ શાહ | મુંબઇ |
| ૧૦ | રા. રા. શેઠ રામચંદ્ર માધવરામ ભટ | „ |
| ૧૦ | રા. રા. ડાહ્યાભાઇ નીચ્છાભાઇ દેસાઇ | „ |
| ૧૦ | રા. રા. વિનાયક પુરૂષોતમ પુરાણીક | „ |
| ૫ | રા રા. ઠા. ગોવીંદજી જીવણદાસ ઘાસવાળા | „ |
| ૫ | રા. રા. ઠા. વલભદાસ ખેરાજ | „ |
| ૫ | રા. રા. વી. ડી. દેસાઇ | „ |
| ૫ | રા. રા. રૂઘનાથજી ડી. દેસાઇ | „ |
| ૫ | રા. રા. પરાગજી વસનજી દેસાઇ | નરડાના |
| ૫ | રા. રા. હરીભાઇ ભગવાન દેસાઇ | સુરત |
| ૫ | રા. રા. ભીમભાઇ દાજીભાઇ દેસાઇ | મુંબઈ |
| ૨ | રા. રા. મણીલાલ કૃષ્ણારામ પંડયા | રનાળા |
| ૧ | રા. રા. ઠા. લીલાધર લાલજી | „ |
| ૧ | રા. રા. ઠા. વલભદાસ વાલજી | „ |
| ૧ | રા. રા. ઠા. મુળજી કલ્યાણજી | „ |
| ૧ | રા. રા. શેઠ પુનમચંદ તુલસીરામ | „ |
| ૧ | રા. રા. ખંડુભાઇ ભગવાનજી | સુંવાલી |
| ૧ | રા. રા. ડાહ્યાભાઈ નાગરજી | સુલતાનપોર |
| ૧ | પાઠક ભોળાનાથ અરજુનલાલ | મુંબાઈ |

# શેઠ દેવચંદ લાલભાઈ જૈન પુસ્તકોદ્ધાર ફંડ.

| તૈયાર વેચવાના પ્રાચીન અંકો | | કીંમત. |
|---|---|---|
| ૧૦ | ધી યોગફીલોસોફી અંગ્રેજી | ૦—૫—૦ |
| ૧૩ | ધી કર્મ ફીલોસોફી અંગ્રેજી | ૦—૫—૦ |
| ૧૪ | કાવ્ય મહોદધિ મૌક્તિક ૧ લું (ગુજરાતી રાસાઓ) | ૦—૧૦—૦ |
| ૧૬ | શાસ્ત્રવાર્તા સમુચ્ચય, ઉપાધ્યાય ટીકા | ૨—૦—૦ |
| ૧૮ | કલ્પસૂત્રમૂલ કાલિકાચાર્ય કથાસુક્ત | ૦—૮—૦ |
| ૨૦ | કાવ્ય મહોદધિ મૌક્તિક ૨ જું (ગુજરાતી રામાયણ) | ૦—૧૦—૦ |
| ૨૧ | ઉપદેશરત્નાકર કર્તા મુનિ સુંદર સૂરિ | ૧—૪—૦ |
| ૨૨ | કાવ્ય મહોદધિ મૌક્તિક ૩ જું (ગુજરાતી રાસાઓ) | ૦—૧૦—૦ |
| ૨૪ | ષટ્પુરૂષ ચરિત્ર, શ્રી ક્ષેમંકર કૃત. | ૦—૨—૦ |
| ૨૫ | સ્થૂલભદ્ર ચરિત્ર, કર્તા શ્રી જયાનંદ | ૦—૨—૦ |
| ૨૬ | ધર્મ સંગ્રહ પૂર્વાર્ધ માનવિજય કૃત | ૧—૦—૦ |
| ૨૭ | સંગ્રહણી સૂત્ર વૃત્તિકાર શ્રીદેવભદ્ર | ૦—૧૨—૦ |
| ૨૮ | ઉપદેશસતક સમ્યકત્વ પરીક્ષા વિબુધવિમલકૃત | ૦—૨—૦ |
| ૨૯ | શ્રી લલિત વિસ્તરા ચૈત્ય વંદન વૃત્તિ | ૦—૮—૦ |
| ૩૦ | કાવ્ય મહોદધિ મૌક્તિક ૪ થું (શત્રુંજય રાસ) | ૦—૧૨—૦ |
| ૩૧ | અનુયોગ દ્વારસૂત્ર ૧ લો ભાગ (ખલાસ) | |
| ૩૨ | કાવ્ય મહોદધિ મૌક્તિક ૫ મું (હીરસૂરિરાસો.) | ૦—૧૮—૦ |
| ૩૩ | ઉત્તરાધ્યયન સૂત્ર ૧ લો ભાગ ૪ અધ્યયન | ૧—૫—૦ |
| ૩૪ | મલયા સુંદરી ચરિત્ર જયતિલકકૃત | ૦—૭—૦ |
| ૩૫ | સમ્યક્ત્વસપ્તતિ શ્રી સંઘતિલકકૃત | પ્રેસમાં |
| ૩૬ | ઉત્તરાધ્યયન સૂત્ર બીજો ભાગ ૨૩ અધ્યયન | ૧—૧૨—૦ |
| ૩૭ | અનુયોગદ્વારસૂત્ર ૨ જો ભાગ સંપૂર્ણ ગ્રન્થ | ૧—૦—૦ |
| ૩૮ | ગુણસ્થાનક્રમારોહ રત્નશેખરસૂરિકૃત | ૦—૨—૦ |
| ૩૯ | ધર્મ કલ્પદ્રુમ, ઉદયધર્મ ગણિકૃત | પ્રેસમાં |

ઘરાકોએ મંગાવતી વખતે બાજુમાં લખેલા ક્રમ અંકો લખવા. નહિ તો પહેલા બીજા એમ ભાગોમાં ભૂલ થવાથી અમે જોખમદાર નથી. તેમજ જેઓ પાસે પહેલા ભાગો હોય તેમણે બીજા ત્રીજા ભાગો પણ બહાર પડેથી સત્વર મંગાવી લેવા. તેમ નહી થશે તો ઘરાકો પાસે તે પુસ્તકો ખંડિત રહી જશે. જેમકે અંક ૩૧ મો અનુયોગદ્વાર ૧લો ભાગ ખલાસ થઇ ગયો છે

**શા. માનચંદ વેલચંદ.**

C/o **શેઠ દેવચંદ લાલભાઇ ધર્મશાળા.**

બડેખાં ચકલો ગોપીપુરા—**સુરત.**

બાકી તમામ પત્રવ્યવહાર ઝવેરી બજાર—**મુંબઇ.**

